અનુવાદક — અતુલ સવાણી

**В. Г. Афанасьев**

ОСНОВЫ ФИЛОСОФСКИХ ЗНАНИЙ

*на языке гуджарати*




સોવિયેત સંઘમાં મુદ્રિત

$A\frac{10503-526}{014(01)-81}748-81$ 0302020200

## અનુક્રમણિકા



1*

પ્રકરણ ૭

**ભૌતિકવાદી દ્વંદ્વવાદના પ્રવર્ગો** 

પ્રકરણ ૮

**દ્વંદ્વાત્મક ભૌતિકવાદના જ્ઞાનનો સિદ્ધાંત** 

## વાચકોને

આ પુસ્તકનો ઉદ્દેશ માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાનનો અભ્યાસ શરૂ કરનારાઓને મદદ પૂરી પાડવાનો છે.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના અભ્યાસથી શો લાભ થાય છે?

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન **આસપાસના જગત વિશે, તેના વિકાસના નિયમો તથા તેને જાણવાની રીતો વિશે, માનવીના વિચારોની સુસંવાદી પદ્ધતિ** અંકિત કરે છે. એટલે તત્ત્વજ્ઞાનના અભ્યાસથી સુસંગત સમજણ સાંપડે છે કે જગત કેવું છે અને તેનો વિકાસ કેવી રીતે થાય છે, તેમાં માનવીનું સ્થાન શું છે, તેને જાણી લેવાનું તથા પલટાવી નાખવાનું માનવી માટે શક્ય છે કે નહિ, સમાજના જીવનમાં પરિવર્તનો કેમ થાય છે, તેની સંઘટનાની સર્વોત્તમ રીત કઈ છે, વગેરે.

આ સામાન્ય સવાલો કેવું અમલી મહત્ત્વ ધરાવે છે, અને માનવીના જીવન તથા કાર્યમાં સીધી સાનુકૂળ અસર કેવી રીતે પાડે છે?

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું અમલી મહત્ત્વ પારાવાર છે. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન માર્ક્સવાદ-લેનિનવાદનું ઘટક છે એટલે પ્રકૃતિ, સમાજ, તથા ચિંતનના વધારે સામાન્ય નિયમોને પ્રકાશમાં આણીને, તેમ જ સમાજવાદી ક્રાંતિની અને સમાજવાદ તથા સામ્યવાદના વિજયની આવશ્યકતા તથા અનિવાર્યતા સાબિત કરીને, સમગ્ર પ્રગતિશીલ પરિબળોને, માનવજાતિના બહેતર ભવિષ્ય માટેના સંઘર્ષમાં, અમૂલ્ય સહાય પૂરી પાડે છે.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન પ્રકૃતિ અને સમાજની ખરેખરી વૈજ્ઞાનિક સમજણ પૂરી પાડે છે એટલે તેમના ક્રાંતિકારી રૂપાંતરનું જોરદાર સાધન બની રહે છે.

કેવળ સર્વહારા વર્ગ તથા તેની પાર્ટીને જ જગત વિશે સાચું જ્ઞાન હાંસલ કરી લઈને તેનું ક્રાંતિકારી રૂપાંતર કરવાની ઉત્સુકતા હોય છે. એટલે જ,

મૂડીવાદની સામે અને સમાજવાદ તથા સામ્યવાદ માટે સર્વહારા વર્ગના સંઘર્ષમાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદ તેના સૈદ્ધાંતિક વૈચારિક હથિયાર તરીકે ઉદય પામ્યો અને વિકસી રહ્યો છે. **માર્ક્સવાદનું** તત્ત્વજ્ઞાન **સર્વાંશે ક્રાંતિકારી** છે. તે અચળ સામાજિક પદ્ધતિઓને કે ખાનગી મિલકતના સનાતન આધારોને માન્ય નથી કરતું, અને સૈદ્ધાંતિક રીતે પુરવાર કરી આપે છે કે મૂડીવાદની નાબૂદી તથા નૂતન, સમાજવાદી, સામ્યવાદી સમાજનો વિજય અનિવાર્ય છે.

મૂળગામી સામાજિક પરિવર્તન અને મૂડીવાદમાંથી સામ્યવાદમાં માનવજાતિના સંક્રમણના આપણા યુગમાં, માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનની ઉસ્તાદી હાંસલ કરી લેવાની બાબત ખાસ મહત્ત્વની છે. એથી માર્ક્સવાદી પાર્ટીઓને આપણા યુગના બહુ અટપટા સંજોગોમાં ખરો માર્ગ ખોળી કાઢવામાં, વસ્તુગત પરિસ્થિતિના વૈજ્ઞાનિક પૃથક્કરણ મારફત અત્યંત મહત્ત્વનાં કર્તવ્યો નિર્ધારિત કરવામાં તથા તેમને પાર પાડવાની એકદમ અસરકારક રીતો ઘડી કાઢવામાં, મદદ મળે છે. "માર્ક્સવાદી રાજકીય પાર્ટી સવાલોનું પરીક્ષણ દ્વંદ્વવાદ અને ભૌતિકવાદના આધારે ન કરે તો પરિણામે એકપક્ષી તથા ભાવલક્ષી વલણ અપનાવવામાં આવે, માનવીય ચિંતન થંભી જાય, વાસ્તવિક જીવનથી અલગ પડી જવાય અને વસ્તુઓ તથા પરિઘટનાઓના સમુચિત પૃથક્કરણની શક્તિ ખતમ થઈ જાય, સુધારણાવાદી તથા મતવાદી ભૂલો થાય અને રાજકારણમાં ગલતીઓ થાય. અમલી કામગીરીમાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદ લાગુ કરવાની અને પાર્ટીના કાર્યકરોને તથા બહોળા લોકસમુદાયોને માર્ક્સવાદ-લેનિનવાદની ભાવનાની કેળવણી આપવાની બાબતોમાં કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓનાં તાકીદનાં કર્તવ્યો અંકિત છે."*

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન જગતને જાણવા તથા પલટાવી નાખવાનું જોરદાર સૈદ્ધાંતિક સાધન છે, પરંતુ એટલી શરતે કે તેને **સર્જનાત્મક રીતે અને તેના નિયમો તથા સિદ્ધાંતોની ક્રિયાના વાસ્તવિક ઐતિહાસિક સંજોગોને ચોકસાઈથી લક્ષમાં લઈને**, લાગુ કરવામાં આવે. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનની ઉસ્તાદી હાંસલ કરવામાં, ખાલી તેનાં વિધાનો તથા નિષ્કર્ષો ગોખીને મોઢે કરી લેવાનું પૂરતું નથી, તેના સત્ત્વને સમજી લેવાનું જરૂરી છે અને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદના ક્રાંતિકારી સંઘર્ષનાં વાસ્તવિક કર્તવ્યોને પાર પાડવાની અમલી પ્રવૃત્તિમાં તેને લાગુ કરતાં શીખી લેવાનું જરૂરી છે.

---

*'શાંતિ, લોકશાહી, અને સમાજવાદનો સંઘર્ષ', મોસ્કો, ૧૯૬૩, પૃષ્ઠ ૧૫.

લોકો યુગો યુગોથી સામ્યવાદનું સ્વપ્ન સેવતા હતા, એવા નૂતન સમાજની ઝંખના કરતા હતા કે જેમાં શોષણ તથા જાતજાતના જુલમને નાબૂદ કરી નાખવામાં આવ્યાં હોય, શ્રમજીવી માનવી પોતાના હાથ અને બુદ્ધિ વડે સર્જાયેલી તમામ વસ્તુઓનો પૂરો ઉપયોગ કરતો હોય, અને મહેનતકશ લોકોના વિશાળ સમુદાયનો દરેક સભ્ય વસ્તુગત સમાનતા, સુખ અને સમૃદ્ધિની જિંદગી માણતો હોય. સામ્યવાદ સ્વપ્ન મટીને ઐતિહાસિક વિકાસની નિકટવર્તી સંભાવના બની ગયો, આપણા સમય તથા યુગનું શ્રેષ્ઠ પરિબળ બની ગયો, તે પહેલાં માનવજાતિને ભીષણ સંઘર્ષ, ગૌરવમય વિજયો, તથા ટૂંકા ગાળાની પીછેહઠોનો લાંબો અને કઠિન પંથ કાપવો પડ્યો હતો. સોવિયેત લોકો માટે તો સામ્યવાદ તાત્કાલિક ભવિષ્યની બાબત છે, અને સોવિયેત સંઘની પ્રજાઓનો સુઘટ પરિવાર હાલ તેના નિર્માણની અમલી જહેમતો કરી રહ્યો છે.

સામ્યવાદના વિજયના સંઘર્ષમાં ભૌતિક તથા ટેકનિકલ આધારના સર્જન અને સામ્યવાદી સામાજિક સંબંધોના ઘડતર ઉપરાંત, માનવીય વ્યક્તિત્વનો સર્વાંગી તથા સુસંવાદી વિકાસ પણ સામેલ છે. પરંતુ તેને માટે જરૂરી છે કે સમાજના સભ્યે પોતાના ક્ષેત્રનો વિશેષજ્ઞ હોવા ઉપરાંત બીજાં ગુણલક્ષણો પણ કેળવવાં જોઈએ. માનવીય જ્ઞાનના સમગ્ર સંચયની ઉસ્તાદી હાંસલ કરી લેવાની બાબત મહત્ત્વની છે, અને તેને અમલી પ્રવૃત્તિમાં લાગુ કરતાં શીખી લેવાની બાબત એથીયે વધારે મહત્ત્વની છે. દરેક વ્યક્તિએ વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણ કેળવી લેવો જોઈએ, જેથી તેના વર્તનમાં, કાર્યમાં, તથા જીવનમાં સામ્યવાદી વિચારો અને સામ્યવાદી કૃત્યોનો જીવંત સમન્વય સધાય. વર્તમાન સંજોગોમાં **તમામ સોવિયેત મહેનતકશ લોકોએ**, દાર્શનિક, આર્થિક, તથા સામાજિક-રાજકીય વિચારોની સુસંગત પદ્ધતિ અંકિત કરતા માર્ક્સવાદ-લેનિનવાદના આધારે, વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણ કેળવી લેવાની બાબત પરમ મહત્ત્વની છે.

માર્ક્સવાદનું તત્ત્વજ્ઞાન સામ્યવાદનું નિર્માણ કરનારાઓને, વિશ્વ વિકાસનો ક્રમ તથા સંભાવનાઓ સમજવામાં, અને પોતાના દેશની અંદર તેમ જ દુનિયાના બીજા દેશોમાં બનતી ઘટનાઓનું ખરું મૂલ્યાંકન કરવામાં, મદદગાર બને છે અને ક્રાંતિકારી ધ્યેયના ઇનસાફી સ્વરૂપની, તેમ જ આખી દુનિયામાં સમાજવાદ તથા સામ્યવાદના વિજયની અનિવાર્યતાની, ખાતરી કરાવે છે. તે લોકોને પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી વિચારસરણી તથા ભૂતકાળના અવશેષો સામે સંઘર્ષ લડવા એકત્રિત કરે છે, સામ્યવાદના સફળ નિર્માણના પંથે

મુશ્કેલીઓને પારખી કાઢવા તથા પહોંચી વળવામાં મદદ કરે છે, અને સામ્યવાદી રીતે જીવન જીવતાં તથા કામ કરતાં શીખવે છે.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન માનવીને વ્યાપક તથા સાચા વિશ્વ દૃષ્ટિકોણની કેળવણી, અને નજીવી લાગતી બાબતોનો મર્મ કળી લેવાની તાલીમ, આપે છે. તે ચિંતનને પ્રવેગ આપે છે, વધારે મુક્ત અને વેધક બનાવે છે, બંધિયાર દશા તથા ચીલાચાલુ રીતોનું વિરોધી બનાવે છે, અને માનવીમાં નૂતનની બહુમૂલ્ય સમજણ સીંચે છે. આ બાબત અત્યંત મહત્ત્વની છે કારણ કે અપૂર્વ વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિના અને પરમાણુને નાથી લેવાના આપણા યુગમાં, વીજળી તથા સ્વચાલિત પદ્ધતિઓના અને અવકાશી અન્વેષણના આપણા યુગમાં, વેધક અને બાહોશ માનસ વગર ચલાવી લેવાનું અશક્ય છે.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન વિજ્ઞાનીને પરીક્ષણોમાં ખરો માર્ગ બતાવે છે. તે લેખક તથા કલાકારના સર્જન પ્રયાસોમાં દીવાદાંડી બની રહે છે, અને તેમને આપણા યુગની મહત્તાનું, તેમ જ નૂતન જીવનના નિર્માણમાં સોવિયેત જનતાનાં તથા બીજા દેશોની પ્રજાઓનાં શાનદાર કૃત્યોનું, ગહન તથા ઝળકતું ચિત્રણ કરવામાં મદદગાર બને છે.

સઘળા દેશોના પ્રગતિશીલ તરુણ લોકો માટે માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનો અભ્યાસ આવશ્યક છે કારણ કે એથી તેમને રાજકીય વિકાસ સાધવામાં અને રાષ્ટ્રીય તથા સામાજિક જુલમ સામે સંઘર્ષમાં ઈમાનદારી, અડગતા, અને હિંમત કેળવવામાં મદદ મળે છે. તેજસ્વી સામ્યવાદી ભવિષ્યનું નિર્માણ એવાં ગુણલક્ષણો વગર અશક્ય છે.

ટૂંકમાં, જે લોકો રાષ્ટ્રીય મુક્તિ અને સામાજિક પ્રગતિ માટે લડતા હોય, સમાજવાદ તથા સામ્યવાદનું નિર્માણ કરતા હોય, સત્યને શોધતા હોય, અને વિશ્વનાં તથા જીવનનાં રહસ્યોને પ્રકાશમાં આણવા માગતા હોય, તેમણે અજેય માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતની અને તેના ચેતનમય તત્ત્વજ્ઞાનની ઉસ્તાદી હાંસલ કરી લેવી જોઈએ.

પશ્ચિમમાં ઉપજાવી કાઢવામાં આવેલી જાતજાતની શૂન્યવાદી વૈચારિક વિભાવનાઓને જીવનના અનુભવે નકારી કાઢી છે. એ વિભાવનાઓ અનુસાર, હાલ કાં તો વૈજ્ઞાનિક અનુભૂતિ તથા અમલી પ્રવૃત્તિમાં તત્ત્વજ્ઞાન વિચારસરણીની ભૂમિકા તથા મહત્ત્વ સામાન્ય રૂપે ઓસરી રહ્યાં છે, અથવા વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિ દરમિયાન, વિજ્ઞાનના ગણિતીકરણના પરિણામે અને સાઇબરનેટિક્સ તથા મોડેલ-રચનાની રીતો પ્રચલિત બનવાથી, તમામ વૈચારિક સમસ્યાઓ

તથા પ્રબોધનું આપોઆપ "નિવારણ" થઈ રહ્યું છે, અથવા માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન નવી સિદ્ધિઓ, આધુનિક પ્રકૃતિ વિજ્ઞાનની નવી સમસ્યાઓ, વગેરેનો "પડકાર" ઝીલવા "અશક્ત" સાબિત થઈ રહ્યું છે.

વાસ્તવમાં દાર્શનિક જ્ઞાનનાં રૂપલક્ષણો જ એવી મુલવણીઓને રદિયો આપે છે કારણ કે તેનાં મૂળ ખુદ સામાજિક વિકાસની આવશ્યકતાઓમાં જ છે, અને તેની કામગીરી સનાતન મૂલ્યો તથા સમસ્યાઓને પારખવાની તથા વિકસાવવાની છે — દાખલા તરીકે, જગત સંબંધી, તેના ભૂતકાળ તથા ભવિષ્ય સંબંધી, વધારે પ્રચલિત સાર્વત્રિક વિભાવનાઓ, જીવન, અનુભૂતિ, તથા અમલી પ્રવૃત્તિનાં અધિક સામાન્ય મૂળતત્ત્વો તથા સિદ્ધાંતો, માનવીય અસ્તિત્વ, સામાજિક પ્રગતિ, અને માનવજાતિના વિકાસનો મર્મ, વગેરે.

દાર્શનિક જ્ઞાન કંઈ નવરા શોખીનોના વિચાર-વિલાસની પેદાશ નથી. એ તો વૈજ્ઞાનિક તથા સામાજિક પ્રગતિના પંથે નિતનવી સિદ્ધિઓને, વિવિધ વર્ગોના આદર્શો તથા વિશ્વ દૃષ્ટિકોણને, જે તે દેશમાં તથા જે તે યુગમાં સામાજિક આંતરવિરોધો તથા ઘર્ષણોને, પ્રતિબિંબિત કરતું સામાજિક ચેતનાનું રૂપ છે. એટલે જ કાર્લ માર્ક્સે તત્ત્વજ્ઞાનને સંબંધિત યુગના "બૌદ્ધિક સત્ત્વ" તરીકે, "સંસ્કૃતિના પ્રાણભૂત હાર્દ" તરીકે ગણાવ્યું છે.*

સોળમું વિશ્વ તત્ત્વજ્ઞાન સંમેલન ૧૯૭૮માં ડુસ્સેલડોર્ફ ખાતે ભરવામાં આવ્યું હતું. તેમાં ઘણા દેશોના ગણિતશાસ્ત્રીઓ, ભૌતિકવિજ્ઞાનીઓ, રસાયણ-વિજ્ઞાનીઓ, ખગોળશાસ્ત્રીઓ, તથા જીવવિજ્ઞાનીઓને આવરી લેતા એક હજારથી વધારે વિજ્ઞાનીઓએ ભાગ લીધો હતો. સંમેલનનો મુખ્ય વિષય હતો — 'તત્ત્વજ્ઞાન અને આધુનિક વિજ્ઞાનની વૈચારિક સમસ્યાઓ'. એ વિષયની પસંદગીમાં, વાસ્તવિક પ્રકૃતિ તથા સમાજ વિજ્ઞાનોના સંબંધમાં તત્ત્વજ્ઞાનના મહત્ત્વ અંગેની સમજણ, તેમ જ તત્ત્વજ્ઞાનને પ્રકૃતિ વિજ્ઞાનોના મુકાબલામાં ખડું કરી દેવાના વલણની નિરાધારતાને માન્યતા, અંકિત હતી અને વૈચારિક શૂન્યવાદની નાદારી સ્પષ્ટ રૂપે નિર્દેશિત હતી.

હકીકતમાં, સંમેલનમાં થયેલી ચર્ચાવિચારણાઓ મુખ્ય વિષયની સીમાઓને પાર કરીને ખૂબ આગળ નીકળી ગઈ હતી. તેમાં આધુનિક વિજ્ઞાન તેમ જ સામાજિક જીવનની મૂળભૂત વૈચારિક સમસ્યાઓનું પરીક્ષણ પણ કરવામાં

---

*કાર્લ માર્ક્સ, 'કોલનીશે ત્સાઈતુંગના' અંક ૧૭૯માં મુખ્ય લેખ, કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧, પૃષ્ઠ ૧૯૫.

આવ્યું હતું, આપણા યુગનાં દાર્શનિક અર્થઘટનો તેમ જ બે વિરોધી વિશ્વ પદ્ધતિઓ — સમાજવાદ અને મૂડીવાદ — વચ્ચે સંઘર્ષના સંજોગોમાં માનવજાતિના વિકાસની સંભાવનાઓ અને એ બે પદ્ધતિઓના શાંતિમય સહઅસ્તિત્વની સમસ્યાઓ અંગે વિચારણા કરવામાં આવી હતી.

જીવનનો અનુભવ બતાવે છે કે જગતમાં ક્રાંતિકારી રૂપાંતરોની જટિલતા અને વેગ વધી રહ્યાં હોવાથી, વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિ વધારે ઝડપી બની રહી હોવાથી અને તેનાં સામાજિક પરિણામોનો પ્રભાવ વધી રહ્યો હોવાથી, સામાજિક વિકાસ તથા વૈજ્ઞાનિક અનુભૂતિની મૂળભૂત સમસ્યાઓ તથા રૂપરચનાઓની તેમ જ માનવીની બૌદ્ધિક તથા વાસ્તવિક પ્રવૃત્તિઓની દાર્શનિક ફેરવિચારણા અનિવાર્ય બની ગઈ છે.

# ઉપોદ્ઘાત

## પ્રકરણ ૧

## વિજ્ઞાન તરીકે તત્ત્વજ્ઞાન

બીજા કોઈ વિજ્ઞાનની જેમ માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન પણ આગવું વિષય-વસ્તુ ધરાવે છે. પરંતુ તેની છણાવટ કરતાં પહેલાં આપણે માર્ક્સવાદી તથા બીજાં બધાં તત્ત્વજ્ઞાનોમાં ઉકેલવામાં આવેલી સમસ્યાઓનું પરીક્ષણ કરી લઈએ. મુખ્ય સમસ્યા બેશક **તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલની** છે.

### ૧. તત્ત્વજ્ઞાનનો મૂળભૂત સવાલ. ભૌતિકવાદ અને આદર્શવાદ વચ્ચેનો વિરોધ

**તત્ત્વજ્ઞાન** અત્યંત પુરાતન વિજ્ઞાનોમાંનું એક છે. ઇતિહાસમાં જોવા મળે છે કે જુદા જુદા ઐતિહાસિક સંજોગો તથા દેશોમાં અત્યંત વિવિધ સામાજિક વર્ગો તથા જૂથોએ ઘણી દાર્શનિક પદ્ધતિઓ વિકસાવી છે. એ સંખ્યાબંધ દાર્શનિક પદ્ધતિઓના જમેલામાં ખરી દિશા ખોળી કાઢવા માટે, તેમનું વૈજ્ઞાનિક મૂલ્ય જાણી લેવા અને દાર્શનિક ચિંતનના ઇતિહાસમાં દરેકનું સ્થાન નિર્ધારિત કરવા માટે, સૌથી પહેલાં જાણી લેવું જોઈએ કે અમુક દાર્શનિક પદ્ધતિમાં અથવા અમુક તત્ત્વજ્ઞાની તરફથી તત્ત્વજ્ઞાનનો મૂળભૂત સવાલ કેવી રીતે ઉકેલવામાં આવ્યો છે.

આપણે આસપાસના જગતનું નિરીક્ષણ કાળજીથી કરીએ તો જોવા મળશે કે તમામ વસ્તુઓ તથા પરિઘટનાઓ કાં તો **ભૌતિક** અથવા **વિચારમૂલક, માનસિક,** હોય છે. ભૌતિક પરિઘટનાઓ **વસ્તુગત**, એટલે કે **માનવીની ચેતનાની બહાર અથવા તેનાથી સ્વતંત્ર, અસ્તિત્વ ધરાવતી** દરેક બાબતને (પૃથ્વી પરની વસ્તુઓ તથા પ્રક્રિયાઓ, વિશ્વના અસંખ્ય પદાર્થો, વગેરે)

આવરી લે છે. બીજી તરફ, માનવીની **ચેતનામાં અસ્તિત્વ ધરાવતું** બધું અને તેની માનસિક પ્રવૃત્તિ બની રહેતું બધું (વિચારો, સંવેદનો, લાગણીઓ, વગેરે) વિચારમૂલક, માનસિક, બાબતોના ક્ષેત્ર જોડે સંબંધ ધરાવે છે.

ભૌતિક અને માનસિક બાબતો કેવી રીતે સંકળાયેલી હોય છે? માનસિકનો, વિચારમૂલકનો, ઉદય ભૌતિકમાંથી થાય છે કે પછી એથી ઊલટું બને છે? **એ જોડાણનું લાક્ષણિક સ્વરૂપ, ચેતનાનો હસ્તી જોડેનો સંબંધ, માનસિકનો ભૌતિક જોડેનો સંબંધ, તત્ત્વજ્ઞાનનો મૂળભૂત સવાલ બની રહે છે.**

ચેતનાનો હસ્તી જોડેનો સંબંધ તત્ત્વજ્ઞાનનો મૂળભૂત સવાલ છે કેમ કે તેના જવાબથી બીજી બધી દાર્શનિક સમસ્યાઓનો — જગતની એકતા, તેના વિકાસનું સંચાલન કરતા નિયમોનું સ્વરૂપ, જ્ઞાનનું સારતત્ત્વ અને જગતની અનુભૂતિ પામવાની રીતો, વગેરેનો — ઉકેલ નિર્ધારિત થાય છે. એટલે, તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલને પહેલાં ઉકેલી લીધા વગર દાર્શનિક પદ્ધતિનું સર્જન અને સમગ્ર રૂપમાં જગતનું ચિત્રણ અશક્ય છે.

આ સવાલનાં બે પાસાં છે. એક પાસું તો એવી સમસ્યાના ઉકેલનું છે કે **મુખ્ય શું છે**, પદાર્થ કે ચેતના, ચેતનાનું મૂળ પદાર્થમાં છે કે બાબત એથી ઊલટી છે. બીજું પાસું આવા સવાલનો જવાબ પૂરો પાડે છે: **જગતની અનુભૂતિ શક્ય છે ખરી?** માનવીની બુદ્ધિ પ્રકૃતિનાં રહસ્યોને ભેદી શકે અને તેના વિકાસના નિયમો જાણી શકે ખરી?

તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલના અંતસ્તત્ત્વનો વિચાર કરીએ તો સહેલાઈથી સમજવા મળે છે કે માત્ર બે જ તદ્દન વિરોધી અભિગમો શક્ય છે: મુખ્ય સ્થાન કાં તો પદાર્થને અથવા ચેતનાને આપવું. તત્ત્વજ્ઞાનમાં લાંબા સમય પહેલાં બે મૂળભૂત વલણો — ભૌતિકવાદ અને આદર્શવાદ — એ કારણે અસ્તિત્વમાં આવ્યાં.

**પદાર્થને મુખ્ય** અને ચેતનાને ગૌણ તથા પદાર્થમાંથી ઉદ્ભવ પામેલી ગણનારા તત્ત્વજ્ઞાનીઓ **ભૌતિકવાદી** છે. તેમનું ધોરણ એવું છે કે પદાર્થ સનાતન છે, તેનું સર્જન કોઈએ કદી કર્યું નથી, અને જગતમાં કોઈ જાતની અલૌકિક શક્તિઓ છે જ નહિ. ચેતનાની બાબતમાં તેઓ જણાવે છે કે એ તો પદાર્થના ઐતિહાસિક વિકાસની પેદાશ છે, અસાધારણ રૂપે જટિલ ભૌતિક પદાર્થનો, માનવીના મગજનો, ગુણધર્મ અંકિત કરે છે.

**"ભાવના" અથવા ચેતનાને મુખ્ય** ગણનારા તત્ત્વજ્ઞાનીઓ **આદર્શવાદી** છે. તેમનું ધોરણ એવું છે કે ચેતના પદાર્થની પહેલાં અસ્તિત્વમાં હતી, તેણે

પદાર્થને અસ્તિત્વમાં આણ્યો. અને અસ્તિત્વ ધરાવતા સર્વકંઈનો મુખ્ય આધાર ચેતના જ છે. આદર્શવાદીઓમાં એ બાબત અંગે ભાગલા પડી ગયા છે કે **કેવા પ્રકારની ચેતના** જગતનું "સર્જન કરે છે." કહેવાતા **આત્મનિષ્ઠ આદર્શવાદીઓનું** કથન એવું છે કે જગતનું "સર્જન" વ્યક્તિની — આત્માની — ચેતનાથી થયું છે. બીજી તરફ, **બાહ્યનિષ્ઠ આદર્શવાદીઓ** ભારપૂર્વક જણાવે છે કે જગતનું "સર્જન" કોઈ જાતની બાહ્ય ચેતના (પરમાત્મા) દ્વારા થયું છે. એ બાહ્ય ચેતનાને વિવિધ દાર્શનિક પદ્ધતિઓમાં કાં તો "નિરપેક્ષ વિચાર" અથવા "સર્વવ્યાપી સંકલ્પશક્તિ" તરીકે ગણાવવામાં આવી છે, પરંતુ સહેલાઈથી સમજી શકાય એમ છે કે તેમાં ઈશ્વરની પૂર્વધારણા સામેલ છે.

તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલના બીજા પાસાની વ્યાખ્યા વિશે તત્ત્વજ્ઞાનીઓના વિચારોમાં પણ એવાં જ વિભાજનો છે.

ભૌતિકવાદીઓ જાહેર કરે છે કે જગતને **જાણી લેવાનું શક્ય** છે. જગત વિશે માનવીનું જ્ઞાન વિશ્વાસપાત્ર છે, તેની બુદ્ધિ વસ્તુઓના આંતરિક સ્વરૂપ સુધી પહોંચી શકે છે અને તેમના સારતત્ત્વની અનુભૂતિ પામી શકે છે.

ઘણા આદર્શવાદીઓ **જગતને જાણી લેવાની શક્યતાને નકારે** છે. તેઓ અજ્ઞેયવાદીઓ તરીકે ઓળખાય છે. બીજા આદર્શવાદીઓ, જગતને જાણી લેવાની શક્યતા સ્વીકારતા હોય તોપણ, વાસ્તવમાં જ્ઞાનના સારતત્ત્વને વિકૃત બનાવી દે છે. તેઓ દાવો કરે છે કે માનવીને વસ્તુગત જગતની, પ્રકૃતિની, અનુભૂતિ નથી થતી પરંતુ ખુદ પોતાના વિચારોની, લાગણીઓની (આત્મનિષ્ઠ આદર્શવાદીઓ), અથવા રહસ્યવાદી "વિચારની", "વિશ્વ-આત્માની" (બાહ્ય નિષ્ઠ આદર્શવાદીઓ), અનુભૂતિ થાય છે.

## ભૌતિકવાદ અને આદર્શવાદ કોની સેવા બજાવે છે

વર્તમાન માર્ક્સવાદી રૂપમાં ભૌતિકવાદ પ્રગતિશીલ વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણ છે. તે જગતનું ખરું ચિત્રણ કરે છે તથા જગત સાચેસાચ જેવું છે તેવા રૂપમાં તેને રજૂ કરે છે, અને વિજ્ઞાનનો તથા માનવીની અમલી પ્રવૃત્તિનો સાચો સંગાથી છે, તેના આધારે ઉદય પામ્યો છે તથા વિકસી રહ્યો છે.

ભૌતિકવાદ હંમેશાં સમાજના અગ્રગામી વર્ગો તથા વિભાગોનો — લોકોનાં

સુખસગવડ વધારવાની, માનવજાતિની પ્રગતિ અને આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસની, ઉત્સુકતા ધરાવતા વર્ગો તથા વિભાગોનો – વિશ્વ દૃષ્ટિકોણ રહ્યો છે. ગુલામ-માલિકીના સમાજમાં લોકશાહીવાદી સ્તરોએ ઉમરાવ વર્ગ સામે, ગુલામ-માલિકોના ઉપલા સ્તર સામે, લડવા માટે ભૌતિકવાદનો ઉપયોગ કર્યો હતો. મૂડીવાદના ઉદયના ગાળામાં તે સામંતી હાકેમો તથા ધર્મસંસ્થા સામેની લડાઈઓમાં મૂડીદાર વર્ગનું વૈચારિક હથિયાર બની રહ્યો હતો. આજે ભૌતિકવાદ, સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતી તાકાતો સામેના સંઘર્ષમાં, માનવજાતિના પ્રગતિશીલ હિસ્સાનું જોરદાર હથિયાર છે.

આદર્શવાદ જગતના વૈજ્ઞાનિક અર્થઘટન જોડે ટકરાઈ રહ્યો છે. તે ધર્મની જેમ જ અલૌકિક શક્તિઓને જગતના ચિત્રના કેંદ્રમાં મૂકે છે અને તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં ધર્મનું ઢંકાયેલું સજાવટિયું રૂપ જ છે. કારણ દેખીતું છે: આદર્શવાદ જગતના દૈવી સર્જન સંબંધી ધાર્મિક કલ્પનાવિલાસને ગૂઢ દાર્શનિક શબ્દાડંબરના અંચળા વડે ઢાંકી દે છે. આદર્શવાદ ખાસ જોખમી બની રહે છે કારણ કે તે ધર્મની જેમ અંધશ્રદ્ધા પૂરતો જ સીમિત ન રહેતાં, વિજ્ઞાનનો સ્વાંગ ધારણ કરવા મથે છે અને માનવીની બુદ્ધિને કોરી ખાય છે.

આદર્શવાદ સદા સમાજની પ્રત્યાઘાતી તાકાતોને, પ્રગતિશીલ સામાજિક પરિબળો સામેના સંઘર્ષમાં, સહાયક બને છે. શોષકો મહેનતકશ લોકોને માનસિક ગુલામીમાં જકડી લેવા માટે, તેમ જ પોતાના વર્ચસ્વને વાજબી ઠરાવવા તથા વધારે જોરદાર બનાવવા માટે, આદર્શવાદ તથા ધર્મને ઉપયોગમાં લેવાની કોશિશ હંમેશાં કરતા રહ્યા છે. ઐતિહાસિક દૃષ્ટિએ મરવા પડેલી મૂડીવાદી પદ્ધતિ આજે પણ આદર્શવાદ તથા ધર્મના આધારે ટકી રહેવાની કોશિશ કરે છે.

ધર્મ નમ્રતાનો તથા તાબેદારીનો ઉપદેશ આપીને અને સ્વર્ગની લાલચ સામે ધરીને, મહેનતકશ લોકોનું ધ્યાન અગત્યની સામાજિક સમસ્યાઓ ઉપરથી, તેમ જ શોષણ તથા ગરીબી સામેની અને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદ માટેની લડત ઉપરથી, દૂર હઠાવી દે છે.

આદર્શવાદ પણ વાસ્તવમાં એમ જ કરે છે. તે જગતના વસ્તુગત અસ્તિત્વને નકારીને તથા માત્ર ચેતનાની પેદાશ ગણાવીને, લોકોની ભ્રમણાઓ તથા નૈતિક ઊણપોને, તમામ સામાજિક આંતરવિરોધો તથા દુખદર્દના, મૂડીવાદની તમામ બદીઓના, કારણ તરીકે જાહેર કરે છે. તે એવી રીતે, ધર્મની જેમ જ, મહેનતકશ લોકોનું ધ્યાન સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતની તાકાતો સામેની લડત ઉપરથી દૂર હઠાવી દે છે.

આદર્શવાદ અને ધર્મ પરસ્પર સંકળાયેલા છે, પરંતુ તેમને સાવ એકરૂપ ન ગણવા જોઈએ. કેટલાક આદર્શવાદીઓએ દાર્શનિક ચિંતનના વિકાસમાં અમુક ફાળો આપ્યો છે ખરો, પરંતુ સમગ્ર દૃષ્ટિએ જોતાં તેમણે સૌએ જગતનું વિકૃત ચિત્રણ કર્યું છે.

આદર્શવાદની નાદારી તો વિજ્ઞાન તથા અમલી પ્રવૃત્તિની સિદ્ધિઓના પરિણામે લાંબા સમય પહેલાં જાહેર થઈ ચૂકી છે. તેમ છતાં, આદર્શવાદી વિચારો મૂડીવાદી દેશોમાં હજી પ્રચલિત હોવાનું મુખ્ય કારણ એવું છે કે એથી શોષકોનાં વર્ગીય હિતો જળવાય છે. શોષક વર્ગોને ભૌતિકવાદ સામે લડવાના, અને મહેનતકશ લોકોને માનસિક ગુલામીમાં જકડી રાખવાના, સાધન તરીકે આદર્શવાદની જરૂર પડે છે. આદર્શવાદને દરેક રીતે ટેકો આપવાની તથા ફેલાવવાની તેમની પ્રવૃત્તિઓનો ખુલાસો એ હકીકતમાંથી મળી જાય છે.

સમાજવાદી સમાજમાં શોષકો હોતા જ નથી એટલે આદર્શવાદનો ઝંડો લહેરાવવા ઉત્સુક લોકો પણ નથી હોતા, અને તેને ફેલાવવાની કોશિશ કોઈ નથી કરતું. સમાજવાદી સમાજમાં વૈજ્ઞાનિક ભૌતિકવાદી વિશ્વ દૃષ્ટિકોણ પ્રવર્તિત હોય છે.

અમે બતાવ્યું કે તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલને ઉકેલવા કેવી રીત અપનાવવામાં આવે છે તેના આધારે તત્ત્વજ્ઞાનીઓમાં ભૌતિકવાદીઓ અને આદર્શવાદીઓ જેવા ભાગલા પડી ગયા છે. પરંતુ જગતનું ચિત્ર આલેખની વેળા દરેક તત્ત્વજ્ઞાની અનુભૂતિની ખાસ **પદ્ધતિ** અનિવાર્ય રીતે અપનાવે છે. તો પછી પદ્ધતિ એટલે શું?

## ૨. પદ્ધતિની વિભાવના
## દ્વંદ્વવાદ અને આધિભૌતિકવાદ

લોકો જ્ઞાન મેળવવાની પ્રક્રિયા અને અમલી પ્રવૃત્તિઓના સંબંધમાં ચોક્કસ લક્ષ્યો તથા કર્તવ્યો નિર્ધારિત કરી લે છે. પરંતુ લક્ષ્ય નિર્ધારિત કરવાનો અને કર્તવ્ય નિરૂપિત કરવાનો અર્થ એવો નથી કે તે સિદ્ધ પણ થઈ જ જાય. લક્ષ્યની સિદ્ધિનો ખરો માર્ગ અને કર્તવ્ય પાર પાડવાની અસરકારક પદ્ધતિઓ ખોળી કાઢવાની બાબત મહત્ત્વની છે. લક્ષ્યની સિદ્ધિનો માર્ગ, ચોક્કસ સિદ્ધાંતોની સમગ્રતા, અને સૈદ્ધાંતિક અભ્યાસ તથા અમલી પ્રવૃત્તિની રીતો — એ બધું મળીને **પદ્ધતિ** બને છે.

કોઈ પણ વાસ્તવિક અથવા વૈજ્ઞાનિક સમસ્યાને પદ્ધતિ વગર ન જ ઉકેલી શકાય. દાખલા તરીકે, આપણે કોઈ પદાર્થનું રાસાયણિક સંયોજન શોધી કાઢવું હોય તો સૌથી પહેલાં રાસાયણિક વિશ્લેષણની પદ્ધતિ બરાબર શીખી લેવી પડે, એટલે કે સમુચિત રાસાયણિક પ્રક્રિયકો વડે એ પદાર્થનું પરીક્ષણ કરતાં, વિઘટન કરતાં, તેનાં ઘટકોના ગુણધર્મો નિર્ધારિત કરતાં, વગેરે શીખી લેવું પડે. કોઈ ધાતુ ગાળવી હોય તો ગાળવાની ટેક્નોલોજી શીખી લેવી પડે, એટલે કે ધાતુકર્મીય ઉત્પાદનની પ્રક્રિયા જોડે સંકળાયેલા લોકોએ ઘડી કાઢેલી અમલી પદ્ધતિઓની ઉસ્તાદી હાંસલ કરી લેવી પડે.

ભૌતિક, જૈવિક, તથા બીજી પરિઘટનાઓના પરીક્ષણમાં પણ ચોક્કસ પદ્ધતિઓ એટલી જ આવશ્યક હોય છે. એ કારણે જ લોકો અમલી તથા સૈદ્ધાંતિક કાર્યની પદ્ધતિઓ ઘડી કાઢવામાં તથા બરાબર શીખી લેવામાં આટલો બધો સમય તથા જહેમતો લગાવે છે.

પદ્ધતિ કંઈ લોકોએ પરીક્ષણની પરિઘટનાઓને લક્ષમાં લીધા વગર આડેધડ પસંદ કરી લીધેલી સંશોધનની જુદી જુદી રીતોનું યંત્રવત્ એકત્રીકરણ નથી. પદ્ધતિનું નિર્ધારણ મોટે ભાગે એ પરિઘટનાઓનાં રૂપલક્ષણો તથા આંતરિક નિયમોના આધારે થાય છે. એટલે વિજ્ઞાન અથવા અમલી પ્રવૃત્તિના દરેક ક્ષેત્રમાં નિરનિરાળી આગવી પદ્ધતિઓ ઘડાય છે. દાખલા તરીકે, ભૌતિકવિજ્ઞાનની પદ્ધતિઓ રસાયણવિજ્ઞાનની પદ્ધતિઓથી નિરાળી હોય છે, રસાયણવિજ્ઞાનની પદ્ધતિઓ જીવવિજ્ઞાનની પદ્ધતિઓથી નિરાળી હોય છે.

વિવિધ વૈજ્ઞાનિક સિદ્ધિઓ અને માનવજાતિની અમલી પ્રવૃત્તિની સામાન્ય તારવણીના આધારે, વૈજ્ઞાનિક તત્ત્વજ્ઞાનમાં જ્ઞાનની આગવી પદ્ધતિ — **ભૌતિકવાદી દ્વંદ્વવાદની** પદ્ધતિ — વિકસાવવામાં આવી છે. એ પદ્ધતિ અને યથાર્થ વિજ્ઞાનોની પદ્ધતિઓ વચ્ચે એટલો ફરક છે કે તે પ્રકૃતિ, સમાજ, તથા ચિંતનનાં બધાં જ ક્ષેત્રોને સમજવાનો કીમિયો પૂરો પાડે છે, કેવળ વાસ્તવિકતાનાં અલગ અલગ ક્ષેત્રોને જ નહિ પરંતુ સમગ્ર રૂપમાં જગતને સમજવાનો કીમિયો પૂરો પાડે છે.

"દ્વંદ્વ" અર્થના પ્રાચીન ગ્રીક શબ્દનો અર્થ આરંભમાં વાદવિવાદોનું સંચાલન કરવાની અને વિરોધીઓની દલીલોમાંના આંતરવિરોધો છતા કરીને તથા ઉકેલીને સત્ય તારવી લેવાની આવડતનો હતો. આગળ જતાં તેનો ઉપયોગ વાસ્તવિકતાની અનુભૂતિ પામવાની પદ્ધતિ તરીકે થવા લાગ્યો. ઈતિહાસની વિવિધ કક્ષાઓએ વૈજ્ઞાનિક સિદ્ધિઓ તથા સમાજના વાસ્તવિક અનુભવના

આધારે દ્વંદ્વવાદ નિષ્કર્ષ તારવે છે કે જગત ગતિની, પુનરુત્પત્તિની, પુરાણાના લય અને નૂતનના ઉદયની, અંતહીન પ્રક્રિયા છે. એંગેલ્સે લખ્યું છે કે "તેની (દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાનની) દૃષ્ટિએ કશું નિરપેક્ષ હોતું જ નથી... તે દરેક વસ્તુની અને દરેક વસ્તુમાંની અનિત્યતાને જાહેર કરી દે છે; અસ્તિત્વમાં આવવાની અને લય પામવાની, નીચલી કક્ષાએથી ઊંચી કક્ષાએ નિરંતર ઉર્ધ્વગમનની, અવિરત પ્રક્રિયા સિવાય બીજું કશું તેની સામે ટકી શકે નહિ."* વધુમાં, વસ્તુઓ તથા પરિઘટનાઓમાં અંગભૂત આંતરિક આંતરવિરોધોને દ્વંદ્વવાદ ગતિ તથા વિકાસનું મૂળ ગણે છે.

વિકાસની પ્રક્રિયા, પુરાણાની સામે નૂતનનો સંઘર્ષ, અને નૂતનના વિજયની અનિવાર્યતા સમજાવીને દ્વંદ્વવાદ પ્રગતિશીલ સામાજિક પરિબળોને કાલગ્રસ્ત સામાજિક વ્યવસ્થાનો તથા પ્રત્યાઘાતી વર્ગ બળોનો સામનો કરવામાં મદદગાર બને છે. આપણા જમાનામાં દ્વંદ્વવાદ, કામદાર વર્ગના તથા તેની માર્ક્સવાદી પાર્ટીઓના હાથમાં, જગતની અનુભૂતિ તથા ક્રાંતિકારી રૂપાંતરનું જોરદાર સાધન છે.

**આધિભૌતિકવાદની** પદ્ધતિ ભૌતિકવાદી દ્વંદ્વવાદની વિપરીત છે.

આધિભૌતિકવાદી અભિગમની શરૂઆત પહેલાં પ્રકૃતિ વિજ્ઞાનોમાં થઈ હતી, અને ૧૭મી-૧૮મી સદીઓમાં તે તત્ત્વજ્ઞાનમાં પણ પ્રચલિત થઈ ગયો. એ સમયે આધિભૌતિકવાદ નૂતનના ઉદય તથા વિકાસને નકારતો હતો, અને ગતિને અવકાશમાં વસ્તુઓના સાદા વિસ્થાપન તરીકે ગણતો હતો. જબ્બર સામાજિક પરિવર્તન અને ભવ્ય વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિના યુગમાં વિકાસને નકારવાનું હવે શક્ય નથી રહ્યું એટલે વર્તમાન આધિભૌતિકવાદ વિકાસના સારતત્ત્વના ખોટા અર્થઘટનની દિશામાં વળી ગયો છે. હવે તે વિકાસનો અર્થ માત્ર ગુણાત્મક વૃદ્ધિ અથવા ક્ષય તરીકે, પહેલેથી હયાત વસ્તુના સાદા પુનરાવર્તન તરીકે, ઘટાવે છે, નૂતનના ઉદયને માન્ય નથી કરતો, અને આંતરિક આંતરવિરોધો વિકાસનું મૂળ હોવાના ખ્યાલને નકારે છે.

વિકાસના પ્રગતિશીલ સ્વરૂપને, નૂતન અને પુરાણા વચ્ચેના સંઘર્ષને, અને નૂતનના વિજયની અનિવાર્યતાને નકારવાના ધોરણમાં પ્રત્યાઘાતી બળોનાં હિતો

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની ચૂંટેલી કૃતિઓ, ત્રણ ગ્રંથની આવૃત્તિ, ગ્રંથ ૩, પૃષ્ઠ ૩૩૯.

વ્યક્ત થાય છે, એ બળો તેનો ઉપયોગ પ્રગતિશીલ સર્વકંઈની સામે લડવા માટે કરે છે. દાખલા તરીકે, સુધારણાવાદીઓ તેનો ઉપયોગ કરીને વર્ગસંઘર્ષ, સમાજવાદી ક્રાંતિ, તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીને તિલાંજલિ આપી દે છે. અને શોષકો તથા શોષિતો વચ્ચે સામાજિક સુમેળનો તેમ જ મૂડીવાદ શાંતિમય વિકાસ પામીને સમાજવાદમાં પલટાઈ જવાના ખ્યાલનો ઉપદેશ આપતા રહે છે. આધિભૌતિકવાદ મતવાદનો સૈદ્ધાંતિક આધાર પણ બની રહે છે. મતવાદીઓ જગતમાં થઈ રહેલાં ગહન પરિવર્તનો સામે આંખો મીચી દે છે અને પ્રાણભૂત વર્તમાન સમસ્યાઓને ઉકેલવાની કોશિશ, સતત પલટાતા ઐતિહાસિક સંજોગોને લક્ષમાં લીધા વગર જ કરતા રહે છે.

દ્વંદ્વવાદની સચ્ચાઈ રોજિંદી જિંદગી, વિજ્ઞાન, તથા વ્યવહારમાં સાબિત થાય છે. તેનું ચૈતન્ય સમાજના વર્તમાન વિકાસથી નિર્વિવાદ રૂપે પ્રદર્શિત થઈ ગયું છે. સોવિયેત સંઘમાં વિકસિત સમાજવાદી સમાજનું નિર્માણ અને સામ્યવાદી નિર્માણ સંબંધી પ્રગતિ, સમાજવાદની પ્રબળ વિશ્વ પદ્ધતિની સ્થાપના, અને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદનાં પરિબળોની એકધારી વૃદ્ધિ માર્ક્સવાદી દ્વંદ્વવાદના સિદ્ધાંતોના વિજયની પ્રતીતિજનક સાબિતી પૂરી પાડે છે.

આપણે ભૌતિકવાદ અને દ્વંદ્વવાદનો સામાન્ય ખ્યાલ મેળવી લીધો છે એટલે હવે માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના વિષય-વસ્તુનું, અર્થાત્ દ્વંદ્વાત્મક અને ઐતિહાસિક ભૌતિકવાદનું, નિરૂપણ કરી શકીએ.

## ૩. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું વિષય-વસ્તુ

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના વિષય-વસ્તુના નિરૂપણથી આપણને જાણવા મળે છે કે તેમાં પરીક્ષવામાં આવતી સમસ્યાઓનો વ્યાપ કેવો છે અને તે બીજાં વિજ્ઞાનોથી કઈ રીતે જુદું પડે છે.

તત્ત્વજ્ઞાનનું વિષય-વસ્તુ વિકાસની લાંબી સદીઓના આખા ગાળા દરમિયાન સતત પલટાતું રહ્યું છે. તત્ત્વજ્ઞાન આરંભમાં સઘળા સંચિત જ્ઞાનને, સમગ્ર રૂપમાં જગતના તેમ જ તેની અલગ અલગ વસ્તુઓ તથા પરિઘટનાઓના—પૃથ્વી, માનવ, પ્રાણીઓ, ખનીજો, વગેરેના—જ્ઞાનને, આવરી લેતું હતું. પછી, જેમ જેમ ઉત્પાદનનો વિકાસ થતો ગયો અને વધારે ને વધારે જ્ઞાન સંચિત થતું ગયું તેમ તેમ યંત્રવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન,

ભૂસ્તરશાસ્ત્ર, ઈતિહાસ, અને પરિશુદ્ધ ગણાતાં બીજાં વિજ્ઞાનો એક પછી એક તેમાંથી અલગ થતાં ગયાં. આજે તો કોડીબંધ વિજ્ઞાનોમાં વાસ્તવિકતાનાં અત્યંત વિવિધ ક્ષેત્રોનું પરીક્ષણ થાય છે.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનમાં શાનું પરીક્ષણ થાય છે?

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના વિષય-વસ્તુના હાર્દમાં તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલનો ઉકેલ છે. એ સવાલ હસ્તી જોડે ચેતનાના સંબંધનો છે. આપણે જાણીએ છીએ કે એ સવાલનો જવાબ સઘળી દાર્શનિક પદ્ધતિઓએ આપવો જ જોઈએ, પરંતુ કેવળ માર્ક્સવાદી તત્ત્વજ્ઞાને જ તેનો એકદમ વૈજ્ઞાનિક, એકમાત્ર ખરો, અને સુસંગત જવાબ પૂરો પાડ્યો છે.

માર્ક્સવાદનું તત્ત્વજ્ઞાન એટલે **દ્વંદ્વાત્મક ભૌતિકવાદ**. તે **ભૌતિકવાદી** છે કારણ કે તત્ત્વજ્ઞાનનો મૂળભૂત સવાલ ઉકેલવામાં પદાર્થને, હસ્તીને, મુખ્ય અને ચેતનાને ગૌણ ગણે છે. તે જગતને ભૌતિક અને જાણી શકાય એવું ગણે છે, અને જગત ખરેખર જેવું છે તેવા જ રૂપમાં તેનું પરીક્ષણ કરે છે. તે **દ્વંદ્વાત્મક** છે કારણ કે ભૌતિક જગતને સતત ગતિ, વિકાસ, તથા પુનરુત્પત્તિની સ્થિતિમાં નીરખીને તેનું પરીક્ષણ કરે છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ, તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલના ખરા ઉકેલના આધારે, ભૌતિક જગતના વિકાસના **અધિક સામાન્ય નિયમોને** પ્રકાશમાં આણે છે તથા તેમનું પરીક્ષણ કરે છે.

આપણે જાણીએ છીએ કે વિશિષ્ટ વિજ્ઞાનોમાં પણ ભૌતિક જગતના વિકાસના નિયમોનું પરીક્ષણ થાય છે, પરંતુ દરેકનો સંબંધ વાસ્તવિકતાના નિશ્ચિત ક્ષેત્ર પૂરતો જ સીમિત હોય છે: ભૌતિકવિજ્ઞાનમાં તાપ, વિદ્યુત, ચુંબકત્વ, તથા બીજી ભૌતિક પરિઘટનાઓનું પરીક્ષણ થાય છે, રસાયણવિજ્ઞાનમાં પદાર્થોના રાસાયણિક રૂપાંતરનું પરીક્ષણ થાય છે, જીવવિજ્ઞાનમાં વનસ્પતિ તથા પ્રાણીઓમાં ચાલતી પ્રક્રિયાઓનું પરીક્ષણ થાય છે, વગેરે. એ વિજ્ઞાનોના નિયમોના આધારે વિકાસનું નિરૂપણ વાસ્તવિકતાના માત્ર **સંબંધિત** ક્ષેત્રની બાબતમાં જ થઈ શકે, બીજાં ક્ષેત્રોની બાબતમાં નહિ. આપણે ક્લાસિકલ યંત્રવિજ્ઞાનના નિયમોનો દાખલો લઈએ. એ નિયમો તો કેવળ યાંત્રિક ગતિના સારતત્ત્વને જ, એટલે કે અવકાશમાં પદાર્થોના સાદા વિસ્થાપનને જ, પ્રકાશમાં આણે છે પરંતુ રાસાયણિક, જૈવિક, તથા બીજી પ્રક્રિયાઓનો ખુલાસો આપી શકતા નથી. યંત્રવિજ્ઞાનના નિયમો ઉપરોક્ત બધી પ્રક્રિયાઓમાં પણ ચાલુ હોય છે ખરા, પરંતુ કશું સ્વતંત્ર મહત્ત્વ નથી ધરાવતા, એ પ્રક્રિયાઓના સારતત્ત્વને

પ્રકાશમાં આણતા બીજા નિયમોથી (રાસાયણિક પ્રક્રિયાઓમાં રસાયણવિજ્ઞાનના નિયમો, જૈવિક પ્રક્રિયાઓમાં જીવવિજ્ઞાનના નિયમો, વગેરે) ગૌણ સ્થાને હોય છે.

વિશિષ્ટ વિજ્ઞાનોથી નિરાળા દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં વાસ્તવિકતાનાં સઘળાં ક્ષેત્રોનું નિયમન કરતા **સામાન્ય નિયમોનું** પરીક્ષણ થાય છે. એ રીતે, બધી અજીવ તથા સજીવ વસ્તુઓનો, સામાજિક જીવન તથા ચેતનાની પરિઘટનાઓનો, વિકાસ વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણ સંબંધી, પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતર સંબંધી, અને નિષેધના નિષેધ સંબંધી નિયમોના આધારે થાય છે. ભૌતિકવાદી દ્વંદ્વવાદના એ નિયમોનું વિગતવાર પરીક્ષણ બીજાં પ્રકરણોમાં કરવામાં આવશે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં **અનુભૂતિની** પ્રક્રિયાનું સંચાલન કરતા, વસ્તુગત જગતના નિયમોનું પ્રતિબિંબ અંકિત કરતા, નિયમોનું પરીક્ષણ પણ થાય છે. દ્વંદ્વાત્મક ભૌતિકવાદ લોકોને પ્રકૃતિ, સમાજ, તથા ચિંતનના નિયમોનું જ્ઞાન પૂરું પાડીને બતાવે છે કે જગતની અનુભૂતિ કેવી રીતે પામી શકાય તેમ જ **તેનું ક્રાંતિકારી રૂપાંતર કેવી** રીતે સાધી શકાય.

એટલે, **દ્વંદ્વાત્મક ભૌતિકવાદ એવું વિજ્ઞાન છે કે જે ભૌતિક જગતના વિકાસના અધિક સામાન્ય દ્વંદ્વાત્મક નિયમોને, તેમ જ તેની અનુભૂતિની તથા ક્રાંતિકારી રૂપાંતરની રીતોને, તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલના ભૌતિકવાદી ઉકેલના આધારે, પ્રકાશમાં આણે છે.**

માર્ક્સ પૂર્વેના તત્ત્વજ્ઞાનીઓએ પણ વિકાસના અધિક સામાન્ય નિયમો શોધી કાઢવાની તથા જગતનું પરિપૂર્ણ ચિત્ર આપવાની કોશિશો કરી હતી, અને તેમાંથી ઘણાને અમુક પ્રમાણમાં સફળતા મળી હતી. તેમ છતાં તેઓ કાં તો આદર્શવાદી વિચારોને લીધે, અથવા આધિભૌતિકવાદી પદ્ધતિના સંકુચિત સ્વરૂપને લીધે, જગતનું ખરું વૈજ્ઞાનિક ચિત્ર ન આલેખી શક્યા. પરંતુ તેમની મુખ્ય ખામી તો એ હતી કે તેઓ સૌ ક્રાંતિકારી સંઘર્ષથી તથા મહેનતકશ લોકોનાં હિતોથી વેગળા રહ્યા હતા.

માર્ક્સ અને એંગેલ્સ કામદાર વર્ગના ક્રાંતિકારી સંઘર્ષમાં સક્રિય સામેલગીરીને કારણે, જનતાની નિ:સ્વાર્થ સેવાની કામગીરીને કારણે, અને તેમના સમયની વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનની અદ્‌ભુત સિદ્ધિઓના ઊંડા જ્ઞાનને કારણે, એ સામાન્ય નિયમોને પ્રકાશમાં આણી શક્યા અને વાસ્તવિકતાનું દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી સારતત્ત્વ શોધી શક્યા.

અહીંયાં મહત્ત્વની નોંધ લેવી જોઈએ કે તેમણે સામાજિક વિકાસનું દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી સ્વરૂપ પણ પારખી કાઢ્યું. તેમણે **ઐતિહાસિ ભૌતિકવાદનું**, સામાજિક વિકાસના એકમાત્ર વૈજ્ઞાનિક સિદ્ધાંતનું, સમાજની અનુભૂતિ તથા ક્રાંતિકારી રૂપાંતરની પદ્ધતિનું, સર્જન કર્યું. ઐતિહાસિક ભૌતિકવાદ **સામાજિક વિકાસના અધિક સામાન્ય નિયમોના પરીક્ષણનું વિજ્ઞાન** અને માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું ઘટક અંગ છે.

## માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન અને બીજાં વિજ્ઞાનો

આપણે હવે જાણીએ છીએ કે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના નિયમો સામાન્ય સર્વવ્યાપી સ્વરૂપના છે. એ નિયમોની ક્રિયા સર્વત્ર ચાલતી હોય છે— અજીવ પ્રકૃતિમાં, જીવોમાં, માનવીમાં અને તેના ચિંતનમાં. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનની સર્વવ્યાપકતાની બાબત પારાવાર મહત્ત્વની છે કેમ કે એથી જ તેમનો ઉપયોગ જગતની અત્યંત વિવિધ પરિઘટનાઓની અનુભૂતિ પામવા માટે થઈ શકે છે. એટલે બીજાં વિજ્ઞાનોના વિકાસની બાબતમાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અનહદ મહત્ત્વ ધરાવે છે: દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અમલી પ્રવૃત્તિની સિદ્ધિઓના તથા વિશિષ્ટ વિજ્ઞાનોની પ્રગતિના આધારે ઉદય પામ્યો હોવાથી અને તેમના નિષ્કર્ષોની સામાન્ય તારવણી અંકિત કરતો હોવાથી, તેમના વિકાસનો પ્રવેગ આપે છે અને તેમને પરીક્ષણની વૈજ્ઞાનિક પદ્ધતિ પૂરી પાડે છે.

સાથે સાથે જ, દ્વંદ્વાત્મક ભૌતિકવાદ માનવી માટે યથાર્થ વિજ્ઞાનોની ઉસ્તાદી હાંસલ કરવાનું અને માનવજાતિનો વૈજ્ઞાનિક, સામાજિક, તથા ઐતિહાસિક અનુભવ આત્મસાત્ કરી લેવાનું બિનજરૂરી કોઈ રીતે નથી બનાવતો. દ્વંદ્વાત્મક ભૌતિકવાદ વિજ્ઞાન તથા અમલી પ્રવૃત્તિની સિદ્ધિઓ આધારે ઉદય પામ્યો છે તથા વિકસી રહ્યો છે એટલે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના નિયમોને બરાબર સમજી લેવા તથા લાગુ કરવા માટે એ સિદ્ધિઓની જાણકારી આવશ્યક છે.

કેટલાક વર્તમાન બિનમાર્ક્સવાદી તત્ત્વજ્ઞાનીઓ (**પ્રત્યક્ષવાદીઓ** તરીકે ઓળખાતા) વિજ્ઞાનના વિકાસની બાબતમાં તત્ત્વજ્ઞાનના, વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણના, મહત્ત્વને નકારે છે અને વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનના આંતરસંબંધના સારતત્ત્વને વિકૃત બનાવી નાખે છે. "પ્રત્યક્ષ" (વિનિયુક્ત) વૈજ્ઞાનિક જ્ઞાનના નિરૂપકો તરીકે તેઓ તત્ત્વજ્ઞાનને વિજ્ઞાનથી અળગું કરી નાખે છે અને એમ સાબિત કરવા મથે છે કે વિજ્ઞાનને તત્ત્વજ્ઞાનની મુદ્દલ જરૂર નથી, "ખુદ વિજ્ઞાન જ તત્ત્વજ્ઞાન છે".

તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો ઈતિહાસ એવા અણઘડ વિચારોનું ખંડન કરે છે અને નિર્વિવાદ રૂપે સાબિત કરી દે છે કે બન્ને અવિભાજ્ય રીતે સંકળાયેલાં છે. મહાન રૂસી ચિંતક આલેક્સાન્દર હેર્ઝેને તત્ત્વજ્ઞાનની સરખામણી વિશાળ વૃક્ષના થડ સાથે અને વિજ્ઞાન તથા તેનાં અસંખ્ય ક્ષેત્રોની સરખામણી ડાળીઓ સાથે કરી છે. જેવી રીતે થડ અને ડાળીઓ વગર વૃક્ષ હોઈ શકે જ નહિ, એવી જ રીતે વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનની ધારણા જ એક અથવા બીજા વગર અશક્ય છે. તેણે લખ્યું છે કે "ડાળીઓને કાપી નાખો તો નિષ્પ્રાણ ઠૂંઠું જ બાકી રહેશે, અને થડને કાપી નાખો તો ડાળીઓ કરમાઈ જશે."

પ્રકૃતિ વિજ્ઞાન જેમ જેમ વિકાસ પામતું જાય તેમ તેમ તત્ત્વજ્ઞાન સાથેના તેના સંબંધો તથા આંતરક્રિયા વધારે જોરદાર બનતાં જાય છે. આપણા જમાનામાં પ્રકૃતિ વિજ્ઞાનીઓ પદાર્થના "પ્રાથમિક" કણોના સ્વરૂપની, જીવનની ઉત્પત્તિની, અવકાશી પદાર્થોના વિકાસની, તથા બીજી ઘણી જટિલ સમસ્યાઓ ઉકેલી રહ્યા છે ત્યારે એ સંબંધો વિશેષ ગાઢ બને છે. અત્યંત મહત્ત્વની વૈજ્ઞાનિક સિદ્ધિઓના આપણા યુગમાં ગંભીર દાર્શનિક સામાન્ય તારવણીઓ તદ્દન આવશ્યક છે, પ્રકૃતિ વિજ્ઞાનની જબ્બર પ્રગતિ અને તેમાં થઈ રહેલાં ગહન ક્રાંતિકારી પરિવર્તનો તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન વચ્ચે એકદમ ગાઢ સંબંધ જરૂરી બનાવે છે. લેનિને જણાવ્યું છે કે એવા સંજોગોમાં પ્રકૃતિ વિજ્ઞાનીએ દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અપનાવવો જ જોઈએ.

એટલે, મૂડીવાદી દેશોમાં વધારે ને વધારે પ્રકૃતિ વિજ્ઞાનીઓ સભાન રીતે માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન અપનાવી રહ્યા છે તેમાં કશું જ આકસ્મિક નથી. એ તેમને વસ્તુગત ભૌતિક જગત અંગે ખરી દિશા લેવામાં તેમ જ ચોક્કસ વૈજ્ઞાનિક પરીક્ષણો દરમિયાન પ્રકૃતિની દ્વંદ્વાત્મકતા છતી કરવામાં મદદ કરે છે.

### અભ્યાસ

૧. તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલનું સારતત્ત્વ શું છે અને તેનાં પાસાં કેવાં છે?

૨. ભૌતિકવાદ અને આદર્શવાદ વચ્ચે, દ્વંદ્વવાદ અને આધિભૌતિકવાદ વચ્ચે, શો વિરોધ છે?

૩. માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાનમાં શાનું પરીક્ષણ કરવામાં આવે છે?

૪. તત્ત્વજ્ઞાન અને બીજાં વિજ્ઞાનો વચ્ચે કેવા સંબંધો છે?

## પ્રકરણ ૨

# માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનો ઉદય અને વિકાસ

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન કામદાર વર્ગના મહાન નેતાઓ **કાર્લ માર્ક્સ** (૧૮૧૮–૧૮૮૩) અને **ફ્રેડરિક એંગેલ્સે** (૧૮૨૦–૧૮૯૫) વિકસાવ્યું હતું. તેમાં શું તેના સંસ્થાપકોનાં તેજસ્વી માનસનો પરિપાક જ અંકિત છે? કે પછી યુગની પેદાશ, જમાનાની નિશાની, અંકિત છે? તેને અસ્તિત્વમાં આણનારાં કારણો કેવાં હતાં?

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના ઉદયમાં ઐતિહાસિક વિકાસનું સ્વાભાવિક પરિણામ અંકિત હતું. તેને વાસ્તવિક સામાજિક-આર્થિક સંજોગોએ અસ્તિત્વમાં આણ્યું હતું, અને તેની સ્પષ્ટ પૂર્વશરતો પ્રકૃતિ વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનમાં મોજૂદ હતી.

## ૧. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના ઉદયના સંજોગો અને પૂર્વશરતો

### સામાજિક-આર્થિક સંજોગો

ઓગણીસમી સદીના મધ્ય સુધીમાં ઘણા દેશોની અંદર સામંતશાહીનું સ્થાન મૂડીવાદે લઈ લીધું હતું. તેના ઉદયથી ઉત્પાદનમાં ભારે પ્રગતિ થઈ અને ટેકનોલોજી, વિજ્ઞાન, તથા સંસ્કૃતિનો ઝડપી વિકાસ થયો.

સાથે સાથે જ, મૂડીવાદે સર્વહારા વર્ગને, મૂડીવાદી પદ્ધતિને ખતમ કરી નાખવાનું અને સમાજવાદી પરિવર્તનો આણવાનું ભવિષ્ય ધરાવતા વર્ગને, પેદા કર્યો. મૂડીદાર વર્ગ તરફથી શોષિત અને પ્રાથમિક માનવીય અધિકારોથી વંચિત સર્વહારા વર્ગે, પોતાને ગુલામીમાં જકડી લેનારાઓની સામે, કારમો

સંઘર્ષ શરૂ કરી દીધો. મૂડીવાદી સમાજમાં વર્ગો વચ્ચેના વિરોધો અસાધારણ રૂપે ઉગ્ર બની ગયા અને મૂડીદાર વર્ગ સામે સર્વહારા વર્ગનાં સંખ્યાબંધ સીધાં કદમોમાં વ્યક્ત થયાં. લ્યોન્સમાં ફ્રેંચ કામદારો તથા જર્મનીમાં સિલેસિયન વણકરોએ લડત ચલાવી, અને બ્રિટનમાં ચાર્ટિસ્ટ આંદોલન જોરદાર બની ગયું. કામદારોએ કામના સંજોગો બહેતર બનાવવાની, વેતન વધારવાની, કામદિન ટૂંકો કરવાની, વગેરે માંગો ઉઠાવી. પરંતુ એ જમાનામાં તેમની લડત બિનસંગઠિત અને આપોઆપ ઉઠાવાઈ જતાં કદમોની હતી. તેમને લડતનાં આખરી લક્ષ્યોનો ખાલી ઝાંખો ખ્યાલ જ હતો, અને વર્ગ-દુશ્મનો સામે લડવાની ખરી તથા અસરકારક રીતોનો ખ્યાલ તો બિલકુલ હતો જ નહિ. એટલે સર્વહારા વર્ગને સામાજિક વિકાસના નિયમો જાણી લેવામાં, મૂડીવાદના ખાતમા અનિવાર્ય કેમ છે તે સમજવામાં, અને મૂડીદાર વર્ગની કબર તૈયાર કરનારા તથા નૂતન સમાજવાદી પદ્ધતિનું નિર્માણ કરનારા વર્ગ તરીકેની પોતાની કામગીરી વિશે સભાન બનવામાં મદદ કરે એવો વૈજ્ઞાનિક સિદ્ધાંત તાકીદે આવશ્યક બની ગયો.

તેમાંથી એવો સાર નીકળે છે કે સર્વહારા વર્ગીય આંદોલનના વિકાસે જ મૂડીવાદ સામે તથા સમાજવાદ ખાતર સંઘર્ષમાં સર્વહારા વર્ગ માટે ક્રાંતિકારી સિદ્ધાંત તથા વૈચારિક હથિયાર ઘડી કાઢવાનું અનહદ મહત્ત્વનું કર્તવ્ય વિજ્ઞાન સમક્ષ પેશ કરી દીધું.

## પ્રકૃતિ વિજ્ઞાનની પૂર્વશરતો અને સિદ્ધાંતના સ્રોતો

માર્ક્સવાદના ઉદયનો માર્ગ તૈયાર કરવામાં પ્રકૃતિ વિજ્ઞાન તથા દાર્શનિક ચિંતનની સમગ્ર પ્રગતિ પણ કારણભૂત હતી. ઓગણીસમી સદીમાં પ્રકૃતિ વિજ્ઞાનનો વિકાસ અસાધારણ ઝડપી વેગે થયો હતો. તે ખાલી તથ્યોનો સંચય અને અલગ પદાર્થો તથા પરિઘટનાઓનું પરીક્ષણ કરતું વિજ્ઞાન ન રહ્યું, પરંતુ એ તથ્યોના ખુલાસા આપતું તથા તેમની વચ્ચેના સંબંધો સાબિત કરતું સૈદ્ધાંતિક વિજ્ઞાન બની ગયું. પ્રકૃતિ વિજ્ઞાનમાં આધિભૌતિકવાદનું સ્થાન જગતની એકતા તથા ઐતિહાસિક વિકાસ વિશે દ્વંદ્વાત્મક વિચારોએ લઈ લીધું.

પ્રકૃતિના આધિભૌતિકવાદી ખ્યાલમાં પહેલું ગાબડું જર્મન તત્ત્વજ્ઞાની **ઈમ્માનુએલ કાંટે** (૧૭૨૪–૧૮૦૪) પાડ્યું હતું. વિશ્વની ઉત્પત્તિ વિશે

તેની ધારણામાં બતાવવામાં આવ્યું હતું કે પૃથ્વી અને સૂર્યમંડળ શાશ્વત નથી પરંતુ પદાર્થની દીર્ઘકાલીન ઉત્ક્રાંતિના પરિણામે અસ્તિત્વમાં આવેલાં છે. પછી ભૂપૃષ્ઠના ઇતિહાસને લગતું વિજ્ઞાન, ભૂસ્તરશાસ્ત્ર, અસ્તિત્વમાં આવ્યું અને ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, જીવવિજ્ઞાન, તથા બીજાં વિજ્ઞાનો બહુ ઝડપી વેગે વિકસવા લાગ્યાં.

પ્રકૃતિ વિશે દ્વંદ્વાત્મક ભૌતિકવાદી વિચારોના ઘડતર તથા પુષ્ટિમાં **પ્રકૃતિ વિજ્ઞાનની ત્રણ મહાન શોધોએ** ખાસ મહત્ત્વની ભૂમિકા ભજવી—શક્તિના સંરક્ષણ તથા રૂપાંતરના નિયમની શોધ, જીવોની કોશિકીય સંરચનાનો સિદ્ધાંત, અને ડાર્વિનનો ઉત્ક્રાંતિ સંબંધી સિદ્ધાંત.

મહાન રૂસી વિજ્ઞાની **મિખાઈલ લોમોનોસોવ**, જર્મન વિજ્ઞાની **જુલિયસ રોબેર્ટ ફોન માયેર**, તથા અંગ્રેજ ભૌતિકવિજ્ઞાની **જેમ્સ પ્રેસ્કોટ જુલે** શોધી કાઢેલો શક્તિના સંરક્ષણ તથા રૂપાંતરનો નિયમ જગતની ભૌતિક એકતા તેમ જ પદાર્થ તથા ગતિની સનાતનતા તથા અવિનાશિતા પ્રતીતિજનક રીતે બતાવી આપે છે. તે સાથે સાથે પદાર્થ તથા ગતિની પારાવાર ગુણાત્મક વિવિધતા તેમ જ પરિવર્તનશીલતા તથા એક રૂપ મૂકીને બીજું રૂપ ધારણ કરી લેવાની ક્ષમતા પણ બતાવે છે.

રૂસી વનસ્પતિશાસ્ત્રી **પાવેલ ગોર્યાનિનોવ**, ઝેક જીવવિજ્ઞાની **જાન પુર્કીને**, અને જર્મન વિજ્ઞાનીઓ **માથિયાસ જેકોબ શ્લેઇડેન** તથા **થિયોડોર શ્વાને** સજીવ પેશીજાળની કોશિકીય સંરચનાનો સિદ્ધાંત વિકસાવીને બતાવ્યું કે વધારે અથવા ઓછા જટિલ કોઈ પણ જીવનો આધાર ભૌતિક તત્ત્વ, કોશ, હોય છે. તેમણે કોશની પરિવર્તનક્ષમતા પ્રદર્શિત કરીને જીવોના વિકાસની ખરી સમજણની ભૂમિકા તૈયાર કરી.

મહાન અંગ્રેજ પ્રકૃતિ વિજ્ઞાની **ચાર્લ્સ ડાર્વિને** ઉત્ક્રાંતિનો સિદ્ધાંત રજૂ કરીને, લેનિનના શબ્દોમાં, એવા ખ્યાલનું ખંડન કરી નાખ્યું કે વનસ્પતિ તથા પ્રાણીની જાતિઓ આકસ્મિક, કોઈ બાબત જોડે ન સંકળાયેલી, ઈશ્વર-સર્જિત, અને અવિકારી હોય છે. તેણે વૈજ્ઞાનિક રીતે સાબિત કરી દીધું કે ઊંચી કક્ષાના જટિલ જીવો નીચી કક્ષાના સાદા જીવોમાંથી ખુદ પ્રકૃતિમાં અંતર્ભૂત પ્રાકૃતિક વરણીના નિયમોની કામગીરી મારફત ઘાટ પામે છે. ડાર્વિને વધુમાં બતાવી આપ્યું કે માનવી પ્રકૃતિની પેદાશ છે, સજીવ પદાર્થની દીર્ઘકાલીન ઉત્ક્રાંતિનું પરિણામ છે. એથી દ્વંદ્વાત્મકતાના બુનિયાદી ખ્યાલને, અર્થાત્ વિકાસના ખ્યાલને, નીચી કક્ષામાંથી ઊંચી કક્ષામાં અને સાદામાંથી જટિલમાં સંક્રમણના ખ્યાલને, પુષ્ટિ મળી.

એ ગાળામાં પ્રકૃતિ વિજ્ઞાનની સિદ્ધિઓની સાથે સાથે દાર્શનિક ચિંતનની સફળતાઓએ પણ માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણના ઘડતરમાં જબ્બર ભૂમિકા ભજવી. માર્ક્સ અને એંગેલ્સે દ્વંદ્વાત્મક અને ઐતિહાસિક ભૌતિકવાદને વિકસાવતી વેળા તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને દાર્શનિક ચિંતનના અનેક સદીઓના વિકાસનાં સર્વોત્તમ સુફળોને ઉપયોગમાં લીધાં. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું સીધું સૈદ્ધાંતિક મૂળ ઓગણીસમી સદીના જર્મન ક્લાસિકલ તત્ત્વજ્ઞાનમાં હતું, સૌપ્રથમ તો હેગેલ તથા ફાયરબાખના તત્ત્વજ્ઞાનમાં હતું.

માર્ક્સ અને એંગેલ્સના દાર્શનિક તથા રાજકીય વિકાસનો પંથ જટિલ હતો. તેમણે દ્વંદ્વાત્મક ભૌતિકવાદનાં ધોરણો એકદમ નહોતાં ઘડી કાઢયાં. તેઓ યુવાવસ્થામાં **ગેઓર્ગ હેગેલના** (૧૭૭૦–૧૮૩૧) આદર્શવાદી તત્ત્વજ્ઞાન તરફ આકર્ષાયા હતા. તેમના જમાનામાં જર્મનીમાં એ તત્ત્વજ્ઞાન વ્યાપક રૂપે પ્રચલિત હતું. હેગેલ વસ્તુનિષ્ઠ આદર્શવાદી હતો. તે માનતો કે જગતના સર્જનમાં માનવીથી અલગ વસ્તુગત અસ્તિત્વ ધરાવતી ચેતના, "નિરપેક્ષ વિચાર" અને "વિશ્વ આત્મા", કારણભૂત છે. તેની દાર્શનિક પદ્ધતિનું પ્રસ્થાન બિંદુ ભૂલભરેલું હોવા છતાં, તેણે તર્કસંગત નિયમો તથા પ્રકારોની સમગ્રતા તરીકે **આદર્શવાદી દ્વંદ્વાત્મકતાની** સુસંવાદી પદ્ધતિ નિરૂપીને દાર્શનિક ચિંતનના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

હેગેલે વિચારો તથા ચિંતનોના વિકાસનું સંચાલન કરતા દ્વંદ્વાત્મકતાના મૂળભૂત નિયમો નિરૂપિત કર્યા. તેણે બતાવ્યું કે વિચારોનો વિકાસ નિશ્ચિત વર્તુળમાં નથી થતો પરંતુ નીચલાં રૂપોમાંથી ઉચ્ચતર રૂપો ધારણ કરતો જાય છે, એ પ્રક્રિયા દરમિયાન પરિમાણાત્મક પરિવર્તનો ગુણાત્મક પરિવર્તનો બનતાં જાય છે, અને વિકાસનું મૂળ આંતરવિરોધોમાં છે. તેણે દ્વંદ્વાત્મકતાની મૂળભૂત વિભાવનાઓ (પ્રવર્ગો) નિરૂપિત કરી અને તેમના પરસ્પર સંબંધો તથા રૂપાંતર ક્ષમતાને પ્રકાશમાં આણ્યાં. માર્ક્સ અને એંગેલ્સે હેગેલના તત્ત્વજ્ઞાનમાંથી દ્વંદ્વાત્મકતાનો ખ્યાલ લઈ લીધો, અને તેનું અર્થઘટન ભૌતિકવાદી દૃષ્ટિએ કરીને તેનો ઉપયોગ દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદ વિકસાવવા માટે કર્યો.

માર્ક્સ અને એંગેલ્સના વિશ્વ દૃષ્ટિકોણના ઘડતરમાં **લુડવિગ ફાયરબાખના** (૧૮૦૪–૧૮૭૨) ભૌતિકવાદનો પ્રબળ પ્રભાવ પડયો હતો. ફાયરબાખ પોતાના જમાનાનો મહાન ભૌતિકવાદી હતો. તેણે આદર્શવાદ તથા ધર્મને નકારી કાઢયા અને ભારપૂર્વક જણાવ્યું કે તત્ત્વજ્ઞાન માત્ર ચિંતન પૂરતું જ સીમિત ન

રહેવું જોઈએ પરંતુ તેમાં પ્રકૃતિ તથા માનવીનું પરીક્ષણ પણ થવું જોઈએ. તેણે ધોરણ લીધું કે પ્રકૃતિ માનવીની બહાર અસ્તિત્વ ધરાવે છે, તે પ્રથમ, મુખ્ય, અ-સાધિત હસ્તી છે. માનવી તો પ્રકૃતિનો અંશ છે, તેની દીર્ઘકાલીન ઉત્ક્રાંતિની પેદાશ છે. ફાયરબાખના અભિપ્રાય મુજબ, ચેતના પ્રકૃતિની પહેલાં અસ્તિત્વમાં નથી આવેલી પરંતુ કેવળ તેનું પ્રતિબિંબ, અનુભૂતિ, અંકિત કરે છે. પદાર્થ, પ્રકૃતિ, અનુભૂતિગમ્ય છે. અને માનવી તેને સઘળી જ્ઞાનેંદ્રિયો વડે સમજી શકે છે.

ફાયરબાખના તત્ત્વજ્ઞાનના ભૌતિકવાદી વિચારો માર્ક્સ અને એંગેલ્સને હેગેલનો આદર્શવાદ પડતો મૂકી દેવામાં અને દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદ વિકસાવવામાં સહાયક બન્યા. પરંતુ માર્ક્સવાદના સંસ્થાપકોએ ફાયરબાખના તત્ત્વજ્ઞાનનો ઉપયોગ કરતી વેળા તેની સાંકડી સીમાઓ તથા સામાજિક જીવનનું આદર્શવાદી અર્થઘટન પારખી લીધાં. તેમને તેનું ચિંતનપ્રધાન સ્વરૂપ તેમ જ જીવનથી તથા લોકોના મુક્તિ સંઘર્ષથી અળગાપણું સંતોષકારક ન લાગ્યું. તેમને દૃઢ પ્રતીતિ થઈ ગઈ હતી કે મહત્ત્વની દાર્શનિક તથા સામાજિક સમસ્યાઓનો ઉકેલ એકાંત ચિંતનમાં નહિ મળે પરંતુ અમલી પ્રવૃત્તિમાં, ક્રાંતિકારી રાજકીય સંઘર્ષ દરમિયાન સાધવો પડશે.

માર્ક્સ અને એંગેલ્સને સામાજિક તથા રાજકીય સંઘર્ષમાં મહેનતકશ લોકોના પક્ષે સામેલગીરી તેમ જ પ્રકૃતિ વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, તથા ઇતિહાસના ઊંડા અભ્યાસના પરિણામે ખાતરી થઈ ગઈ કે આદર્શવાદ દેવાળિયો છે. એટલે તેમણે ક્રાંતિકારી લોકશાહીવાદનું ધોરણ તજીને વૈજ્ઞાનિક સામ્યવાદનું, સર્વહારા વર્ગનું, ધોરણ અપનાવી લીધું. તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં તેનો અર્થ એવો થયો કે તેમણે ગુણાત્મક દૃષ્ટિએ નવા તત્ત્વજ્ઞાનનું, દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદનું, સર્જન કર્યું.

માર્ક્સ અને એંગેલ્સે પોતાનું તત્ત્વજ્ઞાન વિકસાવવામાં હેગેલના દ્વંદ્વવાદ તથા ફાયરબાખના ભૌતિકવાદને ઉપયોગમાં લીધા, ટીકાત્મક દૃષ્ટિએ સુધારણા કરીને તથા જાતજાતનાં બિનવૈજ્ઞાનિક લક્ષણો હઠાવી દઈને સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષના અનુભવ વડે તથા નવીનતમ વૈજ્ઞાનિક સિદ્ધિઓ વડે સમૃદ્ધ બનાવ્યા.

**માર્ક્સ અને એંગેલ્સે દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદનું સર્જન કરીને તત્ત્વજ્ઞાનમાં મહાન ક્રાંતિનું સમાપન કર્યું.**

## ૨. માર્ક્સવાદે તત્ત્વજ્ઞાનમાં આણેલી ક્રાંતિનું સારતત્ત્વ

એ સારતત્ત્વ નિર્ધારિત કરવા માટે તત્ત્વજ્ઞાનમાં માર્ક્સ અને એંગેલ્સે ઉમેરેલી **નવીનતાઓનું** પરીક્ષણ કરવું જોઈએ અને માર્ક્સવાદને અગાઉની દાર્શનિક પદ્ધતિઓથી અળગો પાડતા **ગુણાત્મક** તફવતોને પારખી લેવા જોઈએ.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનની મુખ્ય નવીનતાઓ કેવી છે?

પહેલી વાત તો એ કે તે **વર્ગીય સ્વરૂપ અને સામાજિક જીવનમાં ભૂમિકાની** દૃષ્ટિએ અગાઉની દાર્શનિક પદ્ધતિઓથી નિરાળું છે.

બહુ ઓછા અપવાદોને બાદ કરતાં માર્ક્સ પૂર્વેના તત્ત્વજ્ઞાનીઓ શોષકોની સેવા કરતા હતા, એટલે તેમણે જગતની પુનર્ઘટના મહેનતકશ લોકોના હિતમાં કરવાનું લક્ષ્ય નહોતું અપનાવ્યું.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન એથી સાવ જુદી જ બાબત છે. તે ગણતર શોષકોની સેવા નથી બજાવતું પરંતુ સર્વહારા વર્ગનાં, એકદમ અગ્રગામી વર્ગનાં, ઈતિહાસના ખરા સર્જકો બની રહેતા લાખોકરોડો ઈન્સાનોના સમુદાયોનાં, હિતો વ્યક્ત કરે છે. માર્ક્સ અને એંગેલ્સ નવા તત્ત્વજ્ઞાનના સંસ્થાપકો હોવા ઉપરાંત **સર્વહારા વર્ગના વિકસતા આંદોલનના નેતાઓ પણ હતા.** તેમણેય બતાવ્યું કે મહેનતકશ લોકોની મુક્તિનો એકમાત્ર માર્ગ સમાજવાદી ક્રાંતિ તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીનો છે. તેમણે પોતાનાં તેજસ્વી માનસ, પારાવાર સર્જન શક્તિઓ, અને અદ્‌ભુત સંગઠન પ્રતિભા મહેનતકશ લોકોને શોષણથી મુક્તિ અપાવવાના ઉદાત્ત ધ્યેયમાં, સમાજવાદને દૃઢ બનાવવાના ધ્યેયમાં, લગાવી દીધાં.

માર્ક્સ અને એંગેલ્સે પીડિત વર્ગનો, સર્વહારા વર્ગનો, પક્ષ લીધો અને એવા તત્ત્વજ્ઞાનનું સર્જન કર્યું કે જે મૂડીવાદ સામે સંઘર્ષમાં એ વર્ગનું બૌદ્ધિક હથિયાર તથા જીવનની પુનર્ઘટનાનું જોરદાર સાધન બની ગયું. એથી સામાજિક વિકાસમાં તત્ત્વજ્ઞાનની ભૂમિકામાં મૂળભૂત પરિવર્તન આવ્યું અને પારાવાર વૃદ્ધિ થઈ. તે લોકોનાં માનસમાં મક્કમ સ્થાન ધારણ કરીને મહાન ભૌતિક પરિબળમાં પલટાઈ ગયું. માર્ક્સે દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદના એ મહત્ત્વના લક્ષણનું વર્ણન કરતાં લખ્યું છે: "તત્ત્વજ્ઞાનીઓએ જુદી જુદી રીતે જગતનો **ખાલી અર્થ જ તારવ્યો** છે, પરંતુ અસલ મુદ્દો તો તેને **પલટાવી**

નાખવાનો છે."* માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું સામર્થ્ય એ હકીકતમાં સમાયેલું છે કે તે જીવન જોડે ચેતનમય સંબંધો ધરાવે છે, મૂડીવાદ સામે તેમ જ સમાજવાદ તથા સામ્યવાદ ખાતર કામદાર વર્ગના સંઘર્ષની સેવા બજાવે છે.

માર્ક્સવાદે તત્ત્વજ્ઞાનમાં આણેલી ક્રાંતિની અત્યંત મહત્ત્વની અભિવ્યક્તિ **ભૌતિકવાદ અને દ્વંદ્વવાદની જીવંત એકતાની સિદ્ધિમાં** જોવા મળે છે.

આપણને તત્ત્વજ્ઞાનના ઈતિહાસમાંથી જાણવા મળે છે કે દ્વંદ્વવાદ અને ભૌતિકવાદનો ઉદય માર્ક્સવાદથી લાંબા સમય પહેલાં થયો હતો. પરંતુ પુરાણા તત્ત્વજ્ઞાનની ખામી એ હતી કે તેમાં ભૌતિકવાદ અને દ્વંદ્વવાદને એકબીજાથી સતત અળગા રાખવામાં આવતા હતા. હેગેલ દ્વંદ્વવાદી હતો, પરંતુ ભૌતિકવાદી નહોતો. ફ્યરબાખ ભૌતિકવાદી હતો, પરંતુ દ્વંદ્વવાદી નહોતો. માત્ર માર્ક્સ અને એંગેલ્સે જ ભૌતિકવાદ અને દ્વંદ્વવાદ વચ્ચેની ખાઈ પૂરી દીધી અને તેમને અખંડ દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી વિશ્વ દૃષ્ટિકોણમાં એકસૂત્રે સાંકળી લીધા. એ હકીકત માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું એક અત્યંત મહત્ત્વનું પાસું અંકિત કરે છે અને તેને અગાઉની દાર્શનિક પદ્ધતિઓથી ગુણાત્મક દૃષ્ટિએ નિરાળું બનાવે છે.

માર્ક્સવાદનો ઉદય **સમાજ સંબંધી વિચારોમાં ક્રાંતિ પણ** અંકિત કરે છે.

માર્ક્સ પૂર્વેના તત્ત્વજ્ઞાનીઓએ સામાજિક વિકાસનું અર્થઘટન આદર્શવાદી દૃષ્ટિએ કર્યું હતું. તેઓ માનતા હતા કે તેમાં લોકોના વિચારો, ચેતના, કારણભૂત છે. માર્ક્સ અને એંગેલ્સે એવા આદર્શવાદી દૃષ્ટિબિંદુની સામે ઈતિહાસનું ભૌતિકવાદી અર્થઘટન રજૂ કર્યું. સૌપ્રથમ તેમણે જ તત્ત્વજ્ઞાનનો મૂળભૂત સવાલ, સમાજની બાબતમાં હસ્તી જોડે ચેતનાના સંબંધનો સવાલ, ઉઠાવ્યો અને સાચી રીતે ઉકેલી આપ્યો. તેમણે નિર્વિવાદ રૂપે સાબિત કરી દીધું કે લોકોની સામાજિક ચેતના તેમની હસ્તીને નિર્ધારિત નથી કરતી પરંતુ એથી ઉલટું સામાજિક હસ્તી, અને સૌપ્રથમ તો ભૌતિક મૂલ્યોનું ઉત્પાદન, સામાજિક ચેતનાને નિર્ધારિત કરે છે, અને સામાજિક વિકાસનો આધાર લોકોના વિચારો, મંછાઓ, તથા ઈરાદાઓ ઉપર નહિ પરંતુ ભૌતિક કારણો ઉપર હોય છે. એટલે, સમાજના ઈતિહાસને પરિઘટનાઓના ગોટાળિયા જમેલા તરીકે નહિ પરંતુ ઉત્પાદનની નીચલી કક્ષાની રીતોના સ્થાને ઉચ્ચતર કક્ષાની રીતો ગોઠવતી

---

*કાર્લ માર્ક્સ, 'ફ્યરબાખ સંબંધી થિસિસો', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૫, પૃષ્ઠ ૮.

3—2387

નિયમ-સંચાલિત સ્વાભાવિક પ્રક્રિયા તરીકે સમજવાનો છે. વળી સાબિત કરી દેવામાં આવ્યું કે એવી ગોઠવણી આપમેળે નથી થઈ જતી પરંતુ માનવીની મંછા તથા ચેતનાથી સ્વતંત્ર વસ્તુગત નિયમો અનુસાર થાય છે.

**માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું પક્ષપાતી સ્વરૂપ**

મૂડીવાદી તત્ત્વજ્ઞાનીઓ ઘણી વાર દાવો કરે છે કે અમારું તત્ત્વજ્ઞાન "નિષ્પક્ષ" છે અને કોઈ પણ જાતનાં વર્ગીય જોડાણોને લક્ષમાં લીધા વગર તમામ લોકોનાં હિતોને વ્યક્ત કરે છે. તો પછી તેમની વિભાવનાઓમાં હંમેશાં મૂડીદારોની તરફદારી, ખાનગી મિલકતનો બચાવ, અને શોષણ તથા યુદ્ધને વાજબી ઠરાવવાની કોશિશો કેમ હોય છે? હકીકત એમ છે કે મૂડીવાદી તત્ત્વજ્ઞાનીઓનાં પોતાને વર્ગો તથા પાર્ટીઓથી સ્વતંત્ર ગણાવતાં કથનો સાચાં નથી, અને તેઓ નિષ્પક્ષતાના પડદાનો ઉપયોગ તેમના તત્ત્વજ્ઞાનના વર્ગીય પક્ષપાતી સ્વરૂપને તથા તેમાં સમાયેલી અમીરોની પામર કદમબોસીને છુપાવવા માટે કરે છે.

પોતાની વિભાવનાઓના વર્ગીય સ્વરૂપને છુપાવતા મૂડીવાદી વિચારકોથી નિરાળા માર્ક્સવાદ-લેનિનવાદના સંસ્થાપકોએ તત્ત્વજ્ઞાનમાં પક્ષપાતનો સિદ્ધાંત ખુલ્લેઆમ ઘોષિત કર્યો. એ સિદ્ધાંતમાં રાજકારણ અને ચોક્કસ વર્ગો તથા પાર્ટીઓનાં હિતો સાથે તત્ત્વજ્ઞાનના અતૂટ સંબંધનું નિરૂપણ છે. તત્ત્વજ્ઞાન ચોક્કસ યુગ તથા વર્ગોની પેદાશ હોય છે એટલે એ યુગના તકાદાઓને પ્રતિબિંબિત કરે છે અને એ વર્ગોનાં હિતોનું સમર્થન કરે છે. તત્ત્વજ્ઞાનનું પક્ષપાતી સ્વરૂપ વાસ્તવમાં ચોક્કસ સામાજિક પરિબળોની સેવા અંકિત કરે છે.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનો ઉદય મૂદીદાર વર્ગ સામેના સંઘર્ષમાં કામદાર વર્ગના બૌદ્ધિક હથિયાર તરીકે થયો હતો. તેની સર્વહારા વર્ગીય પાર્ટી ભાવનામાં સૌપ્રથમ તો કામદાર વર્ગની, મહેનતકશ લોકોની, નિઃસ્વાર્થ સેવા અને પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગ સાથે કટ્ટર અણમેળ અંકિત છે. લેનિને લખ્યું છે તે મુજબ, તત્ત્વજ્ઞાનમાં પક્ષપાતનો સિદ્ધાંત "**પોતાની આગવી** નીતિનો અમલ અને વિરોધી બળો તથા વર્ગોની **સમગ્ર નીતિનો** સામનો" માગી લે છે.

તત્ત્વજ્ઞાનનું પક્ષપાતી સ્વરૂપ ભૌતિકવાદ અને આદર્શવાદ વચ્ચે બે હજાર

વર્ષો કરતાં વધારે સમયથી ચાલી રહેલા સંઘર્ષમાં ચોક્કસ ધોરણ આપનાવવામાં પ્રદર્શિત થાય છે. એ સંઘર્ષ ઓસરી નથી રહ્યો પરંતુ આપણા યુગમાં અનેક ગણો ઉગ્ર બની ગયો છે, અને વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણ તથા પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગના આદર્શવાદી વિશ્વ દૃષ્ટિકોણ વચ્ચેના સંઘર્ષમાં વ્યક્ત થાય છે. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના પક્ષપાતી સ્વરૂપનો અર્થ એ સંઘર્ષમાં સુસંગત ભૌતિકવાદી ધોરણોના મક્કમ અમલનો, દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદના સમર્થન તથા વિકાસનો, અને માર્ક્સવાદનો વિરોધ કરતી કોઈ પણ વિચારસરણીના અડગ સામનાનો થાય છે. આપણા સમયમાં જગતમાં બે વિચારસરણીઓ — સમાજવાદી અને મૂડીવાદી વિચારસરણીઓ વચ્ચે કારમો સંઘર્ષ ચાલી રહ્યો છે ત્યારે, મૂડીદાર વર્ગ માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન સામે આદર્શવાદનાં અત્યંત સુઘટિત રૂપો અજમાવી રહ્યો છે ત્યારે, ઉપરોક્ત આવશ્યકતા ખાસ તાકીદની બની ગઈ છે. વૈચારિક સવાલોની બાબતમાં વફાદારી તથા સાવધાનીનું મહત્ત્વ આજે છે એટલું અગાઉ કદી નહોતું.

મૂડીવાદી વિચારકોને પગલે પગલે ચાલતા આધુનિક સુધારણાવાદીઓ તત્ત્વજ્ઞાનમાં પક્ષપાતના માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતને વિકૃત બનાવી દે છે અને દલીલ કરે છે કે પક્ષપાત અને વૈજ્ઞાનિક વસ્તુનિષ્ઠતા પરસ્પર વિરોધી બાબતો છે. તેઓ તો એમ પણ કહે છે કે મૂડીવાદી વિચારસરણી વર્ગોથી ઊંચું સ્થાન ધરાવે છે એટલે જગતનું એકમાત્ર વૈજ્ઞાનિક તત્ત્વજ્ઞાન બની રહે છે. તેઓ એ વિચારસરણી સામેનો સંઘર્ષ બંધ કરી દેવાની માંગ ઉઠાવે છે કારણ કે, તેમના દાવા મુજબ, એ વિચારસરણી સઘળા સામાજિક વર્ગોને લાભદાયક તથા જરૂરી સામાન્ય માનવીય જ્ઞાનને આવરી લે છે.

પરંતુ વાસ્તવમાં તો ઇતિહાસ તરફથી જેની નાબૂદી નિર્ધારિત થઈ ચૂકેલી છે તે મૂડીવાદને ચાલુ રાખવાની આશાએ મૂડીદાર વર્ગ સામાજિક વિકાસના નિયમોની ખોટી રજૂઆત સતત કરતો રહે છે. સર્વહારા વર્ગ જગતની પુનર્ઘટના કરી રહ્યો છે એટલે તેને માટે ખરા નિયમો જાણી લેવાનું જરૂરી છે. તે વિજ્ઞાનનું પૂરું સમર્થન કરે છે કારણ કે વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણ જ કાર્યમાં એકમાત્ર વિશ્વાસપાત્ર માર્ગદર્શન પૂરું પાડે છે.

સર્વહારા વર્ગનું અંતિમ લક્ષ્ય સામ્યવાદના વિજયનું છે. સાથે સાથે જ, સામ્યવાદની દિશામાં ગતિ વર્તમાન સામાજિક વિકાસનું વસ્તુગત અંતસ્તત્ત્વ અંકિત કરે છે. તેમાંથી એવો સાર નીકળે છે કે ઇતિહાસના વસ્તુગત ક્રમ અને સર્વહારાઓનાં વર્ગીય હિતોનો પૂરેપૂરો સુયોગ સધાય છે. એટલે જ, **સર્વહારા**

**વર્ગનાં હિતોના સુસંગત સમર્થન અને વૈજ્ઞાનિક વસ્તુનિષ્ઠતાનો સુયોગ માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાનના પક્ષપાતી સ્વરૂપનું અગત્યનું લક્ષણ અંકિત કરે છે.**

## ૩. માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાનનું સર્જનાત્મક સ્વરૂપ

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન શ્રદ્ધાના આધારે સ્વીકારી લેવામાં આવતા અવિકારી જડ સિદ્ધાંતોનું પોટલું નથી પણ **સર્જનાત્મક અને વિકસતું** વિજ્ઞાન છે. તે નિશ્ચલ નથી રહેતું પરંતુ નિરંતર પલટાતા જીવન જોડે કદમ મિલાવીને આગળ ધપતું રહે છે, અને સામાજિક-ઐતિહાસિક પ્રવૃત્તિ તથા પ્રકૃતિ વિજ્ઞાનની નવીનતમ સિદ્ધિઓ વડે દરરોજ વધારે સમૃદ્ધ બનતું રહે છે.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનો ઉદય થયો ત્યારે મૂડીવાદની ચડતી કળા હતી અને સામાજિક વિકાસ પ્રમાણમાં ધીમા વેગે અને શાંત સંજોગોમાં થઈ રહ્યો હતો. સદીપલટાના સમયે ઐતિહાસિક પરિસ્થિતિમાં મૂળગામી પરિવર્તન થઈ ગયું. મૂડીવાદ આખરી તબક્કામાં, સામ્રાજ્યવાદી કક્ષામાં, પહોંચી ગયો અને આર્થિક તથા રાજકીય આંતરવિરોધો ખાસ ઉગ્ર બની ગયા. સામ્રાજ્યવાદનું મંડાણ થતાં, પ્રમાણમાં શાંતિમય વિકાસનો ગાળો પૂરો થઈ ગયો અને તેનું સ્થાન સામાજિક ઊથલપાથલો તથા ક્રાંતિઓએ લઈ લીધું.

સામાજિક સંબંધોના મૂળગામી વિઘટનની લાક્ષણિકતા ધરાવતા એ ગાળા દરમિયાન, વખત જતાં, પ્રકૃતિ વિજ્ઞાનમાં ક્રાંતિની પરિસ્થિતિ પણ ઉત્પન્ન થઈ. ઇલેક્ટ્રૉન તથા રેડિયોઍક્ટિવિટીની શોધ અને બીજી મહત્ત્વની વૈજ્ઞાનિક સિદ્ધિઓના પરિણામે પદાર્થ તથા તેના ગુણધર્મો વિશે પ્રકૃતિ વિજ્ઞાનની પુરાણી વિભાવનાઓ પલટાઈ ગઈ કારણ કે આધિભૌતિકવાદી દૃષ્ટિએ તો તેમને અંતિમ તથા અવિકારી ગણવામાં આવતા હતા.

સ્વાભાવિક છે કે એવા નવા સંજોગોમાં માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનો સર્જનાત્મક વિકાસ જરૂરી બની ગયો. સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષના નવા અનુભવનો તેમ જ પ્રકૃતિ વિજ્ઞાનની નવીનતમ સિદ્ધિઓનો સામાન્ય સાર તારવવાનું આવશ્યક બની ગયું. માર્ક્સવાદનો વિરોધ કરતાં બળો વધારે સક્રિય બની ગયાં હતાં અને દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદ ઉપર, કામદાર વર્ગના વિશ્વ દૃષ્ટિકોણના સૈદ્ધાંતિક પાયા ઉપર, વધારે જોરદાર પ્રહારો કરી રહ્યાં હતાં એટલે એ આવશ્યકતા વધારે તાકીદની બની ગઈ.

ઓગણીસમી સદીના અંતમાં આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનનું કેંદ્ર રશિયા તરફ ખસવા લાગ્યું. ત્યાં સામ્રાજ્યવાદના યુગની પ્રથમ મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ સર્વહારા વર્ગની આગેવાની હેઠળ વિકસી રહી હતી, અને તેમાંથી સમાજવાદી ક્રાંતિના વિકાસની વસ્તુગત પૂર્વશરતો ઘાટ પામી રહી હતી. રશિયામાં લેનિનવાદનો ઉદય થયો. **લેનિનવાદમાં નવા ઐતિહાસિક યુગનો, સામ્રાજ્યવાદ તેમ જ સર્વહારા વર્ગીય ક્રાંતિઓના યુગનો, મૂડીવાદમાંથી સમાજવાદ સંક્રમણ તથા સામ્યવાદી સમાજના નિર્માણના યુગનો, માર્ક્સવાદ** અંકિત છે. એટલે, માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનો અધિક સર્જનાત્મક વિકાસ રૂસી તથા આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા **વ્લાદીમિર ઈલ્યીચ લેનિનના** (૧૮૭૦–૧૯૨૪) નામ જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલો છે તેમાં આકસ્મિક કશું જ નથી. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનમાં તેમનો ફાળો એટલો મોટો અને બહુવિધ છે કે દાર્શનિક ચિંતનના ઈતિહાસમાં તેને એક તબક્કાનું, એક યુગનું, સ્થાન મળ્યું છે.

## તત્ત્વજ્ઞાનના ઈતિહાસમાં લેનિનવાદી તબક્કો

તત્ત્વજ્ઞાનના વિકાસમાં લેનિનવાદી તબક્કો ઓગણીસમી સદીના અંતથી આજ સુધીના ગાળાને આવરી લે છે.

લેનિનનું ઐતિહાસિક ગૌરવ એ હકીકતમાં છે કે તેમણે નવા ઐતિહાસિક સંજોગોમાં દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદને પુષ્ટિ આપીને તથા અધિક વિકસાવીને તત્ત્વજ્ઞાનમાં મોટો ફાળો આપ્યો છે. તેમનું સૈદ્ધાંતિક કાર્ય સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષ જોડે તેમ જ સોવિયેત સંઘમાં સમાજવાદના નિર્માણ જોડે સીધું સંકળાયેલું હતું. તેમણે માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનને વધારે સમૃદ્ધ બનાવ્યું એટલું જ નહિ પરંતુ તેના સિદ્ધાંતોને અમલમાં લાગુ પણ કર્યા. લેનિને કોમ્યુનિસ્ટ પાર્ટીની, નવા અને ક્રાંતિકારી પ્રકારની પાર્ટીની, સ્થાપના કરી. રશિયાના કામદારો તથા કિસાનોએ એ પાર્ટીની આગેવાની હેઠળ સંઘર્ષ લડીને મૂડીવાદને ખતમ કરી નાખ્યો અને જગતના પ્રથમ સમાજવાદી રાજ્યની રચના કરી. લેનિને સમાજવાદી તથા સામ્યવાદી નિર્માણની યોજના ઘડી કાઢી, અને એ યોજનાને વાસ્તવિકતામાં પલટાવી રહેલી જનતા તથા પાર્ટીને મોખરે રહીને જીવનની આખરી ઘડી સુધી માર્ગદર્શન આપ્યું.

નવા ઐતિહાસિક યુગમાં કામદાર વર્ગ તથા તેની માર્ક્સવાદી પાર્ટીએ

ક્રાંતિકારી રીતે સમાજના રૂપાંતરનું, મૂડીવાદના ખાતમાનું, તથા સમાજવાદના નિર્માણનું કર્તવ્ય પાર પાડવાનું હતું. એટલે લેનિને સામાજિક વિકાસની રીતોના પૃથક્કરણ ઉપર, અને સૌપ્રથમ તો મૂડીવાદનું સારતત્ત્વ નિરૂપિત કરવા તેમ જ નૂતન સમાજની સ્થાપના તથા દૃઢીકરણના માર્ગો નિર્ધારિત કરવા ઉપર, ખાસ ધ્યાન આપ્યું. પલટાયેલા ઐતિહાસિક સંજોગોને લક્ષમાં લઈને તેમણે સમાજવાદી ક્રાંતિના માર્ક્સવાદી સિદ્ધાંતને અધિક વિકસાવ્યો, અને દલીલો રજૂ કરીને બતાવી આપ્યું કે આરંભમાં કેટલાક દેશોમાં અથવા એક જ દેશમાંયે સમાજવાદનું નિર્માણ શક્ય છે. સમાજવાદી ક્રાંતિના સંબંધમાં તેમના સિદ્ધાંતનો જોરદાર પ્રભાવ સામાજિક વિકાસના ક્રમ ઉપર પડ્યો.

એ સિદ્ધાંતના માર્ગદર્શનના આધારે તથા તેને સર્જનાત્મક રીતે અધિક વિકસાવીને યુરોપ, એશિયા, તથા લેટિન અમેરિકાના ઘણા દેશોમાં સમાજવાદનું નિર્માણ કરવામાં આવ્યું છે અથવા આવી રહ્યું છે, અને સોવિયેત સંઘમાં સમાજવાદનું નિર્માણ થઈ ગયું છે અને હાલ સામ્યવાદનું સફળ નિર્માણ થઈ રહ્યું છે.

લેનિને **રાષ્ટ્રો તથા રાષ્ટ્રીય મુક્તિ આંદોલન સંબંધી** વૈજ્ઞાનિક સિદ્ધાંત ઘડી કાઢ્યો અને બતાવ્યું કે અગાઉના પછાત તથા પરાધીન દેશો માટે મૂડીવાદી તબક્કાને પૂરેપૂરો અથવા અમુક અંશે બાજુએ રહેવા દઈને સામંતશાહીમાંથી સીધું સમાજવાદની દિશામાં સંક્રમણ શક્ય છે. એ સવાલ અંગ લેનિનના વિચારોનું સામર્થ્ય તથા ચૈતન્યની સાબિતી રાષ્ટ્રીય મુક્તિ આંદોલનની જબ્બર સફળતાઓમાં તેમ જ સમાજવાદની દિશામાં અભિમુખ કેટલાય નવ-સ્વતંત્ર દેશોના વેગીલા વિકાસમાં જોવા મળે છે.

લેનિને વર્ગો તથા વર્ગસંઘર્ષ, સર્વહારા વર્ગની સરમુખત્યારી તથા તેનાં રૂપો, ઈતિહાસમાં લોકસમુદાયોની ભૂમિકા, કામદાર વર્ગની પાર્ટીની ભૂમિકા, પ્રગતિશીલ વિચારોની ભૂમિકા, વગેરે સંબંધી માર્ક્સવાદી સિદ્ધાંતોને પણ અધિક સમૃદ્ધ બનાવ્યા.

તેમણે દ્વંદ્વવાદની સમસ્યાઓના વિગતવાર નિરૂપણમાં મહત્ત્વનો ફાળો આપ્યો. તેમણે સઘળી રંગછાયાઓના આધિભૌતિકવાદ સામે સંઘર્ષમાં ભૌતિકવાદી દ્વંદ્વવાદના નિયમો તથા પ્રવર્ગોના માર્ક્સવાદી સિદ્ધાંતને પુષ્ટ કર્યો તથા અધિક વિકસાવ્યો, અને દ્વંદ્વાત્મકતાના કેંદ્રક ઉપર, એકતા અને વિરોધી તત્ત્વો વચ્ચેના ઘર્ષણના નિયમ ઉપર, ખાસ ધ્યાન આપ્યું.

લેનિને જ્ઞાનનો દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી સિદ્ધાંત ઘડી કાઢ્યો. વૈજ્ઞાનિક શોધોના

પરિણામે સદીપલટાના સમયે પ્રકૃતિ વિજ્ઞાનમાં આવેલી કટોકટીનું તલસ્પર્શી સર્વાંગી પૃથક્કરણ કરીને તેમણે બતાવી આપ્યું કે તેનો ઉકેલ કેવળ ભૌતિકવાદી દ્વંદ્વવાદના સિદ્ધાંતોના આધારે જ શક્ય છે.

તેમણે મૂડીવાદી વિચારસરણી, સુધારણાવાદ, તથા મતવાદ સામે સુસંગત લડત ચલાવી. તેમણે સુધારણાવાદ તથા મતવાદનાં તાત્ત્વિક લક્ષણોને તેમ જ તેમના વિકાસનાં વહેણોને ઉઘાડાં પાડીને માર્ક્સવાદીઓને વર્તમાન સુધારણાવાદ તથા મતવાદ સામે સંઘર્ષ લડવાનું સાધન પૂરું પાડ્યું.

માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનમાં લેનિનના ફાળાનું વધારે વિગતવાર પરીક્ષણ આગળનાં પ્રકરણોમાં કરવામાં આવશે.

લેનિનના સમય પછી માર્ક્સવાદના તેમના સહયોગીઓ તથા શિષ્યો, સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના તેમ જ સાથીભાવી કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓના નામાંકિત આગેવાનો, માર્ક્સવાદના તત્ત્વજ્ઞાનને વિકસાવવાનું કાર્ય કરતા રહ્યા છે અને કરે છે.

માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાનને સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી તથા બીજી માર્ક્સવાદી પાર્ટીઓની કૉંગ્રેસો, સંમેલનો, તથા કેંદ્રીય સમિતિનાં પૂર્ણ અધિવેશનોના નિર્ણયોમાં તેમ જ કોમ્યુનિસ્ટોનાં આંતરરાષ્ટ્રીય સંમેલનોના ઠરાવોમાં અધિક વિકસાવવામાં આવ્યું છે. એ દસ્તાવેજોમાં માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનને વિકસાવીને સાબિતી પૂરી પાડવામાં આવી છે કે ઐતિહાસિક પરિસ્થિતિના પૃથક્કરણમાં, ક્રાંતિકારી સંઘર્ષ, તેમ જ સમાજવાદી તથા સામ્યવાદી નિર્માણની વાસ્તવિક પ્રવૃત્તિમાં, તેનાં વિધાનો તથા નિષ્કર્ષો સમુચિત રીતે લાગુ કરવામાં આવ્યાં છે. માર્ક્સવાદ-લેનિનવાદના વૈજ્ઞાનિક સિદ્ધાંતના, માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાનના, સર્જનાત્મક વિકાસમાં, મહેનતકશ લોકોના ક્રાંતિકારી સંઘર્ષ તેમ જ સમાજવાદી તથા સામ્યવાદી નિર્માણ જોડે તેના જીવંત સમન્વયમાં, સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની સમગ્ર ઐતિહાસિક પ્રવૃત્તિનું એકદમ જોરદાર અને અત્યંત નોંધપાત્ર પાસું અંકિત છે. પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં કેંદ્રીય સમિતિ વતી મહામંત્રી લેઓનીદ બ્રેઝનેવે રજૂ કરેલા રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે પાર્ટીની સમગ્ર ક્રાંતિકારી પ્રવૃત્તિ માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતના મજબૂત પાયા ઉપર આધારિત છે. "માર્ક્સવાદ-લેનિનવાદનું સામર્થ્ય તેના અવિરત સર્જનાત્મક વિકાસમાં રહેલું છે. માર્ક્સે એમ જ શીખવ્યું છે. લેનિને એમ જ શીખવ્યું છે. અમારી પાર્ટી તેમની શીખનું હંમેશાં નિષ્ઠાથી પાલન

કરશે."* સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી માર્ક્સવાદી સિદ્ધાંતને વિકસાવતી વેળા સામ્યવાદ-વિરોધની વિચારસરણી તેમ જ તરેહવાર મૂડીવાદી તથા સુધારણાવાદી ખ્યાલો સામે જોરદાર સંઘર્ષ ચલાવે છે.

માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાન મુખ્યત્વે પ્રત્યાઘાતી મૂડીવાદી વિચારસરણી સામે કારમા સંઘર્ષ દરમિયાન વિકાસ પામે છે. તત્ત્વજ્ઞાનીઓનું બે વિરોધી છાવણીઓમાં — ભૌતિકવાદી અને આદર્શવાદી છાવણીઓમાં — વિભાજન યુગોને આવરી લેતા દાર્શનિક ઈતિહાસ દરમિયાન ખતમ નથી થયું. આજે એ બે વહેણો વચ્ચેની લડાઈમાં પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી વર્ગો વચ્ચેના સંઘર્ષનું પ્રતિબિંબ અંકિત છે.

ક્રાંતિકારી સર્વહારા વર્ગ અને તમામ મહેનતકશ ઈન્સાનોનો વિશ્વ દૃષ્ટિકોણ અંકિત કરતું માર્ક્સવાદી-લેનિનવાદી ભૌતિકવાદી તત્ત્વજ્ઞાન સામ્રાજ્યવાદી પ્રત્યાઘાત વિરુદ્ધ અને સમાજવાદ તથા પ્રગતિ ખાતર સંઘર્ષમાં જોરદાર હથિયાર સમું છે. તેના વિરોધમાં પ્રત્યાઘાતી મરણોન્મુખ મૂડીદાર વર્ગનું આદર્શવાદી તત્ત્વજ્ઞાન છે. એ તત્ત્વજ્ઞાન પ્રત્યાઘાતી ભૂમિકા ભજવે છે કારણ કે મૂડીવાદી પદ્ધતિને બચાવી લેવાની કોશિશ કરે છે, લાખોકરોડો કામદારોને આદર્શવાદની પકડમાં રાખે છે, માર્ક્સવાદ-લેનિનવાદને નકારે છે, અને બહોળા લોકસમુદાયોમાં ભૌતિકવાદ તથા દ્વંદ્વવાદના વિચારોના પ્રભાવને અવરોધે છે.

વર્તમાન મૂડીવાદી તત્ત્વજ્ઞાનમાં ઘણાં પંથ અને વહેણો છે. પરંતુ તેમની વચ્ચેના તફાવતો અગત્યના નથી. મુખ્ય બાબતમાં — આદર્શવાદી સારતત્ત્વ, માર્ક્સવાદ વિરોધી વલણ, અને સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતની કદમબોસીની બાબતમાં — એ બધાં વહેણો એકસરખાં જ છે. તેમાંથી કેટલાંકમાં આદર્શવાદની, રહસ્યવાદની, તથા વિજ્ઞાન તરફ નફરતની ઉઘાડી હિમાયત હોય છે. બીજાં કેટલાંક એ જ કામ વધારે સુઘટિત રીતે કરે છે, વિજ્ઞાનની નવીનતમ સિદ્ધિઓનો ઉપયોગ એ જ હેતુ માટે કરવાની અને સામાજિક વિકાસની આવશ્યકતાઓ જોડે પોતાનો મેળ બેસાડવાની કોશિશ કરે છે. વળી કેટલાંક મધ્યયુગીન પાંડિત્યવાદને ખુલ્લેઆમ ફરી ચાલુ કરે છે અને ધાર્મિક માન્યતાઓનું યશોગાન કરે છે.

પરંતુ વર્તમાન સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના વિચારકો ગમે એટલી કોશિશો

---

* 'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસ', મોસ્કો ૧૯૭૬, પૃષ્ઠ ૮૭.

કરે તોપણ માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતને ખોટો સાબિત નહિ કરી શકે અને તેના પ્રભાવને ફેલાતો અટકાવી પણ નહિ શકે. માર્ક્સવાદ-લેનિનવાદ તથા તેના ભૌતિકવાદી તત્ત્વજ્ઞાનના વિજયને ઇતિહાસ વધારે ને વધારે પ્રતીતિજનક રીતે પ્રદર્શિત કરી રહ્યો છે.

### અભ્યાસ

૧. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના ઉદયમાં કારણભૂત સામાજિક-આર્થિક સંજોગો, પ્રકૃતિ વિજ્ઞાનના ક્ષેત્રે પૂર્વસંજોગો, અને સૈદ્ધાંતિક સ્રોતો કેવા હતા?

૨. માર્ક્સવાદે તત્ત્વજ્ઞાનમાં આણેલી ક્રાંતિનું સારતત્ત્વ શું છે?

૩. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું પક્ષપાતી સ્વરૂપ એટલે શું?

૪. માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાનના વિકાસમાં લેનિનવાદી તબક્કાનાં મુખ્ય લક્ષણો કેવાં છે?

પ્રકરણ ૩

## પદાર્થ અને તેના અસ્તિત્વનાં રૂપો

આપણે જાણીએ છીએ કે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના વિષય-વસ્તુમાં મુખ્ય બાબત તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલના—ચેતના સાથે પદાર્થના સંબંધના સવાલના—ઉકેલની છે. હવે આપણે **પદાર્થ અને તેના અસ્તિત્વનાં રૂપોનું** વિગતવાર પૃથક્કરણ કરીએ.

### ૧. પદાર્થ

માનવી અપાર સંખ્યાની અત્યંત વિવિધ વસ્તુઓથી ઘેરાયેલો હોય છે. તેમાં અજીવ પ્રકૃતિની વસ્તુઓ—પરમાણુના અતિસૂક્ષ્મ કણોથી લઈને વિરાટ અંતરિક્ષી વસ્તુઓ—તેમ જ જીવો—સાદામાં સાદાથી લઈને વધારેમાં વધારે જટિલ જીવો—સામેલ હોય છે. કેટલીક વસ્તુઓ આપણી નજીક હોય છે, આપણે તેમની વચ્ચે રહીએ છીએ, અને તેમની હાજરીનો ખ્યાલ આપણને સતત રહે છે, તો કેટલીક આપણાથી અત્યંત લાંબા અંતરે હોય છે. કેટલીક આપણને નજરે દેખાય છે, પરંતુ બીજી કેટલીકને જોવી હોય તો એકદમ અદ્યતન સાધનસરંજામનો ઉપયોગ કરવો પડે છે. એ બધી વસ્તુઓના ગુણધર્મો, ગુણો, અને વિશિષ્ટ લક્ષણોમાં પારાવાર વૈવિધ્ય હોય છે.

જગતના વૈવિધ્યથી વિસ્મિત માનવીએ, ચોતરફની બધી વસ્તુઓ એક જ આધારમાંથી ઉદ્‌ભવતી અને એકસરખાં લક્ષણો ધરાવતી હોવાની શક્યતા વિશે વિચાર કરવાનું, લાંબા વખત પહેલાં શરૂ કરી દીધેલું.

ધીરે ધીરે માનવીને પોતાની વાસ્તવિક પ્રવૃત્તિઓ તથા વિજ્ઞાનના વિકાસના આધારે પ્રતીતિ થતી ગઈ કે વસ્તુઓ અને પરિઘટનાઓમાં ભલે ગમે એટલા તફાવતો હોય, તેમના ગુણધર્મો ભલે ગમે એટલા વિવિધ હોય, પરંતુ એ બધી

ભૌતિક છે અને માનવીની ચેતનાની બહાર તથા સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. પ્રકૃતિ વિજ્ઞાનોએ નિર્વિવાદ રૂપે સાબિત કરી દીધું છે કે પૃથ્વી તો તેમાં માનવીનો તથા સામાન્ય રૂપે જીવોનો ઉદય થયો તે પહેલાં કરોડો વર્ષોથી અસ્તિત્વમાં છે. એ હકીકત બતાવે છે કે પદાર્થ, પ્રકૃતિ, વસ્તુગત છે, માનવી તથા તેની ચેતનાથી સ્વતંત્ર છે, અને ચેતના પણ ભૌતિક જગતની દીર્ઘકાલીન ઉત્ક્રાંતિની પેદાશ જ છે.

**પદાર્થની દાર્શનિક વિભાવના, અથવા પ્રવર્ગ, વસ્તુઓ તથા પરિઘટનાઓના સામાન્ય ગુણધર્મને વ્યક્ત કરે છે, અર્થાત્ નિર્દેશ કરે છે કે તેઓ યથાર્થ વાસ્તવિકતા છે, માનવીની ચેતનાની બહાર અસ્તિત્વ ધરાવે છે, અને તેની ચેતનામાં પ્રતિબિંબિત થાય છે.**

દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી વિશ્વ દૃષ્ટિકોણના મૂળભૂત સિદ્ધાંતો, આપણી આસપાસના જગતના વસ્તુગત સ્વરૂપને માન્ય કરવાના તથા એ જગતની અનુભૂતિ પામવાની માનવ ચિત્તની શક્તિને માન્ય કરવાના છે. તેનો અર્થ એવો થયો કે એ મૂળભૂત સિદ્ધાંતોને પ્રતિબિંબિત કરતી પદાર્થની વિભાવના દ્વંદ્વાત્મક ભૌતિકવાદનો એકદમ મહત્ત્વનો, કેંદ્રવર્તી, પ્રવર્ગ બની રહે છે.

પદાર્થનો પ્રવર્ગ અલગ વસ્તુ અથવા પ્રક્રિયાને નહિ, વસ્તુઓ તથા પરિઘટનાઓના સમૂહને નહિ, પરંતુ **સમગ્ર** યથાર્થ વાસ્તવિકતાને આવરી લેતી અત્યંત વ્યાપક વિભાવનાને અંકિત કરે છે. એ વિભાવના અલગ અલગ વસ્તુઓની જે તે વિશિષ્ટતાઓ, ગુણધર્મો, તથા પાસાંઓથી, તેમનાં પ્રત્યક્ષ જોડાણો તથા આંતરક્રિયાથી, અળગી તરીને એ બધી વસ્તુઓની **સર્વસામાન્ય મુખ્ય બાબતને**, અર્થાત્ **વસ્તુગત સ્વરૂપને**, અર્થાત્ માનવીની ચેતનાથી સ્વતંત્ર અસ્તિત્વને, વ્યક્ત કરે છે. પદાર્થની વિભાવના વસ્તુગત જગતના સામાન્ય ગુણધર્મોની સમજણ આપે છે એટલું જ નહિ પરંતુ **જ્ઞાનનો સૌથી મહત્ત્વનો મુખ્ય પ્રવર્ગ પણ છે**. તે જગતની અનુભૂતિ પામવાની માનવીની શક્તિ તથા આપણા જ્ઞાનનો સ્રોત નિર્દેશિત કરે છે, અને દ્વંદ્વાત્મક ભૌતિકવાદના જ્ઞાનના સિદ્ધાંતની મુખ્ય સમસ્યાઓના ઉકેલનો આધાર પણ પૂરો પાડે છે.

પદાર્થની વિભાવના બીજાં વિજ્ઞાનોની, ખાસ કરીને પ્રકૃતિ વિજ્ઞાનની, બાબતમાં પણ ખૂબ મહત્ત્વ ધરાવે છે. કોઈ પણ વિજ્ઞાન યથાર્થ વાસ્તવિકતાના એક અથવા બીજા પાસાનું પરીક્ષણ ન કરે તો માનવ ચિત્તની નિરર્થક મહેનત જ બની રહે.

પદાર્થની ખરેખરી વૈજ્ઞાનિક સર્વાંગી વ્યાખ્યા લેનિને 'ભૌતિકવાદ અને

આનુભવિક-મીમાંસા' નામે કૃતિમાં આપી છે. તેમણે લખ્યું છે કે "પદાર્થ એટલે માનવીને તેના સંવેદનો તરફથી અપાતી, અને આપણાં સંવેદનોથી સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં રહીને તેમાં પ્રતિકૃતિ પામતી, છબીકૃત બનતી, તથા પ્રતિબિંબિત થતી યથાર્થ વાસ્તવિકતાને અંકિત કરતો દાર્શનિક પ્રવર્ગ."*

પદાર્થની લેનિને આપેલી વ્યાખ્યાના મહત્ત્વનું અતિમૂલ્યાંકન મુશ્કેલ છે. તેમાં સદીઓ દરમિયાન માનવજાતિના અનુભવનો સાર તારવવામાં આવ્યો છે, લોકોને ચોતરફના જગતની ખરી સમજણ આપવામાં આવી છે, અમલી પ્રવૃત્તિ તથા જ્ઞાનનો આરંભ મનસ્વી આત્મલક્ષી વિચારોમાંથી નહિ પરંતુ વાસ્તવિકતાના જ આધારે, વસ્તુગત ભૌતિક સંજોગોના આધારે, કરતાં શીખવવામાં આવ્યું છે. એ વ્યાખ્યા જગતને જાણી લેવાની શક્યતાનો સ્પષ્ટ નિર્દેશ કરીને માનવીય બુદ્ધિપ્રભા માટે અસીમ સંભાવનાઓ મોકળી કરી દે છે, માનસને પ્રોત્સાહિત કરે છે, અને જગતનાં ગહનતમ રહસ્યોનો તાગ મેળવવામાં માનવીને સહાયક બને છે.

પદાર્થની લેનિને આપેલી વ્યાખ્યામાં એક તરફ ભૌતિકવાદ અને બીજી તરફ આદર્શવાદ તથા અજ્ઞેયવાદ વચ્ચેનો મૂળભૂત વિરોધ પ્રતિબિંબિત છે. તેમાં ગહન નિરીશ્વરવાદી મર્મ પણ સમાયેલો છે. ખરેખર, પદાર્થ પ્રાથમિક તથા સનાતન હોય તો તેનું સર્જન અને વિનાશ ન થઈ શકે, તે દરેક હયાત વસ્તુનું આંતરિક અંતિમ કારણ હોય. જ્યાં પદાર્થ દરેક વસ્તુનું પ્રાથમિક કારણ, પ્રાથમિક આધાર, હોય એવા જગતમાં અતિલૌકિક શક્તિઓને મુદ્દલ સ્થાન ન જ હોય.

એટલે જ આદર્શવાદીઓ તથા ધર્મધુરંધરો પદાર્થને માન્યતા આપવાની સામે હંમેશાં કટ્ટર લડત ચલાવતા રહ્યા છે. પ્લેટોથી લઈને બેર્કલી સુધી ભૂતકાળના આદર્શવાદીઓ પદાર્થની વિભાવનાને "ખતમ કરી નાખવાની" જહેમતોમાં મશગૂલ રહેતા હતા, અને માખવાદીઓએ** તો તેની સામે જેહાદ પણ ચલાવેલી આજે મૂડીવાદી આદર્શવાદી તત્ત્વજ્ઞાન તથા સુધારણવાદના

---

*વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૪, પૃષ્ઠ ૧૩૦.

**માખવાદીઓ ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના આરંભમાં તત્ત્વજ્ઞાનમાં આદર્શવાદી વહેણના હિમાયતીઓ હતા. એ વહેણનું નામ ઑસ્ટ્રિયન તત્ત્વજ્ઞાની એન્સ્ટ માખ ઉપરથી પડ્યું હતું. લેનિને ૧૯૦૯માં પ્રકાશિત 'ભૌતિકવાદ અને આનુભવિક-મીમાંસા' નામે કૃતિમાં માખવાદની ગહન અને સર્વાંગી આલોચના આપી છે.

સંખ્યાબંધ પ્રતિનિધિઓએ એ લડત ચાલુ રાખી છે. પદાર્થની વિભાવના ઉપર કરવામાં આવતા પ્રહારોમાં ઉદ્દેશ ભૌતિકવાદની મૂળભૂત વિભાવનાના પાયા ખોદી નાખવાનો, પદાર્થને તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાનમાંથી કાઢી નાખવાનો, અને એ રીતે આદર્શવાદ, અજ્ઞેયવાદ, તથા ધર્મનો માર્ગ મોકળો કરી દેવાનો છે.

પરંતુ એ પ્રહારો તદ્દન નિરર્થક છે. વૈજ્ઞાનિક પ્રગતિ તથા માનવીની સમગ્ર અમલી પ્રવૃત્તિ નિર્વિવાદ રૂપે સાબિત કરી દે છે કે પદાર્થ યથાર્થ વાસ્તવિકતા તરીકે અસ્તિત્વમાં છે અને અનંત તથા શાશ્વત છે. તમામ વસ્તુઓ, ચીજો અને પ્રક્રિયાઓ, ગતિમય પદાર્થની કેવળ અભિવ્યક્તિઓ કે રૂપો જ છે. એટલે આપણી ચોતરફનું જગત **એક જ ભૌતિક જગત** છે. પરંતુ, આપણને વ્યક્તિગત અનુભવ તથા વૈજ્ઞાનિક શોધોમાં જોવા મળે છે તેમ, પદાર્થનાં પ્રકારો તથા રૂપો બહુવિધ છે. તેનો અર્થ એવો થયો કે ભૌતિક જગતમાં **વિવિધતાની એકતા** અંકિત છે. ભૌતિક જગતમાં એક પણ વસ્તુ, ગમે એટલી સૂક્ષ્મ હોય તોય, એવી નથી કે જે શૂન્યમાંથી ઉદ્‌ભવ પામી શકે અને કશી નિશાની રહેવા દીધા વગર લુપ્ત થઈ શકે. એક વસ્તુના નાશમાંથી બીજી વસ્તુનો ઉદય થાય છે, એ બીજી વસ્તુના નાશમાંથી ત્રીજી વસ્તુનો ઉદય થાય છે, એવી અનંત ક્રિયા સદા ચાલતી જ રહે છે. વાસ્તવિક વસ્તુઓ પલટાઈ જાય છે, એક વસ્તુનું રૂપાંતર બીજી વસ્તુમાં થાય છે, પરંતુ એવી પ્રક્રિયા દરમિયાન પદાર્થ લુપ્ત પણ નથી થતો અને કોઈ નવા પદાર્થનું સર્જન પણ નથી થતું.

## પદાર્થની વિભાવના અને પ્રકૃતિ વિજ્ઞાન તરફથી રજૂ થતું જગતનું ચિત્ર

પદાર્થની દાર્શનિક વિભાવનાને **પ્રકૃતિ વિજ્ઞાન તરફથી રજૂ થતા જગતના ચિત્રથી**, પ્રકૃતિ વિજ્ઞાનના વિકાસ દરમિયાન પદાર્થનાં **વાસ્તવિક** રૂપોની રચના, સ્થિતિ, તથા ગુણધર્મો વિશે નિરૂપિત થતા વિચારોથી, અલગ તારવવી જ જોઈએ. એ વિચારો નિરંતર બદલતા, વિકસતા, અને ક્યારેક તો મૂળગામી રૂપાંતર પામતા રહે છે. પરંતુ એથી પદાર્થની દાર્શનિક સમજણની, પદાર્થને આપણી ચેતનાથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી યથાર્થ વાસ્તવિકતા તરીકે ગણાવતી સમજણની, સચ્ચાઈને કશી આંચ નથી પહોંચતી.

આદર્શવાદીઓ ભૌતિકવાદના "ખંડનનો" પ્રયાસ કરતી વેળા પદાર્થને વાસ્તવિક ભૌતિક વસ્તુઓની રચના અંગે પ્રકૃતિ વિજ્ઞાનના વિચારો જોડે

જાણીજોઈને ગૂંચવી નાખે છે. એ વિચારોમાં પરિવર્તન થાય, પુરાણા વિચારોને તજી દેવામાં આવે અને તેને બદલે નવા, વધારે ચોકસાઈભર્યા, તથા સુધારેલા વિચારો અપનાવવામાં આવે ત્યારે તેઓ એવી હકીકતને પદાર્થના "લોપ" તરીકે, ભૌતિકવાદના "પતન" તરીકે, આગળ ધરે છે.

દાખલા તરીકે, ઘણી સદીઓ સુધી કેટલાય ભૌતિકવાદીઓ આધિભૌતિકવાદી રીતે પરમાણુને પદાર્થ જોડે એકરૂપ ગણતા હતા. તેઓ પરમાણુને અભેદ્ય અને અવિભાજ્ય માનતા હતા. પરંતુ ઓગણીસમી સદીના અંતમાં વિજ્ઞાનીઓએ વીજાણુની, પરમાણુના સૂક્ષ્મ અંતર્ગત ભાગની, અને પછી બીજા કણોની, શોધ કરી. તેના પરિણામે, સદીઓથી જગતનું અંતિમ અવિભાજ્ય એકમ ગણાતો પરમાણુ અત્યંત જટિલ પરિઘટના સાબિત થઈ ગયો. જાણવા મળ્યું કે વીજાણુના ગુણધર્મો પરમાણુના ગુણધર્મોની અગાઉ સ્વીકૃત વિભાવનાઓથી સાવ નિરાળી છે. એથી આધિભૌતિકવાદી રીતે વિચાર કરતા ભૌતિકવિજ્ઞાનીઓ ગૂંચવાડામાં પડી ગયા, અને આદર્શવાદી તત્ત્વજ્ઞાનીઓએ તેમાંથી ઊભી થયેલી મુશ્કેલીઓનો ફાયદો ઉઠાવીને પરમાણુના "ભૌતિકતા-લય"ની તથા પદાર્થના "લોપ"ની વાતો કરવાનું બહાનું ઝડપી લીધું.

લેનિને 'ભૌતિકવાદ અને આનુભવિક-મીમાંસા' કૃતિમાં સાબિત કરી દીધું કે એ વિધાનો કોઈ રીતે ટકી શકે એમ નથી. તેમણે બતાવ્યું કે પ્રકૃતિ વિજ્ઞાનની નવીનતમ શોધો પદાર્થના લોપમાં નથી પરિણમતી પરંતુ પદાર્થ સંબંધી આપણા જ્ઞાનને કેવળ વિસ્તારે જ છે. ગઈકાલે આપણા જ્ઞાનની સીમા પરમાણુમાં અંકિત હતી, આજે વીજાણુમાં છે, અને આવતીકાલે એ સીમા પણ બદલાઈ જશે. આપણું જ્ઞાન પદાર્થની ભીતર વધારે ઊંડું પહોંચે છે અને તેના અધિકાધિક ગુણધર્મોને, વધારે ને વધારે ગહન તથા બારીક રૂપરચનાઓને, પ્રકાશમાં આણે છે. વીજાણુની શોધ થઈ ત્યારે તેમાં પણ ચોક્કસ પદાર્થનું એવું રૂપ જ અંકિત હતું. વીજાણુ અખૂટ હોવા વિશે, પદાર્થના ઊંડાણ સંબંધી જ્ઞાન અંતહીન હોવા વિશે, તે અસીમ હોવા વિશે, લેનિને તેજસ્વી ચિંતન કર્યું હતું. લેનિને વિજ્ઞાનની નવીનતમ સિદ્ધિઓનો ઉલ્લેખ કરતી વેળા નિષ્કર્ષ તારવ્યો હતો કે "વીજાણુ પણ પરમાણુ જેટલો જ **અખૂટ** છે, પ્રકૃતિ અનંત છે."

પદાર્થની ગુણાત્મક વિવિધતા અને તેની રચના તથા ગુણધર્મોની અપારતા સંબંધી લેનિનના વિચારો વર્તમાન વિજ્ઞાનની, અને ખાસ કરીને ભૌતિકવિજ્ઞાનની, શોધોમાં એકદમ ખરા સાબિત થઈ ગયા છે.

દ્રવ્ય આધુનિક ભૌતિકવિજ્ઞાનમાં જાણીતું પદાર્થનું રૂપ છે. યાંત્રિક દ્રવ્યમાન, અથવા ભૌતિકવિજ્ઞાનીઓના શબ્દોમાં વિરામ દ્રવ્યમાન, ધરાવતી દરેક વસ્તુ દ્રવ્ય હોય છે. માનવીની આસપાસ ફેલાયેલી બધી દેખાતી, અથવા સ્થૂલ પણ કહેવાતી, વસ્તુઓ દ્રવ્યક હોય છે. એ વસ્તુઓ અણુઓની બનેલી હોય છે, અને અણુમાં પરમાણુઓ સમાયેલા હોય છે. વસ્તુઓ, અણુઓ, તથા પરમાણુઓ અસાધારણ વિવિધતા ધરાવે છે. પરંતુ દ્રવ્યની ગુણાત્મક વિવિધતા ત્યાં પૂરી નથી થઈ જતી. પરમાણુઓની રચના બહુ જ અટપટી હોય છે. તેમાં પરમાણુનું કેંદ્રક બની રહેતા પ્રાથમિક કણો — પ્રોટોન તથા ન્યુટ્રોન — હોય છે, અને વીજાણુઓ કેંદ્રક ફરતે અત્યંત ઝડપથી ચકરાવા લેતા રહે છે. ઉલ્લેખિત કણો તેમ જ વિજ્ઞાનના ક્ષેત્રે જાણવામાં આવેલા બીજા "પ્રાથમિક" કણો (મેસૉન, હાઈપેરૉન, ન્યુટ્રિનો, વગેરે) હાલ આપણી જાણના સૌથી નાના કણો છે. તેમને "પ્રાથમિક" કણો કહેવામાં આવે છે કારણ કે વિજ્ઞાનીઓ તેમનું વિભાજન એથીયે નાની ભૌતિક રચનાઓમાં હજુ નથી કરી શક્યા. પરંતુ એક વાતમાં તો શંકાને મુદ્દલ સ્થાન નથી જ કે એ કણો પણ પરમાણુની જેમ અટપટી બારીક રૂપરચના ધરાવે છે. અહીંયાં નોંધ લેવી ઘટે કે "પ્રાથમિક" કણો કેવળ પરમાણુઓ તથા કેંદ્રકોના ભાગ તરીકે જ નહિ પરંતુ મુક્ત સ્થિતિમાં પણ અસ્તિત્વ ધરાવતા હોય છે. દાખલા તરીકે, એવા ઘણા કણો અંતરિક્ષી વિકિરણમાં સામેલ હોય છે.

તાજેતરનાં વર્ષોમાં વિરોધી-કણો (પૉઝિટ્રોન, એન્ટીપ્રોટોન, તથા બીજા) શોધી કાઢવામાં આવ્યા છે. તેઓ દ્રવ્યમાંના સંબંધિત કણોથી (ઇલેક્ટ્રોન (વીજાણુ), પ્રોટોન) વિપરીત વિદ્યુત પ્રવાહને કારણે જુદા પડે છે.

લેનિને 'ભૌતિકવાદ અને આનુભવિક-મીમાંસા' પુસ્તક લખ્યું ત્યારે માત્ર એક જ "પ્રાથમિક" કણ, વીજાણુ, જાણવામાં આવ્યો હતો. આજે તો વિજ્ઞાનના ક્ષેત્રે ડઝનબંધ "પ્રાથમિક" કણો તથા વિરોધી-કણો જાણવામાં આવી ગયા છે. ભૌતિકવિજ્ઞાનીઓએ પરમાણુના સંખ્યાબંધ કણો શોધી કાઢ્યા છે એટલું જ નહિ પરંતુ તેમના વિવિધ ગુણધર્મો સાબિત કરીને સાથોસાથ બતાવી આપ્યું છે કે એ કણો પણ પરમાણુની જેમ અક્ષય છે. આજે વીજાણુની ધારણા કોઈ જાતના કદી ન પલટાતા ટચૂકડા ગોલક તરીકે થઈ શકે નહિ. તે અસાતત્ય તથા સાતત્યના ગુણધર્મો, અથવા કણના તેમ જ તરંગના ગુણધર્મો, અને સાથોસાથ દ્રવ્યમાન, વિદ્યુત પ્રવાહ, ચુંબકીય ચાકમાત્રા, વગેરે તરીકેના

ગુણધર્મો પણ ધરાવે છે. બીજા "પ્રાથમિક" કણો પણ બહોળા વ્યાપના ગુણધર્મો ધરાવતા હોય છે.

દ્રવ્ય વિવિધ સ્થિતિઓમાં હયાત હોય છે. આપણને રોજિંદી જિંદગીમાં સામાન્ય રીતે **ઘન**, **પ્રવાહી**, અથવા **વાયુરૂપી** દ્રવ્યો જોડે કામ પડે છે. પરંતુ જગતમાં દ્રવ્યની અત્યંત વ્યાપક સ્થિતિ **પ્લાઝમાની**, વીજભારિત કણોએ—વીજાણુ તથા આયન કણોએ—પેદા કરેલી વાયુરૂપી સ્થિતિની, હોય છે. તારાઓ, નિહારિકાઓ, આંતર-તારક વાયુઓ પ્લાઝમાની સ્થિતિમાં હોય છે, અને પૃથ્વી પર ખૂબ વ્યાપક ઘન, પ્રવાહી, તથા વાયુરૂપી વસ્તુઓ અંતરિક્ષમાં મોટે ભાગે બહુ જ વિરલ હોય છે.

પ્લાઝમા વાયુ જોડે સામ્ય ધરાવે છે, પરંતુ તેના ગુણધર્મો નિરાળા હોય છે: જોરદાર ચુંબકીય ક્ષેત્રની અસરને લીધે તેના કણોનું હલનચલન વિશિષ્ટ ચક્રીય સ્વરૂપ ધારણ કરે છે. ચુંબકીય ક્ષેત્ર બંધ વાસણ જેવી કામગીરી કરીને પ્લાઝમાને અમુક ચોક્કસ સ્થિતિ તથા પરિમાણમાં જાળવી રાખે છે. એવા ગુણધર્મોને લક્ષમાં લઈને પ્લાઝમાને પદાર્થનું વળી એક વધારે, ચોથું, રૂપ પણ ગણવામાં આવે છે.

આજે વિજ્ઞાનીઓ પ્લાઝમાના પરીક્ષણ ઉપર વિશેષ રૂપે બહુ ધ્યાન આપે છે. તેના પરીક્ષણમાંથી ટેકનિકલ પ્રગતિની અપાર શક્યતાઓ પેદા થાય છે, ખાસ કરીને તાપનાભિકાય પ્રતિક્રિયાઓના નિયંત્રણનો અને એ રીતે વાસ્તવમાં ઊર્જાનો અખૂટ ભંડાર હાંસલ કરવાનો માર્ગ મોકળો થાય છે.

સાધારણ ઘન દ્રવ્યને અસાધારણ અધિક ઘટત્વની હદે દબાવવામાં આવે તો તેના પરમાણુઓના વીજાણુઓ પરમાણુ-કેંદ્રકમાં પેસી જાય અને પ્રોટોનો સાથે ભળી જઈને ન્યુટ્રોનોમાં પલટાઈ જાય. એ રીતે દ્રવ્યની બીજી એક સ્થિતિ, **ન્યુટ્રોન** સ્થિતિ, પેદા થાય. ન્યુટ્રોન રૂપના દ્રવ્યના વિશિષ્ટ ગુણધર્મો તેની પારાવાર વિદ્યુત ચાલકતા (સર્વોત્તમ વિદ્યુત ચાલક ધાતુઓ કરતાં હજારો ગણી), તેમાંથી વીજળી પસાર થાય ત્યારે જોરદાર ચુંબકીય ક્ષેત્રોનો આવિષ્કાર, અને વિસ્મયજનક અજોડ ઘટત્વના છે. એટલું કહેવું પૂરતું થઈ પડશે કે ન્યુટ્રોન રૂપમાં ફક્ત એક ઘન સેન્ટિમીટર દ્રવ્યનું વજન દસ લાખ ટનથી ઓછું ન હોય.

આધુનિક વિજ્ઞાનની જાણમાં પદાર્થનું બીજું એક મૂળભૂત રૂપ **ક્ષેત્રનું** છે. ભૌતિક ક્ષેત્ર ભૌતિક રૂપને અંકિત કરે છે. અને વસ્તુઓને પરસ્પર સાંકળે છે તથા ક્રિયાને એક વસ્તુમાંથી બીજી વસ્તુમાં સંચારિત કરે છે. ગુરુત્વાકર્ષણ ક્ષેત્ર (ગુરુત્વ) અને વિદ્યુત-ચુંબકીય ક્ષેત્ર (પ્રકાશ તેનો જ એક પ્રકાર છે) ઓગણીસમી સદી દરમિયાન જાણવામાં આવી ચૂક્યાં હતાં. ફોટોનો તત્ત્વો છે,

વિદ્યુત-ચુંબકીય ક્ષેત્રના કણો છે, પરંતુ દ્રવ્યના કણોનું લાક્ષણિક વિરામ દ્રવ્યમાન ન ધરાવતા હોવાથી એ દૃષ્ટિએ તેમનાથી જુદા પડે છે. વધુમાં, ફોટોનો શૂન્યાવકાશમાં હંમેશાં એક સેકંડે 300000 કિલોમીટરના સતત વેગે સફર ખેડે છે, જ્યારે દ્રવ્યના કણોના વેગમાં ઘણો તફાવત હોઈ શકે છે ખરો પરંતુ ફોટોનથી વધારે વેગ શક્ય નથી.

ગુરુત્વાકર્ષણ અને વિદ્યુત-ચુંબક ક્ષેત્રો ઉપરાંત નાભિકીય, મેસોન, તથા ઇલેક્ટ્રોન-પૉઝિટ્રોન ક્ષેત્રો પણ હોય છે. દરેક ક્ષેત્રના અનુવર્તી ચોક્કસ કણો હોય છે, અને તેમના ગુણધર્મો ફોટોનોના ગુણધર્મો જોડે એકરૂપ નથી હોતા.

એ રીતે, દ્રવ્ય તેમ જ ક્ષેત્ર રચના તથા ગુણધર્મોની દૃષ્ટિએ બહુવિધ અને અક્ષય હોય છે.

દ્રવ્ય અને ક્ષેત્ર વચ્ચેની સીમારેખાઓ કેવળ સ્થૂલ દૃશ્ય જગતમાં જ સ્પષ્ટ હોય છે. પરંતુ સૂક્ષ્મ-પ્રક્રિયાઓની બાબતમાં એ સીમારેખાઓ સાપેક્ષ હોય છે. દ્રવ્યના કેટલાક કણો (દાખલા તરીકે મેસોનો) સાથોસાથ અનુવર્તી ક્ષેત્રના કણો (પુંજ) પણ હોય છે. દ્રવ્ય અને ક્ષેત્ર અવિભાજ્ય રૂપે સંકળાયેલાં હોય છે. તેઓ પરસ્પર ક્રિયા કરે છે, અને અમુક સંજોગોમાં એકમાંથી બીજામાં રૂપાંતર પામવાની ક્ષમતા ધરાવે છે. દ્રવ્યના બે કણો (ઇલેક્ટ્રોન તથા પૉઝિટ્રોન) અમુક સંજોગોમાં રૂપાંતર પામીને ફોટોનો, વિદ્યુત-ચુંબક ક્ષેત્રના કણો, બની શકે છે. એવા પ્રયોગની વાસ્તવિક સફળતામાં ભૌતિકવિજ્ઞાનની મહાનતમ સિદ્ધિઓમાંની એક અંકિત હતી. એથી જગતની ભૌતિક એકતા, પરિવર્તનશીલતા, અને ગતિશીલતા ફરી સાબિત થઈ ગઈ.

અણુથી મોટા, બહુલક રાસાયણિક સંયોજનો (રબર, પ્રોટિનો, સેલ્યુલોઝ, સ્ટાર્ચ, અને બીજાં) તરીકે જાણીતા, કણોનાં પરીક્ષણોથી પદાર્થની રચનાના સિદ્ધાંતમાં મહત્ત્વનો ફાળો મળ્યો છે. એ સંયોજનોની મુખ્ય વિશિષ્ટતા એવી છે કે તેમનો ઘાટ શૃંખલાઓમાં અથવા બીજાં વધારે જટિલ રૂપોમાં સંકળાયેલા પરમાણુઓના સમાન જૂથોનાં સંખ્યાબંધ પુનરાવર્તનો મારફત બંધાય છે.

બહુલકોની શોધથી માનવ ચિત્ત એવા ક્ષેત્રમાં પહોંચી ગયું કે જે વાસ્તવમાં સૂક્ષ્મ અને સ્થૂલ જગતની સીમાએ આવેલું છે. ઘણાં બહુલક સંયોજનો, ખાસ કરીને પ્રોટિનો, સજીવ દ્રવ્યની રચના માટે સામગ્રીની કામગીરી બજાવતાં હોવાથી, તેમનું સફળ પરીક્ષણ જીવનની પરિઘટનાઓનું સારતત્ત્વ પારખી લેવાની, પ્રાણભૂત પ્રક્રિયાઓને સમજી લેવાની તથા તેમનું નિયંત્રણ કરવાની, દિશામાં મહત્ત્વનું કદમ અંકિત કરે છે.

એ રીતે, આધુનિક ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, તથા બીજાં વિજ્ઞાનોની સઘળી સિદ્ધિઓ પદાર્થના વસ્તુગત સ્વરૂપ, જગતની એકતા અને વિવિધતા, પદાર્થની અનંતતા, અને માનવીય જ્ઞાનની અસીમતા વિશે દ્વંદ્વાત્મક ભૌતિકવાદની થિસિસોને પુષ્ટિ આપે છે. પરંતુ નોંધ લેવી ઘટે કે દરેક વિજ્ઞાનમાં મહાન સિદ્ધિઓની સાથે સાથે મુશ્કેલીઓ તથા અણઊકલી સમસ્યાઓ પણ હોય છે, અને તેમનો ઉપયોગ ભૌતિકવાદના દુશ્મનો તેને ઉતારી પાડવા માટે કરે છે.

દાખલા તરીકે, કેટલાક મૂડીવાદી તત્ત્વજ્ઞાનીઓ તથા આદર્શવાદી વલણ ધરાવતા ભૌતિકવિજ્ઞાનીઓ એ હકીકતનો ફાયદો ઉઠાવે છે કે "પ્રાથમિક કણો પ્રત્યક્ષ જોઈ શકાતા નથી, અને જણાવે છે કે એ કણો ભૌતિક વસ્તુઓ નહિ પરંતુ તાર્કિક (અનુમિત) દ્રવ્યો છે.

પરંતુ વાસ્તવમાં પરમાણુના કણો ખુદ પરમાણુ જેટલા જ, પરમાણુઓ વડે રચાતા અણુઓ તથા અણુઓ વડે રચાતી વસ્તુઓ જેટલા જ, ભૌતિક અને વસ્તુગત છે. એ સૌ એક જ પ્રકૃતિનાં, ભૌતિક જગતનાં, તત્ત્વો છે. પરમાણુ અને તેમાં સમાયેલા કણો, અસ્તિત્વમાં ન હોત તો એટમિક પાવર સ્ટેશનો—જેમાંનું પહેલું સોવિયેત જનતાએ બાંધ્યું હતું—ચાલતાં ન હોત, અને પરમાણુ હિમભંજક જહાજો—જેમાંનું પહેલું મહાન લેનિનનું નામ ધરાવે છે—સમુદ્રોની સફરો ન ખેડતાં હોત.

એટલે ચોક્કસ ભૌતિક રૂપોની—વીજાણુ, પરમાણુ, અણુ, કે બીજી કોઈ વસ્તુની—રચના તથા ગુણધર્મો વિશેનું આપણું જ્ઞાન સાપેક્ષ છે, અને તેમાં પરિવર્તન શક્ય છે. વીતેલા સમય દરમિયાન તેમાં પરિવર્તન થયું છે, અને વળી ભવિષ્યમાં પણ થશે. તેમ છતાં, પદાર્થ તો યથાર્થ વાસ્તવિકતા રહે જ છે. પદાર્થનું અસ્તિત્વ માનવીની ચેતના તથા સંવેદનોની બહાર હોવાના ધોરણની સ્પષ્ટ તથા બિનશરતી સ્વીકૃતિ દ્વંદ્વાત્મક ભૌતિકવાદને, આદર્શવાદનાં અજ્ઞેયવાદ સમેત તમામ રૂપોથી, અળગો તારવે છે.

આપણે જોયું કે જગત રૂપલક્ષણોની દૃષ્ટિએ ભૌતિક છે, જે કંઈ અસ્તિત્વ ધરાવે છે તે બધું પદાર્થનાં જ નિરનિરાળાં રૂપો તથા પ્રકારોને પ્રતિનિધિત્વ કરે છે. પરંતુ પદાર્થ કંઈ જડ તથા બંધિયાર કશુંક નથી. તે કાળ અને અવકાશમાં નિરંતર ગતિમાન હોય છે. ગતિ, અવકાશ, અને કાળ પદાર્થના અસ્તિત્વનાં મૂળભૂત રૂપો છે. જગતના ભૌતિક સારતત્ત્વની સમજણ હાંસલ કરવા માટે એ રૂપોનું પરીક્ષણ આવશ્યક છે. આપણે શરૂઆત ગતિથી કરીએ.

## ૨. ગતિ — પદાર્થના અસ્તિત્વનું રૂપ

માર્ક્સવાદ પૂર્વેના ભૌતિકવાદીઓએ પદાર્થની ગતિના સર્વવ્યાપી સ્વરૂપને માન્ય કર્યું હતું, પરંતુ તેનો અર્થ સંકુચિત અધિભૌતિકવાદી રીતે ઘટાવ્યો હતો. તેઓ ગતિને ઘણી વાર વસ્તુઓની ધારણા અવકાશમાં કેવળ યાંત્રિક વિસ્થાપન તરીકે કરતા.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં ગતિનાં રૂપોના વૈવિધ્યને એક જ યાંત્રિક અથવા બીજું કોઈ રૂપ નથી ગણાવી દેવામાં આવતું પરંતુ ગતિને પરિવર્તન જોડે, વસ્તુઓના વિકાસ જોડે, નૂતનના ઉદય તથા પુરાણાના વિલય જોડે, સાંકળી લેવામાં આવે છે. દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં ગતિને કોઈ પણ જાતના પરિવર્તન તરીકે, વિશ્વમાં ચાલતી સઘળી પ્રક્રિયાઓને — સાદામાં સાદા યાંત્રિક વિસ્થાપનથી લઈને માનવીય ચિંતન જેવી અત્યંત જટિલ પ્રક્રિયા સુધી — આવરી લેતા **સામાન્ય પરિવર્તન** તરીકે, સમજવામાં આવે છે.

પદાર્થ માત્ર ગતિમાં અસ્તિત્વ ધરાવે છે, તેની મારફત વ્યક્ત અથવા જાહેર થાય છે. એ બાબતની પાકી સાબિતી રોજિંદી જિંદગીની હકીકતોમાંથી, વિજ્ઞાનના વિકાસમાંથી, અને વાસ્તવિક પ્રવૃત્તિમાંથી મળી ચૂકી છે.

આપણે પરમાણુનો દાખલો લઈએ. તે ચોક્કસ ભૌતિક વસ્તુ તરીકે અસ્તિત્વ માત્ર એટલા પ્રમાણમાં ધરાવે છે કે તેને ઘાટ આપતા "પ્રાથમિક" કણો સતત ગતિમાં હોય છે. એ કણોની ગતિથી અલગ પરમાણુનું અસ્તિત્વ શક્ય જ નથી, અને ગતિ વગર તો બીજી કોઈ વસ્તુ પણ હોઈ શકે જ નહિ. જીવ અને વાતાવરણ વચ્ચેનો ચયાપચય વિનિમય (એ પણ ગતિનું રૂપ જ છે) ખતમ થઈ જાય કે તરત જ જીવ મરણશરણ થઈ જાય છે.

ભૌતિક વસ્તુઓ ગતિને કારણે વ્યક્ત થાય છે, આપણી જ્ઞાનેંદ્રિયો ઉપર ક્રિયા કરે છે. દાખલા તરીકે, સૂર્ય અંતરિક્ષમાં અગણિત ગતિમાન કણોને સતત પ્રકાશિત કરતો રહે છે. એ કણો પૃથ્વી પર પહોંચે ત્યારે આપણી જ્ઞાનેંદ્રિયો ઉપર ક્રિયા કરીને આપણને સૂર્યના અસ્તિત્વની અનુભૂતિ કરાવે છે. એ કણોના હલનચલન વગર તો આપણને સૂર્યના અસ્તિત્વનો ખ્યાલ પણ ન આવે. આખર સૂર્ય પૃથ્વીથી ૧૫૦ મિલિયન કિલોમીટરના અંતરે આવેલો છે.

એવી જ રીતે, બીજી બધી ભૌતિક વસ્તુઓ કેવળ ગતિમાં જ અસ્તિત્વ ધરાવે છે, વ્યક્ત થાય છે. પરમાણુમાંના "પ્રાથમિક" કણો ગતિમાં હોય છે એટલું જ નહિ પરંતુ અણુમાંના પરમાણુઓ તથા વસ્તુઓમાંના અણુઓ પણ

4●

ગતિમાં હોય છે. પાર્થિવ તથા અંતરિક્ષી વસ્તુઓનો સમગ્ર વિરાટ સમૂહ ગતિમાં હોય છે. એવી જ રીતે જીવો તથા સામાજિક જીવન પરિવર્તન પામે છે. ભૌતિક જગતના કણોમાંથી હલતો ન હોય અને પરિવર્તન પામતો ન હોય એવો એક પણ કણ ગોતી કાઢવાનું અશક્ય છે.

એ રીતે **ગતિ** પદાર્થના અસ્તિત્વનું રૂપ છે, અવિભાજ્ય લક્ષણ છે. એંગેલ્સે લખ્યું છે: "**ગતિ પદાર્થના અસ્તિત્વની રીત છે.** પદાર્થ ગતિ વગર ક્યાંય કદી હતો જ નહિ અને હોઈ શકે પણ નહિ."*

## ગતિ નિરપેક્ષ છે, વિરામ સાપેક્ષ છે

પદાર્થની ગતિ **નિરપેક્ષ અને શાશ્વત** છે, પદાર્થનું સર્જન કે વિનાશ ન થઈ શકે, એટલે તેની ગતિનુંયે સર્જન કે વિનાશ ન થઈ શકે. પ્રકૃતિ વિજ્ઞાન તરફથી શક્તિના સંરક્ષણ તથા રૂપાંતરના નિયમ દ્વારા સાબિતી પૂરી પાડવામાં આવી છે કે ગતિનું સર્જન કે વિનાશ ન થઈ શકે. એ નિયમ જણાવે છે કે પદાર્થની જેમ જ ગતિ પણ લુપ્ત નથી થતી, અને ફરીથી અસ્તિત્વમાં નથી આવતી, ખાલી બદલાય છે, એક રૂપમાંથી બીજા રૂપમાં પલટાય છે.

પરંતુ ગતિ શાશ્વત, નિરપેક્ષ હોય તો પછી વિરામની વાત થઈ શકે ખરી? બેશક થઈ શકે અને કરવી જ જોઈએ. ભૌતિક પરિવર્તનો દરમિયાન સમતોલનની, વિરામની, પળો પણ આવે છે. પરંતુ તેની અસર ખાસ વસ્તુઓ અને પ્રક્રિયાઓ ઉપર પડે છે, સમગ્ર રૂપમાં પદાર્થ ઉપર નથી પડતી. ગતિની નિરપેક્ષતામાં વિરામની આવશ્યક પૂર્વધારણા પણ સામેલ છે. વિરામ જગતના વિકાસની અનિવાર્ય પૂર્વશરત છે. વસ્તુ ગતિમાં ઉદય પામે છે, અને વિરામ જાણે ગતિનું પરિણામ નિર્ધારિત કરે છે, એ પરિણામને લીધે સંબંધિત વસ્તુ અમુક સમય પૂરતી જાળવાઈ રહે છે અને જેમની તેમ રહે છે.

ગતિની નિરપેક્ષતાની સામે વિરામ **સાપેક્ષ** છે અને તેને કોઈ જાતની મૃત, જડ, સ્થિતિ તરીકે ન સમજવો જોઈએ. એક વસ્તુ બીજી કોઈ વસ્તુના સંબંધમાં જ વિરામસ્થ હોઈ શકે, પરંતુ તે પદાર્થની સામાન્ય ગતિમાં આવશ્યક રૂપે ભાગ લે જ છે. આપણું ઘર પૃથ્વીની સપાટીના સંબંધમાં વિરામસ્થ હોય છે પરંતુ

---

*ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂહરિંગ ખંડન', મોસ્કો, ૧૯૭૮, પૃષ્ઠ ૭૭.

પૃથ્વીની સાથે સાથે, પૃથ્વીની ધરી ફરતે, સૂર્ય ફરતે, વગેરે રીતે ચક્રાવા લેતું રહે છે. વધુમાં, કોઈ વસ્તુ વિરામસ્થ હોય ત્યારે પણ તેની અંદર ભૌતિક, રાસાયણિક, કે બીજી પ્રક્રિયાઓ અવિરત ચાલતી જ હોય છે.

પદાર્થની ગતિ શાશ્વત છે, નિરપેક્ષ છે, અને વિરામ અલ્પકાલિક છે, સાપેક્ષ છે, કેવળ ગતિની ચાક્માત્રા છે.

પરંતુ પદાર્થની ગતિના કેવા પ્રકારો તથા રૂપો કેવાં હોય છે?

## પદાર્થની ગતિનાં રૂપો

ગતિનાં ઘણાં રૂપો અને પ્રકારો હોય છે. દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં પ્રકૃતિ વિજ્ઞાનની સિદ્ધિઓના આધારે ગતિના પ્રકારોને નોખા પાડવામાં આવે છે અને તેમના વૈવિધ્યમાંથી **મૂળભૂત** રૂપોને અલગ તારવવામાં આવે છે. પદાર્થની ગતિનાં રૂપોનું પહેલું વૈજ્ઞાનિક વર્ગીકરણ એંગેલ્સે આપ્યું હતું. તેમણે મૂળભૂત રૂપોમાં નીચેનાં સામેલ કર્યાં હતાં: યાંત્રિક, ભૌતિક, રાસાયણિક, જૈવિક, અને સામાજિક. એ ઉપરાંત તેમણે દરેકને પદાર્થના વાસ્તવિક રૂપ જોડે સાંકળી લીધું હતું—યાંત્રિક રૂપને ખગોલીય તથા પાર્થિવ વસ્તુઓ જોડે, ભૌતિક રૂપને અણુઓ જોડે, વગેરે.

ગતિનાં મુખ્ય રૂપોના એંગેલ્સે આપેલા વર્ગીકરણનું વૈજ્ઞાનિક મૂલ્ય આજ સુધી જળવાઈ રહ્યું છે, પરંતુ એ રૂપો સંબંધી આપણું જ્ઞાન વિજ્ઞાનની નવીનતમ સિદ્ધિઓના પરિણામે ઘણું વધારે સમૃદ્ધ બન્યું છે.

દાખલા તરીકે, ઓગણીસમી સદીમાં **યાંત્રિક ગતિને** મુખ્યત્વે અવકાશમાં સ્થૂલ વસ્તુઓના વિસ્થાપન તરીકે સમજવામાં આવતી હતી. પરંતુ હવે સાબિત થઈ ગયું છે કે અવકાશી વિસ્થાપન "પ્રાથમિક" કણોથી લઈને જીવો સુધીની સઘળી ભૌતિક રૂપરચનાઓમાં અંતર્ભૂત હોય છે. યાંત્રિક ગતિ પદાર્થના માત્ર એક રૂપ, સ્થૂલ વસ્તુઓ, અર્થાત્ દૃશ્ય વસ્તુઓ, પૂરતી જ સીમિત નથી. એ ગતિ તો કોઈ પણ પ્રકારના પદાર્થમાં, ગતિના કોઈ પણ અન્ય રૂપમાં, અંતર્ભૂત હોય છે, જોકે બીજાં બિનયાંત્રિક રૂપોમાં ગૌણ, સહાયક, લક્ષણ ધરાવતી હોય છે.

પદાર્થની ગતિના **ભૌતિક રૂપ** સંબંધી આપણા વિચારો સૌપ્રથમ તો ભૌતિકવિજ્ઞાનના ક્ષેત્રે હાંસલ થયેલી પરમાણુનાં ઊંડા રહસ્યોની જાણકારીને કારણે

ઘણા વધારે સમૃદ્ધ બન્યા છે. વિજ્ઞાનીઓએ ભૌતિક ગતિના અંતઃપરમાણુક તથા અંતઃકેંદ્રક જેવા અગાઉ અજાણ્યા પ્રકારો શોધી કાઢયા છે અને તેમનું પરીક્ષણ કર્યું છે. એંગેલ્સે ગતિના ભૌતિક રૂપને મુખ્યત્વે આણુની પ્રક્રિયાઓ જોડે સાંકળ્યું હતું. પરંતુ વર્તમાન માહિતીને લક્ષમાં લેતાં ગતિનું એ રૂપ સંખ્યાબંધ તાપ, વિદ્યુત, ચુંબકીય, અંતઃપરમાણુક, તથા અંતઃકેંદ્રક પ્રક્રિયાઓ તેમ જ ઘન, પ્રવાહી, તથા વાયુરૂપ વસ્તુઓની અંદર "પ્રાથમિક" કણોના હલનચલનને કારણે થતી પ્રક્રિયાઓ વગેરેને આવરી લે છે.

પદાર્થની ગતિનું **રાસાયણિક રૂપ** પરમાણુઓના જોડાણ અથવા વિસર્જન સાથે અને તેના પરિણામે આણુઓની—બધાં રાસાયણિક સંયોજનો આણુઓનાં બનેલાં હોય છે—રચના તથા વિઘટન સાથે સંકળાયેલું છે. રાસાયણિક પ્રક્રિયાઓ પરમાણુઓના બહારના કોચલાની રચના કરતા વીજાણુઓની ગતિના સંગાથમાં ચાલતી હોય છે. રાસાયણિક તત્ત્વાંતરણો અજીવ તેમ જ સજીવ પ્રકૃતિમાં વ્યાપક છે.

**જૈવકિ ગતિ** પદાર્થની ગતિનાં અત્યંત જટિલ રૂપોમાંના એકને અંકિત કરે છે અને જીવોમાં થતી સમગ્ર બહુવિધ પ્રક્રિયાઓને આવરી લે છે. એ પ્રક્રિયાઓ પ્રોટીન વસ્તુઓ સાથે, પોતાનાં વાતાવરણ જોડે સતત ચયાપચયી વિનિમય જાળવી રાખતા જીવન વાહકો સાથે, સંકળાયેલી છે. એ ચયાપચય કોઈ પણ સજીવ હસ્તીનું મુખ્ય લક્ષણ અંકિત કરતા પ્રોટીન વસ્તુઓના રાસાયણિક સંયોજનની સતત સ્વયંપુનરુત્પત્તિમાં પરિણમે છે.

**સામાજિક જીવન**, માનવ સમાજનો ઇતિહાસ, પદાર્થની ગતિનું એથીયે ઉચ્ચ રૂપ છે, અને ઉપરોક્ત બધાં રૂપોથી તાત્ત્વિક તથા ગુણાત્મક રીતે જુદું પડે છે. તે માનવ સમાજના ઉદય સાથે અસ્તિત્વમાં આવેલું છે અને તેની મુખ્ય વિશિષ્ટતા સામાજિક જીવનનાં બીજાં બધાં અંગોને નિર્ધારિત કરતા ભૌતિક ઉત્પાદનની પ્રક્રિયાની છે.

પદાર્થની ગતિનાં રૂપો **પરસ્પર સંકળાયેલાં અને અવિભાજ્ય** હોય છે. તેમની એકતા અને આંતરસંબંધ જગતની ભૌતિક એકતા ઉપર આધારિત છે. સંજોગો માફક હોય તો ગતિનું એક રૂપ બીજા રૂપમાં પલટાઈ શકે છે. દાખલા તરીકે, યાંત્રિક ગતિ તાપ, ધ્વનિ, પ્રકાશ, વિદ્યુત, તથા અન્ય પ્રકારોની ભૌતિક ગતિ ઉપજાવી શકે. ભૌતિક પ્રક્રિયાઓના આંતરસંબંધો રાસાયણિક રૂપાંતરોમાં પરિણમે છે, અને રાસાયણિક પ્રક્રિયાઓ અમુક સંજોગોમાં કાર્બનિક જીવન ઉત્પન્ન કરે છે.

પદાર્થની ગતિનાં નીચલાં રૂપો આવશ્યક રીતે ઉચ્ચતર રૂપમાં સામેલ હોય છે. દાખલા તરીકે, જૈવિક ગતિ ચોક્કસ યાંત્રિક, ભૌતિક, તથા રાસાયણિક પ્રક્રિયાઓ જોડે સંકળાયેલી હોય છે. પરંતુ ગતિનાં ઉચ્ચતર રૂપોને નીચલાં રૂપોમાં ન પલટાવી શકાય. ગતિના ઉચ્ચતર રૂપના આગવા ચોક્કસ નિયમો હોય છે જે તેને નીચલાં રૂપોથી અલગ તારવે છે અને તેનાં ગુણાત્મક વિશિષ્ટ લક્ષણો નિર્ધારિત કરે છે. એ રીતે ચયાપચયના નિયમો કાર્બનિક જીવનને અજીવ પ્રકૃતિથી અલગ તારવે છે. જીવોમાં અંતર્ભૂત યાંત્રિક, ભૌતિક, તથા રાસાયણિક પ્રક્રિયાઓ કશું સ્વતંત્ર મહત્ત્વ નથી ધરાવતી અને જીવની મુખ્ય પ્રક્રિયાથી — ચયાપચયથી— ગૌણ સ્થાને હોય છે.

ગતિના નિરપેક્ષ તથા સર્વવ્યાપી સ્વરૂપને માન્યતા, દરેક રૂપની ગુણાત્મક વિશિષ્ટતાની આવશ્યક સમજણ, એ રૂપોની પરસ્પર રૂપાંતરિત થવાની ક્ષમતા, અને ઉચ્ચતર રૂપોને નીચલાં રૂપોમાં પલટાવવાની અશક્યતા—ગતિની દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી વિભાવનાનું સારતત્ત્વ એવું છે.

## પદાર્થને ગતિથી અળગો પાડી શકાય

અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ કે પદાર્થની જડ ગતિહીન સ્થિતિ શક્ય જ નથી, પદાર્થ અને ગતિ પરસ્પર અવિભાજ્ય છે. પરંતુ આજે પણ કેટલાક લોકો ગતિ વગર એકલા પદાર્થની ધારણા કરે છે, પદાર્થને ગતિથી અળગો પાડી નાખે છે.

દાખલા તરીકે, વિશ્વના કહેવાતા તાપ મૃત્યુના સિદ્ધાંતના નિરૂપકો તેમાં સામેલ છે. તેઓ વિજ્ઞાનના નિષ્કર્ષોને વિકૃત કરીને જગતના આગામી "નાશનું", દરેક હયાત વસ્તુના "ખાતમાનું", ભવિષ્ય ભાખે છે. વિજ્ઞાનના ક્ષેત્રે લાંબા સમય પૂર્વે સાબિત થઈ ચૂકેલી હકીકતના આધારે તેઓ દલીલ કરે છે કે શક્તિનાં સઘળાં રૂપો સહેલાઈથી તાપીય ઊર્જામાં પલટાઈ જાય છે, પરંતુ એથી ઊલટી પ્રક્રિયા વધારે જટિલ હોય છે અને તેમાં શક્તિનો વધારે વ્યય થાય છે. વળી એ પણ સાચું છે કે કોઈ પણ તપ્ત વસ્તુને ઓછા તાપમાનના વાતાવરણમાં મૂકવામાં આવે ત્યારે તે ઠંડી પડે છે. તેની ઉષ્ણતા એ વાતાવરણમાં સંચારિત થાય છે.

એ સિદ્ધાંતકારો આ તથ્યો સમગ્ર વિશ્વને લાગુ કરીને નિષ્કર્ષ તારવે છે કે વખત જતાં સળગતી ખગોલીય વસ્તુઓ પોતાની બધી ઉષ્ણતા ઠંડા

અંતરિક્ષમાં સંચારિત કરી દેશે. તેમના અભિપ્રાય મુજબ, એવી હાલતમાં વિશ્વ આખરે "ઉષ્ણતા સંતુલન" અથવા "તાપ મૃત્યુ"ની સ્થિતિમાં પહોંચી જશે, થીજી ગયેલી વસ્તુઓના વિરાટ જમેલામાં પલટાઈ જશે, પદાર્થની ગતિનાં સઘળાં રૂપો તાપીય ઊર્જામાં ફેરવાઈ જશે, તેમાં ફરી રૂપાંતરની ક્ષમતા નહિ રહે, અને પદાર્થની હલનચલનની શક્તિ ખતમ થઈ જશે. એંગેલ્સે* એ સિદ્ધાંતની ટીકા તથા ખંડન કર્યું હોવા છતાં, આદર્શવાદીઓ તથા ધર્મશાસ્ત્રીઓ તેનો બચાવ કરતા રહે છે, અને તેનો ઉપયોગ જગતનો "નાશ" અનિવાર્ય હોવાની "સાબિતી" તરીકે કરતા રહે છે.

"વિશ્વના તાપ મૃત્યુનો સિદ્ધાંત" વૈજ્ઞાનિક દૃષ્ટિએ તદ્દન બિનપાયેદાર છે. તેમાં શક્તિના સંરક્ષણ તથા રૂપાંતરના નિયમની અવગણના કરવામાં આવે છે. એ નિયમ સ્પષ્ટ નિર્દેશ કરે છે કે ગતિ કેવળ પરિમાણાત્મક રીતે જ નહિ પરંતુ ગુણાત્મક રીતે પણ અવિનાશી છે. એ નિયમ મુજબ, ગતિનું અસ્તિત્વ કેવળ એક રૂપ પૂરતું જ સીમિત ન હોઈ શકે, અને પદાર્થનું અસ્તિત્વ ગતિહીન સ્થિતિમાં, અર્થાત્ ગતિ એક રૂપમાંથી બીજું રૂપ ધારણ ન કરી શકે એવી સ્થિતિમાં, ન જ હોઈ શકે. ગતિનાં રૂપોનું પરિવર્તન, એવાં પરિવર્તનો દરમિયાન ગતિના પરિમાણાત્મક સંરક્ષણ જેટલું જ, સ્વાભાવિક અને નિયમ-સંચાલિત છે.

ખગોળ વિજ્ઞાનના ક્ષેત્રે નવીનતમ સિદ્ધિઓ બતાવે છે કે વિશ્વમાં પદાર્થનું ચક્ર એક ક્ષણ પણ અટકતું નથી. અંતરિક્ષી અવકાશના કેટલાક વિસ્તારોમાં પદાર્થ તથા શક્તિનું વિભાજન થાય છે, જ્યારે બીજા કેટલાક વિસ્તારોમાં તેઓ ફરી એકત્રિત થાય છે અને તેના પરિણામે નવી ખગોલીય વસ્તુઓ ઉદય પામે છે. સોવિયેત વિજ્ઞાનીઓએ શોધ કરી છે કે નવા તારાઓ, અને ખાલી એકલ તારાઓ જ નહિ પરંતુ આખાં તારક જૂથો (મંડળો), હજી ઘાટ ધારણ કરતાં રહે છે. એથી સાબિત થઈ જાય છે કે પદાર્થની ગતિહીન સ્થિતિ શક્ય જ નથી.

તો પછી ગતિ કદાચ આપમેળે, કોઈ જાતના ભૌતિક વાહક વગર, અસ્તિત્વ ધરાવતી હોય?

સદીપલટાના સમયે તત્ત્વજ્ઞાન તથા પ્રકૃતિ વિજ્ઞાનમાં ઉદય પામેલા વહેણ **શક્તિવાદના** હિમાયતીઓ ચોક્કસ એમ જ માને છે. તેઓ પદાર્થને ખાલી

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂહરિંગ ખંડન', મોસ્કો, ૧૯૭૮, પૃષ્ઠ ૭૭.

ગતિ અને શક્તિ ગણાવી દે છે. તેમાં પદાર્થને માન્યતા આપવાનો સાફ ઇનકાર અને સીધોસાદો આદર્શવાદ જ છે.

"શક્તિવાદ"ના વર્તમાન સમર્થકો પોતાના આદર્શવાદી વિચારોને ખાસ જોરશોરથી જાહેર કરે છે. તેઓ વિજ્ઞાનની નવીનતમ સિદ્ધિઓની ખોટી રજૂઆત મારફત પદાર્થની "નાબૂદી"ની, "શુદ્ધ" શક્તિમાં તેના પરિવર્તનની, વાતો કરે છે. દાખલા તરીકે, તેઓ દ્રવ્યના બે "પ્રાથમિક" કણોના (ઇલેક્ટ્રોન તથા પૉઝિટ્રોન) ફોટોનમાં, વિદ્યુતચુંબક ક્ષેત્રના (પ્રકાશ) કણોમાં, પરિવર્તનનો આદર્શવાદી અર્થ ઘટાવે છે. "શક્તિવાદ"ના અનુયાયીઓ પ્રકાશને "શુદ્ધ" શક્તિ, પદાર્થ વગરની શક્તિ, ગણીને અને દ્રવ્યને પદાર્થનું એકમાત્ર રૂપ ગણીને, તદ્દન ગલત નિષ્કર્ષ તારવે છે કે આ દાખલામાં પદાર્થ લુપ્ત થઈ જાય છે અને શક્તિમાં પલટાઈ જાય છે. પરંતુ ફોટોન તો ક્ષેત્રનો, પદાર્થના ખાસ રૂપનો, કણ છે. ઇલેક્ટ્રોન તથા પૉઝિટ્રોનનું ફોટોનમાં પરિવર્તન પદાર્થને શક્તિમાં રૂપાંતરિત નથી કરતું પરંતુ એક જાતના પદાર્થને — દ્રવ્યને — બીજી જાતના પદાર્થમાં — ક્ષેત્રમાં — પલટાવી નાખે છે.

આધુનિક ભૌતિકવિજ્ઞાનની સિદ્ધિઓ અને સૌપ્રથમ તો ચાલુ સદીના આરંભમાં શોધી કાઢવામાં આવેલો દ્રવ્યમાન અને શક્તિના આંતરસંબંધનો નિયમ "શક્તિવાદ"ના તદ્દન દેવાળિયા સ્વરૂપને જાહેર કરી દે છે. એ નિયમ મુજબ, વસ્તુનું દ્રવ્યમાન હંમેશાં અનુવર્તી શક્તિ પરિમાણ જોડે સંકળાયેલું હોય છે. વેગ પ્રમાણમાં ઓછા હોય ત્યારે એ અવલંબન બતાવવાનું મુશ્કેલ બની રહે છે, પરંતુ વસ્તુ લગભગ પ્રકાશના વેગે ધસતી હોય ("પ્રાથમિક" કણો નાભિકીય રૂપાંતરો દરમિયાન એવા વેગ ધરાવતા હોય છે) ત્યારે તેના દ્રવ્યમાનની વૃદ્ધિ ધ્યાનમાં આવે છે. દ્રવ્યમાન વેગના આધારે બદલાય છે એ હકીકત પ્રયોગોમાં પુરવાર થઈ ગઈ છે. પરંતુ દ્રવ્યમાન પદાર્થને સૂચિત કરે છે, જ્યારે શક્તિ ગતિને સૂચિત કરે છે. એટલે, સંબંધિત નિયમ પદાર્થ અને ગતિ વચ્ચેના સીધા જોડાણને જાહેર કરે છે.

તેમાંથી એવો સાર નીકળે છે કે ગતિ વગરનો પદાર્થ કે પદાર્થની અળગી "શુદ્ધ" ગતિ છે નહિ અને હોઈ શકે જ નહિ. પદાર્થ અને ગતિ અવિભાજ્ય છે.

## ૩. અવકાશ અને કાળ

### અવકાશ અને કાળની દાર્શનિક વિભાવના

આપણે આસપાસની વસ્તુઓનું બારીક નિરીક્ષણ કરીએ તો જાણવા મળે છે કે દરેક વસ્તુ ગતિમાં હોય છે એટલું જ નહિ પરંતુ વિસ્તાર અથવા કદ ધરાવતી હોય છે. વસ્તુઓ મોટી હોય કે નાની, પરંતુ એ બધી લંબાઈ, પહોળાઈ, તથા ઊંચાઈ ધરાવતી હોય છે, ચોક્કસ જગા રોકતી હોય છે, અને ઘનફલ ધરાવતી હોય છે. પ્રકૃતિમાં વસ્તુઓ વિસ્તાર ધરાવતી હોય છે એટલું જ નહિ પરંતુ એકબીજીના સંબંધમાં અમુક રીતે સ્થિત પણ હોય છે. તેમાંથી કેટલીક વસ્તુઓ બીજી વસ્તુઓની સરખામણીએ આપણાથી વધારે દૂર અથવા વધારે નજીક, વધારે ઊંચે અથવા વધારે નીચે, જમણે અથવા ડાબે, હોય છે.

**અવકાશની** દાર્શનિક વિભાવનામાં ભૌતિક વસ્તુઓનો વિસ્તાર ધરાવવાનો, ચોક્કસ જગા રોકવાનો, અને જગાતની બીજી વસ્તુઓ વચ્ચે ખાસ રીતે સ્થિત હોવાનો સર્વવ્યાપી ગુણધર્મ પ્રતિબિંબિત થાય છે.

વસ્તુઓ અવકાશમાં અસ્તિત્વ ધરાવતી હોય છે એટલું જ નહિ પરંતુ એકબીજીને ચોક્કસ ક્રમમાં અનુસરતી પણ હોય છે. અમુક વસ્તુઓનું સ્થાન બીજી વસ્તુઓ લઈ લે છે, પછી તેમનું સ્થાન વળી બીજી વસ્તુઓ લઈ લે છે, અને એમ જ આગળ ચાલતું રહે છે. દરેક વસ્તુ અસ્તિત્વની ચોક્કસ અવધિ, આરંભ અને અંત, ધરાવતી હોય છે અને વિકાસની અમુક કક્ષાઓ અથવા સ્થિતિઓમાંથી પસાર થતી હોય છે. અમુક વસ્તુઓ ઉદય પામતી હોય છે, અમુક સ્થાપિત બનીને વિકસતી હોય છે, અને અમુક લયની પ્રક્રિયામાં પહોંચી ગઈ હોય છે.

**કાળની** દાર્શનિક વિભાવનામાં ભૌતિક પ્રક્રિયાઓનો ચોક્કસ ક્રમમાં એક પછી એકને અનુસરતી રહેવાનો, અવધિ ધરાવવાનો, અને તબક્કાવાર વિકાસ પામવાનો સર્વવ્યાપી ગુણધર્મ પ્રતિબિંબિત થાય છે.

અવકાશ અને કાળ **પદાર્થના અસ્તિત્વનાં સર્વવ્યાપી રૂપો** છે. લેનિને લખ્યું છે કે "જગતમાં ગતિમાન પદાર્થ સિવાય બીજું કશું છે જ નહિ, અને ગતિમાન પદાર્થનું હલનચલન અવકાશ અને કાળમાં જ હોઈ શકે, બીજી કોઈ રીતે શક્ય જ નથી."*

---

*વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૪, પૃષ્ઠ ૧૩૦.

અવકાશ અને કાળનું અધિકતમ મહત્ત્વનું લક્ષણ તેમના **વસ્તુગત અસ્તિત્વનું** છે, એટલે કે માનવીની ચેતનાથી તેમની સ્વતંત્રતાનું છે. એ તો સ્વાભાવિક જ છે કારણ કે તેઓ પદાર્થના વસ્તુગત અસ્તિત્વનાં મૂળભૂત રૂપો છે.

આદર્શવાદ અવકાશ અને કાળના વસ્તુગત અસ્તિત્વને નકારે છે. ભાવનિષ્ઠ આદર્શવાદીઓ તેમને માનવીની ચેતનાની પેદાશ ગણે છે, અને વસ્તુનિષ્ઠ આદર્શવાદીઓ માને છે કે તેઓ નિરપેક્ષ વિચાર દ્વારા, વિશ્વ આત્મા દ્વારા, ઉત્પન્ન થયેલા છે.

લેનિને 'ભૌતિકવાદ અને આનુભવિક-મીમાંસા' કૃતિમાં અવકાશ અને કાળની આદર્શવાદી વિભાવનાઓની નાદારી બતાવી આપી છે. તેમણે લખ્યું છે કે અવકાશ અને કાળ ખાલી માનવીય તર્કની જ પેદાશો હોવાનું આદર્શ-વાદીઓનું ધોરણ આપણે માની લઈએ તો વિજ્ઞાનમાં પુરવાર થઈ ચૂકેલી હકીકતનું—માનવીના ઉદયથી લાંબા સમય પૂર્વે પણ અવકાશ અને કાળમાં પૃથ્વીના અસ્તિત્વની હકીકતનું—શું કરવું? માનવી તો કેવળ હજારો વર્ષોથી જ અસ્તિત્વમાં છે, પરંતુ પૃથ્વીનું અસ્તિત્વ કરોડો વર્ષોને આવરી લે છે! સ્પષ્ટ છે કે માનની દ્વારા અને આદર્શવાદીઓના ખ્યાલ મુજબ કોઈ જાતના ગૂઢ "નિરપેક્ષ વિચાર" કે "વિશ્વ ચિત્ત" દ્વારા અવકાશ અને કાળની "રચના"ની, "સર્જન"ની શક્યતા મુદ્દલ છે જ નહિ.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અવકાશ અને કાળના વસ્તુગત અસ્તિત્વનો નિર્દેશ કરીને તેમના બીજા અત્યંત સામાન્ય ગુણધર્મોને પણ એવા આધારે પ્રકાશમાં આણે છે કે તેમનું નિર્ધારણ ખુદ પદાર્થના સ્વરૂપથી થાય છે. એ રીતે, પદાર્થની શાશ્વતતા અને અનંતતા કાળની **શાશ્વતતાને** અને અવકાશની **અનંતતાને** નિર્ધારિત કરે છે. એટલે તેમને આરંભ હતો જ નહિ અને અંત પણ નહિ જ હોય. આધુનિક વિજ્ઞાન અંતરિક્ષના દૂર દૂરના વિસ્તારોમાં પહોંચી જાય છે અને કાળના વિરાટ ગાળાઓનું પરીક્ષણ કરે છે. ખગોળશાસ્ત્રીઓ પૃથ્વીથી કરોડો પ્રકાશ-વર્ષોના અંતરે આવેલી ભૌતિક વસ્તુઓનું પરીક્ષણ જોરદાર રેડિયો દૂરબીનો વડે કરે છે. (પ્રકાશ એક સેકંડે ૩૦૦૦૦૦ કિલોમીટરના વેગે સફર ખેડે છે:) એ અંતરો ભલે પારાવાર હોય તોયે અનંત વિશ્વની સરખામણીમાં અતિસૂક્ષ્મ ગણાય એટલાં નાનાં છે. એવી જ રીતે, આધુનિક ભૂસ્તર વિજ્ઞાનના ક્ષેત્રે થતાં પરીક્ષણોમાં કરોડો વર્ષોમાં માપવામાં આવતા કાળના અતિવિશાળ ગાળાઓ પણ વિશ્વની અનંતતાની સરખામણીમાં સાવ નાના છે.

પદાર્થના અસ્તિત્વના રૂપ તરીકે અવકાશ **ત્રિપરિમાણ** છે, એટલે કે દરેક

ભૌતિક વસ્તુને ત્રણ પરિમાણો—લંબાઈ, પહોળાઈ, અને ઊંચાઈ—હોય છે. એ કારણે ભૌતિક વસ્તુઓનું હલનચલન ત્રણ પરસ્પર સીધી દિશાઓમાં થઈ શકે છે.

અવકાશથી નિરાળા કાળને માત્ર એક જ પરિમાણ હોય છે. એટલે તમામ વસ્તુઓ કાળમાં માત્ર એક જ દિશામાં, ભૂતમાંથી ભવિષ્યમાં, વિકાસ પામે છે. કાળ **અફર** છે, માત્ર આગળ ધપે છે, તેના ક્રમને ઊલટો ફેરવવાનું, વીતેલા કાળને પાછો લાવવાનું, અશક્ય છે. એ તો પ્રકૃતિનું તથ્ય છે. તેમ છતાં પ્રત્યાઘાતી પશ્ચિમી રાજકારણીઓ તેને હઠીલાઈથી નકારે છે, ઇતિહાસના ક્રમને ઊલટો ફેરવવાની અને જગતમાં મૂડીવાદના ચક્રવર્તી અમલના વીતેલા યુગને પાછો લાવવાની કોશિશ કરે છે. પરંતુ ઇતિહાસને ઊલટી દિશામાં વાળી શકાય નહિ, વીસમી સદીની દુનિયાને પાછી વાળીને ઓગણીસમી સદીની દુનિયામાં પલટાવવાનું અશક્ય છે. હવે જમાનો બદલાઈ ગયો છે અને જગતના મેદાનમાં બળોના સહસંબંધો પણ બદલાઈ ગયા છે. આજે સમર્થ વિશ્વ સમાજવાદી પદ્ધતિ અસ્તિત્વમાં છે અને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદનું સમર્થન કરે છે, સામાજિક પ્રગતિની દિશા નિર્ધારિત કરે છે.

તેમ જ આપણા સમયમાં બિનજૂથી વિકસતા દેશોનો મોટો સમૂહ અસ્તિત્વમાં છે. તેઓ સામ્રાજ્યવાદ-વિરોધી અને શાંતિની નીતિ અનુસરે છે. વિકસતા દેશો સમાજવાદી દેશોની સાથે તેમ જ વિશ્વ સામ્યવાદી તથા કામદાર આંદોલનની સાથે મળીને સામ્રાજ્યવાદ તથા સંસ્થાનવાદનો અને યુદ્ધ તથા પ્રત્યાઘાતી તાકાતોનો સફળ સામનો કરે છે.

અવકાશ અને કાળના અત્યંત સામાન્ય ગુણધર્મો એવા છે.

## પ્રકૃતિ વિજ્ઞાનમાં અવકાશ અને કાળની વિભાવનાઓ

અવકાશ અને કાળની પદાર્થના અસ્તિત્વનાં સર્વવ્યાપી રૂપો તરીકેની દાર્શનિક વિભાવનાઓને, વાસ્તવિક ભૌતિક વસ્તુઓના અવકાશ તથા કાળને લગતા ગુણધર્મો વિશે પ્રકૃતિ વિજ્ઞાનમાં સ્વીકૃત વિભાવનાઓથી, અલગ તારવવી જોઈએ.

વિજ્ઞાન જેમ જેમ વિકાસ પામતું જાય તેમ તેમ એ વિભાવનાઓ પણ

વિકસતી અને ચોક્કસ બનતી જાત છે, અવકાશ અને કાળના નવા ગુણધર્મો શોધાય છે અને વસ્તુઓના ભૌતિક સ્વરૂપ ઉપર એ ગુણધર્મોનું અવલંબન વધારે ચોક્સાઈથી નક્કી થાય છે.

ક્લાસિક્લ યંત્રવિજ્ઞાનમાં અવકાશ અને કાળના વસ્તુગત અસ્તિત્વને માન્ય કરીને તેમને પદાર્થથી અલગ તારવવામાં આવ્યા હતા, અને તદ્દન એકવિધ તથા અવિકારી ગણવામાં આવ્યા હતા. દાખલા તરીકે, ક્લાસિક્લ યંત્રવિજ્ઞાનના સંસ્થાપક **ઈસાક ન્યુટને** (૧૬૪૩ – ૧૭૨૭) અવકાશની ધારણા એવા વિશાળ પાત્ર તરીકે કરી હતી કે જેમાં વસ્તુઓ ચોક્કસ ક્રમમાં, "શ્રેણીબંધ રીતે", ગોઠવેલી હોય પરંતુ ખુદ એ વસ્તુઓને જાણે અવકાશ જોડે કશો જ સંબંધ ન હોય.

ન્યુટન માનતો હતો કે વિશ્વની તમામ વસ્તુઓના અવકાશી ગુણધર્મો એકસરખા છે અને શાળામાં ભણાવવામાં આવતા તથા તેની દૃષ્ટિએ એકમાત્ર શક્ય, સર્વાંગસંપૂર્ણ, યુક્લીડી રેખાગણિતમાં પૂર્ણ રૂપે આવરી લેવામાં આવ્યા છે.

એવી જ રીતે, કાળ સંબંધી તેના વિચારો પણ આધિભૌતિકવાદી હતા.

મહાન રૂસી ગણિતશાસ્ત્રી **નિકોલાઈ લોબાચેવ્સ્કીએ** (૧૭૯૨ – ૧૮૫૬) નવું બિન-યુક્લીડી રેખાગણિત ઘડી કાઢ્યું. તેમાં અવકાશ વિશે આધિભૌતિકવાદી વિચારોનું ખંડન કરવામાં આવ્યું અને વસ્તુઓના અવકાશી ગુણધર્મો વિશે માનવીના વિચારોને વિસ્તારવામાં આવ્યા. લોબાચેવ્સ્કીએ નિષ્કર્ષ તારવ્યો કે વિશ્વના જુદા જુદા વિસ્તારોમાં અવકાશના ગુણધર્મો એકસરખા નથી હોતા, સાકાર વસ્તુઓના સ્વરૂપ ઉપર અને તેમની અંદર ચાલતી ભૌતિક પ્રક્રિયાઓ ઉપર આધારિત હોય છે. તેને પ્રકૃતિમાં એવી વસ્તુઓ હોવાની ખાતરી થઈ ગઈ કે જેના અવકાશી ગુણધર્મો યુક્લીડી રેખાગણિતના માળખામાં બંધબેસતા નથી. તેણે એ નવા ગુણધર્મો શોધી કાઢ્યા અને સ્પષ્ટ બતાવી આપ્યું કે અમુક ચોક્કસ સપાટીઓ ઉપર ત્રિકોણના ખૂણાઓનો સરવાળો યુક્લીડી રેખાગણિતમાં નિર્દેશિત ૧૮૦° નહિ પરંતુ એથી ઓછો થાય છે.

મહાનતમ ભૌતિકવિજ્ઞાની **આલબર્ટ આઈનસ્ટાઈને** (૧૮૭૯ – ૧૯૫૫) ઘડી કાઢેલો **સાપેક્ષતાનો સિદ્ધાંત** પ્રકૃતિ વિજ્ઞાનમાં અવકાશ અને કાળનો આધુનિક સિદ્ધાંત બની રહ્યો છે. એ સિદ્ધાંત અવકાશ અને કાળના પરસ્પર તેમ જ ગતિમાન પદાર્થ જોડેના જીવંત સંબંધને પ્રકાશમાં આણે છે.

**સાપેક્ષતાનો વિશિષ્ટ સિદ્ધાંત** બતાવે છે કે વસ્તુઓના અવકાશ તથા કાળ સંબંધી ગુણધર્મો વસ્તુઓના હલનચલનના વેગ ઉપર અવલંબિત હોય છ.

વેગ પ્રમાણમાં ઓછા હોય ત્યારે એ અવલંબનને પારખી કાઢવાનું અશક્ય બની રહે છે કારણ કે અવકાશ તથા કાળ સંબંધી ગુણધર્મો એવા પરિમાણમાં બદલાય છે કે તેને લગભગ પ્રકાશ જેટલા વેગે જ વાસ્તવમાં પારખી શકાય.

સાપેક્ષતાનો સિદ્ધાંત બતાવે છે કે વિરામસ્થ વસ્તુની સરખામણીમાં, લગભગ પ્રકાશ જેટલા વેગે, વેગ જેમ જેમ વધતો જાય તેમ તેમ ગતિમાન વસ્તુની લંબાઈ ઘટતી જાય છે. વધુમાં, કાળ પણ અપરિવર્તી નથી રહેતો: વેગ વધવાથી કાળનો ક્રમ મંદ બને છે. સાપેક્ષતાના સિદ્ધાંતમાંથી નીકળતા એ નિષ્કર્ષો પ્રયોગોમાં પુરવાર થઈ ચૂક્યા છે. દાખલા તરીકે, મેસોનનો (પરમાણુ-કેંદ્રકના વિખંડન દરમિયાન ઉદય પામતો "પ્રાથમિક" કણ) અસ્તિત્વનો ગાળો બહુ ટૂંકો હોય છે, પરંતુ તેનો વેગ વધારવામાં આવે ત્યારે "જીવનકાળ" લંબાય છે.

સાપેક્ષતાના સિદ્ધાંત અનુસાર, અવકાશ અને કાળ આપમેળે નહિ પરંતુ અવિભાજ્ય આંતરસંબંધની સ્થિતિમાં પરિવર્તન પામે છે. એ સંબંધ એવો મક્કમ છે કે તેઓ મળીને અતૂટ સમગ્રતા બની રહે છે, અને કાળ જાણે અવકાશનાં ત્રણ પરિમાણો ઉપરાંત ચોથા પરિમાણની ભૂમિકા ધારણ કરી લે છે. સાપેક્ષતાનો સિદ્ધાંત અવકાશ અને કાળના જીવંત સંબંધને ચોક્કસ ગણિતીય અભિવ્યક્તિ પણ આપે છે.

**સાપેક્ષતાના સામાન્ય સિદ્ધાંત** અથવા **ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતમાં** સાબિત થઈ ગયું છે કે અવકાશ અને કાળના ગુણધર્મોનો આધાર પદાર્થના દ્રવ્યમાનોની ઉપસ્થિતિ ઉપર પણ હોય છે. પારાવાર દ્રવ્યમાન અને ભારે ગુરુત્વ-બળ ધરાવતી વસ્તુઓ નિકટવર્તી અવકાશના ગુણધર્મોમાં પરિવર્તન આણે છે (ભૌતિકવિજ્ઞાનીઓની ભાષામાં તેને "વક્ર બનાવે છે"). કાળમાં પણ અનુવર્તી પરિવર્તનો થાય છે: તે મંદ બની જાય છે.

સાપેક્ષતાના સિદ્ધાંતના નિષ્કર્ષો પહેલી નજરે તો અવકાશ અને કાળના ગુણધર્મો વિશેના આપણા રૂઢ ખ્યાલોથી ઊલટા લાગે છે. પરંતુ એ નિષ્કર્ષો ખરા છે અને વૈજ્ઞાનિક પ્રયોગોમાં પુરવાર થઈ ચૂકેલા છે. તેમની અસાધારણતા તો માત્ર એટલું જ બતાવે છે કે જ્ઞાનની બાબતમાં માનવીએ રૂઢ ખ્યાલોને વળગી ન રહેતાં એથી આગળ વધવું જોઈએ, વધારે ઊંડાણમાં ઊતરવું જોઈએ, અને ભૌતિક જગતની સમગ્ર જટિલતા તેમ જ વિવિધતાને પ્રકાશમાં આણવી જોઈએ.

આપણે જોયું કે અવકાશ અને કાળના ગુણધર્મો વિશે પ્રકૃતિ વિજ્ઞાન તરફથી મળતી વિભાવનાઓમાં પરિવર્તન થતું રહે છે. પરંતુ એ પરિવર્તનશીલતા

અવકાશ અને કાળના વસ્તુગત અસ્તિત્વના સંબંધમાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદનાં વિધાનો અંગે કોઈ જાતની શંકા ઊભી નથી કરતી. એથી ઊલટું, વિજ્ઞાનની દરેક સિદ્ધિ અવકાશ અને કાળના વસ્તુગત અસ્તિત્વની તેમ જ પદાર્થ તથા ગતિ જોડે તેમના અતૂટ સંબંધની નિતનવી સાબિતી પૂરી પાડે છે.

## અભ્યાસ

૧. પદાર્થ એટલે શું?

૨. પ્રકૃતિ વિજ્ઞાનના ક્ષેત્રે સમજવામાં આવતી પદાર્થની રચના અને તેની દાર્શનિક વિભાવનાની સરખામણીમાંથી શું જાણવા મળે છે?

૩. ગતિનું સારતત્ત્વ શું છે, અને તેનાં મૂળભૂત રૂપો કેવાં છે?

૪. પદાર્થના અસ્તિત્વનાં રૂપો તરીકે અવકાશ અને કાળનાં મૂળભૂત લક્ષણો કેવાં છે?

પ્રકરણ ૪

# પદાર્થ અને ચેતના

ગત પ્રકરણમાં આપણે પદાર્થ અને તેના અસ્તિત્વનાં રૂપોનું પરીક્ષણ કર્યું. આપણે જોયું કે પદાર્થ માનવીની ચેતનાની બહાર અને તેનાથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. પરંતુ ચેતના એટલે શું? પદાર્થ જોડે તેનો સંબંધ કેવો છે? તેનો ઉદય કેવી રીતે થાય છે? હવે આપણે એ સવાલોનું પરીક્ષણ કરીએ.

## ૧. ચેતના — અત્યંત સુઘટિત પદાર્થનો ગુણધર્મ

ચેતનાના સારતત્ત્વની છણાવટ કરતાં પહેલાં આપણે યાદ કરીએ કે માનવીની **સભાન માનસિક પ્રવૃત્તિમાં** તેનાં ચિંતનો તથા ઊર્મિઓ, મનોબળ તથા ચારિત્ર, સંવેદનો, વિચારો, દૃષ્ટિબિંદુઓ, વગેરે સામેલ હોય છે.

એ બધી પરિઘટનાઓનાં રૂપલક્ષણો કેવાં છે? તેમનો સ્રોત ક્યાં છે?

પ્રકૃતિ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનાં ક્ષેત્રોમાં લાંબો અને મુશ્કેલ પંથ ખેડી લીધા પછી જ એ સવાલોના ખરા જવાબ આપવાનું શક્ય બન્યું હતું. વર્તમાન વિજ્ઞાનમાં સાબિત થઈ ગયું છે કે ચેતના પદાર્થની દીર્ઘકાલીન ઉત્ક્રાંતિની પેદાશ છે. પદાર્થ અને પ્રકૃતિ સદા અસ્તિત્વમાં રહ્યાં છે, પરંતુ માનવી તો ભૌતિક જગતના વિકાસની, પ્રમાણમાં લાંબા સમયાંતરે આવેલી, કક્ષાનું પરિણામ અંકિત કરે છે. પદાર્થના વિકાસના પરિણામે સમાજનો, અને તેની સાથે સાથે ચિંતનની શક્તિ ધરાવતા માનવીનો, ઉદય થયો તે પહેલાં લાખોકરોડો વર્ષો વીતી ગયાં હતાં. ચેતના પ્રકૃતિની પેદાશ છે, પદાર્થનો ગુણધર્મ છે, જોકે સમસ્ત પદાર્થનો નહિ પરંતુ કેવળ **અત્યંત સુઘટિત પદાર્થનો**, માનવીય મગજનો, ગુણધર્મ છે.

ચેતના પદાર્થના વિકાસના પરિણામે ઉદય પામી હોવાથી તેની સાથે અવિભાજ્ય રીતે જોડાયેલી છે. તે ચિંતક પદાર્થ સાથે, મગજ સાથે, અવિભાજ્ય રીતે સંકળાયેલી છે અને મગજનું લક્ષણ અંકિત કરે છે. સુખ્યાત રૂસી શરીરક્રિયા વિજ્ઞાનીઓ **ઈવાન સેચેનોવ** (૧૮૨૯–૧૯૦૫) અને **ઈવાન પાવલોવે** (૧૮૪૯–૧૯૩૬) સાબિત કર્યું હતું કે સમગ્ર માનસિક પ્રવૃત્તિ ચોક્કસ ભૌતિક પ્રક્રિયાઓ ઉપર, અર્થાત્ માનવીય મગજમાં, ખાસ કરીને મસ્તિષ્ક ગોલાર્ધના બાહ્યકમાં, ચાલતી **શારીરિક** પ્રક્રિયાઓ ઉપર, આધારિત હોય છે. મગજની ધોરણસરની પ્રવૃત્તિમાં ખલેલ પડે, રોગ અથવા ઈજા અથવા બીજા કોઈ કારણસર તેમાં જખમ થાય, ત્યારે માનવીની વિચારક્રિયા એકદમ ખોરવાઈ જાય છે, માનસિક બીમારી આવે છે.

પાવલોવે સંખ્યાબંધ પ્રયોગોમાં એકત્રિત માહિતીના આધારે નિષ્કર્ષ તારવ્યો કે "માનસિક પ્રવૃત્તિમાં મગજના અમુક દ્રવ્યમાનની શારીરિક પ્રવૃત્તિનું પરિણામ અંકિત હોય છે".

પાવલોવનો ઉચ્ચતર ચેતા પ્રવૃત્તિ સંબંધી સિદ્ધાંત, ચેતના પદાર્થ ઉપર અવલંબિત હોવાના દ્વંદ્વાત્મક ભૌતિકવાદના મૂળભૂત વિધાનને પુષ્ટિ આપે છે. તેમાં પાકે પાયે સાબિત થઈ જાય છે કે મગજ અને તેની અંદર ચાલતી શારીરિક પ્રક્રિયાઓ માનવીય ચેતનાનો નિમ્નસ્તર (આધાર), જેના વગર વિચારક્રિયા અશક્ય બની રહે એવા ભૌતિક સંજોગો, અંકિત કરે છે.

પરંતુ માનવીય મગજ એકલું જ ચેતનાની ક્રિયા માટે પૂરતું છે ખરું? તે આસપાસની દુનિયાની અસરથી સ્વતંત્ર રીતે આપમેળે વિચાર કરી શકે ખરું?

ના, મગજ આપમેળે વિચાર કરવા અશક્ત હોય છે. ચેતના **માનવીના ભૌતિક વાતાવરણ સાથે અવિભાજ્ય રીતે જોડાયેલી હોય** છે, અને તેની ક્રિયા એ વાતાવરણની અસર વગર અશક્ય છે. મગજમાં દૃષ્ટિ, શ્રવણ, તથા ગંધને લગતાં તેમ જ બીજાં સંવેદનો કેવળ વાસ્તવમાં હયાત વસ્તુઓની–રંગો, ગંધો, ધ્વનિઓ, તથા બીજા ગુણધર્મો ધરાવતી વસ્તુઓની–અસરને લીધે જ ઉત્પન્ન થાય છે. એ વસ્તુઓ અને તેમના ગુણધર્મો જ્ઞાનેંદ્રિયો ઉપર ક્રિયા કરે છે, તેના પરિણામે થતી ઉત્તેજનાને ચેતા પ્રવાહોમાં સંચારિત કરીને મસ્તિષ્ક ગોલાર્ધોના બાહ્યકોમાં પહોંચાડવામાં આવે છે, અને સંબંધિત સંવેદનો ત્યાં ઉત્પન્ન થાય છે. સંવેદનો પછી બોધ, વિચારો, અને ધારણાઓ તથા અન્ય રૂપોમાં ચિંતનને ઉત્પન્ન કરે છે. એ સર્વ કેવળ **ભાવકલ્પનો** જ હોય છે, વસ્તુગત અસ્તિત્વ ધરાવતી ચીજો અને પરિઘટનાઓનાં લગભગ આબેહૂબ

પ્રતિબિંબો જ હોય છે. એ વસ્તુઓ તથા પરિઘટનાઓની બહારનાં ભાવકલ્પનો માનવીની ચેતનામાં ઊપજી શકે નહિ. તેનો અર્થ એવો થયો કે મગજના ગુણધર્મ તરીકે ચેતનાનું વિશિષ્ટ લક્ષણ ભૌતિક જગતને **પ્રતિબિંબિત કરવાની** શક્તિમાં અંકિત છે.

કહેવાની જરૂર નથી કે માત્ર અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ તથા પરિઘટનાઓનાં ભાવકલ્પનો જ નહિ પરંતુ હજુ અસ્તિત્વમાં ન આવેલી ચીજોનાં ભાવકલ્પનો પણ માનવીની ચેતનામાં ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે, માનવી ભાવિ ઈમારતોનાં, યંત્રોનાં, તથા બીજી ઘણી કૃત્રિમ ચીજોનાં ભાવકલ્પનો તેમ જ ભાવિ સામાજિક પદ્ધતિ વગેરેનાં ભાવકલ્પનો પણ ઘડી કાઢે છે. પરંતુ એ ભાવકલ્પનો જે કંઈ **અસ્તિત્વમાં આવી ચૂકેલું હોય** તેના પ્રતિબિંબના આધારે, ચોતરફની યથાર્થ વાસ્તવિકતાના તેમ જ તેની સંભાવનાઓ તથા વિકાસની દિશાઓના જ્ઞાનના આધારે, ઉદય પામે છે.

એટલે ચેતનાના સ્વરૂપ સંબંધી સવાલના જવાબમાં આપણે કહી શકીએ કે **માનવીની ચેતના અત્યંત સુઘટિત પદાર્થનો, મગજનો, ભૌતિક વાસ્તવિકતાને પ્રતિબિંબિત કરવાનો ખાસ ગુણધર્મ અંકિત કરે છે.**

## અણઘડ ભૌતિકવાદ અને આદર્શવાદની નાદારી

ચેતના અત્યંત સુઘટિત પદાર્થ સાથે અવિભાજ્ય રીતે જોડાયેલી અને તેની પેદાશ હોય છે એટલે તે પદાર્થનો જ એક પ્રકાર, બેઉ એકસમાન, ન ગણાય? અણઘડ ભૌતિકવાદીઓનું* ધોરણ બરાબર એવું જ છે. તેઓ ચેતના અને પદાર્થની અવિભાજ્યતાના આધારે તરંગના ઘોડા દોડાવીને તેમને એકરૂપ પણ ગણાવે છે, અને ખાસ કરીને જણાવે છે કે ચિંતન અને મગજનો સંબંધ લગભગ પિત્તરસ અને કલેજાના સંબંધ જેવો છે, મગજમાંથી જાણે ચિંતનનો સ્રાવ થાય છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ પ્રકૃતિ વિજ્ઞાનની સિદ્ધિઓ જોડે પૂર્ણ રૂપે સુસંગત હોવાથી ચેતનાના સંબંધમાં અણઘડ ભૌતિકવાદી સમજણને નકારી કાઢે છે.

---

*અણઘડ ભૌતિકવાદનો ઉદ્‌ભવ ઓગણીસમી સદીના મધ્યમાં જર્મનીમાં એક દાર્શનિક વહેણ તરીકે થયો હતો.

ચેતના ચોક્કસ ભૌતિક શારીરિક પ્રક્રિયાઓ જોડે સંકળાયેલી છે, પરંતુ તેને જ એ પ્રક્રિયાઓ તરીકે ગણાવી શકાય નહિ. ચિંતન પદાર્થ જોડે, મગજ સાથે, અવિભાજ્ય રીતે સંકળાયેલું છે, પરંતુ તેને પદાર્થ જોડે એકરૂપ ગણાવી શકાય નહિ. લેનિનનું ધોરણ એવું હતું કે ચિંતનને ભૌતિક ગણવું એટલે ભૌતિકવાદને આદર્શવાદ જોડે ગૂંચવી નાખવાની દિશાનું ગલત કદમ ભરવું.

ચિંતન કંઈ વસ્તુ નથી, તેને જોઈ ન શકાય કે તેની છબી ન લઈ શકાય. ચિંતન તો જગતમાં અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ તથા પરિઘટનાઓનું **ભાવકલ્પન** છે. તે ભૌતિક નહિ પરંતુ વૈચારિક છે. તે વાસ્તવિકતાની સાદી છબી નથી, ચેતનરહિત નકલ નથી. માર્ક્સે ચિંતન વિશે લખ્યું છે કે "વૈચારિક એટલે માનવીના માનસમાં પ્રતિબિંબિત અને રૂપાંતરિત ભૌતિક સિવાય બીજું કશું જ નહિ."* માનવીની ઉપર ક્રિયા કરતી વાસ્તવિકતા હંમેશાં ચિંતનનું સંચાલન કરતા નિયમોના ત્રિપાર્શ્વમાંથી, જેમ કે **પૃથક્કરણ અને એકીકરણ તેમ જ સામાન્ય તારવણી** વગેરેમાંથી, પસાર થાય છે. માનવીને પ્રાણીઆથી અલગ તારવતી બાબત તેની વિચાર કરવાની, એટલે કે સક્રિય રીતે વાસ્તવિકતાને પ્રતિબિંબિત કરવાની, પ્રભાવિત કરવાની, અને પોતાની સમક્ષ અમુક લક્ષ્યો નિર્ધારિત કરીને તેમને પાર પાડવાની દિશામાં જહેમતો કરવાની શક્તિની છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ ચેતના વિશે અણઘડ ભૌતિકવાદીઓની સમજણને નકારી કાઢે છે. ચેતના અથવા ચિંતનને સમસ્ત પદાર્થનું લક્ષણ ગણાવતા ધોરણને તે ગંભીર ભૂલ ગણે છે. દાખલા તરીકે, મહાન ડચ તત્ત્વજ્ઞાની સ્પીનોઝા માનતો હતો કે ચેતના સમસ્ત પ્રકૃતિનું વિસ્તાર તથા ઘાટ જેટલું જ આવશ્યક લક્ષણ (ગુણધર્મ) છે.

એ ખ્યાલ ગલત છે કારણ કે તેમાં અજીવ અને સજીવ (ખાસ કરીને ચિંતક) પદાર્થ વચ્ચેના ગુણાત્મક તફાવતોને અવગણવામાં આવે છે. લેનિનનું ધોરણ એવું હતું કે સ્પષ્ટ અભિવ્યક્ત રૂપમાં સંવેદન પદાર્થનાં કેવળ ઉચ્ચતર સજીવ રૂપોમાં જ અંતર્ભૂત હોય છે, જ્યારે સમસ્ત પદાર્થ તો માત્ર **પ્રતિબિંબનનો** એટલે કે બહારની અસરોની પ્રતિક્રિયા નિશ્ચિત રીતે કરવાનો, ગુણધર્મ જ ધરાવે છે. એ ગુણધર્મ અમુક પ્રમાણમાં સંવેદનને મળતો આવે

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧, મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૨૯.

છે ખરો પરંતુ તેઓ એકસમાન નથી, એટલે ચેતનાને સમસ્ત પદાર્થના ગુણધર્મ તરીકે ન ગણાવી શકાય.

આદર્શવાદીઓ ચેતનાના ભાવમૂલક સ્વરૂપ વિશે તરંગના ઘોડા દોડાવીને દલીલ કરે છે કે તે આપમેળે, પદાર્થથી સ્વતંત્ર રીતે, અસ્તિત્વ ધરાવે છે. તેઓ નીચે મુજબ તર્ક ચલાવે છે: ચિંતન ભાવમૂલક છે, વસ્તુ ન હોવાથી માનવીય મગજમાં મળી શકે નહિ, એટલે પદાર્થ સાથે જોડાયેલું નથી અને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. તે જાણે પદાર્થથી સ્વતંત્ર છે એટલું જ નહિ પરંતુ પદાર્થનું "સર્જન" પણ કરે છે. આદર્શવાદીઓ ચિંતનની પાછળ રહેલા તેના આધારૂપને, વાસ્તવિક જગતની ચીજવસ્તુઓને, જોવાનો ઈનકાર કરે છે.

ચિંતનને મગજથી અળગું પાડવાના પ્રયત્નો પણ સાવ નિરર્થક છે. એવા પ્રયત્નો કરનારા અને મગજ વગર ચિંતનના અસ્તિત્વની હિમાયત કરનારા તત્ત્વજ્ઞાનને લેનિને સમુચિત રીતે જ "મગજ વગરનું" તત્ત્વજ્ઞાન ગણાવ્યું હતું. તેમણે લખ્યું છે કે પ્રકૃતિ વિજ્ઞાનના ક્ષેત્રે પાકે પાયે સાબિત થઈ ચૂક્યું છે તે મુજબ, ચેતના શરીરથી સ્વતંત્ર અસ્તિત્વ નથી ધરાવતી, ગૌણ છે, મગજની કામગીરી અંકિત કરે છે, બાહ્ય જગતનું પ્રતિબિંબન કરે છે.

લેનિને વધુમાં જણાવ્યું છે કે ચેતના અને પદાર્થ વચ્ચે કોઈ જાતનો નિરપેક્ષ વિરોધ નથી, તે કેવળ તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલના, અર્થાત્ મુખ્ય શું છે, પદાર્થ કે ચેતના, એવા સવાલના, માળખા પૂરતો જ નિરપેક્ષ બની રહે છે. તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલની સીમાઓની બહાર તો એ વિરોધ સાપેક્ષ જ છે. તેની સૌથી પહેલી અભિવ્યક્તિ એ હકીકતમાં સમાયેલી છે કે ચેતના અત્યંત સુઘટિત પદાર્થનો ગુણધર્મ અંકિત કરે છે, અને ભૌતિક કારણોના પ્રભાવ હેઠળ ઉદય તથા વિકાસ પામે છે. તેની બીજી અભિવ્યક્તિ એ હકીકતમાં સમાયેલી છે કે ચેતના પદાર્થના આધારે ઉદય પામીને અમુક પ્રમાણમાં સ્વતંત્રતા ધારણ કરે છે અને ભૌતિક જગતના વિકાસ ઉપર સક્રિય પ્રભાવ પાડે છે.

## ચેતના અને સાઈબરનેટિક્સ

હાલ દુનિયામાં નવા **વિજ્ઞાન સાઈબરનેટિક્સનો** ઝડપી વિકાસ થઈ રહ્યો છે. તેમાં વિવિધ નિયંત્રણ પદ્ધતિઓનું તથા નિયંત્રણ પ્રક્રિયાનું પરીક્ષણ કરવામાં આવે છે અને કેટલાંક અદ્ભુત યંત્રો બનાવવામાં આવ્યાં છે. અમુક યંત્રો

રેલગાડીઓ, વિમાનો, અથવા જટિલ ઉત્પાદન પ્રક્રિયાઓના સ્વચાલનનાં છે, અમુક યંત્રો વાચનાનું ભાષાંતર કરી આપે છે, અને અમુક યંત્રો તર્કસંગત કામગીરીઓ, ગણિતની એકદમ અટપટી ગણતરીઓ, વગેરે કરે છે. એ યંત્રોમાં જાતજાતની માહિતી સંચારિત કરવામાં આવે છે, અને તેઓ તેને "યાદ રાખીને" તથા તેમાંથી વરણી કરીને ઉપયોગી કામગીરીઓ બજાવે છે. એ યંત્રો અમુક બાબતોમાં માનવીથી આગળ નીકળી જાય છે. દાખલા તરીકે, તેઓ માનવી કરતાં લાખો ગણી ઝડપે ગણતરીઓ કરે છે. પારાવાર માહિતીનું પરીક્ષણ કરે છે, અપાર વિવિધતાઓનું પૃથક્કરણ કરે છે, વગેરે. એવાં યંત્રોની ડિઝાઇનો ઘડાઈ રહી છે કે જે પોતાની કામગીરીના આયોજનને પરિપૂર્ણ બનાવી શકશે અને થઈ ચૂકેલી કામગીરીના આધારે ખુદ પોતાની રચનામાં સુધારા કરી શકશે. માનવી જ્યાં જોખમને લીધે (દાખલા તરીકે પરમાણુની કે બીજી હાનિકારક પ્રક્રિયાઓ ચાલતી હોય એવાં સ્થળોએ) અથવા અગમ્યતાને લીધે (અતિ દૂર અંતરિક્ષમાં) કાર્ય ન કરી શકે ત્યાં યંત્ર સહેલાઈથી કામગીરી પાર પાડી શકે.

સાઇબરનેટિક્સના ક્ષેત્રે પ્રગતિના પરિણામે સ્વચાલિત યંત્રોમાં સંવેદનો અનુભવવાનું તેમ જ વિચાર કરવાનું લક્ષણ પણ વિકસાવવાની શક્યતાઓ ઊભી થઈ છે. વધુમાં, એવી વાતો પણ થાય છે કે બૌદ્ધિક શક્તિની બાબતમાં માનવીથી આગળ નીકળી જાય અને આખરી કક્ષાએ માનવીનું સ્થાન લઈ લે એવું સ્વચાલિત યંત્ર બનાવવાનું શક્ય છે. દાવો કરવામાં આવે છે કે માનવજાતિના યુગનું સ્થાન યંત્રમાનવોનો યુગ લઈ લેશે.

વાસ્તવમાં, એકદમ પરિપૂર્ણ યંત્ર પણ વિચાર તો ન જ કરી શકે અને કોઈ જાતનાં સંવેદનો પણ ન અનુભવી શકે. યંત્ર વિચાર ન કરે, માનવીની બાબતમાં સહજ અમુક તર્કસંગત કામગીરીઓનું કેવળ **અનુકરણ** અથવા **પુનરાવર્તન** જ કરી શકે, અને તે પણ માત્ર એવી કામગીરીઓનું કે જેને રીતસર નિરૂપી શકાય અથવા ગણિતના આધારે કરી શકાય. વિજ્ઞાનમાં જેમ જેમ પ્રગતિ થતી જાય તેમ તેમ રીતસર નિરૂપી શકાય એવી ચિંતન કામગીરીઓનું ક્ષેત્ર વધારે વ્યાપક બનતું જાય, એ હકીકતથી પદાર્થનું સારતત્ત્વ બદલાતું નથી. માનવી અને એકલો માનવી જ ચિંતનની શક્તિ ધરાવે છે. ચિંતનમાં અત્યંત સુઘટિત પદાર્થ તરીકે મગજનો ગુણધર્મ, ભૌતિક જગતની દીર્ઘકાલીન ઉત્ક્રાંતિની અને સૌપ્રથમ તો સામાજિક વાતાવરણની પેદાશ, અંકિત છે. ચિંતન રૂપલક્ષણોની દૃષ્ટિએ સામાજિક છે, જ્યારે યંત્ર તો ગમે એટલું પરિપૂર્ણ હોય

તોયે માનવી દ્વારા સર્જિત અને નિયંત્રિત નિર્જીવ યંત્રક્રિયા જ રહ્યું છે અને સદા રહેશે.

માનવી પોતાને પ્રકૃતિથી અલગ તારવી લે છે, સક્રિય રીતે આસપાસની દુનિયાની સમજણ હાંસલ કરી લે છે, અને તેને પ્રભાવિત કરે છે તથા પલટાવી નાખે છે. તે અખૂટ સર્જન શક્તિઓ ધરાવે છે અને સંવેદનો, વિચારો, લાગણીઓ, રુચિઓ, વગેરેના વિસ્મયજનક ગહન તથા વ્યાપક ક્ષેત્રનો સ્વામી છે. યંત્રમાં એ બધું નથી હોતું. તે માનવીના કુશાગ્ર માનસ તથા કાબેલ હાથની પેદાશ છે, અને તેની કામગીરીઓ ગમે એટલી મુશ્કેલ અથવા અજબગજબની હોય તોયે તેનું આયોજન માનવી જ કરે છે.

જેવી રીતે સાધારણ યંત્ર માનવીની શારીરિક જહેમતોમાં મદદગાર બને છે એવી જ રીતે સાઈબરનેટિક યંત્ર તેની માનસિક જહેમતોમાં મદદગાર બને છે, તેના માનસને થકવી દેનારી તેમ જ નીરસ તથા બિનસર્જનાત્મક કામગીરીઓથી છુટકારો અપાવે છે, અને તેની બૌદ્ધિક શક્તિઓને વિસ્તારે છે. પરંતુ સાઈબરનેટિક્સનો વિકાસ ગમે એટલી ઊંચી કક્ષાએ પહોંચી જાય તોપણ સ્વચાલિત યંત્ર માનવીની ચેતનાનું વાહક કદી નહિ બને અને સામાજિક હસ્તી ધરાવતા માનવીનું સ્થાન કદી નહિ લે. તે માનવજાતિ સમક્ષ ઉપસ્થિત ઉત્પાદનની તથા અનુભૂતિની સમસ્યાઓને ઉકેલવાનું સાધન કે ઉપાય જ સદા રહેશે.

હવે આપણે ચેતનાની ઉત્પત્તિ તથા વિકાસનું પરીક્ષણ કરીએ.

## ૨. ચેતના—પદાર્થના વિકાસની પેદાશ
## ચેતનાની ઉત્પત્તિ અને વિકાસ

અમે અગાઉ નિર્દેશ કરી ચૂક્યા છીએ કે સમસ્ત પદાર્થ **પ્રતિબિંબનનો** નિજી સામાન્ય ગુણધર્મ, અર્થાત્ **બહારના પ્રભાવો હેઠળ પોતાની આંતરિક પુનર્ઘટના કરવાની શક્તિ, એ પ્રભાવોને અનુરૂપ પ્રતિક્રિયા કરવાની શક્તિ,** ધરાવે છે. પ્રતિબિંબન હંમેશાં બે (અથવા વધારે) વસ્તુઓની આંતરક્રિયા જોડે સંકળાયેલું હોય છે—ક્રિયા કરતી વસ્તુ અને જેની ઉપર ક્રિયા થતી હોય એ વસ્તુ. એટલે પ્રતિબિંબનનાં **રૂપલક્ષણો** બહારના પ્રભાવો ઉપર તેમ જ પ્રભાવની પ્રતિક્રિયા કરતી વસ્તુની આંતરિક સ્થિતિ ઉપર આધારિત હોય છે.

આપણે અજીવ વસ્તુનું, જીવનું, અને માનવીનું પરીક્ષણ એ દૃષ્ટિએ કરીએ તો જાણવા મળે છે કે તેઓ જગતનું પ્રતિબિંબન જુદી જુદી રીતે કરે છે.

અજીવ વસ્તુમાં સાદું **નિષ્ક્રિય** પ્રતિબિંબન અંતર્ભૂત હોય છે. એવી વસ્તુ વાતાવરણનાં ઘટકોમાં કશા તફાવતો નથી પારખતી, સાનુકૂળ ઘટકોને અલગ નથી તારવતી, અને પ્રતિકૂળ ઘટકો સામે પોતાનું રક્ષણ કરવા અશક્ત હોય છે.

જીવ બહારના પ્રભાવોની પ્રતિક્રિયા એથી ભિન્ન રીતે કરે છે. તે બહારના પ્રભાવોને **અનુરૂપ બની જાય છે**, બહારનાં વિવિધ ઉત્તેજનોની પ્રતિક્રિયા જુદી જુદી રીતે કરે છે, સાનુકૂળ ઘટકોનો ઉપયોગ કરે છે અને બિનજરૂરી હાનિકારક ઘટકોથી બચી રહે છે. અહીંયાં આપણને **સક્રિય**, **વરણાત્મક**, પરંતુ હજુ અભાન પ્રતિબિંબન જોવા મળે છે.

વાસ્તવિકતાને **સભાન રીતે** પ્રતિબિંબિત કરવાની શક્તિ ધરાવતા માણસમાં આપણને પ્રતિબિંબનનું ગુણાત્મક દૃષ્ટિએ નવું, ઉચ્ચતર, રૂપ જોવા મળે છે. તે વાતાવરણને અનુરૂપ બની જાય છે એટલું જ નહિ પરંતુ તેની ઉપર ક્રિયા પણ કરે છે, પોતે હાંસલ કરેલા જ્ઞાનના આધારે તેને પલટાવી નાખે છે.

**ચેતનાની ઉત્પત્તિનો** તાગ કાઢવો એટલે બારીક પરીક્ષણ કરવું કે અજીવ પદાર્થમાંથી સજીવ પદાર્થ અને તેમાંથી ચિંતક પદાર્થ (માનવીય મગજ) સુધીના સંક્રમણ દરમિયાન ચેતનહીન નિષ્ક્રિય પ્રતિબિંબન, સમગ્ર સજીવ જગતના અંતર્ભૂત સક્રિય વરણાત્મક પ્રતિબિંબનમાં, કેવી રીતે પલટાઈ ગયું, અને પછી તેમાંથી ચિંતનની શક્તિ કેવી રીતે વિકસી.

## અજીવ પદાર્થમાંથી સજીવ પદાર્થ અને તેમાંથી ચિંતક પદાર્થ

પ્રકૃતિ વિજ્ઞાનના ક્ષેત્રે હકીકતોનો પારાવાર સંચય બતાવે છે કે **સજીવ પ્રકૃતિનો ઉદય** જડ **અજીવ પ્રકૃતિમાંથી થયો છે**. પાર ન થઈ શકે એવી કોઈ સીમારેખા તેમની વચ્ચે નથી. રાસાયણિક પૃથક્કરણ બતાવે છે કે અજીવ વસ્તુઓ અને જીવોની રચના એકનાં એક રાસાયણિક તત્ત્વોમાંથી થયેલી છે. જીવોમાં મોટા પ્રમાણમાં હાઈડ્રોજન, ઑક્સીજન, નાઈટ્રોજન, અને ખાસ કરીને કાર્બન હોય છે. તેઓ જીવોના રાસાયણિક સંયોજનનો તથા તેમની પ્રાણભૂત પ્રક્રિયાઓની પેદાશોનો આધાર બની રહે છે.

વિજ્ઞાનીઓએ અનુમાન રજૂ કર્યું છે કે આપણી પૃથ્વીની રચના જેમાંથી થઈ છે તે પ્રાથમિક વાયુ-રજ પદાર્થમાં મૂળ તો કાર્બન અને હાઇડ્રોજનનાં સાદામાં સાદાં સંયોજનો, **હાઈડ્રોકાર્બનો**, સામેલ હતાં. તેમાંથી આગળ જતાં વધારે જટિલ કાર્બનિક સંયોજનો રચાયાં. કાર્બનિક સંયોજનો પરસ્પર રાસાયણિક યોગ પામીને વધારે ને વધારે જટિલ બનતાં ગયાં, અને આખરે તેમાંથી **એમીનો એસિડોની**, **પ્રોટીન** અણુઓના મૂળભૂત તત્ત્વોની, રચના થઈ. કાર્બનિક દ્રવ્યો જેમ જેમ વધારે અલગ પડતાં ગયાં તથા વધારે જટિલ બનતાં ગયાં તેમ તેમ તેમની પ્રતિબિંબન ક્ષમતા વધારે વિવિધ તથા અટપટી બનતી ગઈ.

એમીનો એસિડોમાંથી બનેલા એ પ્રાથમિક રાસાયણિક પ્રોટીનના અણુઓ કરોડો વર્ષો પછી સજીવ પ્રોટીન વસ્તુમાં પલટાઈ ગયા, અને એ રીતે તેણે સમસ્ત સજીવ જગતની મૂળભૂત વિશિષ્ટતા અંકિત કરતો ચયાપચયની ગુણધર્મ હાંસલ કરી લીધો. એ પ્રોટીન વસ્તુ સાનુકૂળ વાતાવરણમાં દાખલ થઈને અને તેની જોડે ચયાપચય વિનિમય શરૂ કરીને **જીવ** બની ગઈ.

**ચયાપચયની** પ્રક્રિયામાં **સ્વાંગીકરણ** (વાતાવરણમાંથી પોષક દ્રવ્યોનું અવશોષણ અને જીવોના જીવંત કોષો તથા પેશીઓમાં રૂપાંતર) અને **વિયોજનનું** (એ જીવંત પેશીના વિઘટનનું, નાશનું) આંતરવિરોધી વહેણ ચાલતું હોય છે. એ પ્રક્રિયા કેવળ જીવંત પ્રોટીનમાં, જીવમાં, જ અંતર્ભૂત હોય છે. વાતાવરણ જોડે ચયાપચય વિનિમય, સતત સ્વયં-પુનરુત્પત્તિ, સાદામાં સાદા જીવને અત્યંત જટિલ અજીવ વસ્તુથી અલગ તારવે છે. જીવ પોષક દ્રવ્યોનું અવશોષણ કરીને અને તેમના વિઘટનની પેદાશોનો ઉત્સર્ગ કરીને જ જીવંત રહી શકે તથા વિકાસ પામી શકે. એંગેલ્સે નિર્દેશ કર્યો છે કે "જીવન પ્રોટીન વસ્તુઓના અસ્તિત્વની રીત અંકિત કરે છે, તેનું આવશ્યક તત્ત્વ **એ વસ્તુઓની બહારના પ્રાકૃતિક વાતાવરણ જોડે અવિરત ચયાપચય વિનિમયમાં** સમાયેલું છે, અને એ ચયાપચય બંધ થઈ જાય ત્યારે તેનો અંત આવી જાય છે."*

પ્રથમ સાદામાં સાદા જીવો અસ્તિત્વમાં આવ્યા એટલે પ્રતિબિંબનના, પદાર્થના સામાન્ય નિજી ગુણધર્મના, વિકાસની દિશામાં, ચેતનાના ઉદયની દિશામાં, મોટું જબ્બર આગેકદમ અંકિત થયું. અજીવ પ્રકૃતિમાં અંતર્ભૂત વાસ્તવિકતાનું પ્રતિબિંબન ગુણાત્મક દૃષ્ટિએ નવા, **જૈવિક**, પ્રતિબિંબનમાં પલટાઈ ગયું. જૈવિક પ્રતિબિંબનનું સાદામાં સાદું રૂપ **ઉત્તેજનશીલતાનો** ગુણધર્મ અંકિત

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'પ્રકૃતિની દ્વંદ્વાત્મકતા', મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૩૦૧.

કરે છે, જે સઘળી સજીવ વસ્તુઓમાં અંતર્ભૂત હોય છે અને તેમના અનુસ્થાપનના, અથવા બાહ્ય વાતાવરણ જોડે અનુકૂલનશીલતાના, સાધનની કામગીરી બજાવે છે.

દાખલા તરીકે, વનસ્પતિ સૂર્યપ્રકાશની બાબતમાં ખાસ સુગ્રાહી હોય છે, જાણે વાસ્તવમાં તેને પકડવાની કોશિશ કરે છે, તેને માટે સૂર્યપ્રકાશ જીવનનો સ્રોત હોય છે. સાદામાં સાદો એકકોશી જીવ, અમીબા, ખોરાકરૂપી ઉત્તેજનની પ્રક્રિયા કરે છે, પરંતુ તેણે ખોરાક તાજેતરમાં જ ગળી લીધો હોય તો ખોરાકરૂપી ઉત્તેજકો તેની ઉપર કશી અસર નથી પાડતા. તેનો અર્થ એવો થયો કે ઉત્તેજનાશીલતાનો ગુણધર્મ ધરાવતી બીજી કોઈ પણ સજીવ વસ્તુની જેમ જ અમીબા પણ બહારના જગતનું પ્રતિબિંબન નિષ્ક્રિય રીતે નહિ પરંતુ **વરણાત્મક રીતે** કરે છે. જીવ જાણે ઉપયોગી, જરૂરી ઉત્તેજકો તરફ ખેંચાતો રહે છે અને હાનિકારક, બિનજરૂરી, ઉત્તજકોથી બચતો રહે છે. પરંતુ તેની વરણાત્મક શક્તિ બહુ ઝાઝી નથી હોતી. સાદા જીવમાં ઉત્તેજનોનાં વિશિષ્ટ રૂપો સંબંધી ખાસ ગ્રહણશીલ અંગો કે પેશીઓ કે કોશો નથી હોતા, તે સમગ્ર બાહ્ય ઉત્તેજનોની અનુક્રિયા કરે છે.

ઉત્ક્રાંતિની આગેકૂચ દરમિયાન ખુદ જીવો તથા તેમના અસ્તિત્વના બાહ્ય સંજોગો જેમ જેમ વધારે જટિલ બનતા ગયા તેમ તેમ ઉત્તેજનાશીલતાના આધારે પ્રતિબિંબનના નવા તથા એથીયે વધારે ઊંચા રૂપનો, **સંવેદનનો**, ઉદય થયો. ઉત્તેજનાશીલતાની જેમ સંવેદન જીવની ઉપર બાહ્ય જગતની ક્રિયાનું પરિણામ અંકિત કરતું હતું, પરંતુ જીવ જે બાહ્ય ઉત્તેજકોની અનુક્રિયા એક અથવા બીજી રીતે કરતો હતો તેનો વ્યાપ હવે સારી પેઠે વધી ગયો. જીવ રંગ, ગંધ, તથા ધ્વનિની અનુક્રિયા કરવા લાગ્યો, તેમાં સ્વાદ, ઠંડક, ગરમી, તથા ભેજના સંવેદનો વિકાસ પામ્યા, અને તે યાંત્રિક, ભૌતિક, તથા બીજી અસરોની અનુક્રિયા કરવા લાગ્યો. જીવમાં બાહ્ય અસરોના (રંગ, ગંધ, ધ્વનિ, વગેરે) કેવળ ચોક્કસ ક્ષેત્રની જ અનુભૂતિ-ક્ષમતા ધરાવતા અવયવો ઉત્પન્ન થયા. આગળ જતાં જીવ જેમ જેમ વિકાસ પામતો ગયો તેમ તેમ સંવેદનો વધારે સૂક્ષ્મ તથા વિવિધ બનતાં ગયાં. વાતાવરણને અનુકૂળ બનવાની જીવની ક્ષમતા તથા સક્રિયતા વૃદ્ધિ પામી, અને વાતાવરણ જોડે સંપર્ક જાળવવાના ખાસ અવયવનો, કેંદ્રીય ચેતાતંત્રનો, ઉદય થયો.

જીવવિજ્ઞાનના ક્ષેત્રે **પ્રતિવર્તોના** પરીક્ષણમાં સ્પષ્ટ જોવા મળ્યું છે કે નીચલી અને ઊંચી કક્ષાનાં પ્રાણીઓ આસપાસના જગતનું પ્રતિબિંબન કરવાની,

વાતાવરણને અનુકૂળ બનવાની, એકસરખી ક્ષમતા નથી ધરાવતાં. પ્રતિવર્તો જીવ તરફથી બાહ્ય અસરો સામે તેમ જ આંતરિક પરિવર્તનો સામે અનુક્રિયાત્મક પ્રતિક્રિયાઓ અંકિત કરે છે. તેઓ બધા બિન-પ્રાનુકૂલિત અને પ્રાનુકૂલિત પ્રતિવર્તોમાં વિભાજિત છે. **બિન-પ્રાનુકૂલિત પ્રતિવર્તો** નીચલી તેમ જ ઊંચી કક્ષાના તમામ જીવોમાં અંતર્ભૂત, સહજ, વંશપરંપરાગત હોય છે. માણસનો હાથ કશીક ગરમ વસ્તુને અડી જાય ત્યારે તત્કાળ પાછો ખેંચાઈ જાય છે—તેમાં બિન-પ્રાનુકૂલિત પ્રતિવર્ત અંકિત છે. બિન-પ્રાનુકૂલિત પ્રતિવર્તોની બારીક ગૂંથણીમાંથી સહજવૃત્તિઓ (કામેચ્છા, ભૂખ, વગેરે) ઘડાય છે, અને તેઓ જીવના જીવન તથા વિકાસમાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે.

પરંતુ ઊંચી કક્ષાનાં પ્રાણીઓમાં પણ **પ્રાનુકૂલિત પ્રતિવર્તો** હોય છે. એવા પ્રતિવર્તો અલ્પકાલીન હોય છે અને ચોક્કસ સંજોગોમાં ઘડાય છે. કોઈ કૂતરાને અમુક ગાળા દરમિયાન ખોરાક આપવાની દરેક વેળાએ સાથે ઘંટડીનો રણકાર કરવામાં આવે તો આગળ જતાં તે ઘંટડીનો રણકાર સંભળાતાં જાણે ખોરાક મળતો હોય એવી પ્રતિક્રિયા કરશે: તેના મોંમાં લાળનો સ્રાવ થશે. કૂતરાના મગજમાં બે બાબતોનું અલ્પકાલીન જોડાણ થઈ જાય છે એટલે ઘંટડીનો અવાજ ખોરાકનો સંકેત બની રહે છે. બીજા બધા પ્રાનુકૂલિત પ્રતિવર્તો એ જ સિદ્ધાંત ઉપર આધારિત છે. તેમને કારણે જીવ બહુ બારીક રીતે વાતાવરણને અનુકૂળ બની જાય છે અને તેની અસરોની બાબતમાં ખૂબ સુગ્રાહી બની રહે છે. જીવ માટે ખાસ મહત્ત્વ ધારણ કરી લેનારા પ્રાનુકૂલિત પ્રતિવર્તો બિન-પ્રાનુકૂલિત પ્રતિવર્તોમાં પલટાઈ જાય છે, તેમના આધારે નવા અલ્પકાલીન જોડાણો થાય છે, અને તેમાંના કેટલાક વળી કાયમી બની જાય છે. એવી રીતે જીવોની ઉત્ક્રાંતિ દરમિયાન માનસની અવિરત પ્રગતિ થતી ગઈ, અને તેના પરિણામે સંવેદી પદાર્થે આખરે **ચિંતનની** શક્તિ ધારણ કરી લીધી.

## ચેતનાના ઉદયમાં શ્રમની નિર્ણાયક ભૂમિકા

માનવી તેમ જ ઊંચી કક્ષાનાં પ્રાણીઓ સંવેદનો અનુભવવાની નિજી શક્તિ ધરાવે છે. પાવલોવના નિષ્કર્ષ મુજબ, એ શક્તિ માનવી તેમ જ પ્રાણીઓની સર્વસામાન્ય શારીરિક ક્રિયા ઉપર, અર્થાત્ **પ્રથમ સંકેત પદ્ધતિ** ઉપર, આધારિત છે. જીવ એ રીત મારફત વાસ્તવિક ચીજો તથા પરિઘટનાઓની

ક્રિયાની સીધી અનુક્રિયા કરે છે. પ્રાણીની બાબતમાં એ ચીજો એકમાત્ર સંકેત બની રહેતી હોવાથી તેની જ્ઞાનેંદ્રિયો ઉપર ક્રિયા કરે છે અને ચેતાતંત્રમાં અનુવર્તી સંવેદનો પેદા કરે છે.

પરંતુ પ્રાણીની સરખામણીએ માનવીનાં સંવેદનો નિરાળાં હોય છે, હંમેશાં તર્કના પ્રકાશથી ઝળહળિત હોય છે. માનવી **અમૂર્ત ચિંતનની,** અર્થાત્ વાસ્તવિકતાનું પ્રતિબિંબન સામાન્ય તારવણીના આધારે **શબ્દોમાં** વ્યક્ત થતી વિભાવનાઓમાં કરવાની, શક્તિ ધરાવે છે. દરેક શબ્દ જે ચોક્કસ વસ્તુ, પરિઘટના, તથા ક્રિયા જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલો હોય તેનો અર્થ નિર્દેશિત કરે છે. એટલે માનવી શબ્દોની પ્રતિક્રિયા ખુદ વસ્તુઓની સીધી અસરની પ્રતિક્રિયાની જેમ જ કરે છે. ખુદ વસ્તુઓ જ પ્રથમ સંકેતો અંકિત કરતી હોય છે એટલે તેમનો નિર્દેશ કરતા શબ્દો દ્વિતીયક સંકેતોની ભૂમિકા ધારણ કરી લે છે. પાવલોવે જણાવ્યું છે તેમ, તેઓ "સંકેતોના સંકેતો" હોય છે. માનવી જેની મારફત શબ્દોની, વાણીની, પ્રતિક્રિયા કરે છે એ શારીરિક ક્રિયાને તેણે **દ્વિતીય સંકેત પદ્ધતિ** ગણાવી છે. એ પદ્ધતિ કેવળ માનવીમાં જ અંતર્ભૂત હોય છે.

પ્રથમ અને દ્વિતીય સંકેત પદ્ધતિઓ વચ્ચે જીવંત સંબંધ હોય છે અને તેઓ માનવીને વાસ્તવિકતાનું સર્વાંગી તથા ગહન જ્ઞાન આપે છે.

એટલે માનવીની ચેતના પ્રાણીઓની માનસિક વૃત્તિથી ગુણાત્મક રીતે ભિન્ન હોય છે.

એવા તફાવતનું કારણ એ હકીકતમાં છે કે પ્રાણીઓની માનસિક વૃત્તિ કેવળ જૈવિક વિકાસની જ પેદાશ અંકિત કરે છે, પરંતુ માનવીની ચેતના સૌપ્રથમ તો **ઐતિહાસિક સામાજિક** વિકાસનું પરિણામ અંકિત કરે છે.

માનવીનાં અને પ્રાણીઓનાં સંવેદનો વચ્ચે મૂળગામી તફાવત હોય છે. દાખલા તરીકે, ગરુડની આંખો માનવીની આંખો કરતાં વહુ વધારે દૂર જોઈ શકે છે, પરંતુ ગરુડની સરખામણીએ માનવીની નજર, સામે જે દેખાતું હોય તેની ભીતર, અતુલ્ય પ્રમાણમાં વધારે ઊંડે પહોંચી જાય છે.

માર્ક્સે જણાવ્યું છે કે માનવીની પાંચ જ્ઞાનેંદ્રિયોનું ઘડતર સમગ્ર વિશ્વ ઈતિહાસની પેદાશ અંકિત કરે છે. માનવીનો સંગીત માણતો કાન, નિસર્ગની સુંદરતા માણતી આંખ, લહેજત માણતી જીભ, અને બીજી જ્ઞાનેંદ્રિયો માનવ

સમાજના ઈતિહાસની વિવિધ કક્ષાઓએ સંચિત થયેલા વાસ્તવિક અનુભવના આધારે વિકાસ પામી છે.

માનવીના વિકાસમાં, તેની ચેતનાના ઉદય તથા વિકાસમાં, નિર્ણાયક ઘટક શ્રમનું, અર્થાત્ ભૌતિક મૂલ્યોના ઉત્પાદનનું, રહ્યું છે. એંગેલ્સે નિર્દેશ કર્યો છે કે "ખુદ માનવીના સર્જનમાં શ્રમ કારણભૂત છે." આપણો સુદૂર અતીતનો વાનર-સમ પૂર્વજ શ્રમને કારણે જ વિકાસ પામીને આધુનિક માનવી, હોમો સેપિએન્સ (પ્રાજ્ઞ માનવ), બન્યો છે. શ્રમના આધારે જ તે ખોરાક, કપડાં, તથા આવાસ મેળવી શક્યો, કુદરતની સામે પોતાનું રક્ષણ કરી શક્યો એટલું જ નહિ પરંતુ તેને નાથી પણ શક્યો અને પોતાની સેવામાં લગાવી શક્યો. માનવીઓ શ્રમ મારફત પોતાને સાંગોપાંગ પલટાવી નાખ્યો અને આપણી પૃથ્વીને પણ પલટાવી નાખી. શ્રમ તો માનવીની મોટામાં મોટી સંપદા છે અને તેના જીવન તથા વિકાસમાં અનિવાર્ય છે.

માનવસદૃશ વાનરો શ્રમના પૂર્વસંજોગો ધરાવતા હતા. તેઓ ખોરાક મેળવવા લાકડી, પથ્થર, અને બીજી ચીજોનો ઉપયોગ કરતા. પરંતુ એ ઉપયોગ અભાન અને આકસ્મિક હતો. વાનરો કે બીજાં કોઈ પ્રાણીઓ શ્રમનું સાદામાં સાદું ઓજાર પણ ન જ બનાવી શકે. પરંતુ માનવી સભાન રીતે શ્રમનાં ઓજારો બનાવે તથા વાપરે છે, અને તેના શ્રમની ગુણાત્મક વિશિષ્ટતા એ હકીકતમાં છે. એ શીખવામાં માનવીને લાખો વર્ષ લાગ્યાં હતાં, અને એ સમગ્ર ગાળા દરમિયાન માનવીના ઉદય તેમ જ તેની ચેતનાના ઘડતર તથા વિકાસની એકદમ જટિલ પ્રક્રિયા ચાલતી રહી હતી.

માનવસદૃશ વાનરો પાછલા બે પગને ટેકે સીધા ઊભા રહેવા તથા ચાલવા લાગ્યા એ હકીકત શ્રમના સંજોગોના સર્જનમાં અને ચેતનાના પ્રથમ ઝબકારાના ઉદયમાં ખૂબ મહત્ત્વની હતી. એથી ચાલવામાં મદદ કરતા આગલા અવયવો છૂટા થઈ ગયા અને તેમને કામ માટે ઉપયોગમાં લેવાનું શક્ય બન્યું. સુદૂર અતીતનો આપણો પૂર્વજ શરૂઆતમાં હાથ વડે શ્રમના "ઓજારો"ને (લાકડી તથા પથ્થરને) કુદરતી સ્થિતિમાં જ ઉપયોગમાં લેતો, પરંતુ પછી કુદરતી વસ્તુઓમાંથી ઓજારો બનાવવા લાગ્યો. પ્રથમ ઓજારો સાવ પ્રારંભિક હતાં (જેમતેમ કઢંગો ઘાટ આપેલો પથ્થર, અણી કાઢેલી લાકડી, વગેરે). એ યુગના માનવીની ચેતના પણ પ્રારંભિક હતી. તે વસ્તુઓના બુનિયાદી તફાવતો પારખી ન શકતો, તેમનાં સામાન્ય લક્ષણો તારવી ન શકતો, જાણતો નહિ કે જુદી જુદી વસ્તુઓ કેવી રીતે ઉપયોગી બની શકે.

શ્રમના અધિક વિકાસ અને સુધારણાની સાથે સાથે માનવીની ચેતના વધતી ગઈ. ખોરાક મેળવવાની કોશિશો દરમિયાન જુદી જુદી કુદરતી વસ્તુઓ તેના ધ્યાનમાં આવતી ગઈ, તે એ વસ્તુઓના ગુણધર્મો સમજતો ગયો, તેમની સરખામણી કરીને સામાન્ય લક્ષણો, વારંવાર નજરે પડતાં લક્ષણો, તારવવા લાગ્યો.

શ્રમનાં ઓજારો બનાવવા તથા સુધારવાની કામગીરીએ ચેતનાના વિકાસમાં ખાસ મહત્ત્વની ભૂમિકા ભજવી. પેઢી દર પેઢી ઊતરી આવતાં ઓજારોમાં કામની રીતો અને જ્ઞાન મૂર્ત થતાં. નવી પેઢીના લોકો ઓજારો બનાવવાની તથા ઉપયોગમાં લેવાની પૂર્વજોની રીતો જાણતા હોવાથી તેમને સુધારી તથા વિકસાવી શકતા.

આદિમ માનવીની ચેતના તેના શ્રમ જોડે જીવંત રીતે સંકળાયેલી હતી, તેની મહેનત જોડે જાણે ગૂંથાયેલી હતી. અને એ વાત સ્વાભાવિક છે કારણ કે માનવી સૌપ્રથમ તો પોતાના શ્રમ જોડે સીધી રીતે સંકળાયેલી બાબતને, પોતાની જરૂરિયાતો સંતોષવાની બાબતને, સમજવા લાગ્યો હતો. આદિમ કલામાં માનવીના શ્રમનું ચિત્રણ ફરીફરીને જોવા મળે છે તેમાં આકસ્મિક કશું જ નથી.

માનવીએ શ્રમની પ્રક્રિયા દરમિયાન કેવળ ચેતના જ, અર્થાત્ આસપાસના જગતના પ્રતિબિંબનની શક્તિ જ, નહિ પરંતુ **આત્મ-ચેતના**, અર્થાત્ પોતાના વિચારો તથા લાગણીઓ, રુચિઓ, હેતુઓ તથા કૃત્યો, અને સમાજમાં પોતાના સ્થાન તથા ભૂમિકા અંગેની સભાનતા તેમ જ એ સર્વનું મૂલ્યાંકન કરવાની શક્તિ, પણ પ્રાપ્ત કરી. એથી તેના કામની રીતોમાં અધિક સુધારણાને અને સમાજની સ્થાપના તથા વિકાસને પ્રવેગ મળ્યો.

એ રીતે, શ્રમ તથા વિચારની એકતામાં તેમ જ કામની મહેનતના આધારે માનવીની ચેતના સુધરતી ગઈ અને વિકાસ પામતી ગઈ.

## ભાષા અને ચિંતન

**ભાષા**, વ્યક્ત વાણી, માનવીની ચેતનાના ઘડતરમાં ખૂબ મહત્ત્વની હતી. શ્રમના આધારે ચેતનાની સાથે સાથે ઉદય પામેલી ભાષાએ માનવી માટે પ્રાણીજગતમાંથી બહાર નીકળવાનું, ચિંતન વિકસાવવાનું, અને ભૌતિક ઉત્પાદનની સંઘટના સાધવાનું શક્ય બનાવવામાં બહુ મોટી ભૂમિકા ભજવી હતી. શ્રમ સદા સામાજિક રહ્યો છે. લોકોને પોતાના અસ્તિત્વના પ્રથમ

દિવસોથી જ કુદરતનાં ભયંકર બળો સામે લડવા માટે, તેમાંથી જીવનનિર્વાહની વસ્તુઓ ઝડપી લેવા માટે, એક્તા સાધવી પડી હતી. એટલે શ્રમની પ્રક્રિયા દરમિયાન લોકો વચ્ચે **જાણકારીના વિનિમયની** પરસ્પર કશુંક **જણાવવાની,** જરૂરત ઊભી થઈ. વાનરનો અવિકસિત કંઠ એ તાકીદની જરૂરત મારફત સ્પષ્ટ ધ્વનિઓ ઉચ્ચારવા શક્તિમાન અવયવમાં પલટાઈ ગયો. વ્યક્ત વાણી અથવા ભાષા એવી રીતે અસ્તિત્વમાં આવી હતી.

માર્ક્સે ભાષાને **ચિંતનના પ્રત્યક્ષ વાસ્તવિક રૂપ** તરીકે ગણાવી છે કારણ કે વિચાર કેવળ શબ્દરૂપી ભૌતિક કોચલામાં, અથવા પ્રતિનિધિ સંકેતમાં, અથવા પ્રતીકમાં જ અસ્તિત્વ ધરાવી શકે. માણસ ભલે સ્વગત વિચારતો હોય, પોતાના વિચારો બોલીને વ્યક્ત કરતો હોય અથવા કાગળ ઉપર લખી લેતો હોય, પરંતુ ચિંતન સદા શબ્દોના માળખામાં જ સમાયેલું હોય છે. ભાષાને કારણે જ વિચારો ઘડાય છે અને, વધુમાં, સંચારિત થાય છે તથા સમજી શકાય છે. માનવી પોતાની ચેતનામાં વાસ્તવિક જગતના પ્રતિબિંબનના પરિણામોને શબ્દોમાં અથવા શબ્દસમૂહોમાં વ્યક્ત કરે છે. એથી લોકો વિચારોની આપલે કરી શકે છે એટલું જ નહિ પરંતુ વિચારો એક પેઢી તરફથી બીજી પેઢીને સુપરત કરવાનું પણ શક્ય બને છે. વાણી અને લેખિત ભાષા ન હોય તો અનેક પેઢીઓનો અમૂલ્ય અનુભવ એળે જાય, અને દરેક નવી પેઢીને જગતના પરીક્ષણની બહુ મુશ્કેલ પ્રક્રિયા નવેસરથી શરૂ કરવી પડે.

ભાષા વાસ્તવિકતા જોડે સીધી રીતે નહિ પરંતુ ચિંતન દ્વારા સંકળાયેલી છે. એટલે કોઈ ખાસ ભૌતિક વસ્તુનો અમુક શબ્દ જોડે સીધો સંબંધ નક્કી કરવાનું ક્યારેક સહેલું નથી હોતું. જુદી જુદી ભાષાઓમાં અને એક જ ભાષામાં પણ એક જ શબ્દ જુદી જુદી વસ્તુઓનો નિર્દેશ કરતો હોય છે અથવા જુદા જુદા શબ્દો એક જ વસ્તુનો નિર્દેશ કરતા હોય છે. એ બધું એવો ભ્રમ ઉત્પન્ન કરે છે કે ભાષા વાસ્તવિકતાથી સ્વતંત્ર છે.

**શબ્દાર્થક આદર્શવાદીઓ,** વર્તમાન મૂડીવાદી તત્ત્વજ્ઞાનના એક વહેણના હિમાયતીઓ, એવા ભ્રમમાં અટવાયેલા છે. તેઓ ભાષાને ચિંતનથી અને ચિંતનને વાસ્તવિકતાથી અલગ પાડી દઈને દલીલ કરે છે કે શબ્દોને માનવી આપમરજીથી ચાલુ કરી દે છે, તેમાં કશું વાસ્તવિક અંકિત નથી હોતું, તેઓ ખાલી ધ્વનિસમૂહો જ હોય છે. કેટલાક લોકો એવી દલીલના આધારે સાબિત કરવા મથે છે કે વર્તમાન મૂડીવાદ, શોષણ, આક્રમણ, વગેરે તો માત્ર ઠાલા શબ્દો અથવા ધ્વનિઓ જ છે. તેઓ દાવો કરે છે કે લોકો એ શબ્દોની

જગ્યાએ બીજા શબ્દો ગોઠવી દે, માત્ર એટલું જ કરે, તો સામાજિક ઘર્ષણનાં બધાં કારણો ગાયબ થઈ જશે, વર્તમાન મૂડીવાદનાં સઘળાં દૂષણો અલોપ થઈ જશે.

પરંતુ શબ્દોને લોકો આપમરજીથી ચાલુ નથી કરી દેતા, શબ્દો જ્ઞાનની પ્રક્રિયામાં તથા અમલી પ્રવૃત્તિમાં ચોક્કસ વસ્તુઓ તથા પરિઘટનાઓ સાથે સંકળાયેલા હોય છે. માત્ર શબ્દો બદલાવી નાખવાથી એ વસ્તુગત પ્રક્રિયાઓમાં કશો ફરક પણ ન પડે અને તેઓ ખતમ પણ ન થઈ જાય. દાખલા તરીકે, મૂડીવાદના હિમાયતીઓએ વર્તમાન મૂડીવાદી સમાજનું વર્ણન કરવા "લોક મૂડીવાદ", "સુસમૃદ્ધ સમાજ", "ઔદ્યોગિક સમાજ", વગેરે જેવા ડઝનબંધ મધઝરતા શબ્દો ચાલુ કર્યા છે. પરંતુ એ શબ્દોથી મૂડીવાદ અને તેનાં લક્ષણો—શોષણ, બેકારી, વર્ગ-વિરોધો, પ્રજાઓ ઉપર વરસાવવામાં આવતો જુલમ, અને યુદ્ધો—નાબૂદ નથી થઈ ગયાં. મૂડીવાદ તો મૂડીદાર વર્ગ સામે સર્વહારા વર્ગના સંઘર્ષના પરિણામે જ, સમાજવાદી ક્રાંતિના પરિણામે જ, ખતમ થશે.

સંસ્થાનવાદ અથવા પરદેશની ગુલામીથી મુક્ત થઈ ગયેલા પછાત દેશોમાં સમાજવાદી ક્રાંતિ પહેલાં રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓ અથવા રાષ્ટ્રીય લોકશાહીવાદી ક્રાંતિઓ થઈ શકે છે.

કેટલાક વિકસતા દેશોએ રાષ્ટ્રીય લોકશાહીવાદી ક્રાંતિનો પંથ અપનાવ્યો.
એ રીતે ચેતના પદાર્થની ઉત્ક્રાંતિની પેદાશ છે. પરંતુ પદાર્થના આધારે ઉદય પામેલી ચેતના પદાર્થના વિકાસ ઉપર સક્રિય પ્રભાવ પાડે છે.

આદર્શવાદીઓ ભૌતિકવાદને બદનામ કરવાના આશયે દલીલ કરે છે કે ભૌતિકવાદીઓ પદાર્થને દરેક હયાત વસ્તુના આધાર તરીકે ગણે છે અને ચીજોને વાસ્તવિક, ચેતનાથી સ્વતંત્ર, અસ્તિત્વ ધરાવતી માને છે, એટલે ચેતનાની ભૂમિકાનું ન્યૂનમૂલ્યાંકન કરે છે, તેને હસ્તીનું કેવળ નિષ્ક્રિય પ્રતિબિંબ ગણે છે.

પરંતુ દ્વંદ્વાત્મક ભૌતિકવાદ પદાર્થના, હસ્તીના, વિકાસમાં ચેતનાની ભૂમિકાનું ન્યૂનમૂલ્યાંકન બિલકુલ નથી કરતો. ચેતના પદાર્થની પેદાશ અને પ્રતિબિંબ તરીકે નિષ્ક્રિય નથી રહેતી પરંતુ જગત ઉપર **સક્રિય પ્રભાવ પાડે** છે. લેનિને એવા અર્થમાં જ લખ્યું છે કે "માનવીની ચેતના વસ્તુગત જગતનું પ્રતિબિંબન કરે છે એટલું જ નહિ પરંતુ સર્જન પણ કરે છે."*

---

*લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૮, પૃષ્ઠ ૨૧૨.

રહી છે, અને સામર્થ્ય સંચિત કરી રહી છે, તેના લાભો અને વિરાટ સંભાવનાઓ પ્રદર્શિત કરી રહી છે. સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિનું વિઘટન થઈ ગયું છે, અને કોડીબંધ રાષ્ટ્રોએ સંસ્થાનવાદ સામે ભીષણ સંઘર્ષ લડીને સ્વતંત્રતા હાંસલ કરી લીધી છે.

આજે વિકસતા દેશો વિકાસનો પોતાનો આગવો પંથ પસંદ કરે છે. તેમાંના ઘણા દેશો સામાજિક પ્રગતિની અને કેટલાક દેશો (તેમાં ઇથિયોપિયા) સમાજવાદની દિશામાં આગળ ધપવાનો મક્કમ નિર્ધાર ધરાવે છે. ઇથિયોપિયામાં જનતાએ એ પંથે પહેલી સફળતાઓ હાંસલ કરી લીધી છે—સામંતી રાજશાહીને ઉથલાવી પાડવામાં આવી છે અને મહેનતકશ લોકોનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતાં ક્રાંતિકારી બળોએ સત્તા કબજે કરી લીધી છે.

આપણે વિજ્ઞાન અને ટેકનોલોજીમાં જબ્બર ક્રાંતિ નીરખી રહ્યા છીએ. માનવીએ પરમાણુના ઊંડાણનો તાગ કાઢી લીધો છે અને તેની પારાવાર શક્તિને નાથી લીધી છે. સર્વશક્તિમાન માનવીય બુદ્ધિની સામે અવકાશની સીમાઓ દૂર ખસી રહી છે, વિસ્તરી રહી છે.

ભૌતિક જગતના વિકાસના પ્રતિબિંબન દરમિયાન લોકોની ચેતના, વિચારો, સિદ્ધાંતો, અને દૃષ્ટિબિંદુઓ પણ પરિવર્તન પામે છે.

એ રીતે સતત વિકાસ, વસ્તુઓ તથા પરિઘટનાઓનું એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં તેમ જ એકના સ્થાનેથી બીજાના સ્થાને સંક્રમણ, ભૌતિક જગતના મહત્ત્વના લક્ષણને અંકિત કરે છે. એટલે, વસ્તુઓ તથા પરિઘટનાઓનું જ્ઞાન હાંસલ કરવા માટે સૌપ્રથમ તો તેમના સતત પરિવર્તન તથા વિકાસનું પરીક્ષણ જરૂરી છે. લેનિને જણાવ્યું છે કે વસ્તુને ખરેખર જાણી લેવા માટે આપણે તેના વિકાસનું, "આપ-ગતિનું", પરિવર્તનનું પરીક્ષણ કરવું જોઈએ.

ભૌતિકવાદી દ્વંદ્વવાદનું મહત્ત્વનું કર્તવ્ય **જગતના વિકાસના સામાન્ય ચિત્રનું પરીક્ષણ કરવાનું** છે. એંગેલ્સે લખ્યું છે કે "દ્વંદ્વવાદ ગતિના સર્વસામાન્ય નિયમોનું અને પ્રકૃતિ, માનવ સમાજ, તથા ચિંતનના વિકાસનું વિજ્ઞાન છે."*

માર્ક્સવાદી દ્વંદ્વવાદમાં વિકાસની પ્રક્રિયાને કેવી રીતે સમજવામાં આવે છે?

માર્ક્સવાદી દ્વંદ્વવાદ વિકાસને નીચલી કક્ષામાંથી ઊંચી કક્ષામાં, સાદી કક્ષામાંથી જટિલ કક્ષામાં, ગમન તરીકે, કૂદકા જેવી ક્રાંતિકારી પ્રક્રિયા તરીકે, ગણે છે. વળી એ ગમન નિશ્ચિત વર્તુળમાં નહિ પરંતુ સર્પિલ વલયોના રૂપમાં

---

*એંગેલ્સ, 'ડ્યૂરિંગ ખંડન', મોસ્કો, ૧૯૭૭, પૃષ્ઠ ૧૭૨.

થાય છે, દરેક વલય પુરોગામી વલત કરતાં વધારે ગહન, સમૃદ્ધ, અને વૈવિધ્યસભર હોય છે. દ્વંદ્વવાદની દૃષ્ટિએ વિકાસના સ્રોતો વસ્તુઓ તથા પરિઘટનાઓના નિજી આંતરવિરોધોમાં હોય છે. કેવળ માર્ક્સવાદી દ્વંદ્વવાદ જ વિકાસની પ્રક્રિયાની સાચી અને ખરેખર વૈજ્ઞાનિક સમજણ પૂરી પાડે છે.

ભૌતિકવાદી દ્વંદ્વવાદના મૂળભૂત નિયમો જગતના વિકાસ, અનુભૂતિ, તથા રૂપાંતરનું સામાન્ય ચિત્ર આપે છે. **વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણનો નિયમ** વિકાસના સ્રોતોને, ચાલક બળોને, પ્રકાશમાં આણે છે. **પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં સંક્રમણનો નિયમ** જગતનું કૂદકા જેવું ક્રાંતિકારી પરિવર્તન, વસ્તુઓનાં નિજી પરિમાણાત્મક પરિવર્તનોનું મૂળભૂત ગુણાત્મક પરિવર્તનોમાં સતત રૂપાંતર, નિર્દેશિત કરે છે. **નિષેધના નિષેધનો નિયમ** વિકાસનું પ્રગતિશીલ સર્પિલ સ્વરૂપ નિર્ધારિત કરે છે. આ બધા નિયમોનું પરીક્ષણ અમે આગળના પ્રકરણમાં કરીશું.

## નૂતનની અજેયતા

ભૌતિક જગતનો વિકાસ પુરાણાના લય તથા **નૂતનના** ઉદયની અનંત પ્રક્રિયા અંકિત કરે છે. દાખલા તરીકે, ભૂપૃષ્ઠનો ઇતિહાસ નિતનવી ભૂસ્તરીય રચનાઓના ઘડતરનો ઇતિહાસ છે. વનસ્પતિ અને પ્રાણી જગતમાં પુરાણાં જૈવ રૂપોનાં સ્થાન નવાં અને બહેતર જૈવ રૂપો લઈ લે છે. જેવી રીતે જીવોમાં કોશોની સતત પુનરુત્પત્તિ થતી રહે છે, પુરાણા કોશો લય પામે છે અને નવા કોશો ઉદય પામે છે, એવી જ રીતે સમાજમાં પણ સામાજિક રચનાનાં કાલગ્રસ્ત રૂપો લય પામે છે અને નૂતન પ્રગતિશીલ રૂપો ઉદય પામે છે.

એ રીતે અગ્રગામી, નૂતન, પુરાણાનું સ્થાન લેવા સતત મોખરે આવતું રહે છે, અને એ પ્રક્રિયાને કોઈ અટકાવી શકે નહિ. પ્રકૃતિ, સમાજ, અને ચિંતનના વિકાસનું મુખ્ય લક્ષણ **નૂતનની અજેયતાનું** છે.

પરંતુ માર્ક્સવાદી દ્વંદ્વવાદ દરેક નવી પરિઘટનાને અથવા નૂતન હોવાનો ઢોલ વગાડતી દરેક બાબતને સાચેસાચ નૂતન નથી ગણી લેતો. દાખલા તરીકે, સામ્રાજ્યવાદી અને પ્રત્યાઘાતી તાકાતો વિકસતા દેશોની અંદર પોતાના વિસ્તરણનું ચિત્રણ "નવી" નીતિ તરીકે, એ દેશોની પ્રજાઓને સહાય તરીકે, કરે છે. પરંતુ વાસ્તવમાં એ "સહાય" તો સંસ્થાનવાદનું અથવા નવસંસ્થાનવાદનું ખાલી નવું રૂપ જ હોય છે.

**નૂતન તો જે પ્રગતિશીલ હોય, સુધરતું અને જીવનક્ષમ હોય, સતત વૃદ્ધિ પામતું અને વિકસતું હોય, તેને જ ગણાવી શકાય.** નૂતન સામાન્ય રીતે આરંભમાં સાવ નિર્બળ અને ક્યારેક તો માંડ ધ્યાનમાં આવે એવું હોય છે, પરંતુ પુરાણું પ્રવર્તિત હોય છે અને અજેય લાગે છે. તેમ છતાં, પુરાણું બદતર બનતું જાય છે અને લય પામે છે, પરંતુ નૂતન વિકસતું જાય છે અને પુરાણાની સામે કારમા સંઘર્ષમાં વિજયી બને છે.

નૂતન અજેય કેમ હોય છે?

નૂતન સૌપ્રથમ તો એ કારણે અજેય હોય છે કે તે **વાસ્તવિકતાના વિકાસના ક્રમમાંથી જ ઉદ્ભવ પામે છે**, અને વાસ્તવિક સંજોગોને સૌથી વધારે અનુરૂપ હોય છે. દાખલા તરીકે, લાંબા સમય પહેલાં રક્ષણના કોચલા વગરનાં બીજવાળી વનસ્પતિઓ (અનાવૃત બીજ ધરાવતી વનસ્પતિઓ) પૃથ્વી પર વ્યાપક રૂપે ફેલાયેલી હતી. પછી નવી વનસ્પતિઓ, વાતાવરણને અધિક અનુકૂળ બનેલી વનસ્પતિઓ, અસ્તિત્વમાં આવી. તેમનાં બીજ તરંગી હવામાન સામે ખાતરીબંધ રીતે રક્ષિત હતાં એટલે તેઓ વનસ્પતિની બીજી જાતિઓથી ઘણી ચડિયાતી સાબિત થઈ ગઈ. તેના પરિણામે, એ વનસ્પતિઓએ પુરાણી જાતિઓની હકાલપટ્ટી કરી અને પૃથ્વી પર ઝડપથી ફેલાઈ જઈને દુનિયાની હરિયાળીની આખી સૂરત પલટાવી નાખી.

નૂતનની અજેયતા સામાજિક વિકાસમાં ખાસ દેખાઈ આવે છે. સમાજની અંદર નૂતન વિજયી બને છે કારણ કે તે **આર્થિક જીવનની**, ભૌતિક ઉત્પાદનની, **જરૂરિયાતોને અનુરૂપ હોય છે**. સમાજવાદી પદ્ધતિ મૂડીવાદની ઉપર વિજય હાંસલ કરી રહી છે કારણ કે તે ઉત્પાદક શક્તિઓના વિકાસની શક્યતા પૂરી પાડે છે અને તેમના માર્ગેથી મોટા અવરોધને, મૂડીવાદી ખાનગી માલિકીને, હઠાવી દે છે.

નૂતન સદા સમાજના **અગ્રગામી, પ્રગતિશીલ, વર્ગોનાં હિતોને અનુરૂપ હોય** છે. એટલે એ વર્ગો તેના વિજય માટે જોમથી લડે છે.

સામાજિક વિકાસમાં પણ નૂતન અજેય હોય છે કારણ કે તેનો **સામાજિક આધાર સતત વૃદ્ધિ, વિસ્તાર, પામતો** રહે છે. નૂતન ઉદ્ભવ પામે ત્યારે સમાજના અધિકતમ પ્રગતિશીલ પરિબળોને પોતાની ફરતે એકત્રિત કરી લે છે. દુનિયાના તમામ પ્રગતિશીલ લોકોનું સમર્થન તથા આદર માણતી વિશ્વ સમાજવાદી પદ્ધતિ વર્તમાન પ્રગતિશીલ પરિબળો માટે પ્રબળ આકર્ષણકેંદ્ર બની રહેલી છે. આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ અને રાષ્ટ્રીય મુક્તિ આંદોલન સાથેની

**નૂતન તો જે પ્રગતિશીલ હોય, સુધરતું અને જીવનક્ષમ હોય, સતત વૃદ્ધિ પામતું અને વિકસતું હોય, તેને જ ગણાવી શકાય.** નૂતન સામાન્ય રીતે આરંભમાં સાવ નિર્બળ અને ક્યારેક તો માંડ ધ્યાનમાં આવે એવું હોય છે, પરંતુ પુરાણું પ્રવર્તિત હોય છે અને અજેય લાગે છે. તેમ છતાં, પુરાણું બદતર બનતું જાય છે અને લય પામે છે, પરંતુ નૂતન વિકસતું જાય છે અને પુરાણાની સામે કારમા સંઘર્ષમાં વિજયી બને છે.

નૂતન અજેય કેમ હોય છે?

નૂતન સૌપ્રથમ તો એ કારણે અજેય હોય છે કે તે **વાસ્તવિકતાના વિકાસના ક્રમમાંથી જ ઉદ્ભવ પામે છે,** અને વાસ્તવિક સંજોગોને સૌથી વધારે અનુરૂપ હોય છે. દાખલા તરીકે, લાંબા સમય પહેલાં રક્ષણના કોચલા વગરનાં બીજવાળી વનસ્પતિઓ (અનાવૃત બીજ ધરાવતી વનસ્પતિઓ) પૃથ્વી પર વ્યાપક રૂપે ફેલાયેલી હતી. પછી નવી વનસ્પતિઓ, વાતાવરણને અધિક અનુકૂળ બનેલી વનસ્પતિઓ, અસ્તિત્વમાં આવી. તેમનાં બીજ તરંગી હવામાન સામે ખાતરીબંધ રીતે રક્ષિત હતાં એટલે તેઓ વનસ્પતિની બીજી જાતિઓથી ઘણી ચડિયાતી સાબિત થઈ ગઈ. તેના પરિણામે, એ વનસ્પતિઓએ પુરાણી જાતિઓની હકાલપટ્ટી કરી અને પૃથ્વી પર ઝડપથી ફેલાઈ જઈને દુનિયાની હરિયાળીની આખી સૂરત પલટાવી નાખી.

નૂતનની અજેયતા સામાજિક વિકાસમાં ખાસ દેખાઈ આવે છે. સમાજની અંદર નૂતન વિજયી બને છે કારણ કે તે **આર્થિક જીવનની,** ભૌતિક ઉત્પાદનની, **જરૂરિયાતોને અનુરૂપ હોય છે.** સમાજવાદી પદ્ધતિ મૂડીવાદની ઉપર વિજય હાંસલ કરી રહી છે કારણ કે તે ઉત્પાદક શક્તિઓના વિકાસની શક્યતા પૂરી પાડે છે અને તેમના માર્ગેથી મોટા અવરોધને, મૂડીવાદી ખાનગી માલિકીને, હઠાવી દે છે.

નૂતન સદા સમાજના **અગ્રગામી, પ્રગતિશીલ, વર્ગોનાં હિતોને અનુરૂપ હોય છે.** એટલે એ વર્ગો તેના વિજય માટે જોમથી લડે છે.

સામાજિક વિકાસમાં પણ નૂતન અજેય હોય છે કારણ કે તેનો **સામાજિક આધાર સતત વૃદ્ધિ, વિસ્તાર, પામતો** રહે છે. નૂતન ઉદ્ભવ પામે ત્યારે સમાજના અધિકતમ પ્રગતિશીલ પરિબળોને પોતાની ફરતે એકત્રિત કરી લે છે. દુનિયાના તમામ પ્રગતિશીલ લોકોનું સમર્થન તથા આદર માણતી વિશ્વ સમાજવાદી પદ્ધતિ વર્તમાન પ્રગતિશીલ પરિબળો માટે પ્રબળ આકર્ષણકેંદ્ર બની રહેલી છે. આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ અને રાષ્ટ્રીય મુક્તિ આંદોલન સાથેની

તેની એકસંપીમાં વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયાની, મૂડીવાદમાંથી સમાજવાદની દિશામાં માનવજાતિના સંક્રમણની, અજેયતાનું મહત્ત્વનું ઘટક અંકિત છે.

નૂતનની અજેયતાનો અર્થ એવો નથી કે તે પોતાની મેળે, આપોઆપ, વિજયી બની જાય. એ વિજય માટે તૈયારી કરવી પડે, અડગતાથી લડવું પડે. લોકસમુદાયોની, અગ્રગામી વર્ગોની, પ્રગતિશીલ પાર્ટીઓની, **સભાન પ્રવૃત્તિ** સામાજિક જીવનમાં પુરાણાની ઉપર નૂતનના વિજયમાં નિર્ણાયક ભૂમિકા ભજવે છે.

## ૨. દ્વંદ્વવાદ — સર્વવ્યાપી આંતરસંબંધનો સિદ્ધાંત

ભૌતિક જગત કેવળ વિકસતી જ નહિ પરંતુ **આંતરસંબંધિત અખંડ** સમગ્રતા પણ છે. તેની બધી વસ્તુઓ તથા પરિઘટનાઓ આપમેળે નહિ, એકલતામાં નહિ, પરંતુ બીજી વસ્તુઓ તથા પરિઘટનાઓ સાથે અતૂટ આંતરસંબંધની સ્થિતિમાં વિકાસ પામે છે. દરેક વસ્તુ અને પરિઘટના બીજી વસ્તુઓ અને પરિઘટનાઓ ઉપર ક્રિયા કરે છે, અને તેની ઉપર પણ પારસ્પરિક પ્રભાવ પડતો રહે છે.

વિજ્ઞાનનું ક્ષેત્ર પરિઘટનાઓ તેમ જ વસ્તુઓનો આંતરસંબંધ તથા પરસ્પર અવલંબન સાબિત કરતી વિસ્તૃત માહિતી પૂરી પાડે છે. દાખલા તરીકે, કેટલાક "પ્રાથમિક" કણોની પરસ્પર ક્રિયાથી પરમાણુઓ રચાય છે. પરમાણુઓ પણ એકલ નથી હોતા, પરસ્પર સંકળાઈ જાય છે, અને તેમાંથી અણુઓ રચાય છે. વળી અણુઓ વડે સ્થૂલ વસ્તુઓ બને છે. સ્થૂલ વસ્તુઓની આંતરક્રિયાની સાબિતી ગુરુત્વાકર્ષણના નિયમમાં જાહેર થઈ ચૂકી છે. એ નિયમ મુજબ, પૃથ્વી સૂર્ય જોડે તેમ જ સૂર્યમંડળના બીજા ગ્રહો જોડે સંકળાયેલી છે, અને સૂર્યમંડળ અંતરિક્ષની એથીયે મોટી રચનાઓ સાથે સંકળાયેલું છે.

જીવો આંતરક્રિયાની જટિલ શૃંખલા વડે બંધાયેલા હોય છે. અલગ અલગ વનસ્પતિઓ તેમ જ પ્રાણીઓની ઉપજાતિઓ રચાય છે, અને ઉપજાતીઓની એકતા જાતિઓ, વર્ગો, વગેરેમાં સધાય છે. જીવો કેવળ માંહોમાંહે જ નહિ પરંતુ જેમાંથી પોષણ તથા શક્તિ મેળવતાં હોય એ વાતાવરણ જોડે પણ સંકળાયેલા હોય છે.

મહાન રૂસી વિજ્ઞાની **ક્લિમેન્ત તિમિર્યાઝેવ** (૧૮૪૩–૧૯૨૦)

વનસ્પતિઓ અને સૂર્યની જીવનદાયી શક્તિ વચ્ચેનો સંબંધ શોધી કાઢ્યો હતો. તેણે બતાવ્યું કે સૌરશક્તિના પ્રભાવથી કાર્બન ડાયોક્સાઇડ વનસ્પતિઓનાં લીલાં પાંદડાંના ક્લોરોફિલમાં વિઘટિત થઈ જાય છે. વનસ્પતિ કાર્બનને શોષી લે છે અને માનવી તથા પ્રાણીના શ્વાસોચ્છવાસ માટે અનિવાર્ય પ્રાણવાયુને હવામાં ફેલાવી દેવામાં આવે છે. તેમાંથી પરિણમતાં કાર્બનિક દ્રવ્યો સૌરશક્તિને રાસાયણિક શક્તિના રૂપમાં સંચિત કરે છે, અને પછી માનવી વનસ્પતિઓને ખોરાક અથવા ઈંધણ તરીકે કામમાં લેતી વેળા તેનો ઉપયોગ કરે છે. તિમિર્યાઝેવે લખ્યું છે કે "જગતના અવકાશમાં લીલું પાંદડું, અથવા વધારે ચોકસાઈથી કહીએ તો ક્લોરોફિલની લીલી કણિકા, એવું કેંદ્ર છે, બિંદુ છે, કે જેમાં એક તરફ સૌરશક્તિ સંચારિત થાય છે અને બીજી તરફ પૃથ્વી પરના જીવનની સઘળી અભિવ્યક્તિઓને અસ્તિત્વનો સ્રોત સાંપડે છે. વનસ્પતિ સ્વર્ગ અને પૃથ્વીને સાંકળતી કડી છે. સ્વર્ગમાંથી અગ્નિ ચોરી લેનાર અસલ પ્રોમીથ્યસ છે. ચોરાયેલું સૂર્યકિરણ સળગતા સાંઠીકડાની ટચૂકડી જ્યોતિમાં તેમ જ વીજળીના તણખાના ઝળહળાટમાં ચળકતું હોય છે. સૂર્યકિરણ વિરાટ વરાળયંત્રના મહાકાય ગતિપાલક ચક્રની, કલાકારની પીંછીની, અને કવિની કલમની શક્તિનો સ્રોત છે."

માનવી પ્રકૃતિ જોડે ભૌતિક ઉત્પાદન મારફત સંકળાયેલો છે. એ સંબંધ માનવીના અસ્તિત્વની અનિવાર્ય શરત અંકિત કરતા શ્રમ દ્વારા સધાય છે. માનવી પોતાનાં નિર્વાહ સાધનો પ્રકૃતિ પાસેથી શ્રમના આધારે જ હાંસલ કરે છે. શ્રમની પ્રક્રિયા દરમિયાન લોકોના આર્થિક, ઉત્પાદનના, સંબંધો ઘાટ ધારણ કરે છે અને તેમાંથી રાજકીય, કાનૂની, તથા નૈતિક સમેત અન્ય સંબંધો ઉદય પામે છે.

એ રીતે, વસ્તુઓ તેમ જ પરિઘટનાઓના **સર્વવ્યાપી આંતરસંબંધ તથા પરસ્પર અવલંબનમાં** ભૌતિક જગતનું આવશ્યક વિશિષ્ટ લક્ષણ અંકિત છે. એટલે, લેનિને નિર્દેશ કર્યો છે તેમ, વસ્તુ વિશે સાચું જ્ઞાન મેળવવા માટે તેનાં તમામ પાસાં તથા આંતરસંબંધોનું પરીક્ષણ જરૂરી છે. ભૌતિકવાદી દ્વંદ્વવાદનું મહત્ત્વનું કર્તવ્ય **જગતનું પરીક્ષણ આંતરસંબંધિત અખંડ સમગ્રતા તરીકે કરવાનું છે, વસ્તુઓના સર્વવ્યાપી આંતરસંબંધોનું પરીક્ષણ કરવાનું** છે.

ભૌતિક જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓ બહુવિધ હોય છે એટલે તેમના આંતરસંબંધો, આંતરક્રિયાઓ, પણ બહુવિધ હોય છે. માર્ક્સવાદી દ્વંદ્વવાદ સઘળા નહિ પરંતુ કેવળ **અત્યંત સામાન્ય**, ભૌતિક તથા માનસિક

જગતનાં બધાં ક્ષેત્રોમાં અસ્તિત્વ ધરાવતા, આંતરસંબંધોનું જ પરીક્ષણ કરે છે.

ભૌતિકવાદી દ્વંદ્વવાદના નિયમો તથા પ્રવર્ગો માનવીની ચેતનામાં એ આંતરસંબંધોનું પ્રતિબિંબ અંકિત કરે છે.

આંતરસંબંધોના જ્ઞાનનું મહત્ત્વ પારાવાર છે કારણ કે લોકો તેમને પ્રકાશમાં આણીને વસ્તુગત જગતના **નિયમો** શોધી કાઢે છે. એ નિયમોની જાણકારી લોકોની અમલી પ્રવૃત્તિની અનિવાર્ય શરત અંકિત કરે છે. વિજ્ઞાનનું કર્તવ્ય એ નિયમોને પ્રકાશમાં આણવાનું અને માનવીના ઉપયોગ માટે રજૂ કરવાનું છે. હવે અમે નિયમની વિભાવનાનું વધારે વિગતવાર વિવરણ કરીશું.

## નિયમની વિભાવના

વસ્તુગત જગતમાં ઘણાબધા નિયમો ચાલતા હોય છે. અજીવ પ્રકૃતિના તથા સજીવ જગતના તેમ જ સમાજના તથા ચિંતનના નિયમો હોય છે. પરંતુ વાસ્તવિકતાના દરેક ક્ષેત્રમાં નિયમો, **નિયમની દાર્શનિક વિભાવનામાં** આવરી લેવામાં આવતાં અમુક સામાન્ય લક્ષણો ધરાવતા હોય છે. એ લક્ષણો કેવાં છે?

પહેલી વાત તો એ કે નિયમ વસ્તુઓ વચ્ચેના અથવા એ વસ્તુઓનાં પાસાં વચ્ચેના **સંબંધને**, **જોડાણને**, અંકિત કરે છે. પરંતુ નિયમ ગમે તે કોઈ સંબંધને નહિ પણ **સ્થાયી પુનરાવર્તી સંબંધને**, એક જ વસ્તુ અથવા વસ્તુઓના નાનકડા જથ્થામાં અંતર્ભૂત સંબંધને નહિ પણ વસ્તુઓ તથા પરિઘટનાઓના વિશાળ સમૂહમાં અંતર્ભૂત સંબંધને, અંકિત કરે છે. દાખલા તરીકે, **દ્મીત્રી મેન્દેલેયેવે** (૧૮૩૪ – ૧૯૦૭) શોધી કાઢેલો આવર્ત નિયમ બતાવે છે કે સઘળાં રાસાયણિક તત્ત્વોના ગુણધર્મો કેંદ્રકના ધન-ભારના પરિમાણ ઉપર અવલંબિત હોય છે. એ રીતે, નિયમ પરિઘટનાઓના એક જ નહિ પરંતુ **સામાન્ય** સંબંધને અંકિત કરે છે. ઍંગેલ્સે લખ્યું છે કે "નિયમ પ્રકૃતિમાંની સર્વસામાન્યતાનું રૂપ છે."

નિયમનું બીજું **એક મહત્ત્વનું** લક્ષણ એ છે કે તેમાં બધા પુનરાવર્તી સંબંધોનું નહિ પરંતુ કેવળ **અનિવાર્ય** અને **તાત્ત્વિક** સંબંધોનું જ પ્રતિનિધિત્વ થાય છે. જીવ અને વાતાવરણના આંતરસંબંધનો જૈવિક નિયમ જીવના અસ્તિત્વના સંજોગો સાથે તેનો જરૂરી, મહત્ત્વનો, સંબંધ બતાવે છે.

નિયમ પરિઘટનાઓમાં અનિવાર્ય, તાત્ત્વિક, હોય છે એટલે તેની કામગીરી

ઘટનાઓનો ગમે તે નહિ પરંતુ **મૂળભૂત રીતે ચોક્કસ** ક્રમ ઉપજાવતા માફક સંજોગો મોજૂદ હોય ત્યારે જ થાય છે. નિયમોની કામગીરીમાં પાકી ચોકસાઈનું પારાવાર વાસ્તવિક મહત્ત્વ હોય છે. નિયમોનું તથા વિકાસની દિશાનું જ્ઞાન લોકોને ભવિષ્યની આગાહી કરવામાં સહાયક બને છે. દાખલા તરીકે, સામાજિક વિકાસના નિયમો તથા તેમની કામગીરીના સંજોગોની સમજણ લોકોને સામાજિક પ્રક્રિયાઓનું નિયંત્રણ કરવામાં તથા ઐતિહાસિક ઘટનાઓના ક્રમની આગાહી કરવામાં સહાયક બને છે.

એ રીતે, **નિયમ ભૌતિક જગતની પરિઘટનાઓ વચ્ચે અનિવાર્ય તથા તાત્ત્વિક, સામાન્ય તથા પુનરાવર્તી, સંબંધ છે,** જે ઘટનાઓનો ચોક્કસ ક્રમ ઉપજાવે છે.

ભૌતિકવાદ અને આદર્શવાદ વચ્ચે નિયમોના સ્વરૂપના સવાલ સંબંધી સંઘર્ષ લાંબા સમયથી ચાલી રહ્યો છે. આદર્શવાદીઓ માને છે કે નિયમો કાં તો માનવી દ્વારા અથવા કાલ્પનિક "નિરપેક્ષ વિચાર", "વિશ્વ આત્મા", દ્વારા ઘડાયેલા છે. આદર્શવાદી દૃષ્ટિબિંદુ આખરી પૃથક્કરણમાં નિયમોની દૈવી ઉત્પત્તિની સ્વીકૃતિમાં પરિણમે છે, એવા ધોરણમાં પરિણમે છે કે પ્રકૃતિનો દરેક નિયમ ઈશ્વરનો નિયમ છે, પ્રકૃતિની પ્રત્યેક શક્તિ ઈશ્વર પ્રેરિત છે.

આદર્શવાદથી વિપરીત દ્વંદ્વાત્મક ભૌતિકવાદ નિયમોના **વસ્તુગત સ્વરૂપની** સ્વીકૃતિ ઉપર આધારિત છે. તેનો અર્થ એવો થયો કે માનવી પોતાની મરજી મુજબ નિયમોને ઘડી અથવા પલટાવી ન શકે, કેવળ સમજી શકે, પ્રતિબિંબિત કરી શકે. લેનિને લખ્યું છે કે જગત નિયમ અનુસાર ગતિમાન રહેતો પદાર્થ છે, અને પ્રકૃતિની સર્વોચ્ચ પેદાશ અંકિત કરતી આપણી ચેતના એ નિયમાનુસરણનું કેવળ **પ્રતિબિંબન** કરવાની જ સ્થિતિમાં છે.

નિયમોનું વસ્તુગત સ્વરૂપ એવો અર્થ પણ સૂચિત કરે છે કે તેઓ માનવીની ઈચ્છા અને મુરાદોથી સ્વતંત્ર રીતે ચાલતા હોય છે એટલે તેમની વિરુદ્ધ કૃત્યના કોઈ પણ પ્રયત્નની નિષ્ફળતા પૂર્વનિર્ધારિત હોય છે. દાખલા તરીકે, ગુરુત્વાકર્ષણના નિયમને અવગણવાનું અને પૃથ્વીના ગુરુત્વાકર્ષણને પહોંચી વળ્યા વગર અવકાશમાં જવાનું અશક્ય છે. સામાજિક નિયમોને અવગણવાનું પણ શક્ય નથી. દાખલા તરીકે, મૂડીવાદમાંથી સમાજવાદમાં માનવજાતિના વિકાસની અદમ્ય પ્રક્રિયાને અટકાવવાના સામ્રાજ્યવાદીઓના મરણિયા પ્રયત્નોની વ્યર્થતામાં તેની સાબિતી સાફ નજરે પડે છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ નિયમોની આદર્શવાદી વિભાવનાનું ખંડન કરે છે અને

**દૈવવાદને**, અર્થાત્ નિયમોની અંધ પૂજાને, માનવીય બુદ્ધિપ્રભામાં તેમ જ નિયમોને સમજવાની તથા ઉપયોગમાં લેવાની લોકોની શક્તિમાં અવિશ્વાસને, પણ નકારે છે. માનવી નિયમોનો નાશ અથવા સર્જન નથી કરી શકતો, પરંતુ તેમને સમજી શકે છે અને પોતાની અમલી પ્રવૃત્તિ દરમિયાન ઉપયોગમાં લઈ શકે છે. પ્રકૃતિના નિયમોનું જ્ઞાન માનવી માટે પાણી, પવન, તથા બીજાં કુદરતી તત્ત્વોની વિનાશક ક્રિયાને કેવળ કાબૂમાં રાખવાનું જ નહિ પરંતુ પોતાની જરૂરિયાતો સંતોષવા તેમને ઉપયોગમાં લેવાનું પણ શક્ય બનાવે છે. લોકો સામાજિક વિકાસના નિયમોના આધારે સામાજિક જીવનનું રૂપાંતર સાધે છે.

સમાજવાદી પદ્ધતિ નિયમોના જ્ઞાન અને વિનિયોગ માટે અધિકતમ સાનુકૂળ સંજોગો પૂરા પાડે છે. સમાજવાદી પદ્ધતિમાં સામાજિક વિકાસનું સંચાલન કરતા નિયમોની કામગીરીનો સુયોગ સઘળા લોકોનાં હિતો જોડે સધાય છે, સમાજવાદી માલિકીનું વર્ચસ્વ કુદરતી સાધનસંપત્તિને આયોજિત રીતે ઉપયોગમાં લેવાનું તથા સામાજિક સંબંધોની સહેતુક સુધારણા કરવાનું શક્ય બનાવે છે. દાખલા તરીકે, આપણે સમાજવાદમાં સમાજના આયોજિત સપ્રમાણ વિકાસના નિયમને લઈએ. એ નિયમનું જ્ઞાન અને વિનિયોગ આવશ્યક છે કારણ કે સમાજવાદી સમાજનો વિકાસ યોજના વગર ન સાધી શકાય. સાથે સાથે જ, એ નિયમ મહેનતકશ લોકોનાં હિતોને બરાબર અનુરૂપ છે કારણ કે સમાજવાદી ઉત્પાદનનો વિકાસ તેમની સતત વધતી જતી ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરિયાતોને નિરંતર વધારે પૂર્ણ રૂપે સંતોષવાના હેતુ માટે સાધવામાં આવે છે. એટલે જ મહેનતકશ લોકો એ નિયમને સમજી લેવા તથા પોતાની સેવામાં લગાવી દેવા ઉત્સુક હોય છે.

## ૩. માર્ક્સવાદી દ્વંદ્વવાદનો મર્મ

માર્ક્સવાદી ભૌતિકવાદી દ્વંદ્વવાદ વિકાસ અને જગતના સર્વસામાન્ય સંબંધનો ગહનગંભીર તથા સર્વાંગી સિદ્ધાંત છે. તે ભૌતિક પ્રક્રિયાઓનો સામાન્ય ખ્યાલ આપે છે એટલે **જગતની અનુભૂતિની વૈજ્ઞાનિક પદ્ધતિ** અંકિત કરે છે અને માનવીને વાસ્તવિકતાની અત્યંત વિવિધ પરિઘટનાઓ સમજવામાં મદદ કરે છે. પરંતુ માર્ક્સવાદી દ્વંદ્વવાદ જ્ઞાનની પદ્ધતિ હોવા ઉપરાંત **દુનિયાના ક્રાંતિકારી રૂપાંતરનું** સાધન પણ છે, અને કામદાર વર્ગ તથા તેની માર્ક્સવાદી પાર્ટીની અમલી પ્રવૃત્તિ માટે અનહદ મહત્ત્વ ધરાવે છે.

ભૌતિકવાદ દ્વંદ્વવાદ મૂળભૂત રીતે **ટીકાત્મક** અને **ક્રાંતિકારી** છે. તે જગતની કોઈ પણ બાબતને અવિકારી અથવા શાશ્વત ગણતો નથી. તેની સમક્ષ અનંત પ્રગતિ સિવાય, અવિરત અને અદમ્ય આગેકૂચ સિવાય, કશું જ સ્થાયી નથી.

તે આધિભૌતિકવાદ અને પ્રત્યાઘાતનો, મરણોન્મુખ સામાજિક પદ્ધતિનો બચાવ કરવાના તેમ જ ખાનગી માલિકી તથા શોષણને અને યુદ્ધો તથા રાષ્ટ્રીય પીડનને ચાલુ રાખવાના સઘળા પ્રયત્નોનો, કટ્ટર વિરોધી છે. તેણે મૂડીવાદનું ઐતિહાસિક અસ્થાયી સ્વરૂપ સમજી લેવામાં મદદ કરી છે અને તેના ખાતમાની તેમ જ તેના સ્થાને નૂતન સમાજવાદી પદ્ધતિની સ્થાપનાની અનિવાર્યતા સાબિત કરી દીધી છે. એટલે જ મૂડીદાર વર્ગ તથા મૂડીવાદી વિચારકો તેને નફરત અને ત્રાસની નજરે જુએ છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદ ટીકાત્મક અને ક્રાંતિકારી છે એટલે કામદાર વર્ગ તથા તેની માર્ક્સવાદી પાર્ટીની ક્રાંતિકારી ભાવના જોડે, વર્તમાન યુગના ઝંઝાવાતી ચેતનમય સ્વરૂપ જોડે, પૂર્ણ રૂપે સુસંગત છે. તે સામ્રાજ્યવાદ વિરુદ્ધ અને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદ કાજે કામદાર વર્ગ અને તેની માર્ક્સવાદી પાર્ટીના પરાક્રમી અવિરત સંઘર્ષને પુષ્ટિ આપે છે તથા ઉજાળે છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદ વાસ્તવિકતામાં મોજૂદ પછાત અને કાલગ્રસ્ત સર્વકંઈને નકારી કાઢે છે, પ્રવૃત્તિમાં બીબાઢાળ પ્રણાલીઓને તેમ જ સૈદ્ધાંતિક ચિંતનમાં જડતા અને મતાંધતાને સાંખી નથી લેતો. તે દૂરંદેશીનો અને પ્રગતિશીલ સામાજિક પરિબળો ઉપર આધાર રાખવાનો તકાદો કરે છે. સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટી એમ જ કરે છે. તે અગ્રગામી પરિબળો ઉપર આધાર રાખીને, અને સોવિયેત જનતામાં નૂતનની અમૂલ્ય ભાવના કેળવીને, સોવિયેત દેશના લોકોને સામ્યવાદના પંથે આગેકૂચમાં સફળતાથી દોરવણી આપે છે.

## અભ્યાસ

૧. દ્વંદ્વવાદ એટલે શું?
૨. નિયમનાં મૂળભૂત લક્ષણો કેવાં છે?
૩. માર્ક્સવાદી દ્વંદ્વવાદનો મર્મ શો છે?

પ્રકરણ ૬

# ભૌતિકવાદી દ્વંદ્વવાદના મૂળભૂત નિયમો

માર્ક્સવાદી દ્વંદ્વવાદ વિકાસ અને સર્વવ્યાપી આંતરસંબંધનો સિદ્ધાંત છે. વિકાસમાં મુખ્ય બાબત તેના **સ્રોતોના**, **પ્રેરક બળોના**, સવાલની હોય છે. વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણનો નિયમ એ સવાલનો જવાબ પૂરો પાડે છે. એટલે અમે ભૌતિકવાદી દ્વંદ્વવાદના મૂળભૂત નિયમોના નિરૂપણમાં શરૂઆત એ નિયમથી કરીશું.

## વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણનો નિયમ

લેનિને વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણના નિયમને દ્વંદ્વવાદના **સારતત્ત્વ**, **હાર્દ**, તરીકે ગણાવ્યો છે. એ નિયમ ભૌતિક જગતની શાશ્વત ગતિ તથા વિકાસના સ્રોતોને, ખરાં કારણોને, પ્રકાશમાં આણે છે. એ નિયમનું જ્ઞાન પ્રકૃતિના, સમાજના, તથા ચિંતનના વિકાસની દ્વંદ્વાત્મકતાની સમજણ માટે તેમ જ વિજ્ઞાન તથા ક્રાંતિકારી પ્રવૃત્તિ માટે મૂળભૂત મહત્ત્વ ધરાવે છે.

### ૧. વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણ

વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણના નિયમની છણાવટ કરતાં પહેલાં આપણે જોઈએ કે માર્ક્સવાદી-લેનિનવાદી દ્વંદ્વવાદમાં "વિરોધી તત્ત્વો"ને, વિરોધી તત્ત્વોની "એકતા"ને, કેવી રીતે સમજવામાં આવે છે.

## **વિરોધી તત્ત્વોની એકતા**

આપણે સૌએ સાધારણ ચુંબકનો ઉપયોગ ક્યારેક તો કર્યો જ હોય છે, એટલે આપણે તેનું મુખ્ય લક્ષણ જાણીએ છીએ કે તેને **ઉત્તર** તથા **દક્ષિણના** છેડા હોય છે, અને એ બે છેડા એકબીજાથી અળગા હોવા છતાં વળી પરસ્પર સંકળાયેલા પણ હોય છે. આપણે ચુંબકના ઉત્તર છેડાને દક્ષિણ છેડાથી અલગ પાડવાની ગમે એટલી કોશિશ કરીએ તોપણ સફળતા નહિ જ મળે. ચુંબકના બે, ચાર, આઠ, અથવા વધારે હિસ્સા કરી નાખવામાં આવે તોપણ દરેક હિસ્સામાં બે છેડા તો કાયમ રહેવાના જ.

એટલે **વિરોધી તત્ત્વો** વસ્તુનાં આંતરિક પાસાં, વલણો, બળો, હોય છે. તેઓ એકબીજાથી અલગ હોય છે પરંતુ સાથે સાથે જ તેમની અંદર એકબીજાની પૂર્વધારણા અંકિત હોય છે. એ પાસાંનો અતૂટ આંતરસંબંધ **વિરોધી તત્ત્વોની એકતા** બની રહે છે.

તમામ વસ્તુઓ તથા પરિઘટનાઓને પરસ્પર વિરોધી પાસાં હોય છે, તેઓ પરસ્પર જીવંત રીતે સંકળાયેલાં હોય છે અને વિરોધી તત્ત્વોની અવિભાજ્ય એકતા અંકિત કરે છે. પરમાણુના કેંદ્રમાં ઋણ વીજભારિત વીજાણુઓથી ઘેરાયેલું ધન વીજભારિત કેંદ્રક હોય છે. રાસાયણિક પ્રક્રિયા પરમાણુઓના સંયોજન અને વિયોજનની આંતરવિરોધી એકતા હોય છે.

જીવોમાં પણ વિરોધી તત્ત્વો હોય છે. આપણે સજીવ પદાર્થમાં ચયાપચયની પ્રક્રિયા બની રહેતી સ્વાંગીકરણ તથા વિષમીકરણની વિરોધી પ્રક્રિયાઓને યાદ કરીએ. વધુમાં, જીવો આનુવંશિકતા અને અનુકૂલનશીલતા જેવા પરસ્પર વિરોધી ગુણધર્મો પણ ધરાવતાં હોય છે. આનુવંશિકતામાં જીવોનું વંશપરંપરાગત લક્ષણો જાળવી રાખવાનું વલણ અંકિત છે. એથી ઊલટું, અનુકૂલનશીલતા પલટાયેલા સંજોગોને અનુરૂપ નવાં લક્ષણો વિકસાવવાની શક્તિ અંકિત કરે છે.

માનવીની માનસિક પ્રવૃત્તિ મસ્તિષ્ક ગોલાર્ધોના પૃષ્ઠભાગમાં ઉત્તેજનાની તથા નિરોધની, ઉત્તેજનાઓની એકાગ્રતા તથા કિરણનની, વિરોધી પ્રક્રિયાઓ અંકિત છે.

ખાનગી માલિકીના સંબંધોનું વર્ચસ્વ ધરાવતા સમાજોમાં વિરોધી વર્ગો હોય છે—ગુલામીના સમાજમાં ગુલામો અને ગુલામોના માલિકો, સામંતશાહી સમાજમાં સામંતી ઉમરાવો અને ખેતગુલામો, મૂડીવાદી સમાજમાં સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ.

જ્ઞાનની પ્રક્રિયામાં પણ આંતરવિરોધી પાસાં અંતર્ભૂત હોય છે. માનવી અભ્યાસની આગમન અને નિગમન, પૃથક્કરણ અને સમન્વય, વગેરે જેવી પરસ્પર વિરોધી તેમ જ સંકળાયેલી રીતોનો ઉપયોગ કરે છે.

એ રીતે, જગતની વસ્તુઓનો તથા પરિઘટનાઓનો આંતરવિરોધ **સામાન્ય સર્વવ્યાપી** સ્વરૂપ ધરાવે છે. જેને વિરોધી તત્ત્વોમાં વિભાજિત ન કરી શકાય એવી કોઈ પણ વસ્તુ કે પરિઘટના જગતમાં નથી.

વિરોધી તત્ત્વો એકબીજાથી અળગાં હોય છે, પરંતુ સાથે સાથે જ તેમની અંદર એકબીજાની **પૂર્વધારણા** પણ આવશ્યક રીતે હોય જ છે. તેઓ એક વસ્તુ અથવા પરિઘટનાની અંદર એકીસાથે અસ્તિત્વમાં હોય છે, અને એક વગર બીજાની ધારણા અશક્ય છે. અમે ચુંબકના છેડાઓની અતૂટ એકતાનો ઉલ્લેખ ઉપર કરી ચૂક્યા છીએ. જીવો સ્વાંગીકરણ તથા વિષમીકરણ અને જ્ઞાનની પ્રક્રિયામાં પૃથક્કરણ તથા સમન્વય એવી જ રીતે અવિભાજ્ય હોય છે. મૂડીવાદી સમાજ વિરોધી વર્ગો વગર—સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વગર—અશક્ય છે. જ્યાં સુધી મૂડીવાદનું અસ્તિત્વ ચાલુ રહે ત્યાં સુધી કામદારને વેતનના બદલામાં મૂડીદારનું કામ કરવું જ પડે, અને મૂડીદાર વધારેમાં વધારે પ્રમાણમાં કામદારના શોષણની કોશિશ હંમેશાં કરે જ.

એંગેલ્સે લખ્યું છે કે "જેવી રીતે અરધું સફરજન ખાઈ લેવામાં આવે તો આખું સફરજન હાથમાં જાળવી રાખવાનું અશક્ય હોય છે એવી જ રીતે આંતરવિરોધના એક પાસા વગર બીજા પાસાનું અસ્તિત્વ અશક્ય હોય છે."*

## વિરોધી તત્ત્વોનું ઘર્ષણ વિકાસનો સ્રોત છે

એટલે, વસ્તુઓ અને પરિઘટનાઓ વિરોધી તત્ત્વોની એકતા અંકિત કરે છે. એ એકતાનું **સ્વરૂપ** કેવું હોય છે? એ એકતામાં વિરોધી તત્ત્વો શાંતિમય રીતે અસ્તિત્વમાં રહેતાં હોય છે કે પરસ્પર ટકરાતાં, સંઘર્ષ કરતાં, હોય છે?

અત્યંત વિવિધ વસ્તુઓ તથા પરિઘટનાઓનો વિકાસ બતાવે છે કે એક જ વસ્તુની અંદર વિરોધી પાસાં શાંતિમય રીતે અસ્તિત્વમાં ન જ રહી શકે.

---

* કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, ચૂંટેલી કૃતિઓ, ગ્રંથ ૩, પૃષ્ઠ ૨૪૧.

વિરોધી તત્ત્વોનું પરસ્પર વિપરીત, અન્યોન્ય પ્રતિબંધક, સ્વરૂપ તેમની વચ્ચે આવશ્યક રીતે **સંઘર્ષ** ઊભો કરે છે. વસ્તુઓમાં પુરાણા અને નૂતન વચ્ચે, નવોદિત અને કાલગ્રસ્ત વચ્ચે, વિરોધ થાય જ, ટક્કર થાય જ. **પરસ્પર વિરોધમાં, વિરોધી તત્ત્વોના ઘર્ષણમાં, પદાર્થ અને ચેતનાના વિકાસનો મુખ્ય સ્રોત અંકિત છે.** લેનિને લખ્યું છે કે "વિરોધી તત્ત્વોનો 'સંઘર્ષ' જ વિકાસ છે."* તેમણે ખાસ ભારપૂર્વક જણાવ્યું છે કે જેવી રીતે વિકાસ અથવા ગતિ નિરપેક્ષ છે એવી જ રીતે એ ઘર્ષણ પણ નિરપેક્ષ છે.

વિરોધી તત્ત્વોનું ઘર્ષણ નિર્ણાયક છે એવા કથનમાં તેમની એકતાનું મહત્ત્વ કોઈ રીતે નથી ઘટાડી નાખવામાં આવતું. વિરોધી તત્ત્વોની એકતામાં ઘર્ષણની **આવશ્યક શરત** અંકિત છે કારણ કે એક જ વસ્તુ અથવા પરિઘટનાની અંદર વિરોધી પાસાં હોય ત્યારે જ ઘર્ષણ થાય છે.

લેનિને નિર્દેશ કર્યો છે કે વિરોધી તત્ત્વો વચ્ચે અસ્થાયી સમતુલા પણ હોઈ શકે છે. તેનો અર્થ એવો થયો કે પ્રક્રિયાના વિકાસની અમુક કક્ષાએ એકેય પાસાનું વર્ચસ્વ ન હોય.

કોઈ પણ પ્રક્રિયામાં વિરોધી તત્ત્વો વચ્ચેની સમતુલા સાપેક્ષ હોય છે કારણ કે તે સ્થાયી હોય, શાશ્વત હોય, તો જગતમાં વિકાસ બિલકુલ ન થાય. એકમાત્ર ઘર્ષણ જ વિકાસનો સ્રોત છે, પ્રેરક બળ છે.

ઘણા આધુનિક મૂડીવાદી તત્ત્વજ્ઞાનીઓ વિરોધી તત્ત્વોની સમતુલાને નિરપેક્ષ ગણીને અને વિરોધી તત્ત્વોના ઘર્ષણને નકારીને માર્ક્સવાદી દ્વંદ્વવાદના હાર્દના સારતત્ત્વને વિકૃત બનાવી દે છે. તેમને મુખ્ય બાબત વિરોધી તત્ત્વોના ઘર્ષણમાં નહિ પરંતુ સુમેળમાં, સમતુલામાં, દેખાય છે. મૂડીવાદી વિચારકો એમ કરીને મૂડીદારોની સૂચનાઓ મુજબ મૂડીવાદી સમાજને ચાલુ રાખવાની, મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગનાં હિતો વચ્ચે સુમેળ સાધવાની, અને એ રીતે લોકોનું ધ્યાન સમાજવાદ માટેના સંઘર્ષ પરથી, મૂડીવાદના ગહન આંતરવિરોધોને ક્રાંતિ મારફત ઉકેલવાની જહેમતો પરથી, દૂર હઠાવી દેવાની કોશિશો કરે છે.

પરંતુ વાસ્તવમાં વર્ગો વચ્ચેના વિરોધોને સુમેળમાં પલટાવી નાખવાનું સાવ અશક્ય છે. માનવજાતિના સમગ્ર ઇતિહાસમાં તેમ જ કામદાર વર્ગના ક્રાંતિકારી સંઘર્ષમાં એ હકીકત પ્રતીતિજનક રીતે સાબિત થઈ ચૂકી છે.

વિજ્ઞાન અને સમાજનો ઇતિહાસ બતાવે છે કે વિકાસનો સ્રોત વિરોધી

---

*લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૮, પૃષ્ઠ ૫૮.

તત્ત્વોના ઘર્ષણમાં છે. પરંતુ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે એ ઘર્ષણ ભૌતિક જગતનાં વિવિધ ક્ષેત્રોમાં નિરનિરાળી રીતે વ્યક્ત થાય છે.

અજીવ પ્રકૃતિમાં આકર્ષણ અને પ્રતિકર્ષણ જેવાં વિરોધી બળોનું ઘર્ષણ (આંતરક્રિયા) વ્યાપ્ત છે. આકર્ષણ તથા પ્રતિકર્ષણનાં યાંત્રિક, વિદ્યુત, નાભિકીય, તથા બીજાં બળો પરમાણુ કેંદ્રકો, પરમાણુઓ, અને અણુઓના ઉદય તથા અસ્તિત્વમાં બહુ મોટી ભૂમિકા ભજવે છે. વિશ્વની ઉત્પત્તિના આધુનિક સિદ્ધાંતો બતાવે છે કે સૂર્યમંડળના ઉદયનો અત્યંત મહત્ત્વનો સ્રોત એ બળોના ઘર્ષણમાં હતો.

આધુનિક ખગોળ વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ પ્રદર્શિત થઈ ગયું છે કે હાલ અવકાશમાં ચાલતી બહુવિધ પ્રક્રિયાઓના મહત્ત્વના સ્રોતોમાંનો એક આકર્ષણ અને પ્રતિકર્ષણનાં બળોની આંતરક્રિયામાં છે. વિશ્વના વિવિધ વિસ્તારોમાં ક્યાંય એ બળોની પરિપૂર્ણ સમતુલા અસ્તિત્વમાં નથી, એક બળની ઉપર બીજા બળનું વર્ચસ્વ હંમેશાં હોય છે. જ્યાં પ્રતિકર્ષણનું વર્ચસ્વ હોય ત્યાં પદાર્થ અને શક્તિનું વિભાજન થઈ જાય છે અને તારા લય પામે છે. જ્યાં આકર્ષણનું વર્ચસ્વ હોય ત્યાં પદાર્થ અને શક્તિનું સંકેંદ્રણ થાય છે અને તેના પરિણામે નવા તારા ઉદય પામે છે. એવી રીતે, એ વિરોધી બળોના ઘર્ષણ દરમિયાન, આંતરક્રિયા દરમિયાન, પદાર્થ અને શક્તિ વિશ્વમાં સદાકાળ ગતિમાન રહે છે.

અમે અગાઉ નિર્દેશ કરી ચૂક્યા છીએ કે જીવોમાં સ્વાંગીકરણ અને વિષમીકરણની વિરોધી પ્રક્રિયાઓ અંતર્ભૂત હોય છે. તેમનું ઘર્ષણ, આંતરક્રિયા, સજીવ સર્વકંઈના વિકાસનો વિશિષ્ટ સ્રોત બની રહે છે. એ વિરોધી પ્રક્રિયાઓ પરિપૂર્ણ સમતુલાની સ્થિતિમાં હોઈ શકે જ નહિ, તેમાંથી એકનું વર્ચસ્વ હોય જ. નવોદિત જીવમાં સ્વાંગીકરણ વિષમીકરણની ઉપર વર્ચસ્વ ધારણ કરી લે છે અને જીવની વૃદ્ધિ, વિકાસ, નિર્ધારિત કરે છે. વિષમીકરણ વર્ચસ્વી બની જાય ત્યારે જીવ જરાગ્રસ્ત બની જાય છે, ક્ષીણ થઈ જાય છે. પરંતુ નવોદિત કે જરાગ્રસ્ત બધા જીવોમાં એ પ્રક્રિયાઓ પરસ્પર પ્રભાવ પાડતી રહે છે. તેમની આંતરક્રિયા, પરસ્પર વિરોધ, જીવન બની રહે છે. એ આંતરવિરોધ ખતમ થઈ જાય ત્યારે જીવનનો અંત આવે છે.

સામાજિક વિકાસ પણ વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણના આધારે થાય છે. સામાજિક વિકાસના આંતરવિરોધોમાં ભૌતિક ઉત્પાદનના આંતરવિરોધો, ખાસ કરીને ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન સંબંધો વચ્ચેના આંતરવિરોધો, વિશેષ મહત્ત્વના હોય છે. પરસ્પર વર્ગો ધરાવતા સમાજોમાં

ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન સંબંધો વચ્ચેના આંતરવિરોધો પરસ્પર અદાવતી વર્ગો વચ્ચેના ઘર્ષણમાં વ્યક્ત થાય છે, અને એ ઘર્ષણ સામાજિક ક્રાંતિમાં, પુરાણી સામાજિક પદ્ધતિના સ્થાને નૂતન સામાજિક પદ્ધતિની સ્થાપનામાં, પરિણમે છે.

**એટલે વસ્તુઓ અને પરિઘટનાઓ વિરોધી પાસાં ધરાવતી હોય છે, વિરોધી તત્ત્વોની એકતાનું પ્રતિનિધિત્વ કરે છે. વિરોધી તત્ત્વો જોડાજોડ અસ્તિત્વ ધરાવતાં હોય છે એટલું જ નહિ પરંતુ સતત આંતરવિરોધની, માંહોમાંહે ઘર્ષણની, સ્થિતિમાં પણ હોય છે. વિરોધી તત્ત્વોનું ઘર્ષણ વાસ્તવિકતાના વિકાસનું આંતસ્તત્ત્વ, સ્રોત, અંકિત કરે છે.**

વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણના દ્વંદ્વાત્મક નિયમનું સારતત્ત્વ એવું છે.

## ૨. આંતરવિરોધોની બહુવિધતા

જગતમાં પારાવાર વિવિધતા ધરાવતા અસંખ્ય આંતરવિરોધો અસ્તિત્વમાં હોય છે. આપણને રોજિંદી જિંદગીમાં તેઓ હરદમ નજરે પડે છે. વિવિધ વિજ્ઞાનોમાં તેમનું પરીક્ષણ કરવામાં આવે છે. બીજાં વિજ્ઞાનોથી નિરાળા માર્ક્સવાદી દ્વંદ્વવાદમાં એકદમ સામાન્ય આંતરવિરોધોનું પરીક્ષણ કરવામાં આવે છે. અમે આંતરવિરોધોમાં મોટાં અને મહત્ત્વનાં જૂથો અંકિત કરતા આંતરિક અને બાહ્ય, વિષમ અને બિન-વિષમ, તેમ જ મૂળભૂત અને બિન-મૂળભૂત આંતરવિરોધોનું પરીક્ષણ કરીશું.

### આંતરિક અને બાહ્ય આંતરવિરોધો

માર્ક્સવાદી દ્વંદ્વવાદ સૌપ્રથમ તો આંતરિક અને બાહ્ય આંતરવિરોધોને અલગ અલગ તારવી લે છે.

**આંતરિક આંતરવિરોધો** એટલે **કોઈ** વસ્તુનાં વિરોધી પાસાંની આંતરક્રિયા, ઘર્ષણ. **બાહ્ય આંતરવિરોધો** એટલે કોઈ વસ્તુના, **તેના વાતાવરણ જોડે,** એ વાતાવરણની વસ્તુઓ જોડે, વિરોધી સંબંધો.

માર્ક્સવાદી દ્વંદ્વવાદના વિરોધીઓ વિકાસમાં આંતરવિરોધોનાં જુદાં જુદાં

જૂથોની ભૂમિકાને વિકૃત બનાવી દે છે. તેઓ આંતરિક આંતરવિરોધોની નિર્ણાયક ભૂમિકાને નકારે છે અને બાહ્ય આંતરવિરોધોને વિકાસના એકમાત્ર સ્રોત તરીકે ગણે છે. દાખલા તરીકે, તેમના વિચારો મુજબ, વર્ગો ધરાવતા સમાજના વિકાસનો સ્રોત વિરોધી વર્ગોના સંઘર્ષમાં નહિ પરંતુ સમાજ અને પ્રકૃતિ વચ્ચેના સંઘર્ષમાં હોય છે. તેઓ સમજવા નથી માગતા કે પ્રકૃતિ જોડે માનવીના સંબંધનો અને પ્રકૃતિ ઉપર માનવીના વર્ચસ્વના પ્રમાણનો આધાર સમાજની અંદર વર્ગો વચ્ચેના સંબંધો ઉપર, સામાજિક પદ્ધતિના સ્વરૂપ ઉપર, હોય છે.

ભૌતિક જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓમાં આંતરિક તેમ જ બાહ્ય આંતરવિરોધો અંતર્ભૂત હોય છે, પરંતુ વિકાસમાં વસ્તુના આંતરિક આંતરવિરોધો, વસ્તુની ભીતરના આંતરવિરોધો, મુખ્ય અને નિર્ણાયક હોય છે. એ આંતરવિરોધો વિકાસનો મુખ્ય સ્રોત અંકિત કરે છે. માર્ક્સવાદી દ્વંદ્વવાદ ગતિને પદાર્થની **આપ-ગતિ**, **આંતરિક ગતિ**, ગણે છે અને તેનાં પ્રેરક બળો અથવા આવેગો ખુદ વિકસતી વસ્તુઓ તથા પરિઘટનાઓની અંદર જ સામેલ હોય છે.

પદાર્થના તરંગ-મૂલક અને કણિકા-મૂલક ગુણધર્મોની આંતરક્રિયાને સંઘર્ષને, અમે અગાઉ જેનો ઉલ્લેખ વાસ્તવિકતાનાં વિવિધ ક્ષેત્રોમાં વિકાસના સ્રોતો તરીકે કરી ચૂક્યા છીએ તે આકર્ષણ તથા પ્રતિકર્ષણનાં, સ્વાંગીકરણ તથા વિષમીકરણનાં, બળો તથા બીજાં વિરોધી તત્ત્વોને, વસ્તુઓ તથા પરિઘટનાઓમાં બહારથી દાખલ નથી કરવામાં આવતાં પરંતુ તેઓ અંતર્ભૂત હોય છે.

આંતરિક આંતરવિરોધો વિકાસનો સ્રોત અંકિત કરે છે કારણ કે ખુદ વસ્તુના દેખાવ અથવા સ્વરૂપનું નિર્ધારણ તેઓ જ કરે છે. વસ્તુ જેવી અસ્તિત્વમાં હોય છે તેવી આંતરવિરોધો વગર ન જ હોય. દાખલા તરીકે, ધનભાર ધરાવતા કેંદ્રક અને ઋણભાર ધરાવતા વીજાણુઓની આંતરક્રિયા વગર, "સંઘર્ષ" વગર, પરમાણુનું અસ્તિત્વ શક્ય જ નથી. સ્વાંગીકરણ અને વિષમીકરણ વગર જીવનું અસ્તિત્વ શક્ય જ નથી, વગેરે.

વસ્તુની ઉપર પડતા બહારના બધા પ્રભાવો હંમેશાં તેના નિજી આંતરવિરોધો મારફત વક્રીભવન પામે છે, અને એ હકીકત પણ વિકાસમાં આંતરવિરોધોની નિર્ણાયક ભૂમિકાની અભિવ્યક્તિ છે. વાતાવરણમાંનાં પરિવર્તનો જીવોના વિકાસને ખાલી આવેગ જ પૂરો પાડે છે. પરંતુ વિકાસ અંતે કઈ દિશામાં તથા શામાં પરિણમે તેનો આધાર તો આખરી પૃથક્કરણમાં જીવના ચયાપચય ઉપર જ, અર્થાત્ જીવમાં લાક્ષણિક સ્વાંગીકરણ અને વિષમીકરણ ઉપર જ, હોય છે.

7—2387

સામાજિક વિકાસનો સ્રોત પણ ખુદ સમાજમાં જ, તેના નિજી આંતરિક આંતરવિરોધોમાં જ, હોય છે. પરંતુ કોઈ પણ દેશના સામાજિક વિકાસની દિશા તથા સામાજિક પદ્ધતિનો આધાર તેના આંતરિક, વર્ગીય, આંતરવિરોધોના ઉકેલની રીત પર હોય છે. સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે "ક્રાંતિ આદેશ મુજબ થઈ શકે નહિ, લોકોની ઉપર બહારથી લાદી શકાય નહિ. તે મૂડીવાદના ઊંડા આંતરિક તથા આંતરરાષ્ટ્રીય આંતરવિરોધોના પરિણામે ઉદય પામે છે."

ખરી વાત છે કે અમુક દેશોમાં બહારનાં પ્રત્યાઘાતી બળોએ સામાજિક પદ્ધતિ લાદી દીધી હોવાના કેટલાય દાખલા પણ બન્યા છે. પરંતુ જનતાની ઉપર બહારથી લાદી દેવામાં આવેલાં શાસનો સ્થાયી નથી હોતાં અને પહેલી ગંભીર કસોટી આવતાં જ ઢળી પડે છે.

ભૌતિકવાદી દ્વંદ્વવાદમાં આંતરિક આંતરવિરોધોની નિર્ણાયક ભૂમિકા ઉપર ભાર મૂકવામાં આવે છે, પરંતુ વિકાસમાં બાહ્ય આંતરવિરોધોના મહત્ત્વને નકારવામાં નથી આવતું. તેમની ભૂમિકા બહુવિધ હોય છે અને ઘણી ઘણી વાર તેઓ વિકાસની આવશ્યક શરત બની રહે છે. દાખલા તરીકે, એક તરફ સમાજ અને બીજી તરફ માનવીએ જેની પાસેથી ખનીજ સંપદા હાંસલ કરવાની છે એ પ્રકૃતિ વચ્ચેનો આંતરવિરોધ એવો છે.

બાહ્ય આંતરવિરોધો વિકાસને સરળ બનાવી શકે અથવા અવરોધી શકે, વિવિધ છાયાઓ અથવા રૂપો આપી શકે, પરંતુ પ્રક્રિયાના મુખ્ય ક્રમનું અથવા સમગ્ર રૂપમાં વિકાસનું ઘડતર સામાન્ય રીતે ન કરી શકે. દાખલા તરીકે, સોવિયેત યુનિયનમાં સમાજવાદનો વિજય આંતરવિરોધોનો, સૌપ્રથમ તો સર્વહારા વર્ગ અને ઉથલાવી પાડવામાં આવેલા પરંતુ હજુ સાવ નાબૂદ ન થયેલા મૂડીદાર વર્ગ વચ્ચેના આંતરવિરોધનો, ખરો ઉકેલ આણીને સુનિશ્ચિત બનાવવામાં આવ્યો હતો. પરંતુ સોવિયેત રાજ્ય અને મૂડીવાદી દેશો વચ્ચેના બાહ્ય આંતરવિરોધો છતાં સમાજવાદની આગેકૂચ ચાલુ રહી. મૂડીવાદી દેશોએ સોવિયેત સંઘમાં મૂડીવાદી પદ્ધતિ ફરી સ્થાપવાની બની એટલી બધી કોશિશો કરી. રાજકીય બહિષ્કાર તથા આર્થિક નાકાબંધી, સોવિયેત સત્તાનાં આરંભનાં વર્ષો દરમિયાન હથિયારબંધ દખલબાજી, વારંવાર લશ્કરી ઉશ્કેરણીઓ, અને છેલ્લે નાઝી ચડાઈને લીધે સોવિયેત સંઘના વિકાસમાં ભારે અંતરાય પડ્યા, પરંતુ સામ્રાજ્યવાદના એવાં તમામ કારસ્તાનો સમાજવાદની વિજયી આગેકૂચને અટકાવી ન શક્યાં.

આંતરિક આંતરવિરોધો તમામ વસ્તુઓ તથા પરિઘટનાઓનો વિકાસ

નિર્ધારિત કરે છે એટલે અમલી પ્રવૃત્તિ દરમિયાન એ આંતરવિરોધોને પ્રકાશમાં આણવાની તથા ઉકેલવાની શક્તિ કેળવી લેવાનું ખાસ જરૂરી છે. સાથે સાથે જ, બાહ્ય આંતરવિરોધોની અવગણના ન કરવાની બાબત પણ આવશ્યક છે કેમ કે તેઓ પણ વિકાસમાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે. આંતરિક અને બાહ્ય આંતરવિરોધોના આંતરસંબંધને, આંતરક્રિયાને, લક્ષમાં ન લેવામાં આવે તો સફળતા ન જ સાધી શકાય.

## વિષમ અને બિન-વિષમ આંતરવિરોધો

વિષમ અને બિન-વિષમ આંતરવિરોધોની વાત કરતી વેળા અમારા મનમાં સૌપ્રથમ તો સામાજિક પરિઘટનાઓનું ક્ષેત્ર છે. એ ખરું કે સજીવ પ્રકૃતિમાં અમુક જાતની વિષમતાઓ—અલગ અલગ જીવાણુઓ વચ્ચે, પરભક્ષી અને બિન-પરભક્ષી પ્રાણીઓ વચ્ચે, તથા અમુક વનસ્પતિઓ વચ્ચે—હોય છે, પરંતુ તેમને સામાજિક વિષમતાઓ જોડે ગૂંચવી ન નાખવી જોઈએ.

**વિષમ આંતરવિરોધો** સૌપ્રથમ તો એવા વર્ગો વચ્ચે હોય છે કે જેમનાં હિતો પરસ્પર કટ્ટર વિરોધી હોય. એ આંતરવિરોધો અત્યંત ઉગ્ર તથા સ્પષ્ટ હોય છે અને એકબીજાથી તદ્દન ઊલટા જીવન સંજોગોને કારણે, વિવિધ વર્ગોનાં લક્ષ્યો તથા હેતુઓને કારણે, પેદા થાય છે. એ આંતરવિરોધોની મુખ્ય વિશિષ્ટતા એવી હોય છે કે તેઓ જે સામાજિક પદ્ધતિમાં લાક્ષણિક હોય તેના માળખાની અંદર તેમને ઉકેલી ન શકાય. એ વિષમ આંતરવિરોધો જેમ જેમ વધારે ગહન તથા ઉગ્ર બનતા જાય તેમ તેમ કારમી ટક્કરો તથા ઘર્ષણોમાં પરિણમે છે. તેમને ઉકેલવાનો ઉપાય સામાજિક ક્રાંતિનો છે.

મૂડીવાદી સમાજમાં અત્યંત ઉગ્ર અને ગહન આંતરવિરોધ મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચે હોય છે. મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેની વિષમતા સમાજમાં તેમની વસ્તુગત સ્થિતિઓનું પરિણામ અંકિત કરે છે. ઉત્પાદનનાં તમામ સાધનો મૂડીદાર વર્ગની માલિકીનાં હોય છે એટલે તે સમાજ દ્વારા ઉત્પાદિત ભૌતિક સંપત્તિનો મોટો જબ્બર હિસ્સો હડપ કરી જાય છે. તે પોતાનું રાજકીય વર્ચસ્વ જમાવી દે છે અને સંસ્કૃતિ જે કંઈ આપી શકે તે મોજથી માણે છે. સર્વહારા વર્ગ પાસે ઉત્પાદનનાં સાધનો બિલકુલ નથી હોતાં, એટલે તેને મૂડીદાર વર્ગનું કામ કરવું પડે છે. તે સમગ્ર ભૌતિક સંપત્તિનું

ઉત્પાદન કરતો હોવા છતાં તેના હાથમાં તો માત્ર નજીવો હિસ્સો જ આવે છે. તેના રાજકીય અધિકારો સીમિત હોય છે, અને વૈજ્ઞાનિક તથા સાંસ્કૃતિક સિદ્ધિઓનો લાભ લેવાની શક્યતાથી તેને વારંવાર અળગો રાખવામાં આવે છે.

મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગનાં હિતો પરસ્પર તદ્દન વિપરીત હોય છે. મૂડીદાર વર્ગ પોતાનું વર્ચસ્વ સદા ચાલુ રાખવાની કોશિશ કરે છે, અને સર્વહારા વર્ગની મુરાદ શોષણથી છુટકારો મેળવવાની હોય છે. તેના પરિણામે, તેમની વચ્ચે કારમો વર્ગસંઘર્ષ ચાલતો રહે છે, અને એ વર્ગસંઘર્ષનો અંત સમાજવાદી ક્રાંતિમાં આવે છે. એ રીતે, વર્ગસંઘર્ષ અને સમાજવાદી ક્રાંતિમાં મૂડીવાદના વિષમ આંતરવિરોધો ઉકેલવાનાં ખાસ રૂપો અંકિત છે.

મૂડીવાદી વિચારકો અને સુધારણાવાદીઓ વર્તમાન મૂડીવાદી સમાજમાં વર્ગો વચ્ચેના વિરોધોના અસ્તિત્વને નકારે છે. તેઓ મૂડીવાદી રાજ્યને "કલ્યાણકારી રાજ્ય" ગણાવે છે અને દલીલ કરે છે કે આધુનિક મૂડીવાદી સમાજમાં પરસ્પર વિરોધી વર્ગો કે વર્ગસંઘર્ષ જેવું કશું છે જ નહિ. કામદાર વર્ગની સાવધાનીને ઢીલી પાડી દેવા માટે અને મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં તેની સ્થિતિ કમજોર બનાવી દેવા માટે એવાં તરકટો જરૂરી છે.

પરંતુ વાસ્તવમાં મૂડીવાદના એ વિષમ આંતરવિરોધો ખતમ થવાને બદલે વધારે ને વધારે ઉગ્ર બની રહ્યા છે. જ્યાં સુધી મૂડીવાદ અસ્તિત્વમાં રહેશે ત્યાં સુધી એ આંતરવિરોધો પણ ચાલુ રહેશે, અને સમાજવાદ વિજયી બને ત્યારે જ તેમનો અંત આવશે.

વિકસતા દેશોનું વિશિષ્ટ લક્ષણ સામ્રાજ્યવાદનો ટેકો ધરાવતા પ્રતિક્રાંતિકારી મોરચા (સામંતી ઉમરાવ વર્ગ, અને પરદેશોનો મળતિયો તથા નોકરશાહી મૂડીદાર વર્ગ) અને કામદારો તથા કિસાનોની એકસંપી ઉપર આધારિત ક્રાંતિકારી પરિબળોના વ્યાપક મોરચા વચ્ચેના વિષમ આંતરવિરોધમાં અંકિત છે. નિમ્ન-મૂડીવાદી વર્ગ ક્રાંતિકારી મોરચાનો નિકટનો સંગાથી છે. સમાજના બીજા પીડિત વિભાગો અને પોતાના વર્ગની મર્યાદાઓને પાર કરી ચૂકેલાં પ્રગતિશીલ તથા દેશાભિમાની તત્ત્વો પણ ક્રાંતિકારી મોરચાની તરફદારી કરે છે.

ક્રાંતિકારી પરિબળોની, સૌપ્રથમ તો કામદાર વર્ગ અને કિસાનપ્રજાની, સંયુક્ત જહેમતોના આધારે પ્રતિક્રાંતિકારી તાકાતોના પ્રતિકારને કચડી નાખવામાં આવે ત્યારે એ આંતરવિરોધ ઉકેલાઈ જાય છે. તેનો ઉકેલ રાષ્ટ્રીય લોકશાહીવાદી ક્રાંતિ દરમિયાન શરૂ થાય છે અને સમાજવાદી ક્રાંતિ દરમિયાન પરિસમાપ્ત થાય છે.

**બિન-વિષમ આંતરવિરોધો** એવા વર્ગો તથા સામાજિક જૂથો વચ્ચે હોય છે કે જેમનાં મૂળભૂત હિતો પરસ્પર મેળ ખાતાં હોય. એ આંતરવિરોધોને સામાજિક ક્રાંતિ મારફત નથી ઉકેલવામાં આવતા પરંતુ ધીરે ધીરે નિવારી લેવામાં આવે છે. દાખલા તરીકે, કામદાર વર્ગ અને કિસાનો વચ્ચેના આંતરવિરોધો એવા હોય છે. મૂડીવાદી સમાજમાં શહેર ગામોનું શોષણ કરે છે, અને કિસાન શહેર તરફના ખારને અમુક પ્રમાણમાં કામદાર તરફ વાળી દે છે. કિસાન મિલકત (જમીન, ઢોરઢાંખર, ઓજારો, વગેરે) ધરાવતો હોય છે અને તેને જાળવી રાખવા ઉત્સુક હોય છે. એથી ઊલટું, કામદારને કશી મિલકત નથી હોતી. બજારમાં પણ કામદારો અને કિસાનોનાં હિતો વચ્ચે ટક્કર થાય છે કારણ કે કિસાન પોતાના શ્રમની પેદાશો બને એટલી વધારે કિંમતે વેચવાની કોશિશ કરે છે. એ બધી બાબતો ભેગી મળીને મૂડીવાદી સમાજમાં કામદાર વર્ગ અને કિસાનો વચ્ચે અમુક આંતરવિરોધો બની રહે છે.

કામદારો અને કિસાનોનાં હિતો અમુક અલગ અલગ બાબતોમાં પરસ્પર વિરોધી હોય છે ખરાં, પરંતુ મૂળભૂત બાબતમાં પૂરો મેળ ખાતાં હોય છે: બેઉ શોષિત વર્ગો હોય છે. એટલે તેઓ શોષણનો અંત આણવાની જહેમતો કરે છે, અને એ મૂળભૂત બાબતમાં તેમનાં હિતો એકરૂપ હોય છે. મૂળભૂત હિતોની એવી એકરૂપતા મૂડીવાદી પદ્ધતિ સામેના સંઘર્ષમાં કામદાર વર્ગ અને કિસાનોની એકસંપીના આધારનું સર્જન કરે છે.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીએ કામદારો તથા કિસાનોનાં પ્રાણભૂત હિતોની એકરૂપતાને લક્ષમાં લીધી અને તેમની એકતા સમર્થ સામાજિક પરિબળમાં સાધી લઈને મૂડીવાદને પરાજિત કરી દીધો. ત્યાર પછી કામદાર વર્ગ અને કિસાનો વચ્ચેના આંતરવિરોધોને, મૂડીવાદી સમાજમાંથી વારસામાં મળેલા આંતરવિરોધોને, નિવારી લેવામાં આવ્યા અને સમાજવાદ તથા સામ્યવાદના નિર્માણની સહિયારી જહેમતોમાં તેમની એકતા નિરંતર વધારે જોરદાર તથા અજેય બની રહી છે.

સમાજવાદી સમાજના આંતરવિરોધો પણ બિન-વિષમ સ્વરૂપના હોય છે. એ બાબતની વધારે વિગતવાર છણાવટ આગળ જતાં કરવામાં આવશે.

## મૂળભૂત અને બિન-મૂળભૂત આંતરવિરોધો

સાદામાં સાદીથી લઈને વધારેમાં વધારે જટિલ સુધીની તમામ વસ્તુઓ તથા પરિઘટનાઓમાં એક નહિ પરંતુ એકીસાથે કેટલાય આંતરવિરોધો સામેલ હોય છે.

એ બધા આંતરવિરોધોમાં માર્ગ શોધવા માટે આપણે મૂળભૂત, પાયાનો, આંતરવિરોધ અલગ તારવી લેવો જોઈએ. **મૂળભૂત આંતરવિરોધ** એટલે વિકાસમાં નિર્ણાયક, મુખ્ય, ભૂમિકા ભજવતો હોય અને બાકીના બધા આંતરવિરોધો પર પ્રભાવ પાડતો હોય એવો આંતરવિરોધ.

દાખલા તરીકે, રાસાયણિક પ્રક્રિયાનો મૂળભૂત, નિર્ણાયક, આંતરવિરોધ પરમાણુઓના સંયોજન તથા વિયોજનનો છે, જૈવિક પ્રક્રિયાનો મૂળભૂત આંતરવિરોધ ચયાપચયના આંતરવિરોધી સ્વરૂપનો છે, વગેરે.

સામાજિક જીવનનો મૂળભૂત આંતરવિરોધ શોધી કાઢવાની બાબત ખાસ મહત્ત્વની છે કારણ કે સામાજિક જીવન અસાધારણ રૂપે જટિલ તથા અનેકાંગી હોય છે. મૂળભૂત આંતરવિરોધના જ્ઞાનથી સમાજના અગ્રગામી વર્ગોને તેમ જ માર્ક્સવાદી પાર્ટીઓને કાર્યની ખરી નીતિ ઘડી કાઢવામાં તથા અમલી પ્રવૃત્તિની સંઘટના દક્ષતાથી કરવામાં મદદ મળે છે.

વર્તમાન સમાજમાં પારાવાર આંતરવિરોધો અસ્તિત્વમાં હોય છે. કોઈ પણ મૂડીવાદી દેશમાં ઉત્પાદન પ્રક્રિયાના સામાજિક સ્વરૂપ અને ઉત્પાદનની માલિકીના ખાનગી રૂપ વચ્ચે, શ્રમ અને મૂડી વચ્ચે, વિરોધ હોય છે. મૂડીવાદી દેશો વચ્ચે, તેમનાં જૂથો વચ્ચે, સમૂહો વચ્ચે, વગેરે જાતના આંતરવિરોધો હોય છે. સમાજવાદી દેશો વચ્ચે પણ અમુક આંતરવિરોધો અને તફાવતો હોય છે.

વર્તમાન સમાજના પારાવાર આંતરવિરોધોમાંથી કયો મૂળભૂત છે, નિર્ણાયક છે?

સમગ્ર વર્તમાન સમાજનો મૂળભૂત, નિર્ણાયક, આંતરવિરોધ એક તરફ વિશ્વ સમાજવાદી પદ્ધતિમાં પ્રતિનિધિત્વ પામતાં **સમાજવાદનાં પરિબળો** અને બીજી તરફ **સામ્રાજ્યવાદની પ્રત્યાઘાતી તાકાતો** વચ્ચેનો છે. તે બે નીતિઓમાં, બે ઐતિહાસિક વહેણોમાં, મૂર્ત થાય છે. વિશ્વ સમાજવાદી પદ્ધતિમાં પ્રતિનિધિત્વ પામતી એક નીતિ પ્રગતિની, શાંતિની, તથા રચનાત્મક જહેમતોની છે. સામ્રાજ્યવાદમાં પ્રતિનિધિત્વ પામતી બીજી નીતિ પ્રત્યાઘાતની, જુલમની, અને યુદ્ધોની છે.

સમાજવાદ અને સામ્રાજ્યવાદ વચ્ચેનો આંતરવિરોધ વિશ્વ ઇતિહાસના સમગ્ર ક્રમ ઉપર પારાવાર પ્રભાવ પાડે છે. તે મૂડીવાદી દેશોમાં વર્ગોના સંઘર્ષ ઉપર, સંસ્થાનો તથા પરાધીન દેશોમાં જુલમગારો સામે જનતાના સંઘર્ષ ઉપર, અને ખુદ સામ્રાજ્યવાદી દેશો વચ્ચેના આંતરવિરોધો ઉપર પ્રભાવ પાડે છે. વિશ્વ સમાજવાદી પદ્ધતિનું અસ્તિત્વ સામ્રાજ્યવાદીઓના માર્ગમાં જબ્બર અવરોધ બની રહે છે, અને તેમને નવું યુદ્ધ શરૂ કરતા તેમ જ બીજાં રાષ્ટ્રોના સાર્વભૌમ અધિકારોને બેધડક ઠોકર મારતા અટકાવે છે, મૂડીવાદી દેશોમાં મહેનતકશ લોકોનાં દિલોમાં પોતાના ધ્યેયની સચ્ચાઈ અંગે આત્મવિશ્વાસની જ્યોતિ પ્રગટાવે છે, અને શોષકો સામેના સંઘર્ષમાં તેમને તાકાત આપે છે. સમાજવાદી પદ્ધતિ જેમ જેમ આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક વિકાસ સાધતી જાય તેમ તેમ દુનિયામાં તેનો પ્રભાવ વધતો જાય છે. એટલે જ માર્ક્સવાદી પાર્ટીઓ અમલી પ્રવૃત્તિની સંઘટના કરતી વેળા આપણા યુગના અધિકતમ મહત્ત્વના એ આંતરવિરોધના પરિણામને—સમાજવાદી પરિબળોના સામર્થ્યમાં અવિરત વૃદ્ધિ અને સામ્રાજ્યવાદી તાકાતોની વધતી જતી કમજોરીને—લક્ષમાં રાખે છે.

વર્તમાન યુગનો મૂળભૂત આંતરવિરોધ, સમાજવાદ અને સામ્રાજ્યવાદ વચ્ચેનો આંતરવિરોધ, મૂડીવાદી દુનિયાની અંદરના ગહન આંતરવિરોધોનું નિવારણ કોઈ રીતે નથી કરતો. ૧૯૬૯ના જૂનમાં મોસ્કો ખાતે ભરવામાં આવેલા કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓના આંતરરાષ્ટ્રીય સંમેલનના દસ્તાવેજમાં નોંધ લેવામાં આવી છે કે વર્તમાન પરિસ્થિતિમાં મૂડીવાદના ચાલુ આંતરવિરોધો વધારે ઉગ્ર બન્યા છે અને નવા આંતરવિરોધો અસ્તિત્વમાં આવ્યા છે. તેમાં સૌપ્રથમ તો વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિને કારણે પેદા થયેલી અસાધારણ શક્યતાઓ અને તેમનો અમલી લાભ સમગ્ર સમાજના હિતમાં લેવાના માર્ગમાં ઊભા કરવામાં આવતા અવરોધો વચ્ચેનો આંતરવિરોધ સામેલ છે. મૂડીવાદી સમાજ મોટા ભાગની વૈજ્ઞાનિક સિદ્ધિઓનો તેમ જ પારાવાર ભૌતિક સાધનસંપત્તિનો ઉપયોગ લશ્કરી હેતુઓ માટે કરીને, અને એ રીતે રાષ્ટ્રીય સંપત્તિ વેડફી નાખીને, એવા અવરોધો ઊભા કરે છે. એ ઉપરાંત, આધુનિક ઉત્પાદનના સામાજિક સ્વરૂપ અને તેના નિયંત્રણના રાજ્ય-ઇજારદારી સ્વરૂપ વચ્ચેનો આંતરવિરોધ, શ્રમ અને મૂડી વચ્ચે વધતો જતો આંતરવિરોધ તેમ જ રાષ્ટ્રના ભારે મોટા ભાગનાં અને નાણાકીય અલ્પતંત્રનાં હિતો વચ્ચે વધારે જોરદાર બનતો આંતરવિરોધ, અને નવમુક્ત દેશો તથા તેમને નવસંસ્થાનવાદની બેડીઓમાં

જકડી લેવાની કોશિશ કરતા સામ્રાજ્યવાદ વચ્ચેનો આંતરવિરોધ નોંધપાત્ર છે.

માર્ક્સવાદી પાર્ટીઓનું કર્તવ્ય મૂડીવાદના સઘળા આંતરવિરોધોનો ઉપયોગ દક્ષતાથી કરીને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદ માટે સફળ સંઘર્ષ લડવાનું છે.

આંતરિક અને બાહ્ય, વિષમ અને બિન-વિષમ, તેમ જ મૂળભૂત અને બિન-મૂળભૂત આંતરવિરોધો વચ્ચે કશી અફર સીમારેખાઓ નથી હોતી. વાસ્તવમાં તેઓ પરસ્પર ગૂંથાયેલા હોય છે, એકબીજામાં ભળી જતા રહે છે, અને વિકાસમાં જુદી જુદી ભૂમિકાઓ ભજવે છે. એટલે દરેક આંતરવિરોધ તરફ અલગ અલગ વલણ અપનાવવું જોઈએ, તેની અભિવ્યક્તિના સંજોગો તથા તેની ભૂમિકાને લક્ષમાં લેવાં જોઈએ.

સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટી સામાજિક વિકાસના આંતરવિરોધો અંગે વસ્તુગત અભિગમ અપનાવે છે—ઐતિહાસિક પરિસ્થિતિને લક્ષમાં લે છે, મુખ્ય આંતરવિરોધોને અલગ તારવીને મુખ્ય શક્તિઓ તથા સાધનસરંજામ તેમના ઉકેલમાં લગાવે છે. સોવિયેત સત્તાના આરંભનાં વર્ષોમાં દેશમાં સ્થાપવામાં આવેલી અગ્રગામી રાજકીય પદ્ધતિ અને ઝારશાહી રશિયાના વારસામાં મળેલા પછાત અર્થતંત્ર વચ્ચેનો આંતરવિરોધ બહુ જોરદાર હતો. તેને ઉદ્યોગીકરણની પ્રક્રિયામાં ઉકેલવામાં આવ્યો.

ઉદ્યોગીકરણમાં જેમ જેમ પ્રગતિ થતી ગઈ તેમ તેમ સમાજવાદી ઉદ્યોગ અને નાના પાયાની કિસાન ખેતી વચ્ચેનો આંતરવિરોધ વધારે ને વધારે ઉગ્ર બનતો ગયો. તેનો ઉકેલ પણ જનતા અને પાર્ટીની જહેમતોના આધારે કિસાનોને સામૂહિક ખેતરોમાં સંગઠિત કરીને આણવામાં આવ્યો. એ આંતરવિરોધોનો ઉકેલ સોવિયેત યુનિયનમાં સમાજવાદના નિર્માણમાં નિર્ણાયક મહત્ત્વનો હતો.

## ૩. સમાજવાદી સમાજના આંતરવિરોધો અને તેમને ખતમ કરવાની રીતો

સોવિયેત સંઘમાં સમાજવાદના વિજયના પરિણામે શોષક વર્ગો તેમ જ માનવીના હાથે માનવી શોષણની સ્થિતિ પેદા કરતાં કારણો નાબૂદ થઈ ગયાં, શહેર અને ગામો વચ્ચેનો તેમ જ શારીરિક અને માનસિક શ્રમ વચ્ચેનો વિરોધ ખતમ થઈ ગયો. કામદારો, કિસાનો, તથા બુદ્ધિજીવીઓનાં મૂળભૂત હિતોની

એકરૂપતા સોવિયેત લોકોની અતૂટ સામાજિક-રાજકીય તથા વૈચારિક એકતાનો આધાર બની રહી. અનેક સોવિયેત પ્રજાઓની મિત્રતા ઊંડાં મૂળ ધારણ કરીને વધારે મક્કમ બની. સોવિયેત સંઘ જેમ જેમ સામ્યવાદની દિશામાં આગળ ધપતો જાય છે તેમ તેમ એ એકતા વધારે ને વધારે દૃઢ બનતી જાય છે, રાષ્ટ્રો અને સામાજિક જૂથો પરસ્પર વધારે નિકટ આવતાં જાય છે, એકબીજાને વધારે સમૃદ્ધ બનાવતાં રહે છે, અને તેમની વચ્ચેના તફાવતો ધીરે ધીરે ખતમ થતા જાય છે. પરંતુ તેનો અર્થ એવો નથી કે સમાજવાદી સમાજમાં કશા આંતરવિરોધો ન હોય. સમાજવાદી સમાજ સતત વિકાસ પામતો રહે છે, અને જ્યાં વિકાસ હોય ત્યાં હંમેશાં પુરાણું અને નૂતન, ઉદય પામતું અને વિલય પામતું, તથા તેમની વચ્ચેનો સંઘર્ષ અસ્તિત્વમાં હોય જ. લેનિને લખ્યું છે કે "વિષમતા અને આંતરવિરોધ એકરૂપ નથી. સમાજવાદી સમાજમાં વિષમતા અલોપ થઈ જશે, પરંતુ આંતરવિરોધ બાકી રહેશે."*

લેનિને સમાજવાદી સમાજમાં આંતરવિરોધોના અસ્તિત્વનો નિર્દેશ કર્યો હતો એટલું જ નહિ પરંતુ તેમની મુખ્ય વિશિષ્ટતા પણ બતાવી હતી, તેમનું **બિન-વિષમ સ્વરૂપ** પણ પ્રકાશમાં આણ્યું હતું. સમાજવાદી સમાજમાં પરસ્પર દુશ્મન વર્ગો કે શોષણનું અસ્તિત્વ નથી હોતું, અને ઉત્પાદનનાં સાધનોની સાર્વજનિક માલિકી લોકોને એકસૂત્રે સાંકળી લે છે. સમાજવાદી સમાજના આંતરવિરોધો સમાજવાદી અર્થતંત્રના ઝડપી વિકાસ જોડે તેમ જ લોકોની ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરિયાતોના વિસ્તરણ જોડે સંકળાયેલા વૃદ્ધિના આંતરવિરોધો તથા મુશ્કેલીઓ હોય છે. એ આંતરવિરોધો નૂતન અને પુરાણા વચ્ચેના, પ્રગતિશીલ અને પછાત વચ્ચેના, હોય છે.

સમાજવાદી સમાજના આંતરવિરોધોનું નિવારણ કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત સરકારની આગેવાની હેઠળ તમામ મહેનતકશ લોકોની સહિયારી જહેમતોના આધારે સાધવામાં આવે છે. પાર્ટીની સાચી અને વૈજ્ઞાનિક આધારે પ્રમાણિત નીતિ, પાર્ટી અને જનતાની અતૂટ એકતા, તેમ જ પાર્ટી તથા સરકારનાં કદમોને જનતાનો પૂરો ટેકો સઘળા આંતરવિરોધોને વખતસર પારખી તથા નિવારી લેવાનું સુનિશ્ચિત બનાવે છે. એટલે સમાજવાદના આંતરવિરોધો ઘર્ષણોમાં નથી પલટાઈ જતા, સામાજિક ઊથલપાથલોનું રૂપ નથી લેતા. મૂડીવાદી સમાજમાં આંતરવિરોધોનો ઉકેલ તેના ખાતમામાં પરિણમે છે, પરંતુ

---

*લેનિન લેખસંગ્રહ, રૂસી આવૃત્તિ, મોસ્કો, ૧૯૩૧, પૃષ્ઠ ૩૫૭.

સમાજવાદી સમાજના આંતરવિરોધોનું નિવારણ વાસ્તવમાં સમાજવાદી પદ્ધતિને વધારે મજબૂત બનાવે છે અને સામ્યવાદની દિશામાં સોવિયેત સંઘની આગેકૂચને સરળ બનાવે છે.

સમાજવાદી સમાજમાં ઉત્પાદનના સંબંધો ઉત્પાદક શક્તિઓને બંધબેસતા હોય છે કારણ કે ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકી તથા વહેંચણીનાં સામાજિક રૂપો પણ ઉત્પાદક શક્તિઓના સામાજિક સ્વરૂપને બંધબેસતાં હોય છે. તેમાં ગુજરાનાં સાધનોની વહેંચણી મૂડીવાદી સમાજની જેમ મૂડીના આધારે નહિ પરંતુ શ્રમના પરિમાણ તથા ગુણના આધારે કરવામાં આવે છે. તેમ છતાં સમાજવાદી સમાજમાં ઉત્પાદક શક્તિઓ તથા ઉત્પાદનના સંબંધો વચ્ચે એવા મેળથી તેમની વચ્ચેના અમુક આંતરવિરોધો ખતમ નથી થઈ જતા.

સમાજવાદી સમાજમાં ઉત્પાદન સંબંધો લોકોની આર્થિક આંતરક્રિયાની શૃંખલા બની રહે છે. તેની અલગ અલગ કડીઓ ઉત્પાદક શક્તિઓની વૃદ્ધિ જોડે સમાન વેગ હંમેશાં નથી જાળવી શકતી અને એ રીતે કાલગ્રસ્ત બની જાય છે. તેના પરિણામે એવી કડીઓ અને ઉત્પાદક શક્તિઓ વચ્ચે આંતરવિરોધ પેદા થાય છે. એથી આર્થિક વિકાસમાં અંતરાય પડી શકે.

કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત રાજ્ય સમાજવાદી ઉત્પાદન સંબંધોને સુધારવાની કામગીરી અવિરત ચાલુ રાખે છે, પુરાણી કડીઓની જગ્યાએ નવી, અગ્રગામી, કડીઓ ગોઠવે છે, અને એ રીતે સમાજવાદી ઉત્પાદનના આંતરવિરોધોને નિવારી લે છે. તેનો એક દાખલો જોઈએ. સોવિયેત યુનિયનમાં ખેતીવાડીનું યંત્રીકરણ હજી નીચી કક્ષાએ હતું ત્યારે પ્રમાણમાં નાના ખેડાણ વિસ્તારોની નાની ખેતીવાડી ઉત્પાદન સહકારી સંસ્થાઓ સ્થાપવામાં આવી હતી. આગળ જતાં ખેતીવાડીના યંત્રીકરણમાં પારાવાર વૃદ્ધિ થઈ પરંતુ સહકારી સંસ્થાઓ નાની હોવાથી ખેતીયંત્રોનો અસરકારક ઉપયોગ અશક્ય બની ગયો. એટલે ખેતીવાડીના ઉત્પાદનમાં અમુક આંતરવિરોધો અસ્તિત્વમાં આવ્યા. પરંતુ તેમનો ઉકેલ સહકારી સંસ્થાઓને મોટી બનાવીને આણવામાં આવ્યો અને ખેતીવાડીના ઉત્પાદનમાં વધારો થયો.

સમાજવાદી સમાજનો વિકાસ રાષ્ટ્રીય અર્થતંત્રનાં નવાં પરિમાણો તથા લક્ષ્યો, સમાજની સમક્ષ ઉપસ્થિત નવાં કર્તવ્યો, અને વ્યવસ્થા તંત્ર, અર્થતંત્રના સંચાલન તથા સામાન્ય રૂપે સમાજના કારોબારનાં રૂપો તથા રીતો, વચ્ચે આંતરવિરોધોના ઉદય તથા ઉકેલની સાથે સાથે થાય છે. પાર્ટી અને સમાજવાદી રાજ્ય એ આંતરવિરોધોનો ઉકેલ આર્થિક વ્યવસ્થા તંત્રને તથા કારોબારની સમગ્ર

પદ્ધતિને સુધારવાનું ચાલુ રાખીને આણે છે. એ સંબંધમાં, સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીની પચીસમી કૉંગ્રેસમાં કારોબારના ધોરણના ઉત્કર્ષનો સર્વાંગી કાર્યક્રમ અપનાવવામાં આવ્યો હતો. તેમાં આયોજનના ક્ષેત્રે તેમ જ વ્યવસ્થાના સંઘટના-તંત્ર તથા રીતોમાં સુધારણા કરવાની, આર્થિક ઉત્તેજનોનો ઉપયોગ વધારે કુશળતાથી કરવાની, અને વ્યવસ્થાકાર્યમાં લોકશાહીવાદી કેંદ્રવાદ તથા લોકશાહીને વધારે ગહન બનાવવાની જોગવાઈ કરવામાં આવી હતી.

સોવિયેત લોકોની વ્યાપક બહુસંખ્યા સામ્યવાદના નિર્માણમાં સક્રિય ભાગ લે છે, પરંતુ ઉત્પાદનની પુરાણી કાલગ્રસ્ત રીતો, પછાત ટેક્નોલોજી, વગેરેને હજી વળગી રહેતા કોઈ કોઈ માણસો છે ખરા. વળી મૂડીવાદના અવશેષોના ચેપના ભોગ બનેલાં માનસ ધરાવતા માણસો પણ છે. એવા માણસોની વૃત્તિઓ અને કૃત્યો સમાજનાં હિતોથી ઊલટાં હોય છે. એવા માણસોને જનતા અને કોમ્યુનિસ્ટ પાર્ટીના પ્રયાસોના આધારે નવેસરથી કેળવણી આપવામાં આવે છે, અને એ દિશામાં વધારે રીઢા બની ગયેલા માણસોને સજા કરવામાં આવે છે.

એક વાતનો ઉલ્લેખ ભારપૂર્વક કરવો જોઈએ કે સોવિયેત લોકોની વ્યાપક બહુસંખ્યા અને પુરાણા સમાજના અવશેષોને વળગી રહેતા કોઈ કોઈ માણસો વચ્ચેના આંતરવિરોધોનો ઉદ્ભવ સમાજવાદી પદ્ધતિના સ્વરૂપમાંથી નહિ પરંતુ મૂડીવાદના વારસા તથા પ્રભાવમાંથી તેમ જ વૈચારિક કાર્ય, કેળવણી, વગેરેની ખામીઓમાંથી થાય છે. એ આંતરવિરોધો અસ્થાયી છે અને તેમને સામ્યવાદી નિર્માણ દરમિયાન પૂર્ણ રૂપે નિવારી લેવામાં આવશે.

સમાજવાદના આંતરવિરોધોને કેવી રીતે પારખી તથા નિવારી લેવામાં આવે છે?

સમાજવાદી સમાજના આંતરવિરોધોને પારખી કાઢવાની રીત **ટીકા** અને **આત્મ-ટીકાની** છે પરંતુ આંતરવિરોધોને પારખી કાઢ્યા પછી ટીકા અને આત્મ-ટીકાની રીત એકલી જ તેમને ઉકેલી નથી શકતી. તેમના ઉકેલનો આધાર આખા દેશના લોકોની મહેનત ઉપર તેમ જ પાર્ટી તથા રાજ્યના કુશળ સંગઠન તથા કેળવણી કાર્ય ઉપર છે. ઉત્પાદનનો અવિરત વિકાસ અને સુધારણા, સામ્યવાદી નિર્માણમાં લોકોની સક્રિય સામેલગીરી, સોવિયેત નાગરિકની કેળવણીના સંબંધમાં પાર્ટીનું ખંતીલું તથા બહુવિધ કાર્ય—સમાજવાદી સમાજના આંતરવિરોધોના નિવારણની મુખ્ય રીતો એવી છે.

સોવિયેત યુનિયન અને સમગ્ર વિશ્વ સમાજવાદી બિરાદરી આંતરિક

આંતરવિરોધો ઉપરાંત વિશ્વ મૂડીવાદી પદ્ધતિ જોડે વિષમ આંતરવિરોધની સ્થિતિમાં છે. એ આંતરવિરોધ બાહ્ય હોવા છતાં દેશના વિકાસ ઉપર ગણનાપાત્ર માઠી અસર પાડે છે, અને તેનો અંદાજ ઓછો ન જ આંકવો જોઈએ. સોવિયેત કોમ્યુનિસ્ટ પાર્ટી અને સરકાર એ આંતરવિરોધને શાંતિમય રીતે, વિવિધ સામાજિક પદ્ધતિઓ ધરાવતાં રાજ્યોના શાંતિમય સહઅસ્તિત્વના આધારે, ઉકેલવાની પૂરી કોશિશો કરે છે. વિશ્વ તાપ-નાભિકીય યુદ્ધના પરિણામે માનવ જીવનની બેહદ ખુવારી થાય, ભયંકર વિનાશના ઓળા બધે ફેલાઈ જાય, અને માનવજાતિની પ્રગતિમાં ભારે મોટો અવરોધ ખડો થઈ જાય. એટલે તમામ ઈમાનદાર લોકોની સૌથી પહેલી અને સૌથી મોટી ફરજ નવું વિશ્વયુદ્ધ અટકાવવાનો અને સાર્વત્રિક શાંતિ જાળવી રાખવાનો સંઘર્ષ ચલાવવાની છે.

શાંતિ માટેના સંઘર્ષમાં સામાજિક પ્રગતિની તેમ જ સમાજવાદ તથા સામ્યવાદના સફળ નિર્માણની આવશ્યક શરત અંકિત છે.

## પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરનો નિયમ

પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરનો નિયમ બતાવે છે કે વિકાસ **કેવી રીતે**, **કેવા કેવા પ્રકારે**, થાય છે અને એ પ્રક્રિયા **કેવા ક્રમમાં** ચાલે છે.

એ નિયમનું સારતત્ત્વ સમજવા માટે આપણે સૌપ્રથમ તો ગુણ અને પરિમાણની વિભાવનાઓ સમજી લેવી જોઈએ.

### ૧. ગુણ અને પરિમાણ

આપણે અનેકાનેક અત્યંત વિવિધ વસ્તુઓ તથા પરિઘટનાઓથી ઘેરાયેલા છીએ, અને એ બધી વસ્તુઓ તથા પરિઘટનાઓ સતત ગતિ અથવા પરિવર્તનની સ્થિતિમાં હોય છે. તેમ છતાં, આપણે એ વસ્તુઓ અંગે ગૂંચવણમાં નથી અટવાઈ જતા પરંતુ તેમની વચ્ચેના તફાવતો પારખી લઈએ છીએ અને તેમની વ્યાખ્યા કરીએ છીએ. તેઓ કોઈ જાતના બેરંગ જમેલામાં ભેળસેળ નથી થઈ જતી, દરેક વસ્તુ પોતાના અમુક વિશિષ્ટ ગુણધર્મો ધરાવતી હોય છે અને એ કારણે બાકીની વસ્તુઓથી નોખી પડે છે.

દાખલા તરીકે આપણે સુવર્ણ જેવી ધાતુ લઈએ. તેને લાક્ષણિક પીળો રંગ, તણાઉપણું અને ટિપાઉપણું, ચોક્કસ ઘનતા અને તાપ-ક્ષમતા, ગલનબિંદુ અને ઉત્કલનબિંદુ હોય છે. સુવર્ણ અલ્કલીમાં અને ઘણાં ઍસિડોમાં ઓગળતું નથી, રાસાયણિક દૃષ્ટિએ બહુ ક્રિયાશીલ નથી હોતું, અને તેને કાટ નથી ચડતો. એ બધી બાબતો ભેગી મળીને સુવર્ણને બીજી ધાતુઓથી નોખું પાડે છે.

વસ્તુ જેવી હોય તેવી તેને બનાવનારી, અસંખ્ય બીજી વસ્તુઓથી તેને નોખી પાડનારી, બધી બાબતો તેનો **ગુણ** બની રહે છે.

તમામ વસ્તુઓ તથા પરિઘટનાઓ ગુણ ધરાવતી હોય છે. આપણે એ કારણે જ તેમની વ્યાખ્યા કરી શકીએ છીએ અને તેમના તફાવતો પારખી શકીએ છીએ. દાખલા તરીકે, સજીવ પદાર્થને અજીવ પદાર્થથી નોખો પાડનારી બાબત કઈ છે? વાતાવરણ જોડે ચયાપચયી વિનિમય કરવાની, બાહ્ય અસરોની સહેતુક અનુક્રિયા કરવાની, અને વંશવૃદ્ધિની ક્ષમતા — એ અને અમુક બીજા ગુણધર્મો સજીવ પદાર્થનો ગુણ બની રહે છે.

સામાજિક પરિઘટનાઓમાં પણ ગુણાત્મક તફાવતો હોય છે. પણ્ય ઉત્પાદનનું વર્ચસ્વ, મૂડીવાદી મિલકતનું અસ્તિત્વ, મજૂરી, તથા બીજાં લક્ષણો મૂડીવાદને સામંતશાહીથી નોખો પાડે છે.

ગુણની અભિવ્યક્તિ ગુણધર્મોમાં થાય છે. **ગુણધર્મ** વસ્તુના કેવળ એક પાસાનું સ્વરૂપ નિર્દેશિત કરે છે, પરંતુ ગુણ આખી વસ્તુનો સામાન્ય ખ્યાલ આપે છે. સુવર્ણનો પીળો રંગ, ટિપાઉપણું, તણાઉપણું, તથા બીજાં લક્ષણો અલગ અલગ તો તેના ગુણધર્મો છે, પરંતુ એ સૌને એકી સાથે લેવામાં આવે તો ગુણ બની રહે છે.

બધી વસ્તુઓ ચોક્કસ ગુણ ઉપરાંત **પરિમાણ** ધરાવતી હોય છે. ગુણથી નિરાળું પરિમાણ વસ્તુના વિકાસની **કક્ષાને** અથવા તેના નિજી ગુણધર્મોની **તીવ્રતાને** તેમ જ કદ, વિસ્તાર, વગેરેને પ્રતિબિંબિત કરે છે. પરિમાણ સામાન્ય રીતે **સંખ્યામાં** વ્યક્ત થાય છે. વસ્તુઓના કદ, વજન, વિસ્તાર, નિજી રંગોની તથા ધ્વનિઓની તીવ્રતા, વગેરેને સંખ્યાના રૂપમાં વ્યક્ત કરવામાં આવે છે.

સામાજિક પરિઘટનાઓને પણ પરિમાણાત્મક લાક્ષણિકતાઓ હોય છે. દરેક સામાજિક-આર્થિક પદ્ધતિ ઉત્પાદનના વિકાસની અનુવર્તી કક્ષા અથવા પ્રમાણ ધરાવતી હોય છે. કોઈ પણ દેશ ઉત્પાદનની ચોક્કસ ક્ષમતા અને શ્રમ, કાચો માલ, તથા પાવર સંબંધી સાધનસંપત્તિ ધરાવતો હોય છે.

પરિમાણ અને ગુણ **એકતા** અંકિત કરે છે કારણ કે તેઓ એકની એક વસ્તુનાં બે પાસાંનું પ્રતિનિધિત્વ કરે છે. પરંતુ તેમની વચ્ચે મહત્ત્વના તફાવતો પણ હોય છે. ગુણમાં પરિવર્તન થાય તો વસ્તુમાં પરિવર્તન થાય છે, તે બીજી વસ્તુમાં પલટાઈ જાય છે. એથી ઊલટું, પરિમાણમાં અમુક મર્યાદાઓની અંદર પરિવર્તન થાય તો વસ્તુનું નોંધપાત્ર રૂપાંતર નથી થતું. મૂડીવાદી મિલકતને, એટલે કે મૂડીવાદના સૌથી વધારે મહત્ત્વના ગુણાત્મક લક્ષણને, નાબૂદ કરી નાખવામાં આવે અને તેના સ્થાને સમાજવાદી મિલકત સ્થાપવામાં આવે તો મૂડીવાદનું સ્થાન નૂતન અને ગુણાત્મક દૃષ્ટિએ નિરાળી પદ્ધતિ, સમાજવાદ, લઈ લેશે. પરંતુ હાલ મૂડીવાદી દુનિયામાં બને છે તેમ મૂડીવાદી મિલકતને વિસ્તારવામાં આવે, કેંદ્રિકૃત બનાવવામાં આવે, ઈજારદારીઓના નાનકડા જૂથ અથવા મૂડીવાદી રાજ્યને હસ્તક એકત્રિત કરવામાં આવે તો મૂડીવાદનું મૂડીવાદ તરીકેનું અસ્તિત્વ ખતમ ન જ થાય.

પરિમાણ તથા ગુણની એકતાને **પ્રમાણ** કહેવામાં આવે છે. પ્રમાણ એક જાતની સરહદ છે, માળખું છે, અને તેની અંદર જ વસ્તુ જેવી હોય તેવી રહે છે. એ પ્રમાણમાં, પરિમાણાત્મક અને ગુણાત્મક પાસાંના ચોક્કસ સમન્વયમાં, "ખલેલ" પડે તો વસ્તુમાં પરિવર્તન થઈ જાય છે, તે બીજી વસ્તુમાં પલટાઈ જાય છે. દાખલા તરીકે, પ્રવાહી સ્થિતિમાં પારાનું પ્રમાણ — ૩૯° સેન્ટીગ્રેડથી લઈને + ૩૫૭° સેન્ટીગ્રેડ હોય છે. પારો — ૩૯° સેન્ટીગ્રેડના ઠારમાં જમી જાય છે અને + ૩૫૭° સેન્ટીગ્રેડના તાપમાં ઊકળવા લાગે છે, વરાળમાં પલટાઈ જાય છે.

સામાજિક પરિઘટનાઓમાં પણ પરિમાણાત્મક અને ગુણાત્મક ચોક્કસપણું અંતર્ભૂત હોય છે.

મૂડીવાદ અને સમાજવાદ ગુણાત્મક દૃષ્ટિએ અસમાન પદ્ધતિઓ હોઈને વિકાસની ગતિશીલતા તથા કક્ષાને પ્રતિબિંબિત કરતી પોતપોતાની આગવી પરિમાણાત્મક વિશિષ્ટતાઓ, અમુક પરિઘટનાઓ તથા પાસાંની સ્થિતિના સૂચકો (ઉત્પાદક શક્તિઓ, આર્થિક વૃદ્ધિ દરો, શ્રમ સંબંધી સાધનસંપત્તિ, વસતિ, શિક્ષણ, સામાજિક પ્રબંધ, નિર્વાહની ન્યૂનતમ જરૂરિયાતો, ધંધાકીય ઈજાઓ, ગુના, ખાલી સમય, વગેરે), તેમ જ આર્થિક પેટા-વિભાગો તથા શાખાઓનાં પરસ્પર પ્રમાણો, સ્થિતિ (સંચય તથા વપરાશ, ઔદ્યોગિક તથા ખેતીવાડીનું ઉત્પાદન, વગેરે) ધરાવે છે. અહીંયાં એ હકીકતને પણ ગણતરીમાં લેવી જોઈએ કે મૂડીવાદ અને સમાજવાદનાં પરસ્પર વિરોધી ઉત્પાદન લક્ષ્યો તથા તેમનાં

અર્થતંત્રોની વિશિષ્ટતાઓને કારણે સમાજવાદી અને મૂડીવાદી પદ્ધતિઓ પોતપોતાનાં નિજી પરિમાણાત્મક લક્ષણોની હારમાળા ધરાવતી છે.

વળી ભારપૂર્વક ઉલ્લેખ જરૂરી કે સમાજના જીવનનાં વિવિધ પાસાંની પરિમાણાત્મક તથા ગુણાત્મક વિશિષ્ટતાઓનું આયોજિત અને સમતોલ રૂપાંતર સમાજવાદમાં લાક્ષણિક હોય છે.

અનુભૂતિમાં તેમ જ વાસ્તવિક પ્રવૃત્તિમાં પરિઘટનાઓનાં પરિમાણાત્મક તથા ગુણાત્મક પાસાંની એકતાને લક્ષમાં રાખવાની બાબત ખૂબ જ મહત્ત્વની છે.

## ૨. પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનો — વિકાસનો નિયમ

અમે અગાઉ નિર્દેશ કરી ચૂક્યા છીએ કે કોઈ વસ્તુનું પરિમાણ અમુક મર્યાદાઓની અંદર પરિવર્તન પામે ત્યાં સુધી તેની ગુણાત્મક સ્થિતિમાં પરિવર્તન નથી થતું. પરંતુ એ મર્યાદાઓ ઓળંગાઈ જાય અને પ્રમાણમાં "ખલેલ પડે" કે તરત જ દેખીતાં અનાવશ્યક પરિમાણાત્મક પરિવર્તનો અનિવાર્ય રીતે મૂળગામી ગુણાત્મક રૂપાંતર આણી દે છે. પરિમાણ ગુણમાં પલટાઈ જાય છે. માર્ક્સે લખ્યું છે કે "વિકાસની પ્રક્રિયા દરમિયાન ખાલી પરિમાણાત્મક ફેરફાર અમુક કક્ષાને પાર કરી જાય તો ગુણાત્મક પરિવર્તનોમાં પલટાઈ જાય છે."*

પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતર ભૌતિક જગતના વિકાસનો **સર્વવ્યાપી નિયમ** અંકિત કરે છે.

વધુમાં, ખુદ વિકાસ સૌપ્રથમ તો પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતર જ છે કારણ કે નીચી કક્ષામાંથી ઊંચી કક્ષામાં, પુરાણામાંથી નૂતનમાં, વસ્તુઓ તથા પરિઘટનાઓનું ગમન એ રૂપાંતર દરમિયાન થાય છે.

એ નિયમનું સર્વવ્યાપી સ્વરૂપ સમજવા માટે આપણે જોઈએ કે વાસ્તવિકતાનાં વિવિધ ક્ષેત્રોમાં તેની કામગીરી કેવી રીતે ચાલે છે.

આધુનિક વિજ્ઞાનમાં સાબિત થઈ ચૂક્યું છે કે કેટલાક "પ્રાથમિક" કણોનું તત્ત્વાંતર ગુણાત્મક દૃષ્ટિએ નિરાળા બીજા કણોમાં થઈ શકે છે. તેમના તત્ત્વાંતરની પ્રક્રિયા હંમેશાં અમુક પરિમાણાત્મક સંચય જોડે સંકળાયેલી હોય છે. કણો

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧, મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૨૯૨.

અમુક, પૂરતા પ્રમાણમાં ઊંચી, કક્ષાની શક્તિ ધરાવતા હોય તો જ એ પ્રક્રિયા થાય છે.

દ્રવ્યોનાં એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં સંખ્યાબંધ પરિવર્તનો (ઘનમાંથી પ્રવાહી, પ્રવાહીમાંથી વાયુ, વગેરે) પણ પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરના નિયમની બહોળી કામગીરીને વ્યક્ત કરે છે. દાખલા તરીકે, પાણીને ૧૦૦° સેન્ટીગ્રેડથી વધારે ગરમ કરવામાં આવે ત્યારે તે જુદા ગુણમાં, વરાળમાં, પલટાઈ જાય છે. વરાળના ગુણધર્મો પાણીના ગુણધર્મોથી નિરાળા છે. દાખલા તરીકે, મીઠું અને ખાંડ વરાળમાં નથી ઓગળતાં પરંતુ પાણીમાં ઓગળી જાય છે.

પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરનો નિયમ રાસાયણિક પ્રક્રિયાઓમાં સચોટ રીતે દેખાઈ આવે છે. મેન્દલેયેવનો આવર્ત નિયમ બતાવે છે કે રાસાયણિક તત્ત્વોના ગુણનો આધાર તેમના પરમાણુ કેંદ્રકના ધનભારના પરિમાણ ઉપર હોય છે. ધનભારમાં ચોક્કસ મર્યાદાઓની અંદરનું પરિમાણાત્મક પરિવર્તન રાસાયણિક તત્ત્વમાં કશાં ગુણાત્મક પરિવર્તનો નથી આણતું, પરંતુ એ પરિમાણાત્મક પરિવર્તનો અમુક કક્ષાએ પહોંચે ત્યારે નવા તત્ત્વની રચનામાં પરિણમે છે. એ રીતે, વિકિરણધર્મી વિઘટન દરમિયાન યુરેનિયમના કેંદ્રકના પરમાણવીય વજન તથા ધનભારમાં જેમ જેમ ઘટાડો થતો જાય તેમ તેમ આખરે તે ગુણાત્મક દૃષ્ટિએ નવા તત્ત્વમાં, સીસામાં, પલટાઈ જાય છે.

સામાન્ય રીતે, રસાયણવિજ્ઞાન દ્રવ્યોમાં પરિમાણાત્મક પરિવર્તનોના પરિણામે થતાં ગુણાત્મક રૂપાંતરોનું પરીક્ષણ કરે છે. દાખલા તરીકે, ઑક્સીજનના અણુમાં બે પરમાણુ હોય છે, પરંતુ તેમાં ઑક્સીજનનો વધુ એક પરમાણુ ઉમેરવામાં આવે કે તરત જ તે ઓઝોન, ગુણાત્મક દૃષ્ટિએ નવું રાસાયણિક દ્રવ્ય, બની જાય છે.

સજીવ જગતમાં પણ પરિમાણાત્મક પરિવર્તનો ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરિત થઈ જાય છે. જૈવિક આવર્તનના નિયમો અનુસાર એક કક્ષામાંથી બીજી કક્ષામાં પહોંચી જતી વનસ્પતિઓ તથા પ્રાણીઓના ચક્રીય વિકાસનું નિરીક્ષણ કરવામાં આવે તો હરદમ જોઈ શકાય કે ગુણમાં પરિવર્તનો પરિમાણાત્મક સંચયો પર અવલંબિત હોય છે. જૈવિક આવર્તનની ચોક્કસ કાલાનુક્રમી મર્યાદાઓ હોય છે, અને તેમાં પ્રકાશ, તાપ, ભેજ, વગેરેના પરિમાણમાં થતાં પરિવર્તનો કારણભૂત હોય છે. ભેજ, પ્રકાશ, અને તાપની ચોક્કસ માત્રાના પ્રભાવથી

બીજ દાંડીમાં પલટાઈ જાય છે. પરંતુ કણસલાના આવિષ્કાર તથા વિકાસ માટે એ કુદરતી ઘટકોનું જુદું પરિમાણાત્મક પ્રમાણ આવશ્યક બને છે. ઈંડાને ચોક્કસ તાપમાન ધરાવતો ચોક્કસ પરિમાણની ગરમી સમયના ચોક્કસ પરિમાણ દરમિયાન મળે તો જ તેમાંથી મરઘડાનો કે પંખીના બચ્ચાનો વિકાસ અને જન્મ થાય (ઈંડાં સેવતી કૂકડીનું સ્થાન લઈ લેતી સમતાપ-પેટીમાં એ ગુણાત્મક પ્રમાણોના જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવે છે).

સામાજિક વિકાસમાં પણ પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતર થાય છે. સમાજવાદી ક્રાંતિના પરિણામે મૂડીવાદમાંથી સમાજવાદમાં થતા સંક્રમણની ચોક્કસ પરિમાણાત્મક પૂર્વશરતો હોય છે: મૂડીવાદી સમાજમાં ઉત્પાદક શક્તિઓની વૃદ્ધિ, ઉત્પાદનના સામાજિક સ્વરૂપનો વિકાસ, ક્રાંતિકારી કામદારોની સંખ્યામાં વધારો, વગેરે.

યથાર્થ વાસ્તવિકતામાં કેવળ પરિમાણાત્મક પરિવર્તનોનું ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતર જ નહિ પરંતુ ગુણાત્મક પરિવર્તનોના પ્રભાવના પરિણામે પરિમાણમાં વૃદ્ધિની ઊલટી પ્રક્રિયા પણ જોવા મળે છે. સામાજિક પદ્ધતિમાં મૂળગામી પરિવર્તન, મૂડીવાદને સ્થાને સમાજવાદની સ્થાપના, વિવિધ પરિમાણોમાં અગત્યનાં પરિવર્તનો આણે છે: ઔદ્યોગિક તથા ખેતીવાડીના ઉત્પાદનના રાશિમાં વધારો, આર્થિક અને સાંસ્કૃતિક વિકાસના વધારે ઝડપી વેગો, રાષ્ટ્રીય આવકની વૃદ્ધિ, લોકોનાં સુખસગવડમાં વધારો, વગેરે.

એ રીતે, પરિમાણાત્મક અને ગુણાત્મક પરિવર્તનો પરસ્પર સંકળાયેલાં છે અને એકબીજાની ઉપર પ્રભાવ પાડે છે.

## વિકાસમાં સાતત્ય અને બિન-સાતત્યની (છલાંગની) એકતા

પરિમાણાત્મક પરિવર્તનો પ્રમાણમાં ધીમાં તથા સતત હોય છે પરંતુ ગુણાત્મક રૂપાંતરો બિન-સતત, છલાંગ જેવાં, હોય છે. એટલે વિકાસ બે ભિન્ન પરંતુ પરસ્પર સંકળાયેલાં રૂપો અથવા કક્ષાઓની—**સાતત્ય અને બિન-સાતત્યની (છલાંગની)**—એકતા તરીકે થાય છે.*

---

*સાતત્ય અને બિન-સાતત્ય કેવળ વિકાસમાં જ નહિ પરંતુ પદાર્થની સ્થિતિમાં પણ અંતર્ભૂત હોય છે. પદાર્થ અંગે આપણી જાણકારી મુજબ તેમાં તરંગ-મૂલક (સતત) અને કણિકા-મૂલક (બિન-સતત) ગુણધર્મો હોય છે.

વિકાસમાં **સાતત્ય** ધીમા અગમ્ય **પરિમાણાત્મક** સંચયની કક્ષા અંકિત કરે છે. તે વસ્તુના ગુણ ઉપર અસર નથી પાડતું પરંતુ તેમાં નજીવાં પરિમાણાત્મક પરિવર્તનો આણે છે, જે અસ્તિત્વમાં હોય તેને વધારવાની કે ઘટાડવાની પ્રક્રિયા અંકિત કરે છે.

**બિન-સાતત્ય** અથવા **છલંગ** વસ્તુમાં મૂળગામી **ગુણાત્મક** પરિવર્તનની કક્ષાને, પુરાણા ગુણનું નવા ગુણમાં રૂપાંતર થવાના સોપાન અથવા ગાળાને, અંકિત કરે છે. છૂપાં ધીમાં પરિમાણાત્મક પરિવર્તનોથી વિપરીત છલંગ વસ્તુના **ગુણમાં** ઓછાંવત્તાં દેખીતાં, પ્રમાણમાં ઝડપી, પરિવર્તનો અંકિત કરે છે. ગુણાત્મક રૂપાંતરો ક્રમવાર સંક્રમણની રીત ધારણ કરે ત્યારે પણ એ પરિવર્તનો પ્રમાણમાં ઝડપથી થાય છે.

ભૌતિક જગતના વિકાસમાં છલંગો આ મુજબ હોઈ શકે: અમુક "પ્રાથમિક" કણોમાંથી બીજા કણોની રચના, દ્રવ્યની સ્થિતિમાં પરિવર્તન, નવા રાસાયણિક તત્ત્વનો, વનસ્પતિ કે પ્રાણીની અગાઉ બિન-હયાત જાતિઓનો, અથવા નૂતન સામાજિક પદ્ધતિનો ઉદય, વગેરે. તેમાંથી દરેકમાં ચોક્કસ પરિમાણાત્મક સંચયનું પરિણામ અંકિત હોય છે.

છલંગ પુરાણાના ખાતમામાં અને નૂતન તથા પ્રગતિશીલના વિકાસમાં પરિણમતી હોય છે એટલે છલંગો વિકાસમાં પારાવાર મહત્ત્વ ધરાવે છે.

છલંગો સમાજના વિકાસમાં ખાસ મહત્ત્વ ધરાવે છે કારણ કે ઘણી વાર સામાજિક ક્રાંતિઓનું સ્વરૂપ અખત્યાર કરીને તેઓ પુરાણાને નાબૂદ કરી નાખે છે તથા નૂતન સામાજિક પદ્ધતિની સ્થાપના કરે છે, અને એ રીતે સામાજિક પ્રગતિના માર્ગેથી અવરોધોને હઠાવી દે છે.

વિકાસ હંમેશાં પરિમાણાત્મક (સતત) અને ગુણાત્મક (છલંગ જેવાં) પરિવર્તનોની એકતા તરીકે થતો હોય છે એટલે વાસ્તવિક પ્રવૃત્તિ તેમ જ અનુભૂતિમાં વિકાસની એ બેઉ કક્ષાઓને લક્ષમાં રાખવાનું આવશ્યક છે. તેમાંથી કોઈ પણ એકને અવગણવાનો અર્થ વિકાસની પ્રક્રિયાને વિકૃત બનાવી દેવાનો છે, આધિભૌતિકવાદમાં સરી પડવાનો છે.

આધિભૌતિકવાદીઓનું વલણ ગુણાત્મક પરિવર્તનોના અસ્તિત્વને નકારી કાઢવાનું અને વિકાસને ઉતારી પાડીને ખાલી અગમ્ય પરિમાણાત્મક સંચય તરીકે ગણાવી દેવાનું છે. જીવવિજ્ઞાનના ક્ષેત્રે એવી સમજણનું ઉદાહરણ **પૂર્વરચનાવાદમાં** જોવા મળે છે. એ સિદ્ધાંતના નિરૂપકો દલીલ કરે છે કે ગર્ભ પૂર્ણ વિકસિત પરિપક્વ જીવ હોય છે, પરંતુ સૂક્ષ્મ અવસ્થામાં હોય છે. તેમની દૃષ્ટિએ જીવનો

વિકાસ ગર્ભની સાદી વૃદ્ધિ, તેના કદનું વિસ્તરણ, અંકિત કરે છે. પરંતુ વાસ્તવમાં ગર્ભના વિકાસ દરમિયાન તેમાં ગહન ગુણાત્મક પરિવર્તનો થાય છે.

મૂડીવાદી વિચારકો સામાજિક વિકાસનો ખુલાસો આપવાની કોશિશ કરતી વેળા ચિંતનની એવી આધિભૌતિકવાદી રીત અપનાવે છે. તેઓ સામાજિક વિકાસને છલંગો અથવા ક્રાંતિઓ વગર ખાલી સાતત્ય તરીકે સમજે છે. એ રીતે તેઓ સમાજવાદી ક્રાંતિની આવશ્યકતાને નકારે છે અને મૂડીવાદી પદ્ધતિને ચાલુ રાખવાની કોશિશ કરે છે.

સામાજિક વિકાસમાં છલંગોને નકારવાનું આધિભૌતિકવાદી વલણ સુધારણાવાદમાં અંતર્ભૂત છે. મૂડીવાદી વિચારકોની જેમ જ સુધારણાવાદીઓ સમાજમાં ગુણાત્મક પરિવર્તનોની આવશ્યકતાને નકારે છે. તેઓ સમાજવાદી ક્રાંતિના માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતના વિરોધમાં મૂડીવાદનું ક્રમિક રૂપાંતર, "કાયાપલટ", સમાજવાદમાં કરી નાખવાનો વિચાર રજૂ કરે છે. એ રીતે તેઓ કામદાર વર્ગને ક્રાંતિકારી સંઘર્ષના માર્ગથી, સમાજવાદી પરિવર્તનના એકમાત્ર શક્ય માર્ગથી, જુદી દિશામાં વાળે છે.

પરિમાણાત્મક પરિવર્તનોને અવગણવાનું, વિકાસને ઉતારી પાડીને ખાલી છલંગો તરીકે ગણાવી દેવાનું, સાતત્યમાં ભંગ પાડવાનું વલણ પણ એટલું જ ગલત છે. ઓગણીસમી સદીના ફ્રેંચ વિજ્ઞાની ક્યુવ્યેએ એવું વલણ અપનાવ્યું હતું. તેની માન્યતા મુજબ, પૃથ્વી પર કોઈ જાતની કપોળકલ્પિત હોનારતો એક પછી એક થયેલી અને તેના પરિણામે વનસ્પતિઓ તથા પ્રાણીઓની તમામ પુરાણી જાતિઓનું સ્થાન નવી જાતિઓએ લઈ લીધું હતું. એ ઉપરાંત, તેણે અલોપ થઈ ગયેલી અને નવી જાતિઓ વચ્ચે કશા સંબંધને નકારી કાઢ્યો હતો.

પરિમાણાત્મક પરિવર્તનોને નકારવાનું વલણ **અરાજકતાવાદના**, માર્ક્સવાદનો વિરોધ કરતા નિમ્ન-મૂડીવાદી વહેણના, સૈદ્ધાંતિક આધારની કામગીરી બજાવે છે. અરાજકતાવાદીઓ બળો એકત્રિત કરવાના, લોકોને સંગઠિત કરવાના તથા ક્રાંતિકારી કદમ માટે ધીરે ધીરે તૈયાર કરવાના, લાંબા ગાળાના ખંતીલા કાર્યની હાંસી ઉડાવે છે. અરાજકતાવાદીઓની લાક્ષણિક કાર્યનીતિ અવિચારી સાહસવૃત્તિ અને કાવતરાબાજીની હોય છે. એથી કામદાર આંદોલનને ગંભીર હાનિ પહોંચી છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદ વિકાસનાં સતત અને છલંગ જેવાં રૂપોના, ખાસ કરીને સામાજિક વિકાસમાં તેમની એકતાના, કુશળતાભર્યા પૃથક્કરણનો તકાદો કરે છે. સમાજના વિકાસમાં છલંગ અથવા ક્રાંતિ નિર્ણાયક હોય છે એટલે

૬*

મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણ ધીમાં પરિમાણાત્મક પરિવર્તનો કે સુધારાઓ મારફત નહિ પરંતુ કેવળ મૂડીવાદી સમાજના ગુણાત્મક રૂપાંતર મારફત જ, સમાજવાદી ક્રાંતિ મારફત જ, થઈ શકે.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી સુસંગત ક્રાંતિકારી પાર્ટી છે. એ હકીકતની સાબિતી તેના પરાક્રમી ઈતિહાસમાં જોવા મળે છે. તેણે છેક આરંભથી જ સમાજના ક્રાંતિકારી રૂપાંતરનું ધોરણ અપનાવ્યું હતું, અને મૂડીવાદને ખતમ કરી નાખવા માટે તથા ગુણાત્મક દૃષ્ટિએ નૂતન સમાજવાદી પદ્ધતિને વિજયી બનાવવા માટે મહેનતકશ લોકોના સંઘર્ષની આગેવાની કરીને તેને અડગતાથી અમલમાં મૂક્યું હતું.

પરંતુ ક્રાંતિની સર્વાંગી તૈયારી ન કરવામાં આવી હોય તો તે વિજયી ન બને. એટલે પાર્ટીએ ખંતથી ક્રાંતિની વર્ગ-સેનાનું ઘડતર કર્યું, બળોની જમાવટ કરી, અને નિર્ણાયક ક્રાંતિકારી ઊથલપાથલ માટે જરૂરી સંજોગો પેદા કર્યા. તેનું ઝળકતું ઉદાહરણ મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિની તૈયારી અને સમાપનમાં અંકિત છે. પાર્ટીએ ઝારશાહી અમલના અત્યંત મુશ્કેલ સંજોગોમાં પ્રવૃત્તિ ચલાવીને કામદારોને સંગઠિત કર્યા અને વૈચારિક દૃષ્ટિએ પોલાદી બનાવ્યા, બળો એકત્રિત કર્યાં અને મહેનતકશ લોકોના બહોળા વિભાગોમાં અસર જમાવી દીધી. ક્રાંતિકારી કદમ માટે સાનુકૂળ સંજોગો પેદા થઈ ગયા ત્યારે પાર્ટીએ મૂડીવાદની વિરુદ્ધ હલ્લામાં, સમાજની ક્રાંતિકારી પુનર્ઘટનાના માર્ગે, હિંમતથી કામદાર વર્ગ તથા તેના સંગાથીઓની આગેવાની કરી.

એટલે, **પરિમાણાત્મક તથા ગુણાત્મક ચોક્કસતા, પરિમાણ તથા ગુણ, તમામ વસ્તુઓ તથા પરિઘટનાઓમાં અંતર્ભૂત હોય છે. પરિમાણ અને ગુણ પરસ્પર સંકળાયેલાં હોય છે, વિકાસની પ્રક્રિયામાં અગમ્ય ધીમાં પરિમાણાત્મક પરિવર્તનો મૂળભૂત ગુણાત્મક પરિવર્તનોમાં પલટાઈ જાય છે. એવો પલટો છલાંગનું રૂપ ધારણ કરે છે.**

પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરના દ્વંદ્વાત્મક નિયમનું સારતત્ત્વ એવું છે.

છલાંગ પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરનું સર્વવ્યાપી અનિવાર્ય રૂપ છે. પરંતુ જગતમાં અત્યંત વિવિધ વસ્તુઓ તથા પરિઘટનાઓ અસ્તિત્વમાં હોય છે એટલે છલાંગોમાં પણ વૈવિધ્ય હોય છે. હવે અમે એ સવાલની વિગતવાર છણાવટ કરીશું.

## ૩. પુરાણા ગુણમાંથી નવા ગુણમાં પરિવર્તનનાં રૂપોનું વૈવિધ્ય

કોઈ પણ છલાંગનું મૂળભૂત લક્ષણ વિકાસમાં મૂળગામી પલટાનું, નવા ગુણના ઘડતરનું, હોય છે. પરંતુ જુદી જુદી વસ્તુઓમાં એ પલટો, પુરાણા ગુણમાંથી નવા ગુણમાં પરિવર્તન, જુદી જુદી રીતે, વિવિધ રૂપોમાં, થાય છે. છલાંગનું રૂપ બતાવે છે કે પુરાણામાંથી નૂતનમાં સંક્રમણ **કેવી રીતે, કેવા પ્રકારે,** થાય છે—ઝડપથી, પૂર્ણ રૂપે, એકીવેળાએ કે ધીરે ધીરે, તબક્કાઓમાં. કેટલીક છલાંગો **એકાએક** અને **ઝડપથી** આવે છે, તેમાં પુરાણો ગુણ પૂર્ણ રૂપે અને એકીવેળાએ નવા ગુણમાં પલટાઈ જાય છે.

બીજી છલાંગો ઓછી ઝડપી હોય છે અને એટલી એકાએક નથી આવતી. એવા દાખલામાં પુરાણા ગુણનું નવા ગુણમાં સંક્રમણ એકીવેળાએ તથા પૂર્ણ રૂપે નહિ પરંતુ તબક્કાઓમાં થાય છે. પુરાણા ગુણનાં તત્ત્વો **ધીરે ધીરે** વિલય પામે છે અને તેમનું સ્થાન નવા ગુણનાં તત્ત્વો એમ જ ધીરે ધીરે લઈ લે છે. ધીરે ધીરે **ગુણાત્મક** પરિવર્તન અંકિત કરતી એવી છલાંગને ધીરે ધીરે થતા **પરિમાણાત્મક** સંચય જોડે ગૂંચવી ન નાખવી જોઈએ. એવી છલાંગ પણ ભલે ગમે એટલી ધીરી હોવા છતાં પરિમાણના અત્યંત વેગીલા પરિવર્તન કરતાં તો ઘણું વધારે ઝડપી અને અધિક ધ્યાનાકર્ષક પરિવર્તન અંકિત કરતી હોય છે. એ ઉપરાંત, ધીરે ધીરે થતાં પરિમાણાત્મક પરિવર્તનો વસ્તુના સારતત્ત્વ ઉપર, સ્વરૂપ ઉપર, અસર નથી પાડતાં પરંતુ દરેક છલાંગ, ધીરી હોય તોપણ, હંમેશાં વિકાસમાં નિર્ણાયક પલટો અંકિત કરે છે, વસ્તુનું રૂપાંતર કરે છે અને તેને ગુણાત્મક દૃષ્ટિએ નવી વસ્તુમાં પલટાવી નાખે છે.

છલાંગના રૂપનો આધાર શાની ઉપર હોય છે?

તેનો આધાર સૌપ્રથમ તો વિકાસ પામી રહેલી પરિઘટનાનાં **રૂપલક્ષણો** ઉપર હોય છે. દરેક પરિઘટનાનું નિરાળી, નવી પરિઘટનામાં પરિવર્તન ખાસ રીતે થાય છે. દાખલા તરીકે, અમુક "પ્રાથમિક" કણોનું નિરાળા કણોમાં તત્ત્વાંતર વિસ્ફોટ દ્વારા થાય છે. ઈલેક્ટ્રોન અને પોઝિટ્રોન પૂરતી ઊંચી કક્ષાની શક્તિઓની સ્થિતિમાં અથડાય કે તરત ઝબકારો (વિસ્ફોટ) થાય છે, જે બતાવે છે કે મૂળ કણોનું નિરાળા કણોમાં (ફોટોન) તત્ત્વાંતર થઈ ગયું છે. અમુક રાસાયણિક તત્ત્વો પરમાણુ કેંદ્રકોના ભારમાં વધારા કે ઘટાડા દરમિયાન એવી જ તાત્કાલિક રીતે નિરાળાં તત્ત્વોમાં રૂપાંતર પામે છે.

સજીવ પ્રકૃતિમાં છલંગો જાણે નિયમ અનુસાર ધીરા સ્વરૂપની હોય છે. નવી જાતિઓના ઉદયનો આધાર સામાન્ય રીતે વાતાવરણ ઉપર હોય છે. પરંતુ વાતાવરણમાં પરિવર્તન ધીમા વેગે, ક્રમવાર, થાય છે. મુખ્યત્વે એ કારણે જ વનસ્પતિઓ તથા પ્રાણીઓની નવી જાતિઓ એકાએક નહિ પરંતુ વિકાસની લાંબી પ્રક્રિયા દરમિયાન ઉદ્ભવ પામે છે. એ પ્રક્રિયા દરમિયાન જીવો પલટાયેલા વાતાવરણને અનુરૂપ નવાં લક્ષણો ધીરે ધીરે ધારણ કરતા જાય છે તથા પેઢી દર પેઢી સુપરત કરતા જાય છે, અને નવા સંજોગોને અનુરૂપ ન રહ્યાં હોય એવાં પુરાણાં લક્ષણો ગુમાવતા જાય છે.

આપણે જાણીએ છીએ કે માનવીનો ઉદય પણ ઉત્ક્રાંતિ દરમિયાન થયો છે. માનવસમ વાનરમાંથી માનવીમાં રૂપાંતર ધીરે ધીરે થયું હોવા છતાં, એ રૂપાંતર જ સૌથી મોટી છલંગ, પ્રાણીજગતના વિકાસમાં મૂળગામી પલટો, અંકિત કરતું હતું. એથી માનવ સમાજના ઉદય અને વિકાસના યુગનો આરંભ થયો.

છલંગના રૂપનો આધાર પરિઘટનાના વિકાસના **સંજોગો** ઉપર હોય છે. દાખલા તરીકે, વિકિરણધર્મી વિઘટન દરમિયાન કેટલાંક રાસાયણિક તત્ત્વોનાં કેંદ્રકોનું નિરાળાં, વધારે હલકાં, કેંદ્રકોમાં તત્ત્વાંતર થાય છે, અને એ પ્રક્રિયાની સાથે સાથે પરમાણુ શક્તિ તાપીય શક્તિમાં પલટાય છે. એ પરિવર્તન સંજોગો અનુસાર વિસ્ફોટનું રૂપ (પરમાણુ બૉંબ) ધારણ કરે અથવા પરમાણુ શક્તિ ધીરે ધીરે તાપમાં ફેરવાઈ જાય (પરમાણુ પાવર મથકોનાં રિએક્ટરોની બાબતમાં બને છે તેમ).

સામાજિક વિકાસમાં પુરાણા ગુણમાંથી નવા ગુણમાં સંક્રમણ ઝડપી તથા ઝંઝાવાતી પરિવર્તનોનું અથવા ધીમાં ક્રમિક પરિવર્તનોનું રૂપ ધારણ કરી શકે.

રશિયાની ૧૯૧૭ની ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ, ઇતિહાસમાં મહાનતમ ગુણાત્મક પલટો અંકિત કરતી ઘટના, માનવજાતિના વિકાસમાં નવા યુગનો, સમાજવાદ તથા સામ્યવાદના યુગનો, આરંભ કરનારી ઘટના, ઝડપી અને ઝંઝાવાતી છલંગ હતી. રૂસી સર્વહારા વર્ગે કિસાનોની જોડે એકસંપી સાધીને એ હથિયારબંધ વિદ્રોહ મારફત એક જ ફટકો લગાવીને મૂડીદાર વર્ગના રાજકીય શાસનને ખતમ કરી નાખ્યું અને સત્તા કબજે કરી લીધી.

સોવિયેત યુનિયનની સાંસ્કૃતિક ક્રાંતિમાં બીજા રૂપની છલંગ અંકિત હતી, નવી સમાજવાદી સંસ્કૃતિમાં ક્રાંતિકારી સંક્રમણ અંકિત હતું. પરંતુ તેને તત્કાળ નહોતી સાધી લેવામાં આવી, સાર્વજનિક શિક્ષણમાં મૂળગામી સુધારણા તથા

લોકસમુદાયોની રાજકીય કેળવણી તેમ જ નૂતન સમાજવાદી બુદ્ધિજીવીઓના ઉદય માટે સાનુકૂળ સંજોગો પેદા કરતા સમાજવાદી નિર્માણની સાથે સાથે, ધીરે ધીરે, સાધવામાં આવી હતી.

વાસ્તવિક પ્રવૃત્તિમાં છલંગોનાં વિશિષ્ટ લક્ષણોને ધ્યાનમાં રાખવાની બાબત બહુ મહત્ત્વની છે. એ વિશિષ્ટ લક્ષણોને પારખી લીધા વગર તો પુરાણામાંથી નૂતનમાં સંક્રમણની ખરી રીતો ઘડી કાઢવાનું અશક્ય જ છે.

વિવિધ દેશોમાં મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણનાં રૂપોને સવાલ વર્તમાન સમયે ખાસ મહત્ત્વનો છે. કોઈ પણ દેશની અંદર સમાજવાદમાં સંક્રમણ કેવળ સમાજવાદી ક્રાંતિ મારફત જ સાધી શકાય. ગુણાત્મક છલંગ વગર, ક્રાંતિ વગર, સમાજવાદમાં સંક્રમણ અશક્ય છે. પરંતુ દરેક અલગ દેશમાં ક્રાંતિની રીતોનો આધાર સંબંધિત દેશના વિકાસની કક્ષા, કામદાર વર્ગ તથા તેના સંગાથીઓની તાકાત અને સંગઠન, લોકોની પરંપરાઓ તથા રીતરિવાજો, મૂડીદાર વર્ગની તાકાત અને પ્રતિકાર, તેમ જ બીજી સંખ્યાબંધ આંતરિક તથા બાહ્ય બાબતો ઉપર હોય છે.

સોવિયેત યુનિયન તથા બીજા સમાજવાદી દેશોમાં સમાજવાદના નિર્માણનો અનુભવ બતાવે છે કે જુદા જુદા દેશોમાં સમાજવાદી ક્રાંતિનો વિકાસ એકસરખો ન હોઈ શકે, અને ભવિષ્યમાં વિકાસનાં રૂપોની વિવિધતા નિરંતર વધતી રહેશે.

## ૪. સમાજવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણ દરમિયાન ગુણાત્મક પરિવર્તનોનાં રૂપલક્ષણો

સામ્યવાદી સમાજના વિકાસના બે તબક્કા હોય છે—સમાજવાદ અને સામ્યવાદ.

સમાજવાદ અને સામ્યવાદ એક જ સામાજિક-આર્થિક સંઘટનના બે તબક્કા છે, આર્થિક વિકાસ અને સામાજિક સંબંધોની પરિપક્વતાની કક્ષાની બાબતમાં એકબીજાથી જુદા પડતા બે તબક્કા છે. બેઉ તબક્કા ઉત્પાદનનાં સાધનોની સાર્વજનિક માલિકીના રૂપમાં સમાન પાયો ધરાવે છે, અને એ કારણે લોકોમાં સહકાર તથા પરસ્પર સહાયના સંબંધો અને એક જ સામ્યવાદી વિચારસરણી ધરાવે છે. સમાજના આયોજિત પ્રમાણસર વિકાસનો નિયમ

સમાજવાદ અને સામ્યવાદ ઉભયમાં ચાલુ રહે છે: સામાજિક ઉત્પાદનનું લક્ષ્ય (મહેનતકશ લોકોની ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરિયાતો પૂરી સંતોષવાનું), અને લક્ષ્ય સિદ્ધ કરવાની રીતો (અદ્યતન ટેક્નોલોજીના આધારે ઉત્પાદનના ક્ષેત્રે સતત વિકાસ તથા સુધારણાની), સમાજવાદ અને સામ્યવાદમાં એકસમાન હોય છે.

સાથે સાથે જ, સમાજવાદ અને સામ્યવાદ વચ્ચે ગુણાત્મક તફાવતો હોય છે. સામ્યવાદમાં સામ્યવાદી સંઘટનની ઉચ્ચતર તથા સર્વોત્તમ કક્ષા અંકિત છે. સામ્યવાદમાં યંત્રીકરણ તથા સ્વચાલનનું ધોરણ અસાધારણ રૂપે ઊંચું હશે. ઉત્પાદનની કક્ષા પૂરતા પ્રમાણમાં ઊંચી હશે કે જેથી સમાજ માટે "દરેક પાસેથી તેની શક્તિ મુજબ, દરેકને તેના કામ મુજબ"ના સમાજવાદી વહેંચણી સિદ્ધાંતમાંથી "દરેક પાસેથી તેની શક્તિ મુજબ, દરેકને તેની જ જરૂરિયાતો મુજબ"ના સામ્યવાદી સિદ્ધાંતમાં પરિવર્તન શક્ય બનશે. શ્રમના સ્વરૂપમાં પણ ભારે ફરક પડી જશે. સમાજના તમામ સભ્યોમાં સહિયારા કલ્યાણ માટે મરજિયાત અને પોતપોતાની શક્તિઓ અનુસાર કામ કરવાની આંતરિક ઉત્સુકતા વિકાસ પામશે.

સામ્યવાદના વિજયથી કેવળ અર્થતંત્રમાં જ નહિ પરંતુ સામાજિક સંબંધો, જીવનની રીત, અને લોકોની ચેતનામાં પણ મહત્ત્વનાં ગુણાત્મક પરિવર્તનો થશે. શહેરો અને ગામો વચ્ચેના તાત્ત્વિક તફાવતો ખતમ થઈ જશે, અને પછી શારીરિક તથા માનસિક શ્રમ વચ્ચેના તફાવતોને નાબૂદ કરી નાખવામાં આવશે. દેશમાં તમામ નાગરિકો સામ્યવાદી સમાજના મહેનતકશ માનવીઓ બની રહેશે. સામ્યવાદમાં રાજ્યનો વિલય થઈ જશે અને સમાજવાદી રાજ્ય વિકાસ પામીને સામ્યવાદી સાર્વજનિક સ્વશાસનમાં પલટાઈ જશે.

એવાં ગહનગામી ગુણાત્મક રૂપાંતરોમાં સમય લાગે છે, પરંતુ તેમનો સૌથી પહેલો આધાર ચોક્કસ ભૌતિક, રાજકીય, અને બૌદ્ધિક પૂર્વશરતો ઉપર હોય છે: ખૂબ વિકસિત ભૌતિક અને ટેકનિકલ પાયો, કોઈ જાતના શોષણથી મુક્ત લોકો વચ્ચે ઉત્તમ કોટિના સામાજિક સંબંધો, ઉત્કૃષ્ટ બૌદ્ધિક સંસ્કૃતિ, અને લોકોમાં ઊંચી કક્ષાની સભાનતા. એવા બધા સંજોગો **કેવળ સમાજવાદી નિર્માણ દરમિયાન** જ પેદા થઈ શકે એટલે વિકાસની સમાજવાદી કક્ષાને પાર કર્યા વગર મૂડીવાદમાંથી સામ્યવાદની સર્વોચ્ચ કક્ષામાં સીધી છલાંગ અશક્ય છે. "માનવજાતિ મૂડીવાદમાંથી સીધી તો કેવળ સમાજવાદ, એટલે કે ઉત્પાદનનાં સાધનોની

સામાજિક માલિકી અને દરેક વ્યક્તિના કામના પરિમાણ મુજબ પેદાશોની વહેંચણી, સુધી જ પહોંચી શકે."*

સામ્યવાદ સુસ્થાપિત અને પરિપક્વ સમાજવાદમાંથી જ **સ્વાભાવિક તથા આવશ્યક** રીતે ઉદય પામે છે અને તેની મહાન આર્થિક તથા સાંસ્કૃતિક સિદ્ધિઓના આધારે વિકસે છે. આજે વિકસિત સમાજવાદી સમાજ સામ્યવાદનાં વાસ્તવિક તથા દૃશ્ય લક્ષણો ધારણ કરી ચૂક્યાં છે: શ્રમનાં સામ્યવાદી રૂપો, ઉત્પાદનની સંઘટના, અને મહેનતકશ લોકોની ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરિયાતો સંતોષવાનાં સાર્વજનિક રૂપોનો વિકાસ ઝડપથી થઈ રહ્યો છે. એવાં સામ્યવાદી લક્ષણોનો વિકાસ અને સુધારણા ચાલુ રહેશે.

સામ્યવાદમાં સંક્રમણ સમાજવાદી અર્થતંત્ર તથા સંસ્કૃતિની સિદ્ધિઓના જતન તથા સુધારણાના આધારે થાય છે. એટલે જ તેમાં સામાજિક પરિવર્તન નથી થતું, એકાએક છલંગ નથી આવતી, પરંતુ ક્રમવાર, તબક્કાવાર, પ્રક્રિયા ચાલતી હોય છે. લેનિને લખ્યું છે કે "સમાજવાદ અનિવાર્ય રીતે ધીરે ધીરે સામ્યવાદમાં વિકાસ પામે જ."**

દાખલા તરીકે, વહેંચણીના સામ્યવાદી સિદ્ધાંતમાં સંક્રમણ તત્કાળ નહિ પરંતુ તબક્કાઓમાં થશે. શરૂઆતમાં લોકોનાં ભૌતિક સુખસગવડનો ઉત્કર્ષ એવી કક્ષાએ પહોંચી જશે કે સમાજના **સઘળા** સભ્યો માટે ભૌતિક સુખસગવડની જિંદગી સુનિશ્ચિત બને. આગળ જતાં, સામ્યવાદના ભૌતિક તથા ટેકનિકલ આધારનું સર્જન થઈ જાય ત્યારે, સમગ્ર વસતિ માટે ભૌતિક લાભો વિપુલ પ્રમાણમાં મોજૂદ હશે અને સમાજ જરૂરિયાતો મુજબ વહેંચણીના સિદ્ધાંતના અમલની નિકટતામાં પહોંચી જશે.

વહેંચણીના સમાજવાદી સિદ્ધાંતમાંથી સામ્યવાદી સિદ્ધાંતમાં ક્રમિક વિકાસ, કામ મુજબ વહેંચણીના વિકાસ તથા સુધારણાની સાથે સાથે, સમાજના સઘળા સભ્યોને કશા વળતર વગર વહેંચી દેવામાં આવતાં સાર્વજનિક ભંડોળોની વૃદ્ધિના આધારે થાય છે. ભૌતિક અને સાંસ્કૃતિક લાભોનો સારો એવો હિસ્સો તો ક્યારનો સાર્વજનિક ભંડોળો મારફત વહેંચવામાં આવી રહ્યો છે. તેમાં શિક્ષણ,

---

*વ્લા. ઇ. લેનિન, 'આપણી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૪, પૃષ્ઠ ૮૪-૮૫, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૬૪.

**વ્લા. ઇ. લેનિન, 'આપણી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૪, પૃષ્ઠ ૮૫-૮૬, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૬૪.

સાર્વજનિક આરોગ્ય, સાંસ્કૃતિક સુવિધાઓ, ખેલકૂદ, વગેરેના સંબંધમાં રાજ્યનું ખર્ચ સામેલ છે. ભવિષ્યમાં, સામ્યવાદના ભૌતિક તથા ટેકનિકલ આધારનું સર્જન જેમ જેમ આગળ ધપતું જશે તેમ તેમ, વહેંચણીનું એ રૂપ એકધારું વિકસતું જશે અને ધીરે ધીરે કામ મુજબ વહેંચણીના સમાજવાદી સિદ્ધાંતનું સ્થાન લઈ લેશે.

સોવિયેત નાગરિકના શ્રમનો ભાગ તથા અંગ બની ચૂકેલાં નૈતિક ઉત્તેજનો પણ ધીરે ધીરે વર્ચસ્વી બનશે. સાર્વજનિક સંગઠનોના હાથમાં રાજ્ય કારોબારની સોંપણી અને સામ્યવાદનું નિર્માણ કરનારાઓની મનોવૃત્તિ તથા જીવનરીતિનું નવઘડતર પણ તત્કાળ નહિ થઈ જાય.

એ રીતે, સમાજવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણ તો સમાજવાદી સામાજિક સંબંધોની સુધારણા તથા વિકાસની, ધીરે ધીરે જીવનનાં પુરાણાં રૂપોના વિલય તથા નવાં રૂપોના ઉદયની, તેમના પરસ્પર ગુંફન તથા અવલંબનની, પ્રક્રિયા છે. એવું તબક્કાવાર સંક્રમણ અનુચિત ઉતાવળ જોડે, સાનુકૂળ સમય આવતાં પહેલાં જ સામ્યવાદના સિદ્ધાંતોના અમલ જોડે, કોઈ રીતે મેળ નથી ખાતું. આવશ્યક ભૌતિક અને બૌદ્ધિક પૂર્વશરતો જેમ જેમ સિદ્ધ થતી જશે તેમ તેમ આર્થિક વિકાસ, સામાજિક સંઘટન, તથા જીવન પદ્ધતિનાં નવાં રૂપોનો મૂળિયાં એક પછી એક, ક્રમવાર, ઊંડાં ઊતરતાં જશે.

સામ્યવાદમાં સંક્રમણનું ક્રમવાર સ્વરૂપ નિયમોના આધારે સંચાલિત હોય છે અને ખુદ સમાજવાદી પદ્ધતિનાં રૂપલક્ષણોના આધારે જ નિર્ધારિત થાય છે. સમાજવાદમાં સામ્યવાદ તરફ સમાજની આગેકૂચનો વિરોધ કરતાં વર્ગ-પરિબળો હોતાં જ નથી. એ આગેકૂચ દરમિયાન ઉદ્‌ભવ પામતા આંતરવિરોધોને વખતસર પારખી તથા નિવારી લેવાની બાબતને પાર્ટી તથા સોવિયેત રાજ્યની સભાન પ્રવૃત્તિ સુનિશ્ચિત બનાવી દે છે. એટલે સમાજના જીવનમાં સામાજિક ઊથલપાથલો તથા અણધાર્યાં પરિવર્તનોની શક્યતા જ નથી રહેતી, વિકાસ ક્રમવાર અને મૂડીવાદી સમાજની લાક્ષણિક મંદીઓ વગર થતો રહે છે.

વિકાસના ક્રમવાર સ્વરૂપમાં ધીમો વેગ કોઈ રીતે સૂચિત નથી. એથી ઊલટું, સામ્યવાદમાં સંક્રમણ તો આર્થિક તથા સાંસ્કૃતિક પ્રગતિની પ્રવેગિત પ્રક્રિયા છે. ભવિષ્યમાં એ પ્રક્રિયા ઉત્પાદક શક્તિઓના વિકાસની ઊંચી કક્ષાના આધારે, તેમ જ સામ્યવાદના નિર્માણમાં લાખોકરોડો મહેનતકશ ઇન્સાનોની નિરંતર વધતી જતી સામેલગીરીના આધારે, એથીયે વધારે ઝડપથી વિકાસ પામશે.

# નિષેધના નિષેધનો નિયમ

નિષેધના નિષેધનો નિયમ ભૌતિક જગતના વિકાસની **સામાન્ય** દિશાને, વલણને, પ્રકાશમાં આણે છે.

એ નિયમનું સારતત્ત્વ અને મર્મ સમજવા માટે આપણે સૌપ્રથમ તો જાણી લેવું જોઈએ કે **દ્વંદ્વાત્મક નિષેધ** એટલે શું, અને વિકાસમાં તેનું સ્થાન શું છે.

## ૧. દ્વંદ્વાત્મક નિષેધ અને વિકાસમાં તેની ભૂમિકા

વાસ્તવિકતાના દરેક ક્ષેત્રમાં પોતાની આયુ-મર્યાદાને પાર કરી ચૂકેલા પુરાણાનો વિલય અને નૂતન તથા અગ્રગામીનો ઉદય સતત ચાલુ હોય છે. પુરાણાનું સ્થાન નૂતન લઈ લે, મરણશરણનું સ્થાન નવોદિત લઈ લે, એ પ્રક્રિયા જ વિકાસ બની રહે છે. અને પુરાણામાંથી ઉદ્ભવ પામતું નૂતન પુરાણાને હરાવી દે, એ પ્રક્રિયાને **નિષેધ** કહેવામાં આવે છે.

તત્ત્વજ્ઞાનમાં "નિષેધ" શબ્દ હેગેલે દાખલ કર્યો હતો, પરંતુ તેણે તેમાં આદર્શવાદી અર્થ ભરી દીધો હતો. તેની દૃષ્ટિએ, નિષેધનું અસ્તિત્વ વિચારોના, ચિંતનના, વિકાસમાં હતું.

માર્ક્સ અને એંગેલ્સે "નિષેધ" શબ્દ ચાલુ રાખ્યો પરંતુ તેનો અર્થ ભૌતિકવાદી રીતે ઘટાવ્યો. તેમણે બતાવી આપ્યું કે નિષેધ તો ખુદ ભૌતિક વાસ્તવિકતાના વિકાસનો અંતર્ગત ભાગ છે. માર્ક્સે લખ્યું છે કે "કોઈ પણ ક્ષેત્ર પોતાના અસ્તિત્વનાં પુરાણાં રૂપોનો નિષેધ ન કરે ત્યાં સુધી તેમાં વિકાસ થઈ શકે જ નહિ."* દાખલા તરીકે, પૃથ્વીના પોપડાનો વિકાસ સંખ્યાબંધ ભૂસ્તરીય મહાકલ્પોમાંથી પસાર થયો છે, પુરોગામી યુગના આધારે ઉદય પામતો દરેક નવો યુગ પુરાણાના ચોક્કસ નિષેધનું પ્રતિનિધિત્વ કરે છે. સજીવ જગતમાં પણ વનસ્પતિ કે પ્રાણીની દરેક નવી જાતિ પુરાણાના આધારે ઉદય પામે છે અને સાથે સાથે તેના નિષેધનું પ્રતિનિધિત્વ કરે . સમાજનો ઇતિહાસ પણ નવી સામાજિક વ્યવસ્થા તરફથી પુરાણી સામાજિક વ્યવસ્થાના નિષેધોની

---

* કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૨, પૃષ્ઠ ૨૯૭.

હારમાળા અંકિત કરે છે: ગુલામ-માલિકીના સમાજ તરફથી આદિમ સામ્યવાદનો, સામંતશાહી તરફથી ગુલામ-માલિકીના સમાજનો, મૂડીવાદ તરફથી સામંતશાહીનો, અને સમાજવાદ તરફથી મૂડીવાદનો નિષેધ. જ્ઞાન અને વિજ્ઞાનના વિકાસમાં પણ નિષેધ અંતર્ભૂત છે. દરેક નવો સુધારિત વૈજ્ઞાનિક સિદ્ધાંત પુરાણા, ઓછા વિકસિત, સિદ્ધાંતનો નિષેધ કરે છે.

નિષેધ વસ્તુ કે પરિઘટનામાં બહારથી દાખલ કરવામાં આવેલું કશુંક નહિ પરંતુ વસ્તુ કે પરિઘટનાના પોતાના આંતરિક વિકાસનું પરિણામ અંકિત કરે છે. વસ્તુઓ તેમ જ પરિઘટનાઓ આંતરવિરોધી હોય છે અને પોતપોતાનાં આંતરિક વિરોધી તત્ત્વોના આધારે વિકાસ પામે છે, તેઓ પોતાના વિનાશના, નૂતન ઉચ્ચતર ગુણની સ્થિતિમાં પહોંચી જવાના, સંજોગોનું સર્જન ખુદ કરે છે. નિષેધમાં આંતરિક વિરોધો મારફત પુરાણાનો પરાભવ, વસ્તુઓ તેમ જ પરિઘટનાઓનો સ્વયં વિકાસ, સ્વયં ગતિ, અંકિત હોય છે. એ રીતે, સમાજવાદ મૂડીવાદનું સ્થાન લઈ લે છે કારણ કે તે મૂડીવાદી પદ્ધતિના આંતરિક નિજી આંતરવિરોધોનો ઉકેલ આણે છે. એ આંતરવિરોધો વધારે ઊંડા અને ઉગ્ર બનતા જાય એટલે આખરે સમાજવાદી ક્રાંતિ મારફત ઉકેલાઈ જાય છે.

## નિષેધની દ્વંદ્વવાદી અને આધિભૌતિકવાદી સમજણ

નિષેધના સારતત્ત્વની સમજણની બાબતમાં દ્વંદ્વવાદ અને આધિભૌતિકવાદ એકબીજાથી જુદા પડે છે. આધિભૌતિકવાદ ભૌતિક વાસ્તવિકતાના વિકાસની પ્રક્રિયાનો ખોટો અર્થ ઘટાવીને માને છે કે નિષેધ એટલે પુરાણાને તિલાંજલિ, તેનો નિરપેક્ષ ખાતમો. લેનિને નિષેધની એવી સમજણને "પોકળ" તથા "નિરર્થક" ગણાવી છે કારણ કે તેમાં અધિક વિકાસની શક્યતાને નકારવામાં આવે છે.

સોવિયેત સત્તાનાં આરંભનાં વર્ષોમાં અસ્તિત્વમાં રહેલાં નિમ્ન-મૂડીવાદી વહેણના 'સર્વહારા સંસ્કૃતિ'ના સમર્થકો નિષેધને એવી રીતે સમજતા હતા. તેઓ એવા ધોરણની હિમાયત કરતા હતા કે મૂડીવાદી પદ્ધતિમાં ઉદય પામેલી સંસ્કૃતિને તિલાંજલિ આપી દેવી જોઈએ અને નૂતન સર્વહારા વર્ગીય સંસ્કૃતિનું સર્જન સાવ નવેસરથી, શૂન્યમાંથી, કરવું જોઈએ. નિષેધની એવી વિભાવનાથી

વિકાસને પ્રવેગ તો ન જ મળ્યો પરંતુ ઊલટી બેહદ હાનિ પહોંચી. એટલે જ કોમ્યુનિસ્ટ પાર્ટીએ તથા લેનિને એવા વિચારોની ટીકા કરી અને ભૂતકાળના સાંસ્કૃતિક વારસાને ઉપયોગમાં લેવાની આવશ્યકતા નિર્દેશિત કરી. તેમણે સમજાવ્યું કે એ વારસાના ટીકાત્મક સ્વીકરણ મારફત જ ખરેખરી સર્વહારા વર્ગીય સમાજવાદી સંસ્કૃતિનું સર્જન શક્ય છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદ દ્વંદ્વાત્મક નિષેધના ખરા સારતત્ત્વને પ્રકાશમાં આણે છે. માર્ક્સવાદી દ્વંદ્વવાદમાં "પોકળ" તથા "નિરર્થક" નિષેધ નહિ પરંતુ ઈષ્ટને જાળવી રાખતું, જોડાણનું, વિકાસનું, સોપાન બની રહેતો નિષેધ લાક્ષણિક છે.

દ્વંદ્વાવાદમાં નિષેધનું અર્થઘટન એવા આધારે કરવામાં આવે છે કે નૂતન પુરાણાને તદ્દન ખતમ નથી કરી નાખતું પરંતુ તેમાંથી ઉત્તમને જાળવી રાખે છે, વાસ્તવમાં જાળવી રાખવા ઉપરાંત અપનાવી લે છે અને નવી ઉચ્ચતર કક્ષાએ લઈ જાય છે. એ રીતે, ઊંચી કક્ષાના જીવો જેના આધારે ઉદય પામ્યા હોય એ નીચી કક્ષાના જીવોનો નિષેધ કરતી વેળા તેમની નિજી કોશિકીય સંરચનાને, પ્રતિબિંબનના વરણાત્મક સ્વરૂપને, તથા અન્ય લક્ષણોને જાળવી રાખે છે. પુરાણી સામાજિક પદ્ધતિનો નિષેધ કરતી નવી સામાજિક પદ્ધતિ તેની ઉત્પાદક શક્તિઓને, વિજ્ઞાન તથા ટેક્નોલોજી તેમ જ સંસ્કૃતિની સિદ્ધિઓને, જાળવી રાખે છે. જ્ઞાન તથા વિજ્ઞાનમાં પણ નૂતન અને પુરાણાનું જોડાણ એવી જ રીતે અસ્તિત્વમાં હોય છે.

એ રીતે, વિકાસમાં **સાતત્યની**, નૂતન અને પુરાણા વચ્ચે જોડાણની, સ્વીકૃતિ નિષેધની માર્ક્સવાદી સમજણનું લક્ષણ અંકિત કરે છે. પરંતુ ધ્યાનમાં રાખવું જ જોઈએ કે નૂતન પુરાણાને પૂરેપૂરું, જેવું હોય તેવું, કદી નથી અપનાવી લેતું, તેમાંથી કેવળ અમુક તત્ત્વો કે અંશો લઈ લે છે, વળી તેમને પોતાની અંદર યંત્રવત્ નથી સમાવી લેતું પરંતુ આત્મસાત કરી લે છે, પોતાનાં રૂપલક્ષણો અનુસાર રૂપાંતરિત કરી નાખે છે. માર્ક્સવાદી દ્વંદ્વવાદ માનવજાતિના ભૂતકાળના અનુભવ અંગે ટીકાત્મક વલણને અને એ અનુભવના સર્જનાત્મક ઉપયોગને—પલટાયેલા સંજોગો તથા ક્રાંતિકારી પ્રવૃત્તિનાં નવાં કર્તવ્યો ચોકસાઈથી લક્ષમાં રાખવાની બાબતને—આવશ્યક ગણે છે. દાખલા તરીકે, માર્ક્સવાદી તત્ત્વજ્ઞાને પુરોગામી દાર્શનિક પ્રણાલીઓના પ્રગતિશીલ વિચારોને જેમના તેમ સ્વીકારી ન લીધા પરંતુ તેમના સંબંધમાં નવેસરથી કામગીરી કરીને તેમને વિજ્ઞાન તથા વાસ્તવિક પ્રવૃત્તિની નવી સિદ્ધિઓ વડે વધારે સમૃદ્ધ બનાવ્યા,

અને તત્ત્વજ્ઞાનને વિજ્ઞાન તરીકે ગુણાત્મક દૃષ્ટિએ નવી ઉચ્ચતર કક્ષાએ પહોંચાડી દીધું.

કામદાર વર્ગ અને તેની માર્ક્સવાદી પાર્ટી ભૂતકાળની સર્વોત્તમ સિદ્ધિઓના અત્યંત જાગરૂક રખેવાળની કામગીરી બજાવે છે. સર્વહારા વર્ગ સત્તા કબજે કરી લીધા પછી ગત યુગોની સઘળી સિદ્ધિઓને ચતુરાઈથી ઉપયોગમાં લે છે એટલું જ નહિ પરંતુ નવા સમાજના નિર્માણ દરમિયાન અર્થતંત્ર, વિજ્ઞાન, તથા સંસ્કૃતિનાં બધાં ક્ષેત્રોમાં પારાવાર પ્રગતિ પણ સાધે છે.

## ૨. વિકાસનું પ્રગતિશીલ સ્વરૂપ

### પ્રગતિ તરીકે વિકાસ

એટલે આપણે જોયું કે નિષેધના પરિણામે એક અથવા બીજો આંતરવિરોધ ઉકેલાઈ જાય છે, પુરાણાનો ખાતમો અને નૂતનનો ઉદય થાય છે. પરંતુ એથી શું વિકાસનો અંત આવી જાય છે? ના, નૂતનના ઉદયથી વિકાસ અટકી નથી જતો. કશુંયે નૂતન સદા નૂતન નથી રહેતું. તે વિકાસ પામતી વેળા કશાક અધિક નૂતન તથા અધિક પ્રગતિશીલના ઉદયના પૂર્વસંજોગો પેદા કરે છે. એ પૂર્વસંજોગો અને પરિસ્થિતિ પૂર્ણ રૂપે અસ્તિત્વમાં આવી જાય ત્યારે ફરી નિષેધ થાય છે. તેમાં **નિષેધનો નિષેધ**, એટલે કે અગાઉ પુરાણાનો પરાભવ કરનારનો નિષેધ, અંકિત હોય છે. એ રીતે નૂતનનું સ્થાન કશુંક અધિક નૂતન લઈ લે છે. પછી એ બીજા નિષેધના પરિણામનોયે વળી નિષેધ, પરાભવ, થાય છે, અને એમ અનંત ચાલતું જ રહે છે. એ રીતે, વિકાસમાં એક પછી એક અસંખ્ય નિષેધોની, પુરાણાને સ્થાને નૂતનની સ્થાપના અથવા નૂતન તરફથી પુરાણાના પરાભવની, અનંત પ્રક્રિયા અંકિત છે.

વિકાસની દરેક ઉચ્ચતર કક્ષા નીચી કક્ષાઓમાં જે કંઈ કાલગ્રસ્ત બની ચૂકેલું હોય તેનો જ નિષેધ કરે છે અને સાથે સાથે પુરોગામી કક્ષાઓની સિદ્ધિઓને અપનાવી લે છે તથા તેમાં ઉમેરો કરે છે, એટલે વિકાસ સમગ્ર રૂપમાં **પ્રગતિશીલ** બની રહે છે. પ્રગતિમાં દ્વંદ્વાત્મક વિકાસની લાક્ષણિક સામાન્ય દિશા અંકિત છે.

વાસ્તવિકતાનાં બધાં ક્ષેત્રોમાં પ્રગતિ થતી રહે છે. હવે અમે આપણી પૃથ્વી પરના પ્રગતિશીલ વિકાસની સામાન્ય રૂપરેખા રજૂ કરીશું.

અમે જણાવી ચૂક્યા છીએ કે સૂર્યમંડળના પૃથ્વી સમેત બધા ગ્રહોની રચના જે પ્રાથમિક પદાર્થમાંથી થયેલી તે સાદામાં સાદાં રાસાયણિક દ્રવ્યો ધરાવતો વાયુ-રજ પદાર્થ હતો. પ્રકૃતિના વિકાસ દરમિયાન એ દ્રવ્યો વધારે ને વધારે જટિલ બનતાં ગયાં. તેના પરિણામે જીવંત, સજીવ, પ્રકૃતિ ઉદ્ભવ પામી: પ્રાગ્-કોશિકીય રૂપોમાંથી કોશ, એકકોશી જીવોમાંથી બહુકોશી જીવો અને પછી વધારે જટિલ પ્રાણીઓ, તેમની ઉત્ક્રાંતિના પરિણામે માનવસમ હસ્તીઓનો ઉદ્ભવ અને આગળ જતાં માનવીનો ઉદય. માનવીના ઉદયથી સામાજિક વિકાસની પ્રક્રિયા શરૂ થઈ. સમાજના પ્રગતિશીલ વિકાસની ક્રમિક કક્ષાઓ આ મુજબ હતી: આદિમ-સામુદાયિક, ગુલામ-માલિકીની, સામંતશાહીની, મૂડીવાદી, અને સમાજવાદી પદ્ધતિઓ.

સમાજની પ્રગતિની મુખ્ય વિશિષ્ટતા **વિકાસના વેગમાં સતત વૃદ્ધિની** છે. માનવીના વિકાસની પ્રક્રિયાનો આરંભ લગભગ દસ લાખ વર્ષો પહેલાં થયો હતો. વર્તમાન માનવીનો ઈતિહાસ અમુક સહસ્ર-દશક વર્ષો પૂરતો જ મર્યાદિત છે એટલે આપણે કલ્પના કરી શકીએ કે માનવીના ઉદયની પ્રક્રિયા કેટલી ધીમી હતી. ગુલામ-માલિકીના તથા સામંતશાહીના સમાજોમાં પ્રગતિ વધારે વેગીલી હતી, પરંતુ તે પણ કેટલાય સહસ્ર વર્ષો સુધી ખેંચાતી રહી હતી. મૂડીવાદનો વિકાસ સામંતશાહીથી ઘણી વધારે ઝડપે થયો હતો. સમાજવાદમાં સંક્રમણથી આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસના વેગમાં પારાવાર વૃદ્ધિ થઈ છે. એ વિકાસ ભવિષ્યમાં, સામ્યવાદ આખી દુનિયામાં વિજયી બની જશે ત્યારે, માનવજાતિ પ્રગતિને અવરોધતા મૂડીવાદી સંબંધોથી છુટકારો મેળવી લેશે અને સમગ્ર પ્રયાસો પ્રકૃતિનાં બળોને નાથી લેવામાં, જીવનસંજોગો સુધારવામાં તથા માનવીનો અધિકાધિક વિકાસ સાધવામાં કેંદ્રિત કરવાની શક્યતા હાંસલ કરી લેશે ત્યારે, અભૂતપૂર્વ વેગે આગળ ધપશે.

## વિકાસનું સર્પિલ સ્વરૂપ

વિકાસનું પ્રગતિશીલ સ્વરૂપ નિષેધના નિષેધ સંબંધી નિયમનું મુખ્ય લક્ષણ છે પરંતુ એકમાત્ર લક્ષણ નથી. એ નિયમ વિકાસને સીધી રેખાએ ગતિ તરીકે નહિ પરંતુ પાર થઈ ચૂકેલી કક્ષાઓનું ચોક્કસ **પુનરાવર્તન** અંકિત કરતી, અમુક પ્રમાણમાં ભૂતકાળમાં પ્રત્યાગમન અંકિત કરતી, અત્યંત જટિલ **સર્પિલ** પ્રક્રિયા

તરીકે ગણાવે છે. લેનિને દ્વંદ્વાત્મકતાનું એ મહત્ત્વનું લક્ષણ નિર્દેશિત કરતાં લખ્યું છે કે "પાર થઈ ચૂકેલી કક્ષાઓનું જાણે પુનરાવર્તન કરતો હોય પરંતુ નિરાળી રીતે, ઉચ્ચતર આધારે ('નિષેધનો નિષેધ') પુનરાવર્તન કરતો હોય એવો વિકાસ, સમજો કે સીધી રેખાએ નહિ પરંતુ સર્પાકારે ચાલતો હોય એવો વિકાસ."*

વિકાસનું સર્પિલ સ્વરૂપ વાસ્તવિકતાનાં વિવિધ ક્ષેત્રોમાં જોવા મળે છે. મેન્દેલેયેવનો આવર્ત નિયમ અજીવ પ્રકૃતિમાં કદાચ તેની એક અત્યંત સચોટ અભિવ્યક્તિ છે.

આપણે જાણીએ છીએ કે મેન્દેલેયેવના આવર્ત નિયમમાં રાસાયણિક તત્ત્વોની ગોઠવણી તેમનાં પરમાણુ કેંદ્રકોના ધનભારના પરિમાણ મુજબ કરવામાં આવી છે. તેઓ આવર્તકાલ અને શ્રેણીઓ રચે છે અને તેમાં આપણને ગુણધર્મોનું ચોક્કસ પુનરાવર્તન નજરે પડે છે. આપણે લીથિયમથી શરૂ થતા બીજા આવર્તકાલનો દાખલો લઈએ. લીથિયમ ચોક્કસ સ્પષ્ટ ધાતુઈ ગુણધર્મો ધરાવતું તત્ત્વ છે, અલ્કલી ધાતુ છે. લીથિયમને અનુસરતાં તત્ત્વોમાં કેંદ્રકનો ધનભાર જેમ જેમ વધે તેમ તેમ ધાતુઓના લાક્ષણિક ગુણધર્મો ઘટે છે અને બિન-ધાતુઈ ગુણધર્મો ધીરે ધીરે વધે છે. આવર્તકાલના અંતમાં આપણને લાક્ષણિક ઉપધાતુ (બિન-ધાતુ) ફ્લુઓરીન અને અક્રિય ગૅસ નિઓન જોવા મળે છે. ત્યાર પછીનો ત્રીજો આવર્તકાલ વળી અલ્કલી ધાતુથી (સોડિયમ) શરૂ થાય છે અને બિન-ધાતુ ક્લોરીન તથા અક્રિય ગૅસ આર્ગન સાથે પૂરો થાય છે. ત્યાર પછીના આવર્તકાલોમાં એવું જ પુનરાવર્તન થાય છે અને તેમાં બિન-ધાતુઈ ગુણધર્મો તરફથી ધાતુઈ ગુણધર્મોનો નિષેધ થાય છે, પછી તેના અનુગામી આવર્તકાલમાં ધાતુઈ ગુણધર્મો તરફથી વળી બિન-ધાતુઈ ગુણધર્મોનો નિષેધ થાય છે. એ રીતે, દેખીતું પુરાણામાં પ્રત્યાગમન, નિષેધનો નિષેધ, થાય છે.

તત્ત્વોની એ પદ્ધતિનું કાચું આલેખન ઊંચે જતા, ઉખેળાતા, સર્પાકાર ગૂંચળા તરીકે કરી શકાય. ગુણધર્મોનું પુનરાવર્તન વધતા જતા સમયાંતરે (પહેલા આવર્તકાલમાં બે તત્ત્વો, બીજા આવર્તકાલમાં આઠ તત્ત્વો, અને એ રીતે આગળ) થાય છે અને તે દરેક કક્ષાએ ગુણાત્મક દૃષ્ટિએ જુદા આધારે ચાલે છે: દરેક નવા આવર્તકાલનાં તત્ત્વો અધિક કેંદ્રક ધનભાર, વધારે જટિલ સંરચના, તથા નવા ગુણધર્મો ધરાવતાં હોય છે.

---

*વ્લા. ઈ. લેનિન, 'કાર્લ માર્ક્સ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૧, પૃષ્ઠ ૫૪, મોસ્કો, ૧૯૬૪.

સજીવ જગતમાં પણ સર્પિલ વિકાસ થાય છે. એંગેલ્સે એ નિયમની કામગીરી જવના દાણાના વિકાસનો દાખલો આપીને બતાવી છે. દાણો સાનુકૂળ સંજોગોમાં ગોઠવાઈ જાય એટલે તેમાંથી દાંડી ઊગે છે. એ હકીકતમાં દાણાનો નિષેધ અંકિત છે. પછી દાંડીએ નવા દાણાઓનું કણસલું ઊગે છે. નવા દાણા દાંડીનો નિષેધ — નિષેધનો નિષેધ — અંકિત કરે છે. સાથે સાથે જ, આરંભબિંદુમાં, દાણામાં, ચોક્કસ પ્રત્યાગમન થાય છે, પરંતુ નવા આધારે થાય છે. નવા દાણા મૂળ દાણાથી કેવળ પરિમાણાત્મક દૃષ્ટિએ (એકને બદલે દસ કે વીસ) જ નહિ પરંતુ ઘણી વાર ગુણધર્મોની બાબતમાં પણ નિરાળા હોય છે. અહીંયાં વિકાસ સર્પિલ રૂપમાં થાય છે. શરૂઆત એક જ દાણાથી થાય છે, તેમાંથી કેટલાય દાણા ઊગે છે, પછી એ દાણા વળી એથીયે મોટી સંખ્યામાં બીજા દાણા પેદા કરે છે, અને એ રીતે આગળ ચાલતું રહે છે.

સામાજિક જીવનમાં પણ સર્પિલ વિકાસ થાય છે. આદિમ-સામુદાયિક પદ્ધતિમાં સામાજિક સંઘટનનું પ્રથમ રૂપ અંકિત હતું. એ સમાજ વર્ગો વગરનો અને એકદમ આદિમ કક્ષાનાં ઓજારોની સહિયારી માલિકી ઉપર આધારિત હતો. આગળ જતાં ઉત્પાદનના વિકાસના પરિણામે એ પદ્ધતિનો નિષેધ વર્ગો ધરાવતા, ગુલામ-માલિકીના, સમાજ તરફથી થયો. પછી ગુલામ-માલિકીની પદ્ધતિનું સ્થાન સામંતશાહીએ લઈ લીધું, અને તેનો નિષેધ મૂડીવાદ તરફથી થયો. મૂડીવાદના સ્થાને સમાજવાદ, સામ્યવાદનો પહેલો તબક્કો, આવી ગયો છે. તેમાં પણ એક પ્રકારનો નિષેધનો નિષેધ જ છે, આરંભના બિંદુએ ચોક્કસ અર્થમાં પ્રત્યાગમન છે, પરંતુ ગુણાત્મક દૃષ્ટિએ નવા આધારે.

નિષેધના નિષેધનો અર્થ ચોક્કસ આવર્તિતાનો છે, પદાર્થના પ્રગતિશીલ વિકાસમાં પુનરાવર્તનનો છે. પરંતુ અમારે ભારપૂર્વક જણાવવું જોઈએ કે વિકાસની પુરોગામી કક્ષાઓનું પુનરાવર્તન પુરાણામાં વસ્તુગત પ્રત્યાગમન નથી હોતું પરંતુ નૂતનનો ઉદય હોય છે, એ નૂતન ઘણી વાર પુરાણા જોડે ખાલી બાહ્ય, રૂપનું, સામ્ય ધરાવતું હોય છે પરંતુ તેનું સારતત્ત્વ તદ્દન નિરાળું હોય છે. મેન્દેલેયેવની સારણીનો ત્રીજો આવર્તકાલ શરૂ કરતું સોડિયમ લીથિયમની જેમ અલ્કલી ધાતુઓના જૂથનું હોય છે પરંતુ વધારે જટિલ સંરચના તથા આગવા નિજી ગુણધર્મો ધરાવતું હોય છે.

સમાજવાદમાં પ્રવર્તિત સામાજિક માલિકી જાણે આદિમ સમાજની સામુદાયિક માલિકીને ફરી અસ્તિત્વમાં આણે છે, પરંતુ એકદમ નવા ભૌતિક

અને બૌદ્ધિક આધારે. તેની સરખામણી આદિમ-સામુદાયિક પદ્ધતિ જોડે કોઈ રીતે ન જ થઈ શકે.

એ રીતે, વિકાસ નૂતન તરફથી પુરાણાના, ઉચ્ચ તરફથી નીચલાના, નિષેધ મારફત થાય છે. પુરાણાનો નિષેધ કરતું નૂતન તેનાં ઇષ્ટ લક્ષણોને જાળવી રાખે છે તથા વિકસાવે છે એટલે વિકાસ પ્રગતિશીલ સ્વરૂપ ધારણ કરે છે. તેની સાથે સાથે જ, વિકાસ સર્પિલ રૂપે આગળ ધપે છે. તેની ઉચ્ચ કક્ષાઓએ નીચલી કક્ષાઓનાં અમુક પાસાં તથા લક્ષણોનું પુનરાવર્તન થાય છે.

નિષેધના નિષેધ સંબંધી દ્વંદ્વાત્મક નિયમનું સારતત્ત્વ એવું છે.

## ૩. નિષેધના નિષેધ સંબંધી નિયમ સમાજવાદમાં કેવી રીતે ચાલે છે

નિષેધના નિષેધ સંબંધી નિયમ સમાજવાદમાં પણ ચાલુ રહે છે, પરંતુ વિશિષ્ટ રીતે.

સમાજવાદી માલિકીનું વર્ચસ્વ, પરસ્પર વિરોધી વર્ગોની ગેરહાજરી, અને સોવિયેત જનતાની સામાજિક-રાજકીય તથા વૈચારિક એકતાને કારણે સોવિયેત સમાજમાં નિષેધનાં સામાજિક ક્રાંતિ, વર્ગો વચ્ચેની લડાઈઓ, તથા અણધાર્યા રાજકીય વિસ્ફોટો જેવાં, પરસ્પર વિરોધી વર્ગો ધરાવતા સમાજોમાં લાક્ષણિક બની રહેતાં, રૂપોની શક્યતા બિલકુલ નથી રહેતી.

સમાજવાદમાં પુરાણું દેખીતી રીતે નવા સંજોગો તથા કર્તવ્યોને અનુરૂપ ન રહે ત્યારે જ, તેના પરાભવની વસ્તુગત પૂર્વશરતો પરિપક્વ બની જાય ત્યારે જ, તેનો નિષેધ થાય છે. સોવિયેત જનતા કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત સરકારની આગેવાની હેઠળ પુરાણાના સ્થાને, પ્રગતિને જે કંઈ અવરોધતું હોય તેના સ્થાને, નૂતનની સ્થાપના સભાન રીતે કરે છે. સોવિયેત યુનિયનમાં જૂની ઢબની યંત્રસામગ્રીની જગ્યાએ નવી બહેતર યંત્રસામગ્રીની ગોઠવણી, ઉત્પાદનની સંઘટના તથા આર્થિક પ્રબંધનાં જૂનાં રૂપોના સ્થાને નવાં રૂપોની સ્થાપના, વગેરેની પ્રક્રિયા અવિરત ચાલતી રહે છે. પુરાણા તથા કાલગ્રસ્તાનો નિષેધ સમાજવાદી સમાજના આર્થિક, રાજકીય, તથા વૈચારિક આધારોને વધારે મજબૂત બનાવે છે અને તેના પ્રગતિશીલ વિકાસનું મહત્ત્વનું એક ઘટક અંકિત કરે છે.

સમાજવાદી સમાજનો વિકાસ એકધારી પ્રગતિ અને સામ્યવાદની દિશામાં જોશીલી આગેકૂચ અંકિત કરે છે. સમાજવાદમાં નિષેધના નિષેધ સંબંધી નિયમની કામગીરીની મુખ્ય વિશિષ્ટતાઓમાંની એક એવી છે.

સોવિયેત સંઘ, દુનિયાનો પ્રથમ સમાજવાદી દેશ, સામાજિક પ્રગતિનો સર્વમાન્ય ધ્વજવાહક છે. જગતના મહેનતકશ લોકો તેને બિરદાવે છે અને અધિક તેજસ્વી તથા સુખમય જીવનની પોતાની આશાઓને તેની જોડે સાંકળી લે છે.

તેની અભૂતપૂર્વ પ્રગતિના સ્રોતો સમાજવાદી પદ્ધતિના સ્વરૂપમાં જ છે, સામ્યવાદના મહાન વિચારોમાં જ છે. સમાજવાદી નિર્માણના મહાન ધ્યેયમાં સોવિયેત જનતા માટે બેહદ અટપટાં કર્તવ્યો પાર પાડવાનું શક્ય બનાવનારી સર્જન પ્રતિભા તથા પારાવાર શક્તિનો અખૂટ ઝરો અંકિત છે.

મૂડીવાદી દેશોમાં પણ અલ્પકાલીન પ્રગતિ અમુક પ્રમાણમાં બેશક થાય છે, અને સંજોગો સાનુકૂળ હોય તો સારો એવો વેગ ધારણ કરી લે છે. પરંતુ એ પ્રગતિ મર્યાદિત અને એકાંગી હોય છે. મૂડીવાદી ઉદ્યોગની જે શાખાઓ માલિકોને મોટા નફા અપાવે તેને અગ્રસ્થાન આપવામાં આવે છે. આ બાબત લશ્કરી ઠેકાઓ સંબંધી કામ કરતા પ્લાંટોને ખાસ લાગુ થાય છે. મૂડીવાદી સમાજમાં પ્રગતિના ગાળાઓ પછી કારમી મંદીના, કટોકટીના, ગાળાઓ આવે છે.

**એથી ઊલટું, સમાજવાદી સમાજમાં** આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં **પ્રગતિ અવિરત થતી** રહે છે. સોવિયેત સંઘમાં વૃદ્ધિના ઊંચા દરો એ હકીકતની સચોટ સાબિતી પૂરી પાડે છે.

સોવિયેત સંઘમાં ઔદ્યોગિક વૃદ્ધિના દરો અધિક ઉદ્યોગીકૃત મૂડીવાદી દેશો કરતાં સારી પેઠે ઊંચા છે. સોવિયેત સંઘને ઔદ્યોગિક ઉત્પાદન વધારીને ૩૦ ગણું કરવામાં ચાળીસ વર્ષ લાગ્યાં હતાં, પરંતુ અમેરિકા, બ્રિટન, તથા જર્મનીને એટલી જ પ્રગતિ સાધવામાં ૮૦થી ૧૫૦ વર્ષ લાગ્યાં હતાં. વળી એ ચાળીસ વર્ષ દરમિયાન સોવિયેત સંઘને અર્થતંત્રમાં કારમી તારાજી આણનારાં તથા વિકાસ અવરોધનારાં ભયંકર યુદ્ધો લડવાં પડ્યાં હતાં.

સોવિયેત સત્તાની સ્થાપના પછી ખેતીવાડીમાં જબ્બર પરિવર્તનો થયાં છે. જમાનાનું પછાત, નાની ચીજોનું ઉત્પાદન કરનારું, કિસાન અર્થતંત્ર હવે વિશાળ પાયાનું સમાજવાદી અર્થતંત્ર બની ગયું છે, અને ઉદ્યોગને કાચા માલના તથા વસતિને ખોરાકની વસ્તુઓના નિરંતર વધારે ને વધારે જથ્થા પૂરા પાડવાનું સામર્થ્ય ધરાવે છે.

૯*

સોવિયેત વિજ્ઞાન અને સંસ્કૃતિ સંખ્યાબંધ મહાન સિદ્ધિઓનો યશ ધરાવે છે. બહુ લાંબા સમય પહેલાંની વાત નથી કે જ્યારે દેશ પછાત દશામાં સબડતો હતો અને લગભગ ૮૦ ટકા વસતિ નિરક્ષર હતી. હવે સોવિયેત સંઘ સાર્વજનીન અક્ષરજ્ઞાનનો દેશ બની ગયો છે, અને સાર્વજનીન માધ્યમિક શિક્ષણ મુખ્યત્વે અમલમાં મુકાઈ ગયું છે. સોવિયેત યુનિવર્સિટીઓ તથા વિદ્યાલયોમાં લાખો માણસોને તાલીમ આપીને ઉચ્ચ કક્ષાની યોગ્યતાઓ ધરાવતા વિશેષજ્ઞો બનાવવામાં આવે છે. સોવિયેત વિજ્ઞાનના ક્ષેત્રે મહાન સિદ્ધિઓ થઈ છે. પૃથ્વી તથા સૂર્યના કૃત્રિમ ઉપગ્રહો, પ્રબળ અવકાશ રૉકેટો તથા આંતરગ્રહીય અવકાશયાનો, પરમાણુ પાવર પ્લાંટો, અને સોવિયેત નાગરિકોએ સિદ્ધ કરેલાં ઇતિહાસનાં પ્રથમ વિજયી સમાનવ કક્ષીય અવકાશ ઉડાનો સોવિયેત સંઘની પારાવાર વૈજ્ઞાનિક પ્રગતિની સાબિતીઓ પૂરી પાડે છે અને વિજયી આગેકૂચ કરતા સામ્યવાદની સર્જન શક્તિનાં પ્રતીકો છે.

પરંતુ સમાજવાદમાં પ્રગતિ સીધી રેખાએ ચાલતી હોવાની ધારણા ગલત ગણાય. તેમાં પણ વિકાસ સર્પિલ સ્વરૂપનો હોય છે અને સમાજિક જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં પાર થઈ ચૂકેલી કક્ષાઓનું ચોક્કસ પુનરાવર્તન થાય છે.

એ બાબત ખાસ કરીને સોવિયેત સંઘમાં આર્થિક સંચાલન, લોકશાહી, સમાજવાદી સ્પર્ધા, સંસ્કૃતિ, સાર્વજનિક શિક્ષણ, તથા બીજાં ક્ષેત્રોને લાગુ થાય છે. તેમાં કેટલાંક વર્તમાન રૂપો તથા રીતો પુરાણાનું પુનરુત્થાન તથા વિકાસ અંકિત કરે છે, પરંતુ નવા, વધારે ગહન, તથા વધારે બહોળા આધારે. એથી એ રૂપો તથા રીતો વધારે પૂર્ણ વિકાસ પામે છે તથા અધિકતમ કાર્યક્ષમ બને છે.

એટલે એ નિરપેક્ષ પુનરાવર્તન નથી, પુરાણાની યંત્રવત્ નકલ નથી, પરંતુ ગુણાત્મક દૃષ્ટિએ નવી સ્થિતિ છે, ઇષ્ટ અનુભવની જાળવણી સાથે ઉચ્ચતર કક્ષામાં સંક્રમણ છે.

દાખલા તરીકે, સોવિયેત રશિયામાં ૧૯૧૯માં આયોજવામાં આવેલા પ્રથમ સામ્યવાદી સુબ્બોત્નીકમાં ઉત્પાદનના સામૂહિક સંઘટન સમક્ષ ઉપસ્થિત ઉત્પાદન કર્તવ્યોની ત્વરિત સિદ્ધિનો ઉદ્દેશ હતો. તેમાં કામ દરમિયાન કામદારોની જાંનિસાર જહેમતો અંકિત હતી. મોસ્કોના રેલવે કારખાનામાં કામદારોના એક જૂથે છુટ્ટીના સમય દરમિયાન વગર મહેનતાણે ઍંજિનો તથા ડબ્બાઓની મરામત કરી અને માલ લાદવા તથા ઉતારવાનું કામ કર્યું. એ કામમાં કામદારોના શ્રમની ઉત્પાદકતા રોજિંદા કામ કરતાં વધારે હતી. લેનિનનું ધ્યાન એ સુબ્બોત્નીક તરફ ખેંચાયું. અને તેમણે એ કામગીરીને "મહાન પ્રારંભ" તરીકે બિરદાવી.

પરંતુ આગળ જતાં "સામ્યવાદી સુબ્બોત્નીકોનું" આયોજન મુખ્યત્વે સહાયક કામગીરીઓ માટે થવા લાગ્યું. તેમાં ઉત્પાદનની ઈમારતો તથા ચોગાનો, શહેરી રહેણાક વિસ્તારો, બાંધકામનાં સ્થળો, વગેરેની સફાઈ જેવાં કામ કરવામાં આવતાં. આર્થિક અવ્યવસ્થા સામે લડાઈ તથા આર્થિક પુનરુત્થાનના ગાળાઓમાં એવું કદમ વાજબી હતું. પરંતુ સમાજવાદી ઉત્પાદન મક્કમ બની ગયું ત્યારે એવા સુબ્બોત્નીકોથી વ્યક્તિગત જવાબદારીની ભાવના ઓસરવા લાગી અને યોગ્યતા ધરાવતા માણસોનો નામુનાસિબ ઉપયોગ થવા લાગ્યો. એથી "સામ્યવાદી સુબ્બોત્નીકોનો" મૂળભૂત સિદ્ધાંત, કામની જગ્યાએ છુટ્ટીના સમય દરમિયાન જાંનિસાર કામગીરીનો સિદ્ધાંત—પડતો મુકાઈ ગયો.

તાજેતરમાં સુબ્બોત્નીકોના મૂળ રૂપને ફરી અમલી બનાવવામાં આવ્યું છે, પરંતુ અતુલ્ય ઉચ્ચતર કક્ષાએ. આજે કામદારોનાં માત્ર અલગ અલગ જૂથો નહિ પરંતુ સમગ્ર સોવિયેત જનતા, લોકસમુદાયો, તેમાં ભાગ લે છે. લેનિનના જન્મદિને આયોજવામાં આવતા સામ્યવાદી સુબ્બોત્નીકો આખા દેશમાં કામની જગ્યાઓએ લોકોની જાંનિસાર કામગીરીની પાળીઓ બની રહે છે. સુબ્બોત્નીકોનો પારાવાર આર્થિક તથા નૈતિક પ્રભાવ અગાઉની સફળતાઓને પાર કરીને ખૂબ ખૂબ આગળ વધી ગયો છે.

* * *

આ પ્રકરણમાં અમે ભૌતિકવાદી દ્વંદ્વવાદના મૂળભૂત નિયમોની છણાવટ કરી. એ નિયમો ભૌતિક જગતમાં સર્વવ્યાપી ગતિ તથા વિકાસને સમજવાની ચાવી પૂરી પાડે છે, આંતરિક આંતરવિરોધોમાં સમાયેલા તેમના સ્રોતો તથા પ્રેરક બળોને પ્રકાશમાં આણે છે. એ નિયમો વિકાસનું સર્પિલ, છલાંગ જેવું, પ્રગતિશીલ સ્વરૂપ છતું કરે છે. અને બતાવે છે કે વાસ્તવિકતાની પ્રગતિ સતત પ્રતિસ્થાપન મારફત, નૂતન તરફથી પુરાણાના નિષેધ મારફત, થાય છે.

વિકાસનો બહેતર ખ્યાલ મેળવવા માટે આપણે હવે ભૌતિકવાદી દ્વંદ્વવાદના મુખ્ય પ્રકારોનું પરીક્ષણ કરવું જોઈએ.

### અભ્યાસ

૧. વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણ એટલે શું?
૨. વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણના નિયમનું સારતત્ત્વ શું છે?

૩. સમાજવાદી સમાજના આંતરવિરોધોનાં લક્ષણો કેવાં છે, અને તેમને કેવી રીતે ઉકેલવામાં આવે છે?

૪. પરિમાણ અને ગુણ એટલે શું?

૫. પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં રૂપાંતરનું સારતત્ત્વ શું છે?

૬. પુરાણામાંથી નૂતનમાં સંક્રમણનાં રૂપો કેવાં છે, અને તેમનો આધાર શાની ઉપર હોય છે?

૭. સમાજવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણ દરમિયાન થતાં ગુણાત્મક પરિવર્તનોનાં લક્ષણો કેવાં છે?

૮. દ્વંદ્વાત્મક નિષેધ એટલે શું, અને તે વિકાસમાં કેવી ભૂમિકા ભજવે છે?

૯. નિષેધના નિષેધ સંબંધી નિયમનું સારતત્ત્વ શું છે?

૧૦. નિષેધના નિષેધ સંબંધી નિયમ સમાજવાદી સમાજમાં કેવી રીતે ચાલે છે?

## પ્રકરણ ૭

# ભૌતિકવાદી દ્વંદ્વવાદના પ્રવર્ગો

કોઈ પણ વિજ્ઞાન ભલે ભૌતિક વાસ્તવિકતાના ગમે તે ક્ષેત્રનું પરીક્ષણ કરતું હોય તોપણ કેવળ નિયમોની જ નહિ પરંતુ ચોક્કસ પ્રવર્ગોની, અર્થાત્ દરેક વિજ્ઞાનના વિકાસની પ્રક્રિયામાં ઘડાતી અને તેનો પાયો બની રહેતી અત્યંત સામાન્ય વિભાવનાઓની, પદ્ધતિ પણ હોય છે. દાખલા તરીકે, યંત્રવિજ્ઞાનમાં એવી વિભાવનાઓ આ મુજબ હોય છે: દ્રવ્યમાન, શક્તિ, જોર; અને રાજકીય અર્થશાસ્ત્રમાં આ મુજબ હોય છે: પણ્ય, મૂલ્ય, નાણું, વગેરે.

વિજ્ઞાનની સિદ્ધિઓ અને લોકોની વાસ્તવિક પ્રવૃત્તિઓની સામાન્ય તારવણી કરવાના સંબંધમાં તત્ત્વજ્ઞાન પ્રવર્ગોની આગવી પદ્ધતિ ધરાવતું હોય છે. **દાર્શનિક પ્રવર્ગોમાં** વાસ્તવિકતાનાં સામાન્ય લક્ષણો તથા જોડાણોનું, પાસાં તથા ગુણધર્મોનું, પ્રતિબિંબન કરતી વિભાવનાઓ અંકિત હોય છે. આપણે દાર્શનિક ભૌતિકવાદના પરીક્ષણમાં અમુક મુખ્ય પ્રવર્ગોનું પૃથક્કરણ કરી ચૂક્યા છીએ. એ પ્રવર્ગો સૌપ્રથમ તો પદાર્થ અને ચેતનાના છે, અને પછી ગતિ, અવકાશ, તથા કાળના છે. માર્ક્સવાદી દ્વંદ્વવાદના મૂળભૂત નિયમોનો અભ્યાસ કરતી વેળા આપણે આંતરવિરોધ, પરિમાણ, ગુણ, છલંગ, તથા નિષેધ જેવા પ્રવર્ગોનું પરીક્ષણ પણ કરી લીધું છે. આ પ્રકરણમાં અમે પ્રવર્ગોના વધુ એક જૂથની છણાવટ કરીશું: **વિશિષ્ટ અને સામાન્ય, અંતસ્તત્ત્વ અને રૂપ, સારતત્ત્વ અને પરિઘટના, કારણ અને કાર્ય, અનિવાર્યતા અને સંયોગ, શક્યતા અને વાસ્તવિકતા.**

એ પ્રવર્ગોના પરીક્ષણથી ભૌતિક જગતના સર્વવ્યાપી વિકાસ તથા જોડાણોની, માર્ક્સવાદી દ્વંદ્વવાદના મૂળભૂત નિયમોની, આપણી સમજણ સારી પેઠે વિસ્તરશે.

દ્વંદ્વવાદના નિયમો અને પ્રવર્ગો પરસ્પર સંકળાયેલા હોય છે. આપણે માર્ક્સવાદી દ્વંદ્વવાદના મૂળભૂત નિયમોનું પરીક્ષણ કરતી વેળા જોયું કે તેઓ

વાસ્તવમાં પ્રર્ગોના સંબંધ અથવા જોડાણનું પ્રતિનિધિત્વ કરે છે. દાખલા તરીકે, પરિમાણાત્મક પરિવર્તનોમાંથી ગુણાત્મક પરિવર્તનોમાં સંક્રમણ પરિમાણ અને ગુણના પ્રવર્ગોના ચોક્કસ સંબંધને વ્યક્ત કરે છે, વગેરે. એટલે પ્રવર્ગોના જ્ઞાન વગર નિયમોને સમજવાનું અશક્ય છે. બીજી તરફ, નિયમોની જાણકારી આપણે માટે દ્વંદ્વવાદના પ્રવર્ગોનો સાર સમજી લેવાનું શક્ય બનાવે છે. એ રીતે, વિરોધી તત્ત્વોની એકતા અને ઘર્ષણનો નિયમ અંતસ્તત્ત્વ અને રૂપ, અનિવાર્યતા અને સંયોગ, શક્યતા અને વાસ્તવિકતા, વગેરે જેવા આંતરિક વિધર્મી પ્રવર્ગોના ખરા મર્મને પ્રકાશમાં આણવાનું શક્ય બનાવે છે.

અમે અલગ અલગ પ્રવર્ગોની છણાવટ કરતાં પહેલાં તેમના સ્રોત અને કેટલાંક સામાન્ય લક્ષણોનું પરીક્ષણ કરીશું.

## ૧. દ્વંદ્વવાદના પ્રવર્ગોનો સ્રોત અને કેટલાંક સામાન્ય લક્ષણો

માર્ક્સવાદી દ્વંદ્વવાદના પ્રવર્ગો **લોકોના સદીઓ પુરાણા અનુભવના, શ્રમ તથા જ્ઞાનના, પરિણામને, સામાન્ય તારવણીને,** અંકિત કરે છે. માનવીએ પોતાની વાસ્તવિક પ્રવૃત્તિઓ દરમિયાન, જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓ જોડેના સંબંધ અને તેમની અનુભૂતિના આધારે, તેમનાં તાત્ત્વિક સામાન્ય લક્ષણોને અલગ તારવી લીધાં છે, અને પરિણામોને પ્રવર્ગોમાં, વિભાવનાઓમાં, અંકિત કરી લીધાં છે. માનવી વસ્તુગત અસ્તિત્વ ધરાવતાં કારણો અને કાર્યોના, ચોક્કસ ભૌતિક વસ્તુઓ તેમ જ વાસ્તવિકતાનાં બીજાં મહત્ત્વનાં પાસાંના અંતસ્તત્ત્વ અને રૂપના, સંપર્કમાં અબજો વાર આવ્યો તે દરમિયાન તેના માનસમાં કારણ અને કાર્ય, અંતસ્તત્ત્વ અને રૂપ, તથા અન્ય પ્રવર્ગો ઘાટ પામ્યા. એટલે પ્રવર્ગોમાં માનવીની વાસ્તવિક તથા અનુભૂતિ-મૂલક પ્રવૃત્તિનું પરિણામ, આસપાસના જગત સંબંધી તેના જ્ઞાનની કક્ષા, અંકિત છે. લેનિને લખ્યું છે કે "માનવીની સામે પ્રાકૃતિક પરિઘટનાઓની જાળ ફેલાયેલી હોય છે. સહજવૃત્તિની જિંદગી જીવતો માનવી, જંગલી માનવી, પોતાને પ્રકૃતિથી અલગ નથી તારવતો. સભાન માનવી તારવે છે: પ્રવર્ગોમાં એવી તારવણીની, અર્થાત્ જગતની અનુભૂતિની, કક્ષાઓ અંકિત છે."*

---

*વ્લા. ઈ. લેનિન, 'હેગેલની કૃતિ વિજ્ઞાન અને તર્કશાસ્ત્રનું સિંહાવલોકન', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૮, પૃષ્ઠ ૯૩, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૬૧.

ભૌતિકવાદી દ્વંદ્વવાદના પ્રવર્ગો પ્રવૃત્તિ અને જ્ઞાનનું પરિણામ અંકિત કરે છે, અને માનવીની વાસ્તવિક તથા અનુભૂતિ-મૂલક પ્રવૃત્તિઓના સંબંધમાં ભારે મહત્ત્વ ધરાવે છે. તેઓ જ્ઞાનના સોપાનો તરીકે લોકોને પ્રકૃતિ અને સમાજની પરિઘટનાઓની અટપટી જાળમાંથી માર્ગ શોધી કાઢવામાં મદદ કરે છે, વસ્તુઓના આંતરસંબંધ તથા પરસ્પર અવલંબનને, તેમના વિકાસના ચોક્કસ ક્રમ તથા નિયમ-સંચાલિત સ્વરૂપને, પ્રકાશમાં આણે છે. અને વાસ્તવિક પ્રવૃત્તિની ખરી દિશા નિર્ધારિત કરવામાં સહાયક બને છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદ પ્રવર્ગોના સારતત્ત્વને, તેમના ઉદ્‌ભવના સ્રોતોને, પ્રકાશમાં આણે છે, અને સૌથી વધારે તો તેમના **વસ્તુગત** સ્વરૂપને ભારપૂર્વક જાહેર કરે છે. પ્રવર્ગોનો સ્રોત માનવીથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ તથા પરિઘટનાઓમાં હોય છે, અને તેઓ એ વસ્તુઓ તથા પરિઘટનાઓના અત્યંત સામાન્ય તાત્ત્વિક લક્ષણોને પ્રતિબિંબિત કરે છે. એ રીતે, કારણ અને કાર્યનો પ્રવર્ગ વસ્તુઓ અને પ્રક્રિયાઓ વચ્ચે વસ્તુગત અસ્તિત્વ ધરાવતા સંબંધને પ્રતિબિંબિત કરે છે. કેટલીક વસ્તુઓ અને પ્રક્રિયાઓ એવા સંબંધ દ્વારા બીજી વસ્તુઓ અને પ્રક્રિયાઓના ઉદ્‌ભવનું કારણ બની રહે છે, અને એ ઉદ્‌ભવમાં તેમનું કાર્ય અંકિત હોય છે.

ભૌતિકવાદથી વિપરીત આદર્શવાદ પ્રવર્ગોના વસ્તુગત સ્વરૂપને નકારે છે. દાખલા તરીકે, આત્મનિષ્ઠ આદર્શવાદીઓની દૃષ્ટિમાં પ્રવર્ગો કેવળ માનવીની ચેતનામાં જ અસ્તિત્વ ધરાવતા હોય છે અને તેમને વાસ્તવિકતા જોડે કશો જ સંબંધ નથી હોતો. જર્મન તત્ત્વજ્ઞાની ઈમાનુએલ કાંટ માનતો હતો કે માનવી જગતની અનુભૂતિ પામવાનું શરૂ કરે તે પહેલાં જ તેની ચેતનામાં કારણતા, અનિવાર્યતા, સંયોગ, વગેરેના પ્રવર્ગો મોજૂદ હોય છે અને તેને પ્રાકૃતિક પરિઘટનાઓના ગોટાળિયા જગતમાં વ્યવસ્થા સ્થાપવામાં જાણે મદદ કરે છે. વર્તમાન સમયના આત્મનિષ્ઠ આદર્શવાદીઓ, ખાસ કરીને નવ-પ્રત્યક્ષવાદીઓ, પણ દલીલ કરે છે કે પ્રવર્ગો તો સામાન્ય વિભાવનાઓ હોય છે, કેવળ વ્યક્તિના સીધા બોધ-સંવેદન સાથે જ સંકળાયેલા હોય છે, અને માનવીથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા વસ્તુગત જગત સાથે તેમને કશો જ સંબંધ નથી હોતો. વસ્તુનિષ્ઠ આદર્શવાદી હેગેલ પ્રવર્ગોના વસ્તુગત સ્વરૂપને લૂખી માન્યતા આપતો હતો પરંતુ હકીકતમાં તેમને નિરપેક્ષ વિચારના, વિશ્વ આત્માના, વિકાસમાં કક્ષાઓ, સોપાનો, ગણતો હતો.

ભૌતિકવાદી દ્વંદ્વવાદના પ્રવર્ગો પ્રવૃત્તિ અને જ્ઞાનનું પરિણામ અંકિત કરે છે, અને માનવીની વાસ્તવિક તથા અનુભૂતિ-મૂલક પ્રવૃત્તિઓના સંબંધમાં ભારે મહત્ત્વ ધરાવે છે. તેઓ જ્ઞાનના સોપાનો તરીકે લોકોને પ્રકૃતિ અને સમાજની પરિઘટનાઓની અટપટી જાળમાંથી માર્ગ શોધી કાઢવામાં મદદ કરે છે, વસ્તુઓના આંતરસંબંધ તથા પરસ્પર અવલંબનને, તેમના વિકાસના ચોક્કસ ક્રમ તથા નિયમ-સંચાલિત સ્વરૂપને, પ્રકાશમાં આણે છે. અને વાસ્તવિક પ્રવૃત્તિની ખરી દિશા નિર્ધારિત કરવામાં સહાયક બને છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદ પ્રવર્ગોના સારતત્ત્વને, તેમના ઉદ્‌ભવના સ્રોતોને, પ્રકાશમાં આણે છે, અને સૌથી વધારે તો તેમના **વસ્તુગત** સ્વરૂપને ભારપૂર્વક જાહેર કરે છે. પ્રવર્ગોનો સ્રોત માનવીથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ તથા પરિઘટનાઓમાં હોય છે, અને તેઓ એ વસ્તુઓ તથા પરિઘટનાઓના અત્યંત સામાન્ય તાત્ત્વિક લક્ષણોને પ્રતિબિંબિત કરે છે. એ રીતે, કારણ અને કાર્યનો પ્રવર્ગ વસ્તુઓ અને પ્રક્રિયાઓ વચ્ચે વસ્તુગત અસ્તિત્વ ધરાવતા સંબંધને પ્રતિબિંબિત કરે છે. કેટલીક વસ્તુઓ અને પ્રક્રિયાઓ એવા સંબંધ દ્વારા બીજી વસ્તુઓ અને પ્રક્રિયાઓના ઉદ્‌ભવનું કારણ બની રહે છે, અને એ ઉદ્‌ભવમાં તેમનું કાર્ય અંકિત હોય છે.

ભૌતિકવાદથી વિપરીત આદર્શવાદ પ્રવર્ગોના વસ્તુગત સ્વરૂપને નકારે છે. દાખલા તરીકે, આત્મનિષ્ઠ આદર્શવાદીઓની દૃષ્ટિમાં પ્રવર્ગો કેવળ માનવીની ચેતનામાં જ અસ્તિત્વ ધરાવતા હોય છે અને તેમને વાસ્તવિકતા જોડે કશો જ સંબંધ નથી હોતો. જર્મન તત્ત્વજ્ઞાની ઇમાનુએલ કાંટ માનતો હતો કે માનવી જગતની અનુભૂતિ પામવાનું શરૂ કરે તે પહેલાં જ તેની ચેતનામાં કારણતા, અનિવાર્યતા, સંયોગ, વગેરેના પ્રવર્ગો મોજૂદ હોય છે અને તેને પ્રાકૃતિક પરિઘટનાઓના ગોટાળિયા જગતમાં વ્યવસ્થા સ્થાપવામાં જાણે મદદ કરે છે. વર્તમાન સમયના આત્મનિષ્ઠ આદર્શવાદીઓ, ખાસ કરીને નવ-પ્રત્યક્ષવાદીઓ, પણ દલીલ કરે છે કે પ્રવર્ગો તો સામાન્ય વિભાવનાઓ હોય છે, કેવળ વ્યક્તિના સીધા બોધ-સંવેદન સાથે જ સંકળાયેલા હોય છે, અને માનવીથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા વસ્તુગત જગત સાથે તેમને કશો જ સંબંધ નથી હોતો. વસ્તુનિષ્ઠ આદર્શવાદી હેગેલ પ્રવર્ગોના વસ્તુગત સ્વરૂપને લૂખી માન્યતા આપતો હતો પરંતુ હકીકતમાં તેમને નિરપેક્ષ વિચારના, વિશ્વ આત્માના, વિકાસમાં કક્ષાઓ, સોપાનો, ગણતો હતો.

પ્રવર્ગોના ઉદ્‌ભવની બાબતમાં આદર્શવાદી વિચારો તદ્દન બિનપાયેદાર છે. વાસ્તવિક પ્રવૃત્તિ, વિજ્ઞાનનો વિકાસ, અને લોકોના વ્યક્તિગત અનુભવો બતાવે છે કે માનવીએ પ્રવર્ગોને ઉપજાવી નથી કાઢ્યા પરંતુ યથાર્થ વાસ્તવિકતામાંથી શોધી કાઢ્યા છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદની દૃષ્ટિએ જોતાં પ્રવર્ગો ખુદ ભૌતિક જગતની એકતાને, તેની વસ્તુઓ તથા પરિઘટનાઓના સર્વસામાન્ય જોડાણને, વસ્તુઓ તથા વિકાસને, પ્રતિબિંબિત કરતાં બીજાં મહત્ત્વનાં લક્ષણો, અર્થાત્ **આંતરસંબંધ, પરિવર્તનશીલતા, અને ગતિશીલતા,** પણ ધરાવે છે. પ્રવર્ગો પરસ્પર એટલા ગાઢ સંકળાયેલા હોય છે કે અમુક સંજોગોમાં એક પ્રવર્ગ બીજા પ્રવર્ગમાં પલટાઈ જાય. એ રીતે, કારણ કાર્યમાં અને કાર્ય કારણમાં પલટાઈ જાય છે, અનિવાર્યતા સંયોગમાં અને સંયોગ અનિવાર્યતામાં પલટાઈ જાય છે, વગેરે. પ્રવર્ગો પરસ્પર સંકળાયેલા હોય છે એટલું જ નહિ પરંતુ પરિવર્તનશીલ તથા ગતિશીલ પણ હોય છે. તેઓ સતત વિકસતા ભૌતિક જગતને પ્રતિબિંબિત કરતા જાય તેમ તેમ પોતે પણ પરિવર્તન પામતા રહે છે.

જાતજાતના આધિભૌતિકવાદીઓ પ્રવર્ગોનાં રૂપલક્ષણોની ગલત રજૂઆત કરે છે. તેઓ સામાન્ય રીતે પ્રવર્ગોને એકબીજાથી અળગા પાડી નાખે છે, કેટલાક પ્રવર્ગોની ભૂમિકાની અવગણના કરે છે અને બીજા પ્રવર્ગોનું મહત્ત્વ અતિશય પ્રમાણમાં આંકે છે. એથી વાસ્તવિકતાનું વિકૃત ચિત્રણ થાય છે અને તેનું પરિણામ ઘણી વાર પ્રત્યાઘાતી રાજકીય નિષ્કર્ષોમાં આવે છે.

પ્રવર્ગોનાં ખરાં રૂપલક્ષણોને સમજી લેવા માટે અને તેમનો ઉપયોગ વૈજ્ઞાનિક અનુભૂતિ તથા વાસ્તવિક પ્રવૃત્તિના સાધન તરીકે કરવા માટે તેમની બાબતમાં માત્ર દ્વંદ્વાત્મક ભૌતિકવાદી અભિગમ અપનાવવો જોઈએ. અમે આગળ જતાં અલગ અલગ પ્રવર્ગોનું પરીક્ષણ કરીશું ત્યારે તેમનું વૈજ્ઞાનિક તથા વાસ્તવિક મહત્ત્વ બતાવવાનો પ્રયાસ કરીશું.

માનવીને ભૌતિક જગતના પરીક્ષણમાં સૌપ્રથમ તો અસંખ્ય વિશિષ્ટ અલગ અલગ વસ્તુઓ તથા પરિઘટનાઓનો સમૂહ નજરે પડે છે. પછી તેમની સરખામણી કરીને તે સામાન્ય, એકસરખાં, લક્ષણો તથા જોડાણોને અલગ તારવે છે. અમે પણ એમ જ કરીશું અને પ્રવર્ગોનું પરીક્ષણ એકલ અને સામાન્યના પ્રવર્ગોથી શરૂ કરીશું.

## ૨. એકલ અને સામાન્ય

### એકલ અને સામાન્ય એટલે શું?

દરેક વસ્તુને કેટલાંય ખાસ નિજી લક્ષણો હોય છે. આપણે ઘર નજીકના ઝાડને લઈએ. તેને કદ હોય છે, અમુક સંખ્યામાં ડાળીઓ હોય છે, ડાળીઓ ખાસ રીતે ગોઠવાયેલી હોય છે, ખાસ રીતે ફેલાયેલાં મૂળિયાં હોય છે, અને બીજાં કેટલાંક લક્ષણો હોય છે.

દરેક માણસ પોતાની આગવી વિશિષ્ટતાઓ, શક્તિઓ અને ટેવો, રુચિઓ અને વલણો, તેમ જ ચાલવાની ઢબ અને બોલવાની રીત ધરાવતો હોય છે. એ બાબતો તેને આપણી પૃથ્વી પર વસતા બીજા કરોડો લોકોથી નોખો પાડે છે.

ચોક્કસ ઝાડ, ચોક્કસ માણસ, ભૌતિક જગતની અલગ અલગ વસ્તુ અથવા પરિઘટના, **એકલ** અથવા **વિશિષ્ટ** હોય છે.

પરંતુ વિશિષ્ટ અથવા એકલ કશુંયે આપમેળે અસ્તિત્વમાં નથી રહેતું, બીજી વસ્તુઓ અને પરિઘટનાઓ જોડે સંકળાયેલું હોય છે. માનવી પૃથ્વી પર વસે છે, અને ત્યાં બીજા પણ ઘણા લોકો વસે છે. તે એ લોકોની જોડે હજારો અત્યંત વિવિધ તાણાવાણાઓ વડે સંકળાયેલો હોવાથી ઘણી સમાનતાઓ ધરાવતો હોય છે. તે અમુક કામધંધો કરતો હોય છે એટલે એ જ કામધંધો કરતા બધા લોકોનાં અમુક અંતર્ભૂત લક્ષણો ધરાવતો હોય છે. દરેક માણસ કોઈ ચોક્કસ વર્ગ અને ચોક્કસ રાષ્ટ્રનો હોય છે, એટલે ચોક્કસ રાષ્ટ્રીય તથા વર્ગીય લક્ષણો ધરાવતો હોય છે. બધા લોકો શારીરિક—શરીરક્રિયાત્મક તંત્ર તેમ જ લાગણી અનુભવવાની, વિચાર કરવાની, કામ કરવાની, તથા બોલવાની શક્તિ વગેરે જેવાં લક્ષણો ધરાવતા હોય છે. એવી જ રીતે, દરેક વસ્તુ પોતાનાં વિશિષ્ટ આગવાં લક્ષણો ઉપરાંત બીજી વસ્તુઓ જોડે સમાન લક્ષણો ધરાવતી હોય છે.

**સામાન્ય** એટલે ઘણી અલગ અલગ નિરનિરાળી વસ્તુઓમાં સામાન્ય રીતે જોવા મળે તે. આગવાં લક્ષણો સંબંધિત વસ્તુને બીજી વસ્તુઓથી નોખી પાડે છે, અને સામાન્ય લક્ષણો તેને એ બીજી વસ્તુઓ જોડે ભેળવી દે છે, સાંકળી લે છે, સમજાતીય વસ્તુઓના ચોક્કસ પ્રકાર અથવા વર્ગમાં મૂકી દે છે.

### એકલ અને સામાન્યની દ્વંદ્વાત્મકતા

કોઈ પણ વસ્તુમાં એકલ અને સામાન્ય દ્વંદ્વાત્મક એકતાની સ્થિતિમાં જોવા મળે છે. એક તરફ, એકલમાં સામાન્ય સામેલ હોય છે. લેનિનના શબ્દો મુજબ,

"તેનું અસ્તિત્વ કેવળ સામાન્યમાં પરિણમતા જોડાણની સ્થિતિમાં જ હોય છે". એ રીતે દરેક અલગ જીવ સામાન્ય જોડે, પોતે જેમાં સામેલ હોય અને જેની સાથે સમાન લક્ષણો ધરાવતો હોય એ ઉપજાતિ જોડે, અને ઉપજાતિ મારફત એથીયે વધારે સામાન્ય જોડે, જાતિ જોડે, સંકળાયેલો હોય છે. દ્વંદ્વાત્મક ભૌતિકવાદ સામાન્ય સાથે વિશિષ્ટના જોડાણને, વિશિષ્ટમાં સામાન્યના અસ્તિત્વને, લક્ષમાં લઈને નિષ્કર્ષ તારવે છે કે દરેક **વિશિષ્ટ એક અથવા બીજી રીતે સામાન્ય હોય છે.**

બીજી તરફ, સામાન્યનું અસ્તિત્વ કેવળ વિશિષ્ટમાં અથવા વિશિષ્ટ મારફત જ હોય છે. અલગ અલગ વનસ્પતિઓ અથવા પ્રાણીઓથી અળગી વનસ્પતિ કે પ્રાણીની એક પણ જાતિ અસ્તિત્વમાં નથી. ઉપજાતિ એકલના સંબંધમાં સામાન્ય હોવાથી તેની અંદર સામેલ જીવોનાં બધાં લક્ષણોને નહિ પરંતુ માત્ર તાત્ત્વિક, પુનરાવર્તી, લક્ષણોને જ આવરે છે. એટલે જ લેનિને સામાન્યને વિશિષ્ટના **પાસા** અથવા **સારતત્ત્વ** તરીકે ગણાવ્યું છે.

એકલ અને સામાન્ય પરસ્પર સંકળાયેલાં હોય છે એટલું જ નહિ પરંતુ નિરંતર પરિવર્તન પણ પામતાં રહે છે. તેમની વચ્ચેની સીમા નિશ્ચિત નથી હોતી. તેઓ વિકાસ દરમિયાન ચોક્કસ સંજોગોમાં એકમાંથી બીજામાં પલટાઈ જાય છે, વિશિષ્ટ સામાન્યમાં અને સામાન્ય વિશિષ્ટમાં પલટાઈ જાય છે.

જીવોના વિકાસ દરમિયાન એવા દાખલાઓ જોવા મળ્યા છે કે જ્યારે કોઈ **એકલ જીવે** હાંસલ કરેલું નવું ઉપયોગી લક્ષણ વંશપરંપરામાં ઊતરતું આવે છે, અને સમય જતાં સમુદાયનું, અલગ અલગ જીવોની વ્યાપક સંખ્યાનું, સમાન લક્ષણ બની જાય છે, અર્થાત્ **સામાન્ય** લક્ષણમાં, ઉપજાતિના લાક્ષણિક અંગમાં, પલટાઈ જાય છે. પરંતુ ઉપજાતિની પ્રાણભૂત પ્રક્રિયાઓમાં **સામાન્ય** લક્ષણની અગત્ય જો ખતમ થઈ જાય તો એ લક્ષણ વિલય પામે છે, ઓસરતું જાય છે અને અનુગામી પેઢીઓમાં જવલ્લે જ ઊતરે છે, **એકલ** જીવોમાં કેવળ પુરાણાની નિશાની તરીકે, સુદૂર અતીતના પૂર્વજોના રચનાતંત્રના પ્રત્યાવર્તન તરીકે, જોવા મળે છે.

સામાન્ય અને એકલની દ્વંદ્વાત્મકતા સામાજિક પરિઘટનામાં પણ વ્યક્ત થાય છે.

આપણે "સામ્યવાદી સુબ્બોત્નીકોના" ઉદ્ભવ અને મહત્ત્વનું પરીક્ષણ લેનિનની સિદ્ધાંતનિષ્ઠ મુલવણીના પ્રકાશમાં કરીએ. તેમણે એક જ, અને સાધારણ લાગતી, હકીકતમાં સામ્યવાદી સમાજના વિકાસનો સામાન્ય નિયમ પારખી લીધો.

પ્રથમ સુબ્બોત્નીક્માં કામદારોની સામેલગીરીથી, તે મહાન પ્રારંભમાં પલટાઈ ગયો કારણ કે એથી શ્રમ અંગે સામ્યવાદી વલણનું લોકવ્યાપી આંદોલન શરૂ થયું અને નવા સમાજના નિર્માણની રીતમાં વિકાસ પામ્યું.

કામદારોએ આંતરવિગ્રહ, આર્થિક અવ્યવસ્થા, ટાઢ, અને દુકાળના અકલ્પનીય કઠિન સંજોગોમાં સામ્યવાદી શ્રમનાં પ્રથમ ઉદાહરણો રજૂ કર્યાં, કશા લાભ અથવા યશની અપેક્ષા વગર છુટ્ટીના સમય દરમિયાન સુબ્બોત્નીક્માં ભાગ લીધો, અને એ દિવસે તેમના શ્રમની ઉત્પાદકતા એ જમાનામાં વધારેમાં વધારે હતી.

લેનિનની દૃષ્ટિમાં એ હકીકતથી નવી પદ્ધતિને મક્કમ બનાવવાની દિશામાં નિર્ણાયક વળાંક અંકિત થયો.

તેમણે એ બાબતને મહેનતકશ લોકોની ચેતનામાં ક્રાંતિ તરીકે, સમાજના ભવિષ્ય સંબંધી વલણમાં ક્રાંતિ તરીકે, અને શ્રમ સંબંધી વલણમાં ક્રાંતિ તરીકે ગણાવી. એવી ક્રાંતિ ન થઈ હોત તો નૂતન સમાજનું નિર્માણ અશક્ય બની ગયું હોત. તેમણે નિર્દેશ કર્યો કે જીવંત સર્જનાત્મક સમાજવાદનું નિર્માણ લોકસમુદાયોએ પોતે જ કરવાનું છે, નૂતન સામાજિક પદ્ધતિનું સામર્થ્ય અને અજેયતા જનતાની ચેતનામાં સમાયેલાં છે, એ હકીકતમાં સમાયેલાં છે કે લોકસમુદાયો એ કાર્ય અભૂતપૂર્વ બહાદુરી દાખવીને તથા કુરબાનીઓ આપીને આપમરજીએ કરી રહ્યા છે, તેમને પાકી ખાતરી થઈ ગઈ છે કે નવી પદ્ધતિ તેમનાં મૂળભૂત, પ્રાણભૂત, હિતો જોડે સુસંગત છે. નૂતન માનવીનું વિશિષ્ટ લક્ષણ પોતાના દેશનો સ્વામી હોવાની ભાવનાના ઉદય તથા વિકાસનું છે, તેનો ખુલાસાં એ હકીકતમાં જોવા મળે છે.

લેનિન માનતા હતા કે સામ્યવાદની શરૂઆત ખરેખર તો જ્યારે કામદારો અને કિસાનો ઉત્પાદનને ફરી સુઘટિત બનાવવા તથા વધારવાની તેમ જ આખા સમાજને, તમામ મહેનતકશ લોકોને, પૂરી પાડવામાં આવતી પેદાશોની રખેવાળી કરવાની કાળજી બતાવવા લાગ્યા ત્યારે જ થઈ.

મહેનતકશ લોકોની ચેતનામાં ક્રાંતિની, કામ અંગે સામ્યવાદી વલણના વિકાસની, સિદ્ધિ તત્કાળ બેશક નહોતી થઈ ગઈ. એ તો ધીરે ધીરે ચાલતી પ્રક્રિયા હતી, પરંતુ નવી પદ્ધતિના આધારે પ્રવૃત્તિનાં સઘળાં ક્ષેત્રોમાં વિકાસ પામી હતી અને પામી રહી છે, મહેનતકશ લોકોના નિરંતર નવા વિભાગોને આવરી લે છે અને નિરંતર નવાં રૂપો ધારણ કરતી જાય છે.

આજે પૂરી ખાતરીથી કહી શકાય કે સામ્યવાદના એવા એકલ ફણગાઓ સર્વસામાન્ય ફણગાઓમાં પલટાઈ ગયા છે અને સોવિયેત સંઘમાં તેમ જ બીજા સમાજવાદી દેશોમાં નૂતન સમાજના જીવનનું અવિભાજ્ય અંગ બની ગયા છે. સમાજવાદની દિશામાં અભિમુખ વિકસતા દેશોમાં પણ તેઓ સર્વસામાન્ય બની રહ્યા છે, અને ત્યાંનાં તેમનાં નવાં રૂપો આંતરરાષ્ટ્રીય સૈદ્ધાંતિક તથા અમલી ઉત્સુકતા ઉત્પન્ન કરે છે.

સોવિયેત સંઘમાં જાંનિસાર સામ્યવાદી કામદારની તેમ જ સામ્યવાદી શ્રમના સામૂહિક સંઘટનની પદવી હાંસલ કરવાની હરીફાઈ સમાજવાદી સ્પર્ધાનું સર્વોચ્ચ રૂપ અંકિત કરે છે. દાખલા તરીકે, મોસ્કોમાં સામ્યવાદી શ્રમના વીસ લાખથી વધારે જાંનિસાર સામ્યવાદી કામદારો અને લગભગ બસો સામ્યવાદી શ્રમનાં સામૂહિક સંઘટનો (ઉદ્યોગધંધાઓ તથા સંસ્થાઓ) છે.

યેમેન જન લોકશાહી પ્રજાસત્તાકમાં મહેનતકશ લોકસમુદાયો કપરી આર્થિક સમસ્યાઓના ઉકેલ અંગે ખૂબ સભાન વલણ અપનાવીને થોડા સમય માટે વેતનમાં ઘટાડો અને કામદિનના સમયમાં વધારો સ્વીકારી લેવા સ્વેચ્છાએ તૈયાર થઈ ગયા.

બેનિન લોક પ્રજાસત્તાકમાં કોટોનાઉના નાગરિકોએ "લાલ શનિવાર"ની પ્રવૃત્તિ દરમિયાન પોતાના શહેર નજીક હજારો એકર પડતર જમીનમાં ખેતી કરી. તેના પરિણામે, કારખાનાં તથા ઑફિસો તેમ જ શિક્ષણ સંસ્થાઓનાં સામૂહિક સંઘટનો હવે પોતાની વાડીઓ ધરાવે છે અને તેમાં થતી પેદાશ મહેનતકશ લોકોના જીવનધોરણના ઉત્કર્ષમાં ફાળો આપે છે. એ જ "લાલ શનિવાર"ની પ્રવૃત્તિ દરમિયાન કોટોનાઉના બધા લોકો ઝાડુ તથા પાવડા લઈને રસ્તાઓ પર કામે લાગી ગયા. તેના સુફળ રૂપે કોટોનાઉ આજે આફ્રિકાના પશ્ચિમ કિનારા પ્રદેશમાં એકદમ સાફ અને સુઘડ શહેરોમાં સ્થાન ધરાવે છે.

અફઘાનિસ્તાન લોકશાહી પ્રજાસત્તાકમાં ઘરોની સમસ્યાના ઉકેલને ઝડપી બનાવવા માટે કાબૂલ ઇમારતી કારખાનાના કામદારો તથા કર્મચારીઓ છુટ્ટીના દિવસે કામ કરવા સ્વેચ્છાએ હાજર થઈ ગયા. તેના પરિણામે, જનતાના રાજ્યને જરૂરી ચીજોના ઉત્પાદનને પ્રવેગ મળ્યો.

એ રીતે, "મહાન પ્રારંભ" લોકસમુદાયોની ઈતિહાસ સર્જક પ્રવૃત્તિની ભૂમિકાને તથા રૂપોની વિવિધતાને પ્રતિબિંબિત કરતી સામાન્ય પહેલકદમીમાં પલટાઈ રહ્યો છે.

## અમલી પ્રવૃત્તિઓમાં એકલ અને સામાન્યના પ્રવર્ગોનું મહત્ત્વ

વૈજ્ઞાનિક તથા અમલી પ્રવૃત્તિઓમાં એકલ અને સામાન્યની દ્વંદ્વાત્મકતાને લક્ષમાં રાખવાની બાબત બહુ મહત્ત્વની છે. એકલ અને સામાન્યના આંતરસંબંધનું, દ્વંદ્વાત્મકતાનું, જ્ઞાન જ આપણે માટે યથાર્થ વાસ્તવિકતાની બહુવિધ પ્રક્રિયાઓની જાળમાંથી માર્ગ શોધ કાઢવાનું, તેના વિકાસના નિયમો પારખી લેવાનું તથા અમલી પ્રવત્તિમાં સમુચિત રીતે લાગુ કરવાનું, શક્ય બનાવે છે. એ ઉપરાંત, સામાન્યનું અને વિશિષ્ટ સાથે તેના જોડાણનું જ્ઞાન વૈજ્ઞાનિક આગાહીઓનો આધાર બની રહે છે, અને કેવળ જાણીતી વસ્તુઓ તથા પરિઘટનાઓનાં મહત્ત્વનાં લક્ષણોને પ્રકાશમાં આણવાનું જ નહિ, તેમનો મુખ્ય ક્રમ — વિકાસની દિશા — નિર્ધારિત કરવાનું જ નહિ, પરંતુ અત્યાર સુધી માનવીને અજાણી બીજી વિશિષ્ટ વસ્તુઓ તથા પ્રક્રિયાઓના અસ્તિત્વ સંબંધી નિષ્કર્ષો તારવવાનું પણ શક્ય બનાવે છે. દાખલા તરીકે, રસાયણિક તત્ત્વોના અત્યંત સામાન્ય ગુણધર્મોને પ્રકાશમાં આણતા આવર્તી નિયમના આધારે મેન્દેલેયેવે એ વખતે અજાણ્યાં ચાર રાસાયણિક તત્ત્વોના અસ્તિત્વની ધારણા કરી હતી. તેણે આગળ જતાં તેમાંથી ત્રણના ગુણધર્મોનું વિગતવાર વર્ણન આપ્યું હતું. અમુક સમય પછી એ તત્ત્વો (ગૅલિયમ, જર્મેનિયમ, અને સ્કેન્ડિયમ) શોધી કાઢવામાં આવ્યાં હતાં.

એકલ અને સામાન્યની આંતરક્રિયાને ચોકસાઈથી લક્ષમાં લેવાની બાબત સામાજિક જીવનમાં, ખાસ કરીને તો હાલ જ્યારે માનવજાતિ મૂડીવાદમાંથી સામ્યવાદમાં મહાન સંક્રમણ કરી રહી છે ત્યારે, ભારે મહત્ત્વની છે. એ સંક્રમણના પંથનો આધાર મોટે ભાગે સમાજવાદી ક્રાંતિના સામાન્ય નિયમો અને એક અથવા બીજા દેશની રાષ્ટ્રીય વિશિષ્ટતાઓ વચ્ચેના સહસંબંધના સવાલના ખરા ઉકેલ ઉપર હોય છે. એટલે જ એ સવાલ અંગે હાલ આટલો ઉગ્ર વિશ્વવ્યાપી વૈચારિક સંઘર્ષ લડાઈ રહ્યો છે.

સોવિયેત સંઘ તથા બીજા દેશોમાં સમાજવાદના નિર્માણનો અનુભવ બતાવે છે કે બધા દેશોમાં મૂડીવાદના સ્થાને સમાજવાદની સ્થાપના એકની એક ક્રાંતિકારી પ્રક્રિયા છે, અને એ પ્રક્રિયા **સામાન્ય, સૈદ્ધાંતિક દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ, નિયમો** ધરાવે છે. તેમાંથી મૂખ્ય નિયમો આ મુજબ છે: કામદાર વર્ગ તથા તેની અગ્રગામી હરોળની, માર્ક્સવાદી-લેનિનવાદી પાર્ટીની, માર્ગદર્શક ભૂમિકા;

જુદાં જુદાં રૂપોમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીની સ્થાપના; સમાજવાદી આધારે અર્થતંત્ર તથા બધા સામાજિક સંબંધોની પુનર્ઘટના; વર્ગ-દુશ્મનના દરેક હુમલા સામે ક્રાંતિની રક્ષા.

વર્તમાન સમયના રાષ્ટ્રવાદીઓ અને સુધારણાવાદીઓ સમાજવાદી વિકાસનું સંચાલન કરતા સામાન્ય નિયમોની અવગણના કરે છે. તેઓ એકલને, જુદા જુદા દેશોના વિશિષ્ટ વાસ્તવિક રાષ્ટ્રીય સંજોગોને, નિરપેક્ષ ગણાવે છે. તેઓ વૈજ્ઞાનિક સામ્યવાદના સિદ્ધાંતથી ઊલટા વિચારોનું, સામ્યવાદના વિશિષ્ટ "રાષ્ટ્રીય", પંથ સંબંધી બિનવૈજ્ઞાનિક તેમ જ સમાજવાદી ક્રાંતિનો પરિત્યાગ અંકિત કરતા વિચારોનું, સમર્થન કરે છે. આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય અને સામ્યવાદી આંદોલનના સમગ્ર ક્રમના અનુભવે એ વિચારોને તદ્દન નકારી કાઢ્યા છે.

બીજી તરફ, મતવાદીઓ ક્રાંતિમાં વાસ્તવિક ઐતિહાસિક સંજોગોને લક્ષમાં લેવાની આવશ્યકતાને અવગણે છે. તેઓ દલીલ કરે છે કે દરેક ઠેકાણે ક્રાંતિઓ એકસરખી રીતે, સદાને માટે એક વાર ઘડી કાઢવામાં આવેલી રીત મુજબ, કરવામાં આવે છે. એવું ધોરણ હાનિકારક છે કારણ કે તે લોકસમુદાયોની સર્જનાત્મક પહેલકદમીને ઉતારી પાડે છે, સમાજવાદમાં તેમની નિષ્ઠાને ડગમગાવી દે છે, અને એ રીતે સમાજવાદ તરફની આગેકૂચમાં ભારે અવરોધો ઊભા કરે છે.

માર્ક્સવાદ-લેનિનવાદ સમાજવાદની દિશામાં સંક્રમણના સંબંધમાં એ સામાન્ય નિયમોની અનિવાર્યતાનો નિર્દેશ કરતી વેળા દરેક દેશની રાષ્ટ્રીય વિશિષ્ટતાઓની અવગણના બિલકુલ નથી કરતો. એથી ઊલટું, એ સામાન્ય નિયમોને વાસ્તવિક ઐતિહાસિક સંજોગોમાં સર્જનાત્મક રીતે લાગુ કરવાની હાકલ કરે છે. જુદા જુદા દેશો આર્થિક વિકાસની એકસરખી કક્ષા, કે વર્ગ-પરિબળોનો એકસરખો સહસંબંધ, કે એકસરખી ઐતિહાસિક તથા રાષ્ટ્રીય પરંપરાઓ ન જ ધરાવતા હોય. જુદા જુદા દેશોમાં એ બધું ભેગું મળીને સમાજવાદના નિર્માણનાં રૂપો તથા રીતોનાં લક્ષણો તથા વિશિષ્ટતાઓને તેમ જ સમાજવાદી પરિવર્તનોના વેગને નિર્ધારિત કરે છે. માર્ક્સવાદી પાર્ટીઓનું અગત્યનું કર્તવ્ય દરેક અલગ અલગ દેશની રાષ્ટ્રીય વિશિષ્ટતાઓને લક્ષમાં લેવાનું અને તેમાં સમાજવાદી ક્રાંતિના સામાન્ય નિયમો લાગુ કરવાનાં રૂપો તથા રીતો ઘડી કાઢવાનું છે.

અમે વિશિષ્ટનો ખ્યાલ આપ્યો અને બતાવ્યું કે તે સામાન્ય સાથે જોડાયેલું

હોય છે. હવે તેનું વધારે પરીક્ષણ કરીને અમે બતાવીશું કે માનવીને સતત જોવા મળતી વિશિષ્ટ વસ્તુઓ, ચીજો, તથા પરિઘટનાઓ કેવી કેવી હોય છે.

અંતસ્તત્ત્વ અને રૂપના પ્રવર્ગો ખ્યાલ આપે છે કે આ કે તે વસ્તુ વાસ્તવમાં કેવી હોય છે.

## ૩. અંતસ્તત્ત્વ અને રૂપ

### અંતસ્તત્ત્વ અને રૂપ એટલે શું?

**અંતસ્તત્ત્વ** એટલે અમુક વસ્તુ અથવા પરિઘટના બની રહેતાં તત્ત્વો તથા પ્રક્રિયાનો કુલ સરવાળો. **રૂપ** એટલે રચનાતંત્ર, અંતસ્તત્ત્વનું સંઘટન. તે અંતસ્તત્ત્વના સંબંધમાં કશુંક બાહ્ય નહિ પરંતુ અંતર્ભૂત હોય છે.

"પ્રાથમિક" કણો, અને તેમની ગતિ જોડે સંકળાયેલી પ્રક્રિયાઓ, રાસાયણિક તત્ત્વના પરમાણુનું અંતસ્તત્ત્વ બની રહે છે. પરમાણુમાં તેમની ગોઠવણી તેનું રૂપ બની રહે છે. ચયાપચય, ઉત્તેજનશીલતા, સંકોચનશીલતા, અને બીજી પ્રક્રિયાઓ તેમ જ એવી પ્રક્રિયાઓ જેમાં ચાલતી હોય એ અવયવો, પેશીઓ, તથા કોશો મળીને જીવનું અંતસ્તત્ત્વ બની રહે છે. જીવની અંદર પ્રાણભૂત પ્રક્રિયાઓ ચાલવાની રીત અને તેના અવયવો તથા પેશીઓનું રચનાતંત્ર તેનું રૂપ બની રહે છે.

અંતસ્તત્ત્વ તથા રૂપ સામાજિક પરિઘટનામાં પણ વ્યક્ત થાય છે. દાખલા તરીકે, ઉત્પાદક શક્તિઓ (સૌપ્રથમ તો ઉત્પાદનનાં સાધનો તથા તેમનો ઉપયોગ કરતા લોકો) ઐતિહાસિક રીતે ચોક્કસ ઉત્પાદન પદ્ધતિનું અંતસ્તત્ત્વ બની રહે છે, અને ઉત્પાદનના સંબંધો (ઉત્પાદનની પ્રક્રિયામાં એ સાધનો વડે સંકળાયેલા લોકોના પરસ્પર સંબંધો) તેનું રૂપ બની રહે છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં અંતસ્તત્ત્વ અને રૂપની **એકતાને**, પરસ્પર અવિભાજ્યતાને, આધાર તરીકે ગણવામાં આવે છે. જે તે વસ્તુમાં રૂપની જેમ જ અંતસ્તત્ત્વ અંતર્ભૂત હોય છે એટલે તેમને એકબીજાથી અળગા ન પાડી શકાય. સામાન્ય અંતસ્તત્ત્વ હોતું જ નથી, કેવળ સંઘટિત અંતસ્તત્ત્વ, અર્થાત્ ચોક્કસ રૂપ ધરાવતું અંતસ્તત્ત્વ, હોય છે. એવી જ રીતે કશા અંતસ્તત્ત્વ વગરનું ખાલી રૂપ નથી હોતું. રૂપ હંમેશાં અંતસ્તત્ત્વ ધરાવતું હોય છે, તેમાં ચોક્કસ

અંતસ્તત્ત્વની પૂર્વધારણા હોય છે, રૂપ એ અંતસ્તત્ત્વના રચનાતંત્ર અથવા સંઘટનનું પ્રતિનિધિત્વ કરે છે.

## અંતસ્તત્ત્વનું નિર્ણાયક મહત્ત્વ અને રૂપની સક્રિય ભૂમિકા

આપણે જોયું કે દરેક વસ્તુ અંતસ્તત્ત્વ અને રૂપની એકતા અંકિત કરતી હોય છે. હવે આપણે જોઈએ કે અંતસ્તત્ત્વ અને રૂપ કેવી રીતે પરસ્પર સંકળાયેલાં છે, અને વસ્તુઓના વિકાસની પ્રક્રિયામાં કેવી રીતે એકબીજાની ઉપર ક્રિયા કરે છે.

અંતસ્તત્ત્વ બહુ સક્રિય હોય છે. તે પોતાના નિજી આંતરવિરોધોને કારણે સતત વિકાસ પામે છે, ગતિમાં રહે છે. અંતસ્તત્ત્વમાં ફેરફાર થાય એટલે રૂપમાં પણ ફેરફાર થાય છે. **અંતસ્તત્ત્વ રૂપને નિર્ધારિત કરે છે.**

દાખલા તરીકે, આપણે સામાજિક ઉત્પાદનના વિકાસનું પરીક્ષણ કરીએ. તેની શરૂઆત હંમેશાં—અંતસ્તત્ત્વથી—ઉત્પાદક શક્તિઓથી થાય છે. લોકો બને એટલી ભૌતિક સંપત્તિ પેદા કરવાના પ્રયાસો દરમિયાન ઉત્પાદનનાં સાધનોને સતત સુધારતા રહે છે અને પોતાની કાબેલિયત નિરંતર વધારતા રહે છે. તેના અનિવાર્ય પરિણામે સામાજિક ઉત્પાદનના રૂપમાં, ઉત્પાદનના સંબંધોમાં, ફેરફાર થાય છે.

પ્રકૃતિની પરિઘટનાઓમાં પણ અંતસ્તત્ત્વ રૂપને નિર્ધારિત કરે છે.

આપણને જીવવિજ્ઞાનના ક્ષેત્રે જાણવા મળ્યું છે કે જીવના અસ્તિત્વના સંજોગોમાં ફેરફારને પગલે પગલે પહેલાં તેની કામગીરીઓમાં (નિજી પ્રકારના ચયાપચયમાં તથા જીવનનું અંતસ્તત્ત્વ બની રહેતી બીજી પ્રક્રિયાઓમાં) ફેરફાર થાય છે, નવાં પ્રોટીન દ્રવ્યો ઉદ્‌ભવ પામે છે, વગેરે. ત્યાર પછી જ, અંતસ્તત્ત્વમાં ફેરફારના આધારે, રૂપમાં—જીવના સંઘટન અથવા રચનાતંત્રમાં—પણ ફેરફાર થાય છે. દાખલા તરીકે, કોઈ વનસ્પતિને ભેજદાર આબોહવામાંથી સૂકી આબોહવામાં ફેરવવામાં આવે તો તેના ચયાપચયમાં ફરક પડી જાય છે, અને ફરક એવી રીતે પડે છે કે નવા સંજોગોમાં વનસ્પતિ માટે વધારે ભેજ મેળવવાનું અને ઓછો ભેજ ગુમાવવાનું શક્ય બને છે. તેના રચનાતંત્રમાં અનુવર્તી ફેરફાર થાય છે: મૂળિયાં જમીનમાં વધારે ઊંડા પેસીને વધારાનો ભેજ મેળવી લે છે, પાંદડાં સાંકડાં બને છે જેથી પ્રમાણમાં ઓછો ભેજ સુકાય.

રૂપ અંતસ્તત્ત્વની પેદાશ છે ખરું, પરંતુ તેના સંબંધમાં નિષ્ક્રિય નથી રહેતું. તે અંતસ્તત્ત્વની ઉપર **સક્રિય** પ્રભાવ પાડે છે, તેના વિકાસમાં સહાયક અથવા અવરોધક બને છે. અંતસ્તત્ત્વને બંધબેસતું નવું રૂપ તેના વિકાસને પ્રવેગ આપે છે. પરંતુ અંતસ્તત્ત્વને બંધબેસતું ન હોય એવું પુરાણું રૂપ તેના વિકાસને અવરોધે છે. આપણે ફરી સામાજિક ઉત્પાદનનું ઉદાહરણ લઈએ તો જોવા મળશે કે તેનું રૂપ, ઉત્પાદનના સંબંધો, અંતસ્તત્ત્વ ઉપર આધારિત હોવા ઉપરાંત તેના વિકાસમાં સક્રિય ભૂમિકા પણ ભજવે છે. દાખલા તરીકે, ઉત્પાદનના પ્રગતિશીલ સમાજવાદી સંબંધો ઔદ્યોગિક તથા ખેતીવાડીની પેદાશની અસાધારણ ઊંચા દરો તેમ જ સમગ્ર સમાજવાદી અર્થતંત્રની ઉન્નતિ સુનિશ્ચિત બનાવે છે. પરંતુ, વર્તમાન મૂડીવાદના ઉત્પાદનના સંબંધો ઉત્પાદક શક્તિઓના વિકાસને મંદ બનાવી દે છે, અવરોધે છે, અને ક્યારેક તો તેમને બંધિયાર દશામાં ધકેલી દે છે અને ખતમ પણ કરી નાખે છે.

એટલે એવો સાર નીકળે છે કે વિકાસમાં રૂપની ભૂમિકા તથા મહત્ત્વનું ન્યૂન-મૂલ્યાંકન કોઈ રીતે ન જ કરવું જોઈએ. તેમ છતાં, આપણને સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના ઇતિહાસમાં જોવા મળે છે કે માર્ક્સવાદના વિરોધીઓએ, તકવાદીઓએ, નવા પ્રકારની ક્રાંતિકારી પાર્ટીની સ્થાપના અટકાવવાના પ્રયાસો દરમિયાન, પાર્ટીનાં સંગઠન રૂપોની ભૂમિકાને નકારી હતી, અને દલીલો કરી હતી કે રૂપ નિષ્ક્રિય, જડ હોય છે અને ક્રાંતિકારી સંઘર્ષના અંતસ્તત્ત્વ ઉપર કશો જ પ્રભાવ નથી પાડતું.

લેનિને તકવાદીઓના ધોરણનું ખંડન કર્યું અને પાર્ટીની સમગ્ર પ્રવૃત્તિઓમાં સંગઠનનાં રૂપોનું પારાવાર મહત્ત્વ સાબિત કરી આપ્યું. તેમણે 'એક કદમ આગે, બે કદમ પીછે' નામની કૃતિમાં પાર્ટીના સંગઠનાત્મક સિદ્ધાંતો નિરૂપિત કર્યા, અને તેમણે સ્થાપેલી નવા પ્રકારની પાર્ટીએ એ સિદ્ધાંતોને અમલમાં મૂક્યા. કોમ્યુનિસ્ટ પાર્ટી લોકશાહીવાદી કેંદ્રવાદના સિદ્ધાંત ઉપર આધારિત પરિપૂર્ણ સંગઠન રૂપ ધરાવે છે. એવા રૂપને કારણે જ તેને માટે સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષનું સફળ માર્ગદર્શન તથા સમાજવાદનું નિર્માણ, અને હાલના સમયે સામ્યવાદી નિર્માણનું સફળ સંચાલન, શક્ય બન્યું છે.

રૂપ અને અંતસ્તત્ત્વની આંતરક્રિયાનું પૃથક્કરણ કરતી વેળા આપણે લક્ષમાં રાખવું જોઈએ કે સંજોગો અનુસાર એકનું એક અંતસ્તત્ત્વ **જુદાં જુદાં રૂપોમાં** વિકાસ પામી શકે.

આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનનો અનુભવ બતાવે છે કે મૂડીવાદમાંથી

10*

સમાજવાદમાં સંક્રમણના ગાળાનું અંતસ્તત્ત્વ બની રહેતી સર્વહારા વર્ગની સરમુખત્યારી એકથી વધારે રૂપોમાં શક્ય છે. સોવિયેત સંઘમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીનું રૂપ મહેનતકશ લોકોના પ્રતિનિધિઓની સોવિયેતોનું હતું. વિશ્વ સમાજવાદી પદ્ધતિના બીજા દેશોમાં તેનું રૂપ જન લોકશાહીનું હતું. શક્ય છે કે ભવિષ્યમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીનાં નવાં રૂપો ઉદ્ભવ પામે.

રૂપોની વિવિધતા અંતસ્તત્ત્વને વધારે સબળ, સમૃદ્ધ, તથા વૈવિધ્યસભર બનાવે છે, એકદમ નિરનિરાળા સંજોગોમાં તેને વિકાસ શક્ય બનાવે છે. એટલે જ ક્રાંતિકારી સંઘર્ષ તથા સામ્યવાદી નિર્માણમાં વાસ્તવિક ઐતિહાસિક સંજોગોને વધારેમાં વધારે બંધબેસતાં રૂપો પસંદ કરવાની શક્તિ બહુ મહત્ત્વની છે.

## રૂપ અને અંતસ્તત્ત્વ વચ્ચેનો વિરોધ

રૂપ અને અંતસ્તત્ત્વના સહસંબંધનો બહેતર ખ્યાલ મેળવવા માટે તેનાં **આંતરવિરોધી** લક્ષણોનું વિવરણ મહત્ત્વનું છે. અમે જણાવી ચૂક્યા છીએ કે રૂપ અંતસ્તત્ત્વથી વધારે સ્થાયી હોય છે. એટલે તે અંતસ્તત્ત્વના વિકાસની પાછળ રહી જાય છે, કાલગ્રસ્ત બની જાય છે, અને તેની સામે ટકરાય છે. પુરાણા રૂપ અને નવા અંતસ્તત્ત્વ વચ્ચેના વિરોધની પૂર્ણાહુતિ સામાન્ય રીતે પુરાણા રૂપના પરિત્યાગ અને તેના સ્થાને નવા રૂપની સ્થાપનામાં થાય છે. તેના પરિણામે અંતસ્તત્ત્વને અધિક વિકાસનું ક્ષેત્ર સાંપડે છે.

એ રીતે, સંજોગોમાં ફેરફાર થતાં જીવ માટે નવાં પોષક દ્રવ્યોનું સ્વાંગીકરણ આવશ્યક બને છે. એ સંબંધમાં, જીવનું અંતસ્તત્ત્વ, અર્થાત્ તેનો નિજી ચયાપચય તથા સમગ્ર પ્રાણભૂત પ્રવૃત્તિ, પ્રમાણમાં ઝડપથી બદલાય છે. પરંતુ જીવનું રૂપ, રચનાતંત્ર, અંતસ્તત્ત્વના વિકાસ જોડે સમાન વેગે નથી બદલાતું એટલે તેની સાથે ટકરાય છે. એ આંતરવિરોધનો ઉકેલ જીવના રચનાતંત્રમાં પરિવર્તનથી આવે છે. રૂપ બદલાયેલા અંતસ્તત્ત્વને બંધબેસતું બની જાય છે. તેના પરિણામે, હયાત અવયવોનું રૂપાંતર થઈ જાય છે અથવા નવા અવયવો ઉદ્ભવ પામે છે. દાખલા તરીકે, જીવો જળના વાતાવરણમાંથી જળસ્થળ જીવનના સંજોગોમાં પહોંચી જાય ત્યારે તેમનામાં ધીરે ધીરે ઝાલરને બદલે ફેફસાં, પક્ષને બદલે અવયવો, વગેરે વિકાસ પામે છે.

સામાજિક જીવનમાં પણ અંતસ્તત્ત્વ અને રૂપ વચ્ચે આંતરવિરોધ હોય છે. સામાજિક ઉત્પાદનના વિકાસ સંબંધી ઉપરોક્ત ઉદાહરણમાં એ હકીકત સાફ જોવા મળે છે.

વિકાસ દરમિયાન નવું અંતસ્તત્ત્વ (ઉત્પાદક શક્તિઓ) પુરાણા રૂપ (ઉત્પાદનના સંબંધો) સાથે ટકરાય છે. એ આંતરવિરોધનો ઉકેલ ઉત્પાદનના કાલગ્રસ્ત સંબંધોના સ્થાને નવા સંબંધોની સ્થાપનાથી આવે છે. નવા સંબંધો ઉત્પાદક શક્તિઓનો અધિક અને અણથંભ વિકાસ સુનિશ્ચિત બનાવે છે. મૂડીવાદમાં ઉત્પાદનના અંતસ્તત્ત્વ અને રૂપ વચ્ચેનો વિરોધ કટ્ટર હોય છે. એટલે સમાજવાદી ક્રાંતિ જરૂરી બની જાય છે. તેનું લક્ષ્ય ઉત્પાદનના પુરાણા મૂડીવાદી રૂપના સ્થાને નૂતન સમાજવાદી રૂપની સ્થાપના કરવાનું હોય છે. સમાજવાદમાં પણ, દાખલા તરીકે સોવિયેત સંઘમાં, સામાજિક ઉત્પાદનના રૂપ અને અંતસ્તત્ત્વ વચ્ચે વિરોધ છે. પરંતુ એ વિરોધ કટ્ટર નથી, અને સોવિયેત જનતા કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની હેઠળ તેનું નિવારણ સફળતાથી કરી રહી છે.

સોવિયેત જનતા એ અને બીજા આંતરવિરોધો તથા મુશ્કેલીઓને પહોંચી વળે છે અને સામ્યવાદી નિર્માણને અવરોધતાં પુરાણાં કાલગ્રસ્ત રૂપોને તજી દે છે. સાથે સાથે જ, સોવિયેત સમાજના આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક જીવનનાં સઘળાં રૂપોમાં સુધારણાની પ્રક્રિયા એકધારી ચાલતી રહે છે.

આપણે વસ્તુના અંતસ્તત્ત્વ તથા રૂપનું પરીક્ષણ કરી લીધું. હવે જોઈએ કે તેનાં બધાં તત્ત્વો તથા પાસાં એકસરખા મહત્ત્વનાં છે કે નહિ, સંબંધિત વસ્તુના અસ્તિત્વ તથા વિકાસમાં એ બધાં એકસરખી ભૂમિકા ભજવે છે કે નહિ. એ સવાલના જવાબ માટે અમે હવે સારતત્ત્વ અને પરિઘટનાના પ્રવર્ગોનું પરીક્ષણ કરીશું.

## ૪. સારતત્ત્વ અને પરિઘટના

### સારતત્ત્વ અને પરિઘટના એટલે શું?

સારતત્ત્વની વિભાવના અંતસ્તત્ત્વની વિભાવનાને મળતી આવે છે પરંતુ બેઉ એકરૂપ નથી. અંતસ્તત્ત્વમાં સંબંધિત વસ્તુનાં **સઘળાં** સંઘટક તત્ત્વો તથા પ્રક્રિયાઓની સમગ્રતા અંકિત હોય છે, પરંતુ **સારતત્ત્વમાં** વસ્તુનું (અથવા

તેનાં પાસાં તથા સંબંધોની સમગ્રતાનું) **મુખ્ય, આંતરિક,** પ્રમાણમાં સ્થાયી પાસું અંકિત હોય છે. સારતત્ત્વ વસ્તુના સ્વરૂપને નિર્ધારિત કરે છે. વસ્તુનાં બીજાં બધાં પાસાં તથા લક્ષણો તેમાંથી ઉદ્‌ભવ પામે છે.

જીવનું સારતત્ત્વ ચયાપચય છે. તે બધી પ્રાણભૂત કામગીરીઓનો આધાર છે અને સઘળા સજીવ પદાર્થોની આંતરિક તાસીર અંકિત કરે છે. એંગેલ્સે નિર્દેશ કર્યો છે કે પ્રોટીનની આવશ્યક કામગીરીનું પ્રતિનિધિત્વ કરતા ચયાપચયમાંથી જ જીવનનાં બીજાં બધાં ઘટકો — ઉત્તેજનશીલતા, સંકોચનશીલતા, વૃદ્ધિની શક્યતા, આંતરરિક હલનચલન — ઉદ્‌ભવ પામે છે.*

સામાજિક પરિઘટનામાં સારતત્ત્વ પ્રક્રિયાઓના આંતરિક મુખ્ય પાસાને પણ વ્યક્ત કરે છે. લેનિને સામ્રાજ્યવાદના, મૂડીવાદની ઉચ્ચતર કક્ષાના, વિવરણમાં તેને ઈજારદારી મૂડીવાદ ગણાવ્યો છે. ચડસાચડસીનું સ્થાન ઈજારદારી શાસને લઈ લીધું, સામ્રાજ્યવાદનું સારતત્ત્વ એ જ છે. ઈજારદારીઓના વર્ચસ્વમાંથી સામ્રાજ્યવાદનાં બીજાં બધાં લક્ષણો, સૌપ્રથમ તો ઈજારદારી મંડળોના સભ્ય મૂડીદારો તરફથી ઈજારદારી અતિ-નફા લૂંટવાનું લક્ષણ, ઉદ્‌ભવ પામે છે. સામ્રાજ્યવાદીઓ અતિ-નફાની તલાશમાં આંતરરાષ્ટ્રીય ઈજારદારી સંઘો સ્થાપે છે તથા દુનિયાને પોતાનાં પ્રભાવક્ષેત્રોમાં વિભાજિત કરી નાખે છે, નાણાની ઈજારદારી જમાવી દે છે, માલને બદલે મૂડીની નિકાસ કરે છે, પોતપોતાના દેશોમાં મહેનતકશ લોકોનું તેમ જ સંસ્થાનો તથા પરાધીન દેશોની પ્રજાઓનું શોષણ એકદમ વધારી દે છે. એ બધું મૂડીવાદના નિજી આંતરવિરોધોને અત્યંત ઉગ્ર બનાવે છે. સામ્રાજ્યવાદમાં મૂડીવાદની અધોગામી મરણોન્મુખ કક્ષા, સમાજવાદી ક્રાંતિની પૂર્વવેળા, અંકિત છે.

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓ પણ પોતાનું સારતત્ત્વ ધરાવતી હોય છે. એ સારતત્ત્વ રાષ્ટ્રીય સ્વતંત્રતા હાંસલ કરવાનું, વિશ્વ મૂડીવાદના રાજકીય તથા આર્થિક જુલમને ખતમ કરી નાખવાનું, રાષ્ટ્રીય અર્થતંત્ર તથા સંસ્કૃતિનો વિકાસ કરવાનું, અને જનતાનાં લોકશાહીવાદી રાજ્યો સ્થાપવાનું હોય છે.

સમાજવાદી સમાજનું સારતત્ત્વ સમાજવાદી માલિકીના વર્ચસ્વનું અર્થતંત્રના આયોજિત સ્વરૂપનું, શોષણની ગેરહાજરીનું, સમાજના સભ્યોના સહકાર અને પરસ્પર સહાયનું, અને અદ્યતન ટેકનોલોજીના આધારે ઉત્પાદનના વિકાસ તથા

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂહરિંગ ખંડન', મોસ્કો, ૧૯૭૭, પૃષ્ઠ ૧૦૪-૫.

સુધારણા મારફત સમાજના સભ્યોની ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરિયાતો પૂરેપૂરી સંતોષવાનું હોય છે.

પરિઘટના એટલે શું? **પરિઘટના એટલે સારતત્ત્વની બાહ્ય સીધી અભિવ્યક્તિ, એવી અભિવ્યક્તિનું રૂપ.** દરેક સજીવ વસ્તુના સારતત્ત્વ તરીકે ચયાપચય અત્યંત વિવિધ પરિઘટનાઓમાં વ્યક્ત થાય છે. વનસ્પતિની લગભગ પાંચ લાખ અને પ્રાણીની લગભગ પંદર લાખ ઉપજાતિઓમાં તેની અભિવ્યક્તિ જોવા મળે છે. એ બધી દેખાવ અને વિકાસની કક્ષાના સંબંધમાં એકબીજીથી જુદી પડે છે. જુદી જુદી રીતે પોષણ પામે છે, વધે છે, અને ભવિષ્યમાં ચાલુ રહે છે.

સામ્રાજ્યવાદના સારતત્ત્વની અભિવ્યક્તિ તેના તરફથી શરૂ કરવામાં આવતાં યુદ્ધો (વિશ્વવ્યાપી તેમ જ સ્થાનિક), નવા વિશ્વયુદ્ધની તૈયારીમાં હથિયારોની હરીફાઈ, નિરંતર વધારે ઉગ્ર બનતી મૂડીવાદની સામાન્ય કટોકટી (આર્થિક, રાજકીય, તથા નૈતિક), મહેનતકશ લોકોનું વધતું જતું શોષણ, વધતી જતી બેકારી, કથળતું જીવનધોરણ, ગુનાઓમાં વધારો, અવિકસિત અને પરાધીન દેશોનું વધતું જતું શોષણ, વગેરેમાં થાય છે.

સમાજવાદનું સારતત્ત્વ રોજિંદા સોવિયેત જીવનની નીચે મુજબની પરિઘટનાઓમાં વ્યક્ત થાય છે: સોવિયેત સંઘની શાંતિમય વિદેશ નીતિ, સોવિયેત લોકોનાં સુખસગવડ તથા સંસ્કૃતિનો એકધારો ઉત્કર્ષ, વિશાળ પાયા ઉપર નવાં કારખાનાં અને મોટાં વિદ્યુત મથકોનું નિર્માણ, અર્થતંત્રની અત્યંત વિવિધ શાખાઓમાં ઝડપી પ્રગતિ, ઘરો અને સાંસ્કૃતિક કેંદ્રોના ચણતરનો અભૂતપૂર્વ વેગ, કામદિનના સમયમાં ઘટાડો, વધતું જતું વેતન, સામાજિક સુરક્ષા તથા રોજિંદી સેવાઓમાં સુધારો, વગેરે.

## સારતત્ત્વ અને પરિઘટનાની દ્વંદ્વાત્મકતા

આપણે જોયું કે સારતત્ત્વ અને પરિઘટના એટલે શું. હવે જોઈએ કે તેમનો પરસ્પર સંબંધ કેવો છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ વૈજ્ઞાનિક સિદ્ધિઓની તથા વાસ્તવિક પ્રવૃત્તિની સામાન્ય તારવણી કરીને ધોરણ અપનાવે છે કે સારતત્ત્વ અને પરિઘટના વચ્ચે **એકતા** હોય છે, તેઓ પરસ્પર સંકળાયેલાં અને અવિભાજ્ય હોય છે. લેનિને

લખ્યું છે કે સારતત્ત્વ **પરિઘટના તરીકે વ્યક્ત થાય** છે અને પરિઘટના **તાત્ત્વિક** હોય છે. પરિઘટના વાસ્તવિકતામાં વ્યક્ત થયેલું સારતત્ત્વ જ હોય છે. વાસ્તવિકતાનું બહારનું સપાટી પરનું પાસું, વસ્તુઓના વિવિધ ગુણધર્મો, સોપાનો, તથા પાસાં, પરિઘટના બની રહે છે. સારતત્ત્વ એ જ પરિઘટનાને, એ જ સોપાનો તથા પાસાંને, પરંતુ વધારેમાં વધારે સ્થાયી, ગહન, તથા સામાન્ય રૂપમાં લઈને, અંકિત કરે છે. લેનિને સારતત્ત્વની સરખામણી ઝડપથી વહેતી અને સપાટી ઉપર મોજાં તથા ફીણ ઉછાળતી નદીના પ્રમાણમાં શાંત, જોરદાર, અને ઊંડા પ્રવાહ સાથે કરી છે. "... ઉપર ફીણ અને નીચે ઊંડા પ્રવાહો. પરંતુ ફીણ પણ સારતત્ત્વની અભિવ્યક્તિ હોય છે!"*

સારતત્ત્વ દરેક પરિઘટનામાં અનિવાર્ય રીતે વ્યક્ત થાય જ છે, પરંતુ પૂરેપૂરું નહિ, માત્ર તેનો અમુક નાનકડો અંશ વ્યક્ત થાય છે. પરિઘટના સારતત્ત્વને પૂરેપૂરું નથી આવરી લેતી પરંતુ તેના કેવળ કોઈ **વિશિષ્ટ** પાસાને રજૂ કરે છે.

"વિશુદ્ધ" સારતત્ત્વ, અર્થાત્ કશામાં વ્યક્ત ન થતું હોય એવા પ્રકારનું સારતત્ત્વ, હોતું જ નથી. દરેક સારતત્ત્વ બહોળી પરિઘટનાઓમાં વ્યક્ત થાય છે. સમાજવાદનું સારતત્ત્વ સમાજવાદી જીવન રીતિની અનેક ઘટનાઓ તથા હકીકતોમાં વ્યક્ત થાય છે.

સારતત્ત્વ અને પરિઘટના અવિભાજ્ય હોવા ઉપરાંત **પરસ્પર વિરોધી** પણ હોય છે અને તેમનો પૂરેપૂરો સુયોગ ક્યારેય નથી થતો. તેમના પરસ્પર વિરોધમાં ખુદ વાસ્તવિકતાની વસ્તુઓના આંતરિક વિરોધની અભિવ્યકિત હોય છે. સારતત્ત્વ સપાટી પર નજરે નથી પડતું, તે છૂપું હોય છે અને પ્રત્યક્ષ જોઈ શકાતું નથી. તેને કેવળ વસ્તુના દીર્ઘકાલીન સર્વાંગી પરીક્ષણ દરમિયાન જ પ્રકાશમાં આણી શકાય છે. માર્ક્સે લખ્યું છે કે જો વસ્તુઓના વ્યક્ત રૂપ અને સારતત્ત્વનો સીધો સુયોગ થઈ જતો હોય તો દરેક વિજ્ઞાન નકામું બની જાય. વિજ્ઞાનનું કર્તવ્ય વાસ્તવિકતાની પારાવાર પરિઘટનાઓ, બાહ્ય પાસાં તથા લક્ષણોની પાછળથી સારતત્ત્વને, આંતરિક, ગહન, તથા આધારભૂત પ્રક્રિયાઓને, પ્રકાશમાં આણવાનું છે.

---

*વ્લા. ઈ. લેનિન, 'હેગેલની કૃતિ "વિજ્ઞાન અને તર્કશાસ્ત્ર" નું સિંહાવલોકન', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૮, પૃષ્ઠ ૧૩૦.

## સારતત્ત્વ અને પરિઘટનાના પ્રવર્ગોનું મહત્ત્વ

સારતત્ત્વ અને પરિઘટનાની દ્વંદ્વાત્મકતાનું જ્ઞાન સામાજિક જીવનમાં, વિજ્ઞાન તથા વાસ્તવિક પ્રવૃત્તિમાં, બહુ મહત્ત્વનું છે.

એ જ્ઞાન વિજ્ઞાનીઓમાં આત્મવિશ્વાસ પ્રેરે છે કે પરીક્ષણની પરિઘટનાઓની અનુભૂતિની પ્રક્રિયા ગમે એટલી જટિલ હોય તોપણ, સારતત્ત્વ એ પરિઘટનાઓની પાછળ ગમે એટલું ઊંડે છુપાયેલું હોય તોપણ, આખરે તેને જાણી લેવામાં આવશે જ. દાખલા તરીકે, ખગોળશાસ્ત્રીઓ અનેકાનેક વર્ષોથી સૂર્યનાં સર્વાંગી નિરીક્ષણો કરતા રહ્યા છે. તેમણે સાધનોનો ઉપયોગ કરીને સૂર્ય પર ધાબાં તથા ફુલાવા શોધી કાઢયાં અને સૂર્યમાંથી છૂટતા વિવિધ કણોના પ્રવાહોનું પગેરું કાઢયું. પરંતુ કેવળ એ બધી પરિઘટનાઓમાંથી તો સૂર્યની ભીતર ચાલતી પ્રક્રિયાઓનો, સૌર-શક્તિના સ્રોતનો, કશો નિર્દેશ ન મળ્યો. એ પરિઘટનાઓની પાછળ ચાલતી પ્રક્રિયાઓનું સારતત્ત્વ ખોળી કાઢવામાં વિજ્ઞાનને લાંબો સમય લાગ્યો. વખત જતાં જાણવા મળ્યું કે સૂર્યમાં તાપ-નાભિકીય પ્રતિક્રિયા (હાઈડ્રોજનમાંથી હેલિયમનું સંયોજન) થાય છે. એ પ્રતિક્રિયાના પરિણામે છૂટી થતી પ્રચંડ શક્તિ સૂર્યના બહુ ઊંચા તાપમાનને જાળવી રાખે છે.

સારતત્ત્વનું જ્ઞાન ખાસ આવશ્યક છે કારણ કે પરિઘટનાઓ ઘણી વાર સારતત્ત્વના સ્વરૂપનો ગલત ખ્યાલ આપે છે. દાખલા તરીકે, આપણને સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો લાગે છે પરંતુ આપણે જાણીએ છીએ કે વાસ્તવમાં તો પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે. પહેલી નજરે લાગે ખરું કે સામ્રાજ્યવાદી દુનિયામાં બહોલી લોકશાહી પ્રવર્તિત છે—આખર તો તેમાં સાર્વજનીન મતાધિકાર, વાણીસ્વાતંત્ર્ય, અખબારી આઝાદી, રાજકીય પાર્ટીઓ તથા જૂથો સ્થાપવાની આઝાદી, વગેરે ઘોષિત છે. પરંતુ વાસ્તવમાં તો સામ્રાજ્યવાદી દેશોમાં લોકશાહી ખાલી છળકપટ હોય છે, મર્યાદિત લોકશાહી હોય છે, કેવળ અમીરો માટેની લોકશાહી હોય છે.

કેવળ સારતત્ત્વની અભિવ્યક્તિઓ ઉપર આધારિત જ્ઞાન જગતનું ખરું ચિત્ર ન આપી શકે અને પ્રવૃત્તિના માર્ગદર્શકની કામગીરી ન બજાવી શકે. પરિઘટના અને સારતત્ત્વ વચ્ચેના તફાવતને પારખી લેવાની અશક્તિ સિદ્ધાંત અને પ્રવૃત્તિમાં ગંભીર ભૂલોની હાલત પેદા કરે છે.

માર્ક્સવાદ-લેનિનવાદના સંસ્થાપકોએ સામાજિક પરિઘટનાઓના સારતત્ત્વનું અનન્ય પૃથક્કરણ કર્યું છે. તેમાંથી મૂડીવાદી ઉત્પાદનના સારતત્ત્વની માર્ક્સે કરેલી શોધે સામાજિક ચિંતનના વિકાસના આખા યુગને આવરી લીધો છે.

મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ તથા સમાજશાસ્ત્રીઓ પરિઘટનાઓના, કેવળ જે ખરું દેખાતું હોય તેના, પરિક્ષણ પૂરતા જ સીમિત રહીને દલીલો કરતા રહ્યા છે અને હજી કરે છે કે મૂડીવાદી સમાજમાં શોષણ છે જ નહિ, કામદાર જે કંઈ મૂડીદાર પાસેથી કમાતો હોય તે હાંસલ કરી લે છે. તેમની દૃષ્ટિમાં મૂડીવાદી નફાનો સ્રોત કામદારોના શોષણમાં નહિ પરંતુ મૂડીદારોએ ઉત્પાદનમાં રોકેલી મૂડીમાં હોય છે.

ખરી હાલત કેવી છે?

વાસ્તવમાં પરિસ્થિતિ સાવ જુદી જ છે. કામદારને પોતાના અને કુટુંબના ગુજારા માટે અમુક વસ્તુઓની જરૂર હોય છે. તેને મૂડીવાદી સમાજમાં એ વસ્તુઓ મેળવવા માટે પોતાની શ્રમશક્તિ મૂડીદારને વેચવી પડે છે. પહેલી નજરે લાગે ખરું કે કામદાર અને મૂડીદાર વચ્ચે સાધારણ ખરીદી અને વેચાણનો સોદો થાય છે. કામદાર પોતાની શ્રમશક્તિ વેચે છે, અને મૂડીદાર એ ખરીદી લે છે. કામદાર કામ કરે છે અને મૂડીદાર તેને મહેનતાણું ચૂકવે છે.

બહારથી તો એ મૂડીદાર અને કામદાર વચ્ચે સમાનતાનો સોદો લાગે છે. મૂડીવાદી વિચારકો એટલા પૂરતા જ સીમિત રહીને સાવ ગલત નિષ્કર્ષ તારવે છે કે મૂડીવાદમાં શોષણ હોતું જ નથી. તેઓ મૂડીવાદી ઉત્પાદનનું ખરું સારતત્ત્વ નથી જોવા માગતા.

માર્ક્સ મૂડીવાદી સમાજની ઉપરછલ્લી પરિઘટનાઓના પૃથક્કરણ પૂરતા જ સીમિત ન રહ્યા. તેમણે પરિઘટનાની પાછળથી, મૂડીદાર અને કામદાર વચ્ચે સમાનતાના સોદાના આભાસ પાછળથી, મૂડીવાદી ઉત્પાદનનું શોષણ-મૂલક સારતત્ત્વ પ્રકાશમાં આણ્યું. તેમણે બતાવી આપ્યું કે શ્રમશક્તિમાં ભૌતિક મૂલ્યો પેદા કરી શકે એવું ખાસ પણ્ય અંકિત છે. વધુમાં, તે જે મૂલ્યોને પેદા કરે છે તેની કિંમત મૂડીદાર તરફથી ચૂકવવામાં આવતા વેતન કરતાં વધારે હોય છે. મૂડીદાર તો કામદાર તરફથી ઉત્પાદિત માલના મૂલ્યનો ખાલી એક હિસ્સો જ ચૂકવે છે અને બાકીનો પોતે રાખી લે છે. મૂડીવાદી નફાનો સ્રોત તેમાં છે, અને માત્ર તેમાં જ છે.

મૂડીવાદી શોષણના સારતત્ત્વની માર્ક્સે કરેલી શોધ પારાવાર ઐતિહાસિક

મહત્ત્વની છે. એથી મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેના વિરોધનો આધાર પ્રકાશમાં આણવાનું શક્ય બન્યું, અને સાબિત કરી શકાયું કે તેમની વચ્ચેનો સંઘર્ષ અનિવાર્ય કેમ છે અને આખરે સમાજવાદી ક્રાંતિમાં તથા મૂડીવાદના પતનમાં કેમ પરિણમે છે.

સામાજિક પરિઘટનાઓનું પૃથક્કરણ કેવી રીતે કરવું જોઈએ તેનું એ ઉત્કૃષ્ટ ઉદાહરણ વિજ્ઞાન તથા ક્રાંતિકારી પ્રવૃત્તિ માટે વસ્તુઓના સારતત્ત્વના જ્ઞાનના અનહદ મહત્ત્વને પ્રકાશમાં આણે છે.

આપણે એકલ અને સામાન્યનું, અંતસ્તત્ત્વ અને રૂપનું, સારતત્ત્વ અને પરિઘટનાનું, અર્થાત્ અમુક વસ્તુ અથવા પરિઘટનાને સમજવામાં આપણને સહાયક બનતી દરેક બાબતનું, પૃથક્કરણ કર્યું. પરંતુ વસ્તુઓ તથા પરિઘટનાઓ અલગતાની સ્થિતિમાં હયાત નથી હોતી, પરસ્પર સંકળાયેલી હોય છે, અને તેમાંથી એકને પણ એવા સંબંધની બહાર સમજી શકાય નહિ. વસ્તુનું પરીક્ષણ બીજી વસ્તુઓ સાથે તેના જોડાણની સ્થિતિમાં કરવું એટલે સૌપ્રથમ તો તેના ઉદ્‌ભવનું કારણ નક્કી કરવું. હવે અમે કારણ અને કાર્યના પ્રવર્ગોની છણાવટ કરીશું.

## ૫. કારણ અને કાર્ય

### કારણ અને કાર્ય એટલે શું?

વસ્તુગત જગતમાં આપણને પરિઘટનાઓની અવિરત આંતરક્રિયા જોવા મળે છે. તેના પરિણામે કેટલીક પરિઘટનાઓમાંથી બીજી અને તેમાંથી વળી બીજી પરિઘટનાઓ ઉદ્‌ભવ પામે છે, એમ ચાલતું જ રહે છે. દાખલા તરીકે, ઘર્ષણથી ગરમી પેદા થાય છે, અનાવૃષ્ટિના પરિણામે પાક બરબાદ થઈ જાય છે, વગેરે. સામાજિક જીવનમાં પણ પરિઘટનાઓની આંતરક્રિયા જોવા મળે છે. દાખલા તરીકે, સમર્થ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના પરિણામે સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિ પડી ભાંગી છે.

જે પરિઘટના અથવા આંતરક્રિયા કરતી પરિઘટનાઓનું જૂથ પહેલાં અસ્તિત્વમાં હોય અને નવી પરિઘટના અથવા પરિઘટનાઓના જૂથના ઉદ્‌ભવમાં કારણભૂત હોય, તેને **કારણ** કહેવામાં આવે છે. કારણની ક્રિયાથી પેદા થતી પરિઘટનાને **કાર્ય** કહેવામાં આવે છે.

કારણ હંમેશાં કાર્યનું **પુરોગામી હોય છે**, પરંતુ કારણની બાબતમાં સમયના અનુક્રમણની નિશાની પૂરતી નથી. દાખલા તરીકે, રાત પછી દિવસ આવે છે, પરંતુ રાત દિવસનું કારણ નથી. દિવસ અને રાતનો ક્રમ તો પૃથ્વી પોતાની ધરી પર ફરતી હોવાને કારણે થાય છે. બે પરિઘટનાઓમાંથી એક બીજીની પુરોગામી હોય એટલું જ નહિ પરંતુ અનિવાર્ય રીતે તેને **પેદા કરતી હોય** ત્યારે તેમની વચ્ચે કારણાત્મક અવલંબન હોય છે.

કારણને અવસર જોડે ગૂંચવી ન નાખવું જોઈએ. **અવસર** એટલે કાર્યનો સીધો પુરોગામી બનાવ. અવસર ખુદ કારણ નથી હોતો પરંતુ તેને ગતિમાન બનાવી દે છે. એ રીતે, સોવિયેત યુનિયન અને ક્યૂબાએ પોતાના સ્વાભાવિક સાથીઓને, અંગોલા તથા ઇથિયોપિયાની પ્રજાઓને, બહારનું આક્રમણ મારી હઠાવવાના ઉદ્દેશે કરવામાં આવેલી તેમની સરકારોની વિનંતિના જવાબમાં, વાજબી સહાય પૂરી પાડી ત્યારે એ બનાવ ઉત્તર આટલાંટિક સંધિ સંગઠનના દેશો તરફથી આફ્રિકા ખંડમાં આક્રમક કદમો એકદમ વધારી દેવાનો અવસર બની ગયો. સામ્રાજ્યવાદે તેને "સોવિયેત યુનિયન તથા ક્યૂબાના" જોખમથી "ઉગારી લેવાનું" બહાનું કાઢીને સ્વતંત્ર આફ્રિકા વિરુદ્ધ જેહાદ શરૂ કરી દીધી.

એ જેહાદનું ખરું કારણ તો આફ્રિકા ખંડમાં રાષ્ટ્રીય તથા સામાજિક મુક્તિના વધતા જતા આંદોલનને થંભાવવા તથા ઊલટી દિશામાં વાળી દેવાની, ખનીજ કાચા માલના તથા કલ્પનાતીત સસ્તી શ્રમ શક્તિના બેહદ સમૃદ્ધ સ્રોતો ઉપર ફરી પૂરો કાબૂ જમાવી દેવાની, અને બેઈમાનીથી તેમનો ઉપયોગ કરીને અતિ-નફા કમાવાની સામ્રાજ્યવાદની મુરાદમાં હતું.

કારણને તેની કામગીરીના **સંજોગોથી** પણ અલગ તારવવું જોઈએ. સમગ્ર સામાજિક સંપત્તિનું કારણ ઉત્પાદક શ્રમ છે. પરંતુ શ્રમ વડે સંપત્તિ પેદા કરવા માટે શ્રમની વસ્તુ તેમ જ એ વસ્તુ લઈને કામ કરવા માટે ઓજારો જરૂરી હોય છે. ખાલી શ્રમની વસ્તુ કે ઓજારો આપમેળે સંપત્તિ પેદા ન કરી શકે, પરંતુ તેઓ માનવીના શ્રમ માટે આવશ્યક સંજોગો બની રહે.

## કારણતાના માર્ક્સવાદ વિરોધી વિચારોની ટીકા

ભૌતિક જગતમાં કારણતા સર્વસામાન્ય, સર્વવ્યાપી, સ્વરૂપ ધરાવે છે. કોઈ પણ પરિઘટના કારણ વગર અસ્તિત્વમાં નથી હોતી અને ન હોઈ શકે.

જૂની કહેવત છે કે આગ વગર ધુમાડો ન થાય. કારણતા વસ્તુગત છે, તેને વાસ્તવિકતામાં માનવીય બુદ્ધિ અથવા કોઈ અલૌકિક શક્તિ દ્વારા સામેલ નથી કરવામાં આવી. કારણતા વાસ્તવિકતામાં અંતર્ભૂત હોય છે અને માનવી તેને અનુભૂતિની તથા વાસ્તવિક પ્રવૃત્તિની પ્રક્રિયા દરમિયાન પારખી કાઢે છે.

કારણતાની દ્વંદ્વાત્મક ભૌતિકવાદી સમજણ જગતના ધાર્મિક અર્થઘટનથી તદ્દન જુદી છે. ધાર્મિક અર્થઘટન અનુસાર દરેક હયાત વસ્તુનું કારણ ઈશ્વર છે— જાણે વિશ્વ વ્યવસ્થાનું સર્જન ઈશ્વરે કર્યું છે, તેની પુનર્ઘટના ઈશ્વર જ કરે છે, દરેક હયાત વસ્તુનું આદિ કારણ દિવ્ય નિર્ધાર છે. ધર્મમાં જગત સંબંધી **પ્રયોજનવાદી** સિદ્ધાંત પણ ઉપદેશવામાં આવે છે. એ સિદ્ધાંત મુજબ જગત કોઈ જાતનાં અલૌકિક પૂર્વનિર્ધારિત લક્ષ્યોની સિદ્ધિ અંકિત કરે છે. એંગેલ્સે લખ્યું છે કે પ્રયોજનવાદની દૃષ્ટિએ જોતાં બિલાડાંનું સર્જન ઉંદરોનું ભક્ષણ કરવા માટે, ઉંદરોનું સર્જન બિલાડાંના ભક્ષ્ય તરીકે, અને સમગ્ર પ્રકૃતિનું સર્જન ઈશ્વરનું શાણપણ સાબિત કરવા માટે થયું છે.

પરંતુ વાસ્તવમાં તો પૂર્વનિર્ધારિત લક્ષ્યો જેવું કશું છે જ નહિ. દરેક વસ્તુ પ્રાકૃતિક કારણોના આધારે, વસ્તુગત નિયમોના આધારે, વિકાસ પામે છે. કહેવાની જરૂર જ નથી કે પ્રકૃતિ પોતાને માટે કોઈ જાતનાં લક્ષ્યો નિર્ધારિત કરી શકતી નથી અને કરતી નથી. સમાજમાં પરિસ્થિતિ એથી જુદી હોય છે કારણ કે લોકો સભાન પ્રવૃત્તિ કરે છે, ચોક્કસ લક્ષ્યો નિર્ધારિત કરે છે અને તેમની સિદ્ધિ માટે જહેમતો કરે છે. પરંતુ એ લક્ષ્યો સર્વશક્તિમાન ઈશ્વર તરફથી પૂર્વનિર્ધારિત નથી હોતાં, વસ્તુગત કારણોના આધારે, ઐતિહાસિક વિકાસના સમગ્ર ક્રમના આધારે, નિર્ધારિત થાય છે. સોવિયેત જનતા હાલ માનવજાતિના મહાન લક્ષ્યની, સામ્યવાદની, દિશામાં જહેમતો કરી રહી છે. એ લક્ષ્ય વસ્તુગત કારણતાના અને સામાજિક વિકાસની રીતોના સર્વાંગી પૃથક્કરણ ઉપર આધારિત છે.

વસ્તુઓના કુદરતી ક્રમને વસ્તુગત કારણતાની આધીનતામાં, નિયમો દ્વારા સંચાલિત, ગણાવનારા મતને **નિયતિવાદ** કહેવામાં આવે છે. નિયતિવાદથી વિપરીત **અનિયતિવાદ** હોય છે. એ આદર્શવાદી મત વસ્તુગત કારણતાને, અનિવાર્યતાને, તેમ જ નિયમો અનુસાર સંચાલનને નકારે છે. લેનિને જણાવ્યું છે કે અનિયતિવાદમાં કારણતા અંગે આદર્શવાદી વલણ અંકિત છે, તે વ્યવસ્થા-ક્રમની, પરિઘટનાઓના વિકાસનાં કારણોની, તલાશ બાહ્ય વસ્તુગત જગતમાં નહિ પરંતુ ચેતનામાં, માનસમાં, કરે છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અનિયતિવાદનો વિરોધી છે એટલું જ નહિ પરંતુ કારણોના સમગ્ર વૈવિધ્યને કેવળ બાહ્ય યાંત્રિક પ્રભાવો ગણાવી દેતા **યંત્રવાદી નિયતિવાદનો** પણ વિરોધી છે. સત્તરમી અને અઢારમી સદીમાં સઘળાં પ્રકૃતિ વિજ્ઞાનોમાં યંત્રવિજ્ઞાન સૌથી વધારે વિકસિત હતું ત્યારે એવો નિયતિવાદ પ્રવર્તમાન હતો.

યંત્રવાદી નિયતિવાદને સ્થૂળ વસ્તુઓના હલનચલનમાં, યંત્રો તથા પુલો તેમ જ બીજાં મથકો સંબંધી ટેકનિકલ ગણતરીઓમાં, લાગુ કરી શકાય. પરંતુ સંખ્યાબંધ જૈવિક પ્રક્રિયાઓ, માનસિક પ્રવૃત્તિ, અને સામાજિક જીવનનો ખુલાસો યંત્રવાદી નિયતિવાદના દૃષ્ટિબિંદુથી આપવાના પ્રયત્નો અત્યંત ભૂલ ભરેલા છે.

યંત્રવાદી નિયતિવાદ ભૌતિકવિજ્ઞાનના નવા ક્ષેત્ર ક્વૉન્ટમ યંત્રવિજ્ઞાનના સંબંધમાં પણ નકામો સાબિત થઈ ચૂક્યો છે. ક્વૉન્ટમ યંત્રવિજ્ઞાનમાં પરીક્ષવામાં આવતા સૂક્ષ્મ કણો ક્લાસિકલ યંત્રવિજ્ઞાનમાં પરીક્ષવામાં આવતી સ્થૂળ વસ્તુઓથી ગુણાત્મક દૃષ્ટિએ નિરાળા હોય છે. ક્લાસિકલ યંત્રવિજ્ઞાનના નિયમોના આધારે સ્થૂળ વસ્તુના અક્ષાંક (અવકાશમાં સ્થાન) તથા ગતિનું નિર્ધારણ ચોકસાઈથી તથા એકીસાથે કરી શકાય છે, પરંતુ "પ્રાથમિક" કણની બાબતમાં નથી કરી શકાતું. સૂક્ષ્મ જગતમાં જ્યાં ક્લાસિકલ યંત્રવિજ્ઞાનના નિયમો નકામા બની રહે છે ત્યાં ક્વૉન્ટમ યંત્રવિજ્ઞાનના નિયમોની કામગીરી ચાલે છે. તેઓ સમયની પ્રત્યેક ઘડીમાં કણના અક્ષાંક અથવા ગતિનું નિર્ધારણ, પૂરેપૂરી ચોકસાઈથી નહિ પરંતુ આશરે, અમુક પ્રમાણમાં સંભાવના બતાવતું નિર્ધારણ, શક્ય બનાવે છે.

જ્યારે ભૌતિકવાદના વિરોધીઓ સમજી ગયા કે યંત્રવાદી નિયતિવાદ સૂક્ષ્મ વસ્તુઓને લાગુ નથી કરી શકાતો ત્યારે તેમણે સામાન્ય રૂપમાં નિયતિવાદનો "પરાભવ" અને અનિયતિવાદનો વિજય ઘોષિત કરી દીધો. તેમણે જાહેર કર્યું કે સૂક્ષ્મ પ્રક્રિયાઓમાં કારણતાને માનવી પોતે જ નિરીક્ષણ તથા માપણીની કામગીરીઓ દરમિયાન સર્જે છે. પરંતુ વાસ્તવમાં તો આધુનિક ભૌતિકવિજ્ઞાને કારણતાના દ્વંદ્વાત્મક ભૌતિકવાદી સિદ્ધાંતનું ખંડન કોઈ રીતે નથી કર્યું બલકે, એથી ઊલટું, તેની વધારાની સાબિતી પૂરી પાડી છે. સાથે સાથે જ, તેણે બતાવી આપ્યું છે કે નિયતિવાદ વાસ્તવિકતાનાં વિવિધ ક્ષેત્રોમાં જુદી જુદી રીતે વ્યક્ત થાય છે.

દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં કારણ અને કાર્યના આધિભૌતિકવાદી વિભાજનનો

પણ વિરોધ કરવામાં આવે છે. દ્વંદ્વાત્મક ભૌતિકવાદ વિજ્ઞાનની સિદ્ધિઓ તથા વાસ્તવિક પ્રવૃત્તિના આધારે ભારપૂર્વક જણાવે છે કે કારણ અને કાર્ય **અવિભાજ્ય રીતે સંકળાયેલાં હોય છે**, કારણ વગરનું કાર્ય અને કાર્ય વગરનું કારણ હોતું જ નથી. કારણ અને કાર્ય વચ્ચેનો સંબંધ આંતરિક, નિયમ-સંચાલિત, સ્વરૂપનો હોય છે. એ સંબંધ એવા પ્રકારનો છે કે જેમાં કાર્ય કારણમાંથી, તેની કામગીરીના પરિણામે, ઉદ્ભવ પામે છે. કારણમાંથી ઉદ્ભવ પામેલું કાર્ય પોતાના કારણની બાબતમાં ઉદાસીન નથી રહેતું પરંતુ તેની ઉપર વળતી ક્રિયા કરે છે. એ રીતે, ઉત્પાદનની પ્રક્રિયામાં લોકો વચ્ચેના આર્થિક સંબંધો રાજકીય, દાર્શનિક, તથા બીજા વિચારોનું કારણ, સ્રોત, અંકિત કરે છે અને એ વિચારો આર્થિક સંબંધોના વિકાસ ઉપર વળતો પ્રભાવ પાડે છે.

કારણ અને કાર્યના પરસ્પર સંબંધનો અર્થ એવો પણ છે કે એકની એક પરિઘટના એક બાબતમાં કારણ અને બીજી બાબતમાં કાર્ય હોઈ શકે. વિદ્યુત પાવર પ્લાંટોમાં બૉઈલરોની અંદર કોલસાનું દહન પાણીને વરાળમાં પલટાવી નાખવાનું કારણ હોય છે. કોલસાના દહનનું કાર્ય અંકિત કરતી વરાળ ખુદ જનરેટરના રોટરની ગતિનું કારણ હોય છે. રોટરના પરિભ્રમણથી વીજળી ઉત્પન્ન થાય છે, અને વીજળી લોકોને ગરમી, પ્રકાશ, વગેરે આપતાં સંખ્યાબંધ યંત્રો તથા યંત્રક્રિયાઓની ગતિનો સ્રોત, કારણ, હોય છે. આ દલીલને વધારે આગળ લંબાવી શકાય. કારણતાની લાક્ષણિકતા પરસ્પર સંબંધોની એવી અનંત હારમાળામાં, જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓની **સર્વવ્યાપી આંતરક્રિયામાં**, અંકિત છે, અને તેની દરેક કડી એકીવેળાએ કારણ પણ હોય છે અને કાર્ય પણ હોય છે.

## કારણતાનું વૈજ્ઞાનિક અને અમલી મહત્ત્વ

પરિઘટનાઓના કારણાત્મક અવલંબનનું જ્ઞાન વિજ્ઞાનમાં તથા વાસ્તવિક પ્રવૃત્તિમાં અત્યંત મહત્ત્વનું છે. માનવી ઉપયોગી પરિઘટનાઓનાં કારણો પારખી લઈને તેમની કામગીરીને સરળ બનાવી શકે છે અને ઉપયોગી, પોતાને જરૂરી, પરિઘટનાઓ તથા પ્રક્રિયાઓના વિકાસને એ રીતે પ્રવેગ આપી શકે છે. દાખલા તરીકે જમીનનું સારું ખેડાણ, વખતસર વાવણી, સીંચાઈ, ખાતરનો ઉપયોગ, તથા ખેતીની બીજી રીતો ઊંચી કક્ષાની પેદાશનું કારણ બની રહે છે. આપણે

એ રીતોને સતત સુધારતા રહીને પાકમાં સારી પેઠે વધારો કરી શકીએ.

હાનિકારક પરિઘટનાઓનાં કારણોનું જ્ઞાન માનવી માટે એવી પરિઘટનાઓને નિવારી લેવાનું, તેમની કામગીરીને અંકુશમાં રાખવાનું, અને માનવીના સંબંધમાં અનિષ્ટ કાર્યોની શરૂઆત એ રીતે અટકાવવાનું શક્ય બનાવે છે.

કોઈ પણ પરિઘટનાનાં મુખ્ય કારણોને પ્રકાશમાં આણવાની શક્તિ વાસ્તવિક પ્રવૃત્તિમાં ખાસ મહત્ત્વ ધરાવે છે. લોકો મુખ્ય કારણો શોધી કાઢીને પરિઘટનાના ઉદ્ભવ તથા સારતત્ત્વને, બીજી પરિઘટનાઓના સંબંધમાં તેની સ્થિતિને, અને તેના વિકાસનું સંચાલન કરતા નિયમોને સમજી શકે છે.

**મુખ્ય** કારણ એટલે જેના વગર પરિઘટનાનો ઉદ્ભવ જ ન થઈ શકે એવું કારણ, પરિઘટનાનાં મુખ્ય લક્ષણો નિર્ધારિત કરતું કારણ.

એક દાખલો લઈએ. યુદ્ધમાં નાઝી ચડાઈખોરોની ઉપર સોવિયેત જનતાના વિજયનું મુખ્ય કારણ શું હતું? અફાટ વિસ્તાર કે આકરો રૂસી શિયાળો નહિ, મૂડીવાદી વિચારકો તરફથી જાહેર કરવામાં આવતી એવી કોઈ બાબતો નહિ, પરંતુ સોવિયેત સંઘની સામાજિક તથા રાજ્ય પદ્ધતિ, સોવિયેત સશસ્ત્ર દળોનું સામર્થ્ય. પ્રથમ ઉલ્લેખિત બાબતોની અમુક ભૂમિકા હતી ખરી, પરંતુ તેઓ મુખ્ય નિર્ણાયક કારણો કોઈ રીતે નહોતાં.

કારણોની બહુવિધતાને લક્ષમાં લઈને કોમ્યુનિસ્ટ પાર્ટી હંમેશાં મુખ્ય નિર્ણાયક કારણોની તલાશ કરે છે. અસંખ્ય બીજાં કારણોથી તેમને અલગ તારવી લેવાની શક્તિ, ઘટનાઓની શૃંખલામાં ખાસ **મુખ્ય** કડીને, પાર્ટી અને જનતા માટે કોઈ પણ ચોક્કસ ગાળામાં ઉપસ્થિત દરેક કર્તવ્ય પાર પાડવાનું શક્ય બનાવતી કડીને, પારખી કાઢવાનો આધાર પૂરો પાડે છે. લેનિને જણાવ્યું છે કે રાજકારણની કલા સામાજિક પરિઘટનાઓની શૃંખલાની એ મુખ્ય કડીને શોધી કાઢવામાં, મક્કમ પકડી રાખવામાં, અને એ રીતે પૂરી સફળતા સુનિશ્ચિત બનાવવામાં રહેલી છે.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી માને છે કે શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદનાં વિશ્વ પરિબળોની વૃદ્ધિ તથા સફળતાઓ અને સમગ્ર માનવજાતિની પ્રગતિના સર્વોત્તમ સંજોગો સુનિશ્ચિત બનાવી શકે એવી મુખ્ય નિર્ણાયક વિદેશનીતિ-કડી વિવિધ સામાજિક-રાજકીય પદ્ધતિઓ ધરાવતાં રાજ્યોના શાંતિમય સહઅસ્તિત્વની લેનિનવાદી નીતિમાં, આંતરરાષ્ટ્રીય સુમેળમાં, સાર્વત્રિક તથા સંપૂર્ણ નિ:શસ્ત્રીકરણમાં, અને પરસ્પર લાભદાયક તેમ જ સમાનતા પર આધારિત આર્થિક તથા સાંસ્કૃતિક સહકારની નીતિમાં અંકિત છે. એ નીતિ

આખી દુનિયાની પ્રજાઓની આકાંક્ષાઓ તથા પ્રાણભૂત હિતોને પૂર્ણ રૂપે પ્રતિબિંબિત કરે છે અને વિકસતા દેશો માટે પોતાની મૂળભૂત સમસ્યાઓ શાંતિના વાતાવરણમાં ઉકેલવાના સાનુકૂળ સંજોગો પૂરા પાડે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની વિદેશનીતિનું લક્ષ્ય શાંતિમય સહઅસ્તિત્વના લેનિનવાદી સિદ્ધાંતોનો અમલ સુનિશ્ચિત બનાવવાનું છે. વિશ્વનાં શાંતિપ્રેમી પરિબળો એ મુખ્ય તથા નિર્ણાયક કડીને પકડી રાખે તો જ માનવજાતિ સમક્ષ ઉપસ્થિત સઘળી પ્રાણભૂત સમસ્યાઓને ઉકેલી શકે.

કારણતામાં વધારેમાં વધારે સામાન્ય, સાર્વત્રિક, સંબંધ અંકિત છે. પરંતુ વાસ્તવિકતાના સઘળા અનેક સંબંધો તેમાં જ પૂરા નથી થઈ જતા. લેનિને નિર્દેશ કર્યો છે કે તેમાં દુનિયાના સંબંધોનો કેવળ નાનકડો હિસ્સો જ અંકિત છે. જગતના કારણાત્મક સંબંધોની અટપટી જાળમાં અનિવાર્ય અને સાંયોગિક સંબંધો પણ બહુ મહત્ત્વના હોય છે. હવે અમે તેમનું પરીક્ષણ કરીશું.

## ૬. અનિવાર્યતા અને સંયોગ

### અનિવાર્યતા અને સંયોગ એટલે શું?

અનિવાર્યતા અને સંયોગને બરાબર સમજી લેવા માટે આપણે પહેલાં તો નીચેના સવાલનો જવાબ જોઈએ: અમુક સંજોગોમાં બધી ઘટનાઓ અનિવાર્ય હોય છે ખરી? શું જરૂરી છે કે એ ઘટનાઓ અમુક જ રીતે બને, બીજી કોઈ રીતે ન બને?

આપણે જાણીએ છીએ કે બી વાવવામાં આવે અને તેને ભેજ તથા ગરમી મળે તો ફણગો ફૂટે છે. પરંતુ ધોધમાર વરસાદના પરિણામે નવો છોડ નષ્ટ થઈ જાય. એ બન્ને ઘટનાઓ (બીમાંથી ફણગો ફૂટવાની અને છોડ નષ્ટ થઈ જવાની) અનિવાર્ય છે ખરી?

ના, બન્ને નહિ. આપણે રોજિંદા અનુભવમાંથી જાણીએ છીએ કે અમુક સંજોગોમાં, અર્થાત્ માફક ગરમી અને ભેજના સંજોગોમાં, બીમાંથી ફણગો ફૂટવાનું અનિવાર્ય હોય છે. ખુદ વનસ્પતિની તાસીર એવી હોય છે. પરંતુ ધોધમાર વરસાદની બાબતમાં તો કદાચ એમ બને અથવા ન પણ બને, વળી

વરસાદ છોડને કદાચ નષ્ટ કરી નાખે અથવા ખાલી નુકસાન જ કરે. ધોધમાર વરસાદ છોડનાં રૂપલક્ષણોમાંથી કોઈ રીતે ફલિત નથી અને પ્રવર્તિત સંજોગોમાં અનિવાર્ય નથી.

ચોક્કસ સંજોગોમાં જે પરિઘટના અથવા ઘટના બનવી જ જોઈએ તેને **અનિવાર્યતા** કહેવામાં આવે છે (આપણા દાખલામાં બીમાંથી ફણગો ફૂટવાની બાબત અનિવાર્યતા છે). રાત પછી દિવસ, અને એક વરસ પછી બીજું વરસ, અનિવાર્ય રીતે આવે જ છે. મૂડીવાદી સમાજમાં કામદાર વર્ગના સામ્યવાદી આંદોલનનો ઉદય અને વૃદ્ધિ અનિવાર્યતા છે. તે કામદાર વર્ગના જીવન સંજોગો, સામાજિક સ્થિતિ, અને ઐતિહાસિક કર્તવ્યોમાંથી ઉદ્‌ભવ પામે છે.

અનિવાર્યતા વિકસતી પરિઘટનાના **સારતત્ત્વમાંથી**, આંતરિક રૂપલક્ષણોમાંથી, ઉદ્‌ભવ પામે છે. ચોક્કસ પરિઘટનાના સંબંધમાં તે સતત અને સ્થાયી હોય છે.

અનિવાર્યતાથી વિપરીત **સંયોગ** (આપણા દાખલામાં ધોધમાર વરસાદના પરિણામે છોડ નષ્ટ થઈ જવાની બાબત) આવશ્યક નથી હોતો. અમુક પરિસ્થિતિમાં સંયોગ કદાચ થાય અને ન પણ થાય, કદાચ એક રીતે થાય અથવા બીજી રીતે પણ થાય. સંયોગનો ઉદ્‌ભવ ચોક્કસ વસ્તુનાં રૂપલક્ષણોમાંથી નથી થતો, તે અસ્થાયી અને અલ્પકાલીન હોય છે. પરંતુ સંયોગ કારણ વગર નથી થતો. તેનું કારણ ખુદ વસ્તુમાં નહિ પરંતુ તેની બહાર, બાહ્ય સંજોગોમાં, હોય છે.

## અનિવાર્યતા અને સંયોગની દ્વંદ્વાત્મકતા

અનિવાર્યતા અને સંયોગ દ્વંદ્વાત્મક રીતે પરસ્પર સંકળાયેલાં હોય છે. એકની એક ઘટના એકીસાથે અનિવાર્ય અને સાંયોગિક—એક રીતે અનિવાર્ય અને બીજી રીતે સાંયોગિક—હોય છે. છોડ નષ્ટ થઈ જવાની બાબતમાં વરસાદ સાંયોગિક હોય છે, પરંતુ એ જ વરસાદ સંબંધિત વિસ્તારની વાતાવરણ પરિસ્થિતિનું અનિવાર્ય કાર્ય હોય છે.

દ્વંદ્વવાદીઓથી વિપરીત આધિભૌતિકવાદીઓ અનિવાર્યતા અને સંયોગના પરસ્પર સંબંધને નકારે છે. કેટલાક આધિભૌતિકવાદીઓ કેવળ અનિવાર્યતાને માન્ય કરે છે પરંતુ વિકાસમાં કોઈ જાતના સંયોગની શક્યતાને નકારે છે. તેમની

દૃષ્ટિમાં, દરેક વસ્તુ અનિવાર્ય, આવશ્યક, હોય છે એટલે માનવી એ સંબંધમાં કશુંયે કરવા અસમર્થ હોય છે, તેને ઘટનાઓના અનિવાર્ય અદમ્ય ક્રમને નિષ્ક્રિયતાથી નીરખતાં બેસી રહેવું પડે છે. બીજા કેટલાક તત્ત્વજ્ઞાનીઓ કેવળ સંયોગને માન્ય કરે છે. વાસ્તવમાં તેનો અર્થ વિજ્ઞાનને તિલાંજલિ આપી દેવાનો છે, ઘટનાઓના ક્રમની આગાહી કરવાની તથા તેમનું સંચાલન કરવાની માનવીની શક્તિને માન્ય કરવાના ઇનકારનો છે.

અનિવાર્યતા અને સંયોગ પરસ્પર રૂપાંતર પામી શકે છે. અમુક પરિસ્થિતિમાં જે સંયોગ હોય તે બીજી, નિરાળી, પરિસ્થિતિમાં અનિવાર્યતા હોઈ શકે છે, અને એથી ઊલટો ક્રમ પણ બને છે. દાખલા તરીકે, આદિમ સમાજમાં પણ્યોનો વિનિમય સાંયોગિક સ્વરૂપ ધરાવતો હતો. સમુદાય તરફથી જે કંઈ પેદા કરવામાં આવે તે બધું સમુદાય જ સદા ઉપયોગમાં લઈ લેતો. ખાનગી મિલકતના ઉદય અને વિકાસથી માલનો વિનિમય વિસ્તાર પામ્યો, અને મૂડીવાદી સમાજમાં વસ્તુગત અનિવાર્યતા બની ગયો.

અનિવાર્યતા અને સંયોગનું અસ્તિત્વ એકબીજાથી અલગ, "સ્પષ્ટ" રૂપમાં, નથી હોતું. આ કે તે પ્રક્રિયામાં અનિવાર્યતા વિકાસની મુખ્ય દિશા તરીકે, વહેણ તરીકે, વ્યક્ત થાય છે, એ વહેણ સાંયોગિક પરિઘટનાઓના જમેલામાંથી માર્ગ કરતું આગળ વધે છે. સંયોગ અનિવાર્યતાની પુરવણી કરે છે, તેની અભિવ્યક્તિનું રૂપ હોય છે. સાંયોગિક પરિઘટનાઓનો જમેલો વસ્તુગત અનિવાર્યતા અથવા નિયમને હંમેશાં છુપાવી દે છે. સામાજિક વિકાસમાં પણ સંયોગ અનિવાર્યતાની અભિવ્યક્તિના રૂપની કામગીરી બજાવે છે.

## અનિવાર્યતા અને સંયોગના પ્રવર્ગોનું મહત્ત્વ

વિજ્ઞાન તેમ જ વાસ્તવિક પ્રવૃત્તિમાં અનિવાર્યતા અને સંયોગની વસ્તુગત દ્વંદ્વાત્મકતાને લક્ષમાં રાખવાની બાબત બહુ મહત્ત્વની છે. વિજ્ઞાનનું કર્તવ્ય બહારના દેખાવ પાછળથી, સંખ્યાબંધ સાંયોગિક ઘટનાઓ તથા જોડાણો પાછળથી, આંતરિક અનિવાર્ય સંબંધો શોધી કાઢવાનું છે. નિયમોનું, વસ્તુગત અનિવાર્યતાનું, જ્ઞાન માનવી માટે પ્રકૃતિ તથા સામાજિક જીવનની સંખ્યાબંધ પરિઘટનાઓને પોતાની જરૂરિયાતો સંતોષવા ઉપયોગમાં લેવાનું શક્ય બનાવે છે;

11*

દરેક વિજ્ઞાનનું મુખ્ય લક્ષ્ય અનિવાર્યતાને પારખી કાઢવાનું હોવું જોઈએ. એટલે સામાજિક વિજ્ઞાનનું કર્તવ્ય સામાજિક વિકાસની વસ્તુગત અનિવાર્યતાને પ્રકાશમાં આણવાનું અને અનિવાર્યતાની પરખના આધારે સામાજિક વ્યવસ્થાનું રૂપાંતર મહેનતકશ માનવીના હિતમાં કરવાનું છે.

સંયોગ અનિવાર્યતાની અભિવ્યક્તિનું રૂપ છે, પરંતુ વિજ્ઞાનમાં સંયોગની અવગણના ન થવી જોઈએ. સંયોગો થતા રહે છે અને પરિઘટનાઓના ક્રમ ઉપર કોઈ ને કોઈ જાતનો પ્રભાવ પાડતા રહે છે એટલે વિકાસમાં તેમની ભૂમિકાને લક્ષમાં રાખવાનું અને હાનિકારક સંયોગોની સામે માનવીની રક્ષા કરવાનું વિજ્ઞાનના સંબંધમાં આવશ્યક છે.

અનિવાર્યતા અને સંયોગનો આંતરસંબંધ જુદા જુદા ઐતિહાસિક સંજોગોમાં એકસરખો નથી હોતો. મૂડીવાદની પરિસ્થિતિમાં મૂડીવાદી મિલકતનું વર્ચસ્વ અનિવાર્યતાની સ્વયંભૂ કામગીરીને નિર્ધારિત કરે છે. મૂલ્યના નિયમને, અંધાધૂંધી તથા હરીફાઈના નિયમને, સાંયોગિક ઘટનાઓના જમેલામાંથી માર્ગ કરવો પડે છે. તેનો અર્થ એવો થયો કે મૂડીવાદી સમાજમાં લોકોને સમાજના જીવનનું આયોજન કરવાની તક નથી મળતી. તેઓ એ સ્વયંભૂ શક્તિઓનાં ખાલી રમકડાં જ બની રહે છે. બજારની તેજીમંદી મૂડીવાદી ઉત્પાદનના અનિવાર્ય નિયામકની કામગીરી કરે છે, પરંતુ એ કામગીરી બજારની કિંમતોમાં સંખ્યાબંધ સાંયોગિક વધઘટ મારફત થાય છે. કિંમતોમાં એવી વધઘટ પુરવઠા અને માંગમાં થતાં એવાં જ સાંયોગિક પરિવર્તનો ઉપર આધારિત હોય છે. મૂડીવાદી સમાજમાં શ્રમની વહેંચણી પણ સાંયોગિક હોય છે. એ બધું કામદાર માટે બિનસલામતીની હાલત પેદા કરે છે. તે ગમે ત્યારે બેકારીની દશામાં ધકેલાઈ જાય અથવા ગુજરાનનાં સાધનો ખોઈ બેસે. મૂડીવાદી સમાજમાં વેપારીને પણ માનસિક શાંતિ નથી હોતી, ખાસ કરીને તો નાનો અથવા મધ્યમ કક્ષાનો માલિક વધારે તાકાતવાન હરીફો સામે ટકી ન શકવાથી ગમે ત્યારે પાયમાલ થઈ જાય.

એ ખરું કે હાલ મૂડીવાદી દેશોમાં રાજ્ય-ઈજારદારી નિયમન તથા આર્થિક વિકાસનું પૂર્વજ્ઞાન વધારે વ્યાપક બની રહ્યું છે. પરંતુ એવું નિયમન ઘણી ઘણી વાર ઈજારદારી મર્યાદાઓને પાર નથી કરી શકતું. વળી તે બજારની તેજીમંદીને નિવારી નથી શકતું, તેજીમંદી તો સામાન્ય મૂડીવાદી ઉત્પાદનના મુખ્ય નિયામક તરીકે ચાલુ જ રહે છે.

મૂડીવાદી બજારની અંધાધૂંધી કિસાનો અને ખેતમજૂરોની ઉપર અત્યંત ગંભીર માઠી અસર પાડે છે, ખાસ કરીને વિકસતા દેશોમાં તેમને શારીરિક

ખાતમાની અણીએ ધકેલી દે છે, સતત ભૂખમરો, અનિવાર્ય પાયમાલી, તથા કંગાલિયતની દશામાં ધકેલી દે છે. એ ઉપરાંત, ખેતીવાડીના ઉત્પાદનના સંબંધમાં સીધી કુદરતી કારણોમાંથી પરિણમતી વિશિષ્ટતાઓને લક્ષમાં લેતાં, પ્રકૃતિમાં બનતી સાંયોગિક ઘટનાઓ એ દેશોમાં અતિ ભયંકર અસર પાડે છે. એટલે ઘણા વિકસતા દેશોમાં અનાવૃષ્ટિ, પૂર, વાવાઝોડાં, અને બીજી કુદરતી આફતોના પરિણામે દેશવ્યાપી કરુણતાઓ સર્જાય છે, ઈન્સાનો તથા લાખોની સંખ્યામાં ઢોરઢાંખર વગેરેને આવરી લેતી જાનમાલની ખુવારી થાય છે.

મૂડીવાદ એવી કરુણતાઓને રોકી શકતો નથી એટલું જ નહિ પરંતુ તેમના સર્જનમાં કારણભૂત હોય છે અને તેમને વધારે ભયંકર પણ બનાવી દે છે.

કેવળ સમાજવાદ જ સંયોગની ભયાનક રમતનો અંત આણે છે. તે ખેતીવાડીના ઉત્પાદનનો અને તેમાં કામ કરતા સઘળા લોકોનાં જીવનધોરણોનો એકધારો ઉત્કર્ષ સુનિશ્ચિત બનાવે છે. એવા ઉત્કર્ષને પ્રવેગ આપવાની બાબતમાં સમગ્ર રાજ્યનું, સમગ્ર જનતાનું, કર્તવ્ય અંકિત છે, અને તે અર્થતંત્રની બીજી શાખાઓ તથા ઘણાં વિજ્ઞાનક્ષેત્રોની જહેમતોને આવરી લે છે.

સોવિયેત સંઘમાં ખેતીવાડીના સંબંધમાં એવા અભિગમથી તેની સાધનસંપદા જનતાની સેવામાં રજૂ કરી દેવાનું અને અક્ષત તેમ જ પડતર જમીનના અફાટ વિસ્તારોના વિકાસ જેવાં જબરદસ્ત રૂપાંતરો સાધવાનું, ૧૬ મિલિયન હેક્ટાર જમીનમાં સીંચાઈનો બંદોબસ્ત કરવાનું, તથા ૧૫.૨ મિલિયન હેક્ટાર જમીનમાંથી પાણી ખેંચી કાઢીને તેને ખેડાઉ જમીનમાં પલટાવી નાખવાનું શક્ય બન્યું છે.

સમાજવાદની દિશામાં અભિમુખ કેટલાક વિકસતા દેશોએ, ખુદ પોતાની સામાજિક સિદ્ધિઓ તેમ જ પરસ્પર આર્થિક સહાય પરિષદનાં રાજ્યોની સહાયના આધારે, કુદરતની આંધળી શક્તિઓને નાથવાની વિરાટ પરિયોજનાઓની કામગીરી પણ શરૂ કરી દીધી છે. દાખલા તરીકે, અલ્જીરિયામાં "હરિત પટ્ટી" વાવવાની કામગીરી ૧૯૭૩થી ચાલી રહી છે. એ હરિત પટ્ટી, ૧૫૦૦ કિલોમીટર લાંબો અને ૨૦ કિલોમીટર પહોળો વન વિસ્તાર, સહારાના રણની આગળ ધસતી અને દર વરસે લગભગ બે લાખ હેક્ટાર જમીન ભરખી જતી રેતીના ફેલાવાને અટકાવી દેશે.

સમાજવાદી સમાજમાં તેના અંતર્ભૂત નિયમોની કામગીરીને કારણે લોકોને ઈતિહાસના ક્રમની આગાહી કરવાની અને તેને અનુરૂપ પ્રવૃત્તિઓ જીવનનાં

બધાં ક્ષેત્રોમાં આયોજવાની સુવિધા સાંપડે છે. સામાજિક અનિવાર્યતા લોકોની સભાન સહેતુક પ્રવૃત્તિમાં વ્યક્ત થાય છે. સોવિયેત સંઘમાં દેશવ્યાપી આર્થિક યોજનાઓ સામાજિક વિકાસની વસ્તુગત અનિવાર્યતાના કુશળતાભર્યા ઉપયોગની સાબિતી પૂરી પાડે છે.

સમાજવાદી સમાજમાં કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની હેઠળ જનતાની સભાન આયોજિત જહેમતોના પરિણામે સંયોગની અસર બહુ ઓછી થઈ જાય છે. પરંતુ સમાજવાદી સમાજમાંયે સંયોગો તો થતા હોય છે. ક્યારેક સાંયોગિક પરિસ્થિતિને લીધે ઉદ્યોગ અથવા ખેતીવાડીની કોઈ શાખાઓ પાછળ રહી જાય, અલગ અલગ કારખાનાંની યોજના પૂરી ન થાય, વગેરે. તેના પરિણામે અર્થતંત્રના વિકાસમાં અમુક વિષમ પ્રમાણો તથા ખામીઓ પેદા થાય છે. હવામાનની સ્થિતિને—અનાવૃષ્ટિ, પૂર, વાવાઝોડાં, વગેરેને—કારણે પણ સંયોગો ઊભા થાય છે.

કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત સરકાર સમાજમાં સંયોગની માઠી અસરને બને એટલી ઘટાડી નાખવાની પૂરી કોશિશો કરે છે. એ દિશામાં આયોજનના તેમ જ ઉત્પાદનની સંઘટનાના ક્ષેત્રે સતત સુધારણાઓ અને નવીનતમ વૈજ્ઞાનિક સિદ્ધિઓનો વિનિયોગ કરવામાં આવે છે. અણધારી મુશ્કેલીઓને પહોંચી વળવા માટે રાજ્ય તરફથી સાધનસંપદાના સંચયની સર્વાંગી પદ્ધતિ ઘડી કાઢવામાં આવી છે.

અનિવાર્યતા હંમેશાં ચોક્કસ વસ્તુગત પરિસ્થિતિમાં વ્યક્ત થાય છે. પરંતુ એ પરિસ્થિતિ પલટાતી રહે છે, એટલે અનિવાર્યતા પણ પરિવર્તન તથા વિકાસ પામે છે. પરંતુ દરેક નવી અનિવાર્યતા તૈયાર પરિપૂર્ણ રૂપમાં ઉદ્ભવ નથી પામતી, પહેલાં તો ખાલી શક્યતા તરીકે અસ્તિત્વમાં હોય છે અને ચોક્કસ સાનુકૂળ સંજોગોમાં પલટાઈને વાસ્તવિકતા બની જાય છે.

હવે અમે શક્યતા અને વાસ્તવિકતાના પ્રવર્ગોની છણાવટ કરીશું.

## ૭. શક્યતા અને વાસ્તવિકતા

### શક્યતા અને વાસ્તવિકતા એટલે શું?

નૂતન, વિકસતું, અનિવાર્ય હોય છે, પરંતુ તેનો ઉદ્ભવ એકાએક નથી થઈ જતો. શરૂઆતમાં કેવળ ચોક્કસ પૂર્વસંજોગો, તેના ઉદ્ભવની ભૂમિકા બની

રહેતાં ઘટકો, અસ્તિત્વમાં આવે છે. પછી એ પૂર્વસંજોગો પરિપક્વ બને છે, વિકસે છે, અને વસ્તુગત નિયમોની કામગીરીના પરિણામે નૂતન વસ્તુ અથવા પરિઘટના ઉદય પામે છે. નૂતનના ઉદ્ભવના એ પૂર્વસંજોગો અસ્તિત્વમાન વસ્તુ કે પરિઘટનામાં મોજૂદ હોય છે અને તેમને **શક્યતાઓ** કહેવામાં આવે છે. એ રીતે, દરેક જીવાણુ વિકાસની, પુખ્ત જીવમાં રૂપાંતરની, શક્યતા ધરાવતો હોય છે. જીવાણુમાંથી વિકાસ પામતો પુખ્ત જીવ વાસ્તવિકતા બની રહે છે. **વાસ્તવિકતા** એટલે સફળ, સિદ્ધ, થઈ ચૂકેલી શક્યતા.

શક્યતાઓ વસ્તુગત નિયમોમાંથી ઉદ્ભવ પામે છે, ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે, જીવ અને વાતાવરણની એકતાનો નિયમ, બાહ્ય સંજોગોમાં પરિવર્તન મારફત, જીવો ઉપર સહેતુક કામગીરીની, વનસ્પતિઓ તથા પ્રાણીઓની નવી ઉપજાતિઓના સર્જનની, શક્યતા ઉત્પન્ન કરે છે. કહેવાની જરૂર નથી કે જીવના પરિવર્તનની દિશાને આખરી પૃથક્કરણમાં નિર્ધારિત કરતી આનુવંશિકતાને આ સંબંધમાં લક્ષમાં રાખવાનું આવશ્યક છે. સમાજવાદમાં રાષ્ટ્રીય અર્થતંત્રના આયોજિત પ્રમાણસર વિકાસનો નિયમ આયોજનની શક્યતાને ઉત્પન્ન કરે છે, વગેરે.

જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓ આંતરવિરોધી હોય છે એટલે શક્યતાઓ પણ આંતરવિરોધી હોય છે. આપણે **પ્રગતિશીલ** (ઇષ્ટ) અને **પ્રત્યાઘાતી** (અનિષ્ટ) શક્યતાઓ વચ્ચેનો ભેદ પારખી લેવો જોઈએ. દાખલા તરીકે, કોઈ પણ સામાજિક ક્રાંતિમાં પ્રગતિશીલ પરિબળોના વિજયની ઇષ્ટ શક્યતા તેમ જ પ્રત્યાઘાતી તાકાતોની ફતેહની અનિષ્ટ શક્યતા સામેલ હોય છે. પરંતુ ઇતિહાસના વસ્તુગત નિયમોને કારણે આખરે તો પ્રગતિશીલ શક્યતાઓ જ વિજયી બને છે, અને પ્રત્યાઘાતી શક્યતાઓની ફતેહ ક્યારેક થાય છે ખરી, પરંતુ તે અનિત્ય, અલ્પકાલીન, હોય છે. દાખલા તરીકે, ૧૯૦૫-૦૭ની રૂસી ક્રાંતિમાં પ્રત્યાઘાતની ફતેહ અલ્પકાલીન હતી. થોડાંક વર્ષો પછી, ૧૯૧૭માં, કામદાર વર્ગે કિસાનોની જોડે એકસંપી સાધીને પહેલાં ઝારશાહી ઉપર અને પછી મૂડીદાર વર્ગ ઉપર નિર્ણાયક વિજય હાંસલ કરી લીધો.

જગતમાં દરેક વસ્તુની જેમ શક્યતાઓ સતત **વિકાસ પામે છે, ગતિમાન હોય છે**, કેટલીક વધી જાય છે અને કેટલીક ઘટી જાય છે. સોવિયેત સંઘ સામ્રાજ્યવાદની સાંકળને તોડી નાખનારો પ્રથમ દેશ હતો અને કેટલાંય વર્ષો સુધી સામ્રાજ્યવાદી રાજ્યોથી ઘેરાયેલો હતો. એટલે ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તરત સમાજવાદના વિજયની શક્યતાની જોડાજોડ મૂડીવાદની

પુનઃસ્થાપનાની અમુક શક્યતા પણ હતી. સોવિયેત યુનિયનનું સામર્થ્ય જેમ જેમ વધતું ગયું તેમ તેમ સમાજવાદના સંપૂર્ણ વિજયની શક્યતા એકધારી વધતી ગઈ અને વાસ્તવિકતામાં પલટાઈ ગઈ. સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું છે કે "**માર્ક્સ અને એંગેલ્સે વૈજ્ઞાનિક આધારે જેની આગાહી અનિવાર્ય તરીકે કરી હતી અને લેનિને જેના નિર્માણની યોજના ઘડી કાઢી હતી એ સમાજવાદ સોવિયેત સંઘમાં વાસ્તવિકતા બની ગયો છે.**"* બીજી તરફ, જેમ જેમ સમાજવાદ આગળ ધપતો ગયો તેમ તેમ મૂડીવાદની પુનઃસ્થાપનાની શક્યતાઓ એકધારી ઘટતી ગઈ અને હવે તો વાસ્તવમાં જરાય બાકી નથી રહી કારણ કે સોવિયેત સંઘમાં ફરી મૂડીવાદની સ્થાપના કરી શકે અને મહાસમર્થ સમાજવાદી બિરાદરીને કચડી શકે એવી કોઈ તાકાત દુનિયામાં છે જ નહિ. સોવિયેત સંઘમાં સમાજવાદનો વિજય સંપૂર્ણ અને અફર છે.

માર્ક્સવાદી દ્વંદ્વવાદમાં અમૂર્ત અને યથાર્થ શક્યતાઓને એકબીજીથી અલગ તારવી લેવામાં આવે છે.

**અમૂર્ત** (નિયમગત) શક્યતા એટલે અમુક ઐતિહાસિક સંજોગોમાં સિદ્ધ ન થઈ શકે એવી શક્યતા. દાખલા તરીકે, સૂર્યમંડળના ગ્રહો અને બીજા વિશાળ ખગોલીય પિંડો વચ્ચે ટક્કરની શક્યતા અમૂર્ત છે. એવી ટક્કરનો સંભવ અત્યંત ઓછો છે.

અમૂર્ત નિયમગત શક્યતાને અસંભવિત ન ગણી લેવી જોઈએ. અસંભવિતતા કદી સિદ્ધ ન થઈ શકે કારણ કે તે વસ્તુગત નિયમોથી વિપરીત હોય છે. દાખલા તરીકે, મૂડીદાર વર્ગ અને કામદાર વર્ગનાં હિતો વચ્ચે સુમેળ અસંભવિત છે. અમૂર્ત શક્યતા વસ્તુગત નિયમોથી વિપરીત નથી હોતી અને સિદ્ધાંતની દૃષ્ટિએ જોતાં વાસ્તવિકતા બની શકે છે, પરંતુ કેવળ સંબંધિત સંજોગો પરિપક્વ બને ત્યારે જ.

**યથાર્થ** શક્યતાની સિદ્ધિના પૂર્વસંજોગો ચોક્કસ ઐતિહાસિક પરિસ્થિતિમાં મોજૂદ હોય છે. દાખલા તરીકે, સઘળાં સંસ્થાનો તથા પરાધીન દેશોને વિદેશો પરના અવલંબનથી મુક્તિ અપાવવાની શક્યતા યથાર્થ છે. વાસ્તવમાં તેની પ્રક્રિયા હાલ ચાલી રહી છે.

અમૂર્ત અને યથાર્થ શક્યતાઓ વચ્ચેના તફાવતો સાપેક્ષ હોય છે. વિકાસની

---

*'સામ્યવાદનો પંથ', મોસ્કો, ૧૯૬૨, પૃષ્ઠ ૪૫૯.

પ્રક્રિયા દરમિયાન અમૂર્ત શક્યતાનું પરિવર્તન યથાર્થ શક્યતામાં થઈ શકે છે. થોડાંક જ વર્ષો પહેલાં અન્ય ગ્રહો સુધી માનવીનાં ઉડાનોની શક્યતા અમૂર્ત હતી કારણ કે તેને લગતી ટેકનિકલ સુવિધાઓ મોજૂદ નહોતી. હવે, ખાસ કરીને સોવિયેત અવકાશયાત્રીઓનાં કક્ષીય ઉડાનો પછી, એ શક્યતા યથાર્થ બની ગઈ છે. માનવી ચંદ્ર પર કદમ માંડી ચૂક્યો છે, અને એવો સમય બહુ દૂર નથી કે જ્યારે તે સૂર્યમંડળના બીજા ગ્રહો પર પણ કદમ માંડશે. ઓગણીસમી સદીના આરંભમાં તરંગી સમાજવાદીઓએ સેવેલું સમાજવાદમાં સંક્રમણની શક્યતાનું સ્વપ્ન અમૂર્ત હતું. સમાજવાદ માટે આવશ્યક પરિબળ એ વખતે હજુ પરિપક્વ નહોતું બન્યું. પૂરતો સંગઠિત ક્રાંતિકારી સર્વહારા વર્ગ એ સમયે નહોતો. પરંતુ વર્તમાન યુગમાં એ શક્યતા યથાર્થ બની ગઈ છે અને દુનિયાના વિશાળ હિસ્સામાં ક્યારની વાસ્તવિકતા બની ચૂકી છે.

## સમાજવાદી સંજોગોમાં શક્યતાનું વાસ્તવિકતામાં પરિવર્તન

પ્રકૃતિમાં શક્યતા આપમેળે, સભાન પ્રયાસો વગર, વાસ્તવિકતામાં પલટાઈ જાય છે. એથી ઊલટું, સમાજના ક્ષેત્રે શક્યતાઓની સિદ્ધિમાં લોકોની સહેતુક સભાન પ્રવૃત્તિ નિર્ણાયક મહત્ત્વની હોય છે. અનુભૂત નિયમોના આધારે કદમ ઉઠાવતા માનવીની સક્રિય દખલગીરી વગર શક્યતા વાસ્તવિકતામાં નથી પલટાતી. હાલ શાંતિના જતનની શક્યતા અસ્તિત્વમાં છે અને તે સઘળાં શાંતિપ્રેમ પરિબળોની જોશીલી જહેમતોના પરિણામે વાસ્તવિકતામાં પલટાઈ રહી છે.

આજે શાંતિની રક્ષાના સંઘર્ષ કાજે તમામ સદ્ભાવી લોકોની એકતા સાધવાના કાર્યથી વધારે મહત્ત્વનું કર્તવ્ય બીજું કોઈ નથી. સઘળા ખંડોમાં શાંતિના સમર્થકોની સંખ્યા અને પ્રતિષ્ઠા વધી રહી છે. શાંતિની દિશામાં પ્રવૃત્તિ ચલાવતાં વિવિધ વહેણો તથા સંગઠનો વધારે ને વધારે એકતા અને સમન્વય સાધી રહ્યાં છે. શાંતિનું આંદોલન વધારે ને વધારે વ્યાપક તથા આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ધારણ કરી રહ્યું છે.

યુદ્ધની અટલ અનિવાર્યતાના દેકારા કરનારાઓ સામે તથા હથિયારોની હરીફાઈ વિરુદ્ધ લડતમાં, "સોવિયેત જોખમ" સંબંધી તરંગી જૂઠાણાને ખતમ કરી નાખવામાં, તેમ જ સામ્રાજ્યવાદ તથા નવસંસ્થાનવાદના આક્રમક દાવપેચને ઉઘાડા પાડવામાં લોકમત ખાસ વધતી જતી ભૂમિકા ભજવી રહ્યો છે.

લોકો વાસ્તવિક પ્રવૃત્તિઓ દરમિયાન, જગતનું રૂપાંતર કરતી વેળા, તેમાં અસ્તિત્વ ધરાવતી શક્યતાઓ શોધી કાઢે છે અને તેમને વાસ્તવિકતામાં પલટાવી નાખવાની જહેમતો કરે છે. સમાજવાદી સંજોગોમાં યથાર્થ શક્યતાઓને લક્ષમાં લેવાની અને સિદ્ધ કરવાની બાબત ખાસ મહત્ત્વની છે.

સોવિયેત સમાજવાદી પદ્ધતિમાં આર્થિક, રાજકીય તથા સાંસ્કૃતિક પ્રગતિની જબ્બર શક્યતાઓ અસ્તિત્વમાં છે. નૂતનના, પ્રગતિશીલના, ફણગાઓને કાળજીથી ટેકો અને પોષણ આપતી સોવિયેત કોમ્યુનિસ્ટ પાર્ટી એ શક્યતાઓને બાહોશીથી પારખી કાઢે છે અને વખતસર સિદ્ધ કરી લે છે. દરેક માણસ પ્રગતિશીલ શક્યતાઓને સિદ્ધ કરી લેવા ઉત્સુક હોય છે એટલે સમાજવાદી સમાજમાં શક્યતાઓને અભૂતપૂર્વ ઝડપથી વાસ્તવિકતામાં પલટાવી નાખવામાં આવે છે.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના પરિણામે સમાજવાદના નિર્માણની શક્યતા ઉત્પન્ન થઈ અને સોવિયેત લોકોએ તેને બહુ ટૂંકા ગાળામાં સિદ્ધ કરી લીધી. સમાજવાદના નિર્માણથી બીજી, માનવજાતિના ઈતિહાસમાં વધારેમાં વધારે તેજસ્વી, સામ્યવાદના નિર્માણની યથાર્થ શક્યતા ઉત્પન્ન થઈ.

સોવિયેત યુનિયન હવે સામ્યવાદના નિર્માણની પૂરેપૂરી શક્યતાઓ ધરાવે છે. દેશમાં પારાવાર સર્જનાત્મક શક્તિ ધરાવતી સામાજિક પદ્ધતિ, ઉત્તમ કોટિની યંત્રસામગ્રી ધરાવતો પ્રબળ ઉદ્યોગ, મોટા પાયાની યંત્રીકૃત ખેતીવાડી, એકદમ વિકસિત વિજ્ઞાન, સામ્યવાદી નિર્માણનાં અત્યંત જટિલ કર્તવ્યો પાર પાડવા શક્તિમાન તેજસ્વી સુયોગ્ય કાર્યકરો, સર્વજિત માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતનું વર્ચસ્વ, અને લડતમાં કસોટીપાર શાણી પાર્ટીની આગેવાની છે. દેશની કુદરતી સંપદા અખૂટ છે, અને તેમાં અસીમ આર્થિક વિકાસનો આધાર અંકિત છે.

સામ્યવાદનું નિર્માણ જનતા કરે છે, તેમાં લોકોની શક્તિ અને બુદ્ધિપ્રભાનું સુફળ અંકિત છે. તેનો અર્થ એવો થયો કે સામ્યવાદના નિર્માણની શક્યતાઓને વાસ્તવિકતામાં પલટાવી નાખવા માટે દરેક સોવિયેત નાગરિકે પોતાને હસ્તક કામ ખંતથી કરવું જોઈએ. સામ્યવાદના ભાવિ સંબંધી ફેંસલા સીધા ઉદ્યોગધંધાઓમાં તથા બાંધકામનાં સ્થળોએ, સામૂહિક તથા રાજ્ય ખેતરોમાં, અને સંશોધન સંસ્થાઓમાં લેવાઈ રહ્યા છે. ખૂબ આશાવાદ, આત્મવિશ્વાસ, અને સહેતુકતાના વાતાવરણમાં ભરવામાં આવેલી, સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં, એ બાબતનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. પાર્ટીની કેંદ્રીય સમિતિ તરફથી કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા રિપોર્ટમાં જણાવવામાં

આવ્યું છે કે "તેમાં આપણી યોજનાઓના વાસ્તવલક્ષી સ્વરૂપનું પરિણામ અંકિત છે, એવી સમજણનું સુફળ અંકિત છે કે પાર્ટી સામૂહિક શાણપણના આધારે પોતાને માટે અને સમગ્ર દેશને માટે જે લક્ષ્યો, જે કર્તવ્યો નિર્ધારિત કરે છે એ લક્ષ્યો સિદ્ધ થઈ જશે, એ કર્તવ્યોને સફળતાથી પાર પાડવામાં આવશે."*

માર્ક્સવાદી દ્વંદ્વવાદના નિયમો તથા પ્રવર્ગોનું પરીક્ષણ કરીને આપણે ભૌતિક જગતના સર્વસામાન્ય વિકાસ તથા આંતરસંબંધોનો ખ્યાલ મેળવ્યો. હવે આપણે જોઈએ કે માનવી ભૌતિક જગતની અનુભૂતિ કેવી રીતે પામે છે. તેને માટે આપણે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના જ્ઞાનના સિદ્ધાંતનું પરીક્ષણ કરીશું.

### અભ્યાસ

૧. દ્વંદ્વવાદના પ્રવર્ગોના સ્રોતો અને સામાન્ય લક્ષણો કેવાં છે?

૨. નીચેના પ્રવર્ગોનાં લક્ષણો કેવાં છે અને વિજ્ઞાનના સંબંધમાં તેમનું મહત્ત્વ કેવું છે?

એકલ અને સામાન્ય,
અંતસ્તત્ત્વ અને રૂપ,
સારતત્ત્વ અને પરિઘટના,
કારણ અને કાર્ય,
અનિવાર્યતા અને સંયોગ,
શક્યતા અને વાસ્તવિકતા.

---

*'સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કોંગ્રેસની સામગ્રી', પૃષ્ઠ ૯૧.

પ્રકરણ ૮

## દ્વંદ્વાત્મક ભૌતિકવાદના જ્ઞાનનો સિદ્ધાંત

દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં માનવજાતિના સંચિત અનુભવ ભંડોળને તેમ જ વિજ્ઞાન તથા ક્રાંતિકારી પ્રવૃત્તિની મહાનતમ સિદ્ધિઓને લક્ષમાં લેવામાં આવે છે, અને તેના આધારે નિષ્કર્ષ તારવવામાં આવે છે કે જગતની પૂરી જાણકારી મેળવવાનું શક્ય છે અને માનવી પોતાની બુદ્ધિના ઉપયોગ મારફત ભૌતિક વાસ્તવિકતાનો ખરો ખ્યાલ બાંધવા શક્તિમાન છે.

હવે અમે જગતની અનુભૂતિની પ્રક્રિયાનું વિગતવાર પરીક્ષણ કરીશું.

### ૧. જ્ઞાન એટલે શું?

**જ્ઞાન** એટલે માનવીના ચિત્તમાં વાસ્તવિક જગત અને તેના નિયમોનું સક્રિય સહેતુક પ્રતિબિંબન. જ્ઞાનનો સ્રોત માનવીની આસપાસના બાહ્ય જગતમાં હોય છે. તે માનવીની ઉપર ક્રિયા કરે છે અને તેનામાં અનુવર્તી સંવેદનો, વિચારો, તથા વિભાવનાઓ ઉત્પન્ન કરે છે. માનવી વનો, ખેતરો, તથા પર્વતોને નીરખે છે, ગરમી અનુભવે છે તથા સૂર્યનો પ્રકાશ નિહાળે છે, પંખીઓનો કલરવ સાંભળે છે, ફૂલોની સુગંધ અનુભવે છે. માનવીની ચેતનાની બહાર અસ્તિત્વ ધરાવતી એ વસ્તુઓ તેની ઉપર ક્રિયા ન કરે તો તેમને વિશે કશો ખ્યાલ તેને ન જ આવે. વળી નોંધ લેવી જરૂરી છે કે માનવી ભૌતિક જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓને પારખી લે છે એટલું જ નહિ પરંતુ તેમની ઉપર **સક્રિય વાસ્તવિક** અસર પણ પાડે છે. એ બાબતની વિગતવાર છણાવટ અમે આગળ જતાં કરીશું.

જ્ઞાનનો માર્ક્સવાદી દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી સિદ્ધાંત એવી સ્વીકૃતિ ઉપર

આધારિત છે કે આપણા જ્ઞાનનો **એકમાત્ર સ્રોત** વસ્તુગત જગતમાં છે, જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓમાં છે.

આદર્શવાદીઓ યથાર્થ વાસ્તવિકતાને આપણા જ્ઞાનનો સ્રોત નથી ગણતા. આદર્શવાદી તત્ત્વજ્ઞાનમાં જ્ઞાનનું કર્મ કાં તો ચેતના, વ્યક્તિગત માનવીનું (કર્તાનું) સંવેદન, અથવા માનવીથી સ્વતંત્ર રીતે અસ્તિત્વમાન કલ્પી લેવામાં આવતી કોઈ જાતની ગૂઢ ચેતના (દાખલા તરીકે "નિરપેક્ષ વિચાર", "વિશ્વ આત્મા", વગેરે) હોય છે.

માર્ક્સવાદ પૂર્વેના ભૌતિકવાદીઓએ આદર્શવાદને જોરદાર ફટકો લગાવ્યો. તેમણે જ્ઞાનને માનવીના ચિત્તમાં બાહ્ય વસ્તુઓના પ્રતિબિંબન તરીકે ગણાવ્યું. પરંતુ જ્ઞાનની પ્રક્રિયાના સંબંધમાં તેમના વિચારો પણ મર્યાદિત હતા. તેઓ આધિભૌતિકવાદીઓ હતા એટલે જ્ઞાનની પ્રક્રિયાની બાબતમાં દ્વંદ્વવાદને લાગુ ન કરી શક્યા. તેમણે પ્રતિબિંબનને માનવીના મગજમાં નિષ્ક્રિય છાપ તરીકે ગણાવ્યું, અને મગજની સરખામણી વસ્તુની છાપ ધારણ કરી લેતા મીણ સાથે કરી. માર્ક્સવાદ પૂર્વેના ભૌતિકવાદીઓએ અનુભૂતિ પામતા કર્તાની, માનવીની, સક્રિયતાને, જીવન-પ્રવૃત્તિને, બિલકુલ લક્ષમાં ન લીધી. એ ઉપરાંત, તેઓ જ્ઞાનમાં પ્રવૃત્તિની ભૂમિકાનું મૂલ્યાંકન ન કરી શક્યા, અને તેમની મુખ્ય મર્યાદા એ બાબતમાં હતી.

માર્ક્સ અને એંગેલ્સે અનુભૂતિની પ્રક્રિયાની સમજણમાં પુરોગામી દર્શન પ્રણાલીઓની મર્યાદાઓને પાર કરીને **જ્ઞાનના** ગુણાત્મક દૃષ્ટિએ નૂતન **દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી સિદ્ધાંતનું** સર્જન કર્યું.

જ્ઞાનના માર્ક્સવાદી સિદ્ધાંતની મૂળભૂત વિશિષ્ટતા એ છે કે તેમાં **અનુભૂતિની પ્રક્રિયાને પ્રવૃત્તિ ઉપર, લોકોની ભૌતિક, ઉત્પાદન સંબંધી, કામગીરી ઉપર, આધારિત ગણવામાં આવે** છે. માનવીને એ પ્રવૃત્તિ દરમિયાન વસ્તુઓ તથા પરિઘટનાઓની જાણકારી હાંસલ થાય છે. માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનમાં વાસ્તવિક પ્રવૃત્તિને પ્રસ્થાન બિંદુ, જ્ઞાનની પ્રક્રિયાનો આધાર, તેમ જ સત્યની કસોટી, જ્ઞાનની સચ્ચાઈની કસોટી, ગણવામાં આવે છે. લેનિને લખ્યું છે કે "જીવનનું, વાસ્તવિક પ્રવૃત્તિનું, દૃષ્ટિબિંદુ જ્ઞાનના સિદ્ધાંતમાં સર્વપ્રથમ તથા મૂળભૂત બની રહેવું જોઈએ. અને તે અનિવાર્ય રીતે ભૌતિકવાદની દિશામાં લઈ જાય છે."*

જ્ઞાનનું કાર્ય, સહેતુક સ્વરૂપ, વાસ્તવિક પ્રવૃત્તિમાં, લોકોની ભૌતિક

---

*વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૪, પૃષ્ઠ ૧૪૨.

ઉત્પાદન કામગીરીમાં, વ્યક્ત થાય છે. માનવી વાસ્તવિક પ્રવૃત્તિ દરમિયાન એકલો નહિ પરંતુ બીજા લોકોની સાથે, આખા સમાજની સાથે, મળીને જગત ઉપર અસર પાડે છે. તેનો અર્થ એવો થયો કે જ્ઞાનનું **કર્મ**, સ્રોત, ભૌતિક જગત છે એટલે જ્ઞાનનો **કર્તા** અને વાહક આખો માનવ સમાજ છે. જ્ઞાનના **સામાજિક** સ્વરૂપની સ્વીકૃતિમાં જ્ઞાનના માર્ક્સવાદી સિદ્ધાંતનું અગત્યનું વિશિષ્ટ લક્ષણ અંકિત છે.

માર્ક્સવાદના સંસ્થાપકોએ જ્ઞાનની **દ્વંદ્વાત્મકતા** શોધી કાઢી. દ્વંદ્વાત્મક ભૌતિકવાદી દૃષ્ટિએ જ્ઞાનમાં અનુભૂતિગત વસ્તુ જોડે ચિંતનના મેળની, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં તેમ જ અધૂરા બિનચોક્કસ જ્ઞાનમાંથી વધારે પરિપૂર્ણ તથા વધારે ચોક્કસ જ્ઞાનમાં ચિંતનના ગમનની, અંતહીન પ્રક્રિયા અંકિત છે. જ્ઞાન કાલગ્રસ્ત સિદ્ધાંતોના સ્થાને નવા સિદ્ધાંતો સ્થાપતું, પુરાણા સિદ્ધાંતોને વધારે ચોક્કસ બનાવતું, આગળ ધપી રહ્યું છે, વાસ્તવિકતાનાં નિતનવાં પાસાં પ્રકાશમાં આણી રહ્યું છે.

વાસ્તવિક પ્રવૃત્તિ જ્ઞાનનો આધાર છે એટલે આપણે તેનું અને અનુભૂતિની પ્રક્રિયામાં તેની ભૂમિકાનું પરીક્ષણ કરીએ.

## ૨. પ્રવૃત્તિ—જ્ઞાનની પ્રક્રિયાનું આરંભબિંદુ અને આધાર

**પ્રવૃત્તિ એટલે પ્રકૃતિ અને સમાજનું રૂપાંતર સાધવાની દિશામાં લોકોની સક્રિય કામગીરી.** પ્રવૃત્તિનો આધાર શ્રમ છે, ભૌતિક ઉત્પાદન છે. પ્રવૃત્તિમાં જીવનનું રાજકીય વર્ગસંઘર્ષ, રાષ્ટ્રીય મુક્તિ આંદોલન, અને વૈજ્ઞાનિક અનુભવ, પ્રયોગો, પણ સામેલ હોય છે. પ્રવૃત્તિનું સ્વરૂપ સામાજિક છે. તેમાં સૌપ્રથમ તો અલગ અલગ વ્યક્તિઓની નહિ પરંતુ લોકોનાં મોટાં જૂથોની, તમામ મહેનતકશ લોકોની, ભૌતિક સંપત્તિના સર્જકોની, કામગીરી અંકિત હોય છે.

પ્રવૃત્તિ દરમિયાન માનવી પ્રકૃતિમાં અસ્તિત્વ ધરાવતી વસ્તુઓનું રૂપાંતર સાધે છે એટલું જ નહિ પરંતુ પ્રકૃતિમાં તૈયાર સ્થિતિમાં ન મળતી વસ્તુઓનું સર્જન પણ કરે છે. માનવી ઘણીબધી એવી કૃત્રિમ વસ્તુઓ બનાવે છે કે જે ક્યારેક તો પ્રકૃતિમાં મળતી કોઈ પણ વસ્તુથી ટકાઉપણાની તથા બીજા મહત્ત્વના ગુણધર્મોની બાબતમાં ચડિયાતી હોય છે.

પ્રવૃત્તિ જ્ઞાનનું આરંભબિંદુ અને આધાર છે.

કેમ? સૌપ્રથમ તો એ કારણે કે ખુદ જ્ઞાનનો ઉદય પ્રવૃત્તિના આધારે, મુખ્યત્વે ભૌતિક ઉત્પાદનના પ્રભાવના પરિણામે, થયો છે. માનવીને પોતાના અસ્તિત્વની છેક આરંભની કક્ષાએ મહેનત કરવી પડતી, ગુજારાનાં સાધનો હાંસલ કરવાં પડતાં. તેને મહેનતની પ્રક્રિયા દરમિયાન પ્રકૃતિનાં બળોનો સામનો કરતો પડતો. તે એ બળોને પલટાવી નાખીને, પોતાના હિતમાં કામે લગાવીને, ધીરે ધીરે સમજતો ગયો. ઉત્પાદનના વધારે વિકાસ માટે નવું જ્ઞાન આવશ્યક બનતું ગયું. માનવીને પુરાતન સમયમાં પણ જમીનના વિસ્તારોની માપણી કરવી પડતી, ઓજારોની તથા પોતે બનાવેલી ચીજોની સંખ્યા ગણવી પડતી. તેના પરિણામે ગણિતના જ્ઞાનના પ્રથમ બીજાંકુર ઉદ્‌ભવ પામ્યા. માનવીએ રહેવાનાં ઘરો, પુલો, રસ્તા, સીંચાઈની વ્યવસ્થા, બીજી ઈમારતો, વગેરે બાંધ્યું. તેમાં યંત્રવિજ્ઞાનના નિયમોની જાણકારી જરૂરી હતી. એ રીતે, વાસ્તવિક જરૂરતોના પ્રભાવના પરિણામે અનુભૂતિ પામવાની તેની શક્તિઓ વિકસી અને તેમાંથી વિજ્ઞાનનો ઉદ્‌ભવ થયો. સામાજિક વિજ્ઞાનોના ઉદ્‌ભવમાં પણ પ્રવૃત્તિ કારણભૂત હતી. આપણે જાણીએ છીએ કે ખુદ માર્ક્સવાદનો ઉદ્‌ભવ પણ સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષના આધારે થયો હતો.

પ્રવૃત્તિ જ્ઞાનના સંબંધમાં ચોક્કસ કર્તવ્યો નિર્ધારિત કરે છે, તેમની સિદ્ધિ સરળ બનાવે છે, અને એ રીતે જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં નોંધ લેવામાં આવેલી તે મુજબ, આધુનિક સમાજવાદી ઉત્પાદનનો અનુભવ બતાવે છે કે સૌપ્રથમ તો ઉત્પાદન તથા તેની વ્યવસ્થાના સર્વાંગી વિકાસ જોડે સીધો સંબંધ ધરાવતાં ક્ષેત્રોમાં સંશોધન કરવાનું, અને ઉત્પાદનની અસરકારકતામાં સારી પેઠે વધારો કરે એવાં સૂચનો ઘડી કાઢવાનું, આવશ્યક છે. સોવિયેત અર્થશાસ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય એવું છે.

છેલ્લે, પ્રવૃત્તિ વૈજ્ઞાનિક અનુભૂતિ માટે સાધનો તથા સરંજામ પૂરાં પાડે છે, અને એ રીતે જ્ઞાનની આગેકૂચને સરળ બનાવે છે. આધુનિક ઉદ્યોગમાં બનાવવામાં આવતા અતિ પ્રબળ કણ પ્રવેગકો તથા બીજાં બહુ અટપટાં સાધનો તથા ઉપકરણો વગર વિજ્ઞાનીઓ પરમાણુ કેંદ્રકનાં રહસ્યોને પ્રકાશમાં ન જ આણી શક્યા હોત. આજે તો ઈલેક્ટ્રોનિક સૂક્ષ્મદર્શક યંત્રો, અવકાશ રૉકેટો, અને જ્ઞાનમાં બીજાં સાદાં તથા અટપટાં ઘણાં સાધનો વગર વિજ્ઞાનની કલ્પના અશક્ય છે. હકીકતમાં એ બધાં સાધનો લોકોની ભૌતિક, વાસ્તવિક, પ્રવૃત્તિની પેદાશ છે.

પ્રવૃત્તિ જ્ઞાનનો કેવળ આધાર જ નહિ બલકે **લક્ષ્ય** પણ છે. માનવી જ્ઞાનનાં પરિણામોનો ઉપયોગ પોતાની વાસ્તવિક પ્રવૃત્તિઓમાં કરવા માટે આસપાસના જગતનું પરીક્ષણ કરે છે અને તેના વિકાસના નિયમો જાણી લે છે. એ ખરું કે જ્ઞાનનાં પરિણામોનો ઉપયોગ તત્કાળ કરવાનું હંમેશાં નથી બનતું. દાખલા તરીકે, પરમાણુના વિઘટનની શોધ લગભગ ૮૦ વરસ પહેલાં થઈ ચૂકી હતી, પરંતુ માનવી પરમાણુ શક્તિનો ઉપયોગ અમલી હેતુઓ માટે કરતાં તો તાજેતરમાં જ શીખ્યો છે. વળી વૈજ્ઞાનિક શોધોને ઉપયોગમાં લેતાં પહેલાં ઘણી વાર દાયકાઓ વીતી જતા હોવા છતાં એ બધી શોધો જીવનની જરૂરતોના આધારે જ નિર્ધારિત થાય છે, ઉદ્ભવ પામે છે.

## સિદ્ધાંત અને પ્રવૃત્તિની એકતા

અનુભૂતિ લોકોની પ્રવૃત્તિનું એક રૂપ છે, તેમની **સૈદ્ધાંતિક** પ્રવૃત્તિ છે. પરંતુ સિદ્ધાંત એકલો વાસ્તવિકતાને પલટાવી નાખવા અશક્ત હોય છે, અને એ કારણે પ્રવૃત્તિથી નોખો પડે છે. સિદ્ધાંત જગતનું કેવળ પ્રતિબિંબન કરે છે, માનવજાતિની વાસ્તવિક પ્રવૃત્તિની સામાન્ય તારવણી કરે છે. પરંતુ સિદ્ધાંત પ્રવૃત્તિની સામાન્ય તારવણી કરતી વેળા તેની ઉપર વળતી અસર પાડે છે, તેના વિકાસમાં ફાળો આપે છે. પ્રવૃત્તિ વગર સિદ્ધાંત નિરર્થક બની રહે છે, સિદ્ધાંત વગર પ્રવૃત્તિ અંધ બની રહે છે. સિદ્ધાંત પ્રવૃત્તિ માટે માર્ગ નિર્દેશિત કરે છે અને અમલી લક્ષ્યો સિદ્ધ કરવાનાં અત્યંત કાર્યક્ષમ સાધનો ખોળી કાઢવામાં મદદ કરે છે.

આપણે પ્રકૃતિ વિજ્ઞાનનો દાખલો લઈએ. તેનો ઉદ્ભવ પ્રવૃત્તિના આધારે, લોકોના ઉત્પાદન અનુભવની સામાન્ય તારવણીના પરિણામે, થયો છે. પરંતુ સાથે સાથે જ તે ઉત્પાદનમાં અમૂલ્ય સહાય પૂરી પાડે છે. તે ઉત્પાદનની નવી રીતો શોધી કાઢવામાં, ખૂબ કાર્યક્ષમ યંત્રો તથા સરંજામની રચના કરવામાં, કૃત્રિમ કાચો માલ, બીજી સામગ્રી, વગેરે બનાવવામાં સહાયક થાય છે.

સમાજના વિકાસમાં માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંત ભારે મહત્ત્વનો છે. તે વાસ્તવિકતાનું ખરું તથા ઊંડું પ્રતિબિંબન કરે છે, સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષની સામાન્ય તારવણી અંકિત કરે છે, એટલે સર્વહારા વર્ગને સમાજવાદ

તથા સામ્યવાદના સંઘર્ષમાં દોરવણી આપે છે. માર્ક્સવાદ-લેનિનવાદ સામર્થ્ય ધરાવે છે કારણ કે તે ખરો સિદ્ધાંત છે અને સામાજિક વિકાસના સાચા નિયમોને પ્રકાશમાં આણીને કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે કેવળ વર્તમાન સમયે સમુચિત કદમો ઉઠાવવાનું જ નહિ બલકે ભાવિની આગાહી કરવાનું, આગામી ઘણાં વર્ષો માટે વાસ્તવિક પ્રવૃત્તિઓની યોજના વૈજ્ઞાનિક રીતે ઘડી કાઢવાનું, પણ શક્ય બનાવે છે. કોમ્યુનિસ્ટ પાર્ટી માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતને અધિક વિકસાવવાની, વિકસિત સમાજવાદના સામાન્ય નિયમોનું પરીક્ષણ કરવાની, અને વિશ્વ વિકાસને નિરંતર પ્રવેગ આપવાની બાબતને પોતાની મહાન પુનિત ફરજ ગણે છે.

**સિદ્ધાંત અને પ્રવૃત્તિની એકતામાં માર્ક્સવાદ-લેનિનવાદનો સર્વોપરી નિયમ અંકિત** છે. એ નિયમ હાલના સમયે વિશેષ રૂપે ભારે મહત્ત્વનો બની ગયો છે કારણ કે કાર્યકરોએ સિદ્ધાંતના, માર્ક્સવાદ-લેનિનવાદના, પ્રવૃત્તિના પોતાના જ્ઞાનમાં તેમ જ કૌશલ્યો તથા કાર્યદક્ષતામાં સતત વધારો કરવાનો હોય છે, સામ્યવાદી નિર્માણની વર્તમાન કક્ષાએ આર્થિક તથા સામાજિક પ્રબંધ સંબંધી જટિલ સમસ્યાઓનો ઝડપી ઉકેલ આવશ્યક હોય છે. એટલે સિદ્ધાંત તરફથી પ્રવૃત્તિનો માર્ગ તૈયાર કરવાનું ચાલુ રહેવું જોઈએ અને સોવિયેત જનતાના આર્થિક તથા સાંસ્કૃતિક જીવનના સંચાલનમાં વિશુદ્ધ વૈજ્ઞાનિક અભિગમ સુનિશ્ચિત બનવો જોઈએ. વ્યાપક અને સુઘટિત સૈદ્ધાંતિક કાર્ય સામ્યવાદના પંથને ઉજાળતી જ્યોતિ છે.

## ૩. ચેતનમય બોધનમાંથી અમૂર્ત ચિંતન

જ્ઞાન સ્થિર નથી રહેતું પરંતુ સતત ગતિમાન હોય છે અને વિકાસ પામતું રહે છે. જ્ઞાનનો એ વિકાસ પ્રત્યક્ષ ચેતનમય બોધનમાંથી અમૂર્ત ચિંતનમાં તેની ગતિમાં વ્યક્ત થાય છે. લેનિને લખ્યું છે કે "ચેતનમય બોધનમાંથી અમૂર્ત ચિંતન, **અને તેમાંથી પ્રવૃત્તિ—સત્યની** અનુભૂતિનો દ્વંદ્વાત્મક પંથ એવો છે."*

---

*વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૮, પૃષ્ઠ ૧૭૧.

12—2387

જ્ઞાનનો આરંભ હંમેશાં આપણી ઈંદ્રિયો વડે બાહ્ય જગતની વસ્તુઓના પરીક્ષણથી થાય છે. એ તો આપણે રોજિંદા અનુભવમાંથી જાણીએ છીએ. આપણે કોઈ અજાણી વસ્તુનું પરીક્ષણ કરવું હોય તો તેને સૌપ્રથમ કાળજીથી તપાસી જોઈએ અને જરૂર પડે તો આંગળી વડે સ્પર્શ કરીએ, ચાખી જોઈએ, વગેરે. ચીજોના પ્રત્યક્ષ બોધનમાં જ્ઞાનના પંથનો આરંભનો તબક્કો, પહેલું કદમ, અંકિત છે. માનવી વાસ્તવિક પ્રવત્તિ દરમિયાન પ્રકૃતિની વસ્તુઓ તથા પરિઘટનાઓના સંપર્કમાં આવે ત્યારે તેમની પહેલી છાપ ઈંદ્રિયો મારફત મેળવે છે. ઈંદ્રિયો જાણે એક જાતની બારી છે, બાહ્ય જગત તેમાં થઈને માનવીની ચેતનામાં "દાખલ થાય છે", અને તે માનવી માટે પ્રકૃતિના રંગો, ગંધો, તથા ધ્વનિઓ તેમ જ ફળોનો સ્વાદ વગેરે પારખી લેવાનું શક્ય બનાવે છે.

ઈંદ્રિયજ્ઞાનનું મુખ્ય રૂપ સંવેદન છે. સંવેદન એટલે વસ્તુના અલગ અલગ ગુણધર્મોનું, વિશિષ્ટતાઓનું, અથવા પાસાંનું પ્રતિબિંબન. વસ્તુઓ ગરમ હોય અથવા ટાઢી હોય, ઘેરી હોય અથવા ઊજળી હોય, લીસી હોય અથવા ખરબચડી હોય—એ બધા અને બીજા ઘણા ગુણધર્મો આપણી ઈંદ્રિયો ઉપર ક્રિયા કરીને અમુક સંવેદનો ઉપજાવે છે.

માનવીની કાયા સંવેદનોની સંઘટના માટે અનુરૂપ શરીરક્રિયા તંત્ર ધરાવે છે. એ તંત્રમાં એક તો ઈંદ્રિયો હોય છે, પછી ચેતાઓ હોય છે, તારમાં વહેતી વીજળીની જેમ ઉત્તેજના એ ચેતાઓ મારફત મસ્તકના સંબંધિત ભાગોમાં સંચારિત થાય છે, અને પછી મગજના વિભાગો હોય છે, તેમાં ઉત્તેજનાઓનું રૂપાંતર અનુરૂપ સંવેદનોમાં થાય છે. ચોક્કસ ધ્વનિથી માનવીના કાનમાં ઊપજતી ઉત્તેજનાનું રૂપાંતર ધ્વનિના સંવેદનમાં થાય છે, આંખની ઉપર પ્રકાશની ક્રિયાનું રૂપાંતર પ્રકાશના સંવેદનમાં થાય છે, વગેરે.

સંવેદનો આપણને વસ્તુની પરખ શક્ય બનાવતી સામગ્રી પૂરી પાડે છે, એટલે અનુભૂતિની પ્રક્રિયામાં તેઓ પારાવાર મહત્ત્વનાં બની રહે છે. આપણને વસ્તુઓ વિશે જે કંઈ માહિતી સંવેદનોમાંથી મળે તેની ઉપર જ જ્ઞાનની ત્યાર પછીની આખી પ્રક્રિયા આધારિત હોય છે.

લેનિને સંવેદનને વસ્તુગત જગતના ભાવગત બિંબ તરીકે ગણાવ્યું છે. તેનો અર્થ એવો થયો કે સંવેદનમાં વાસ્તવિક અસ્તિત્વ ધરાવતી વસ્તુઓનું પ્રતિબિંબન થતું હોય છે એટલે તે માનવીના મગજમાં યંત્રવત્ છાપ નહિ પરંતુ

વિચારયુક્ત બિંબ હોય છે. એ બિંબ ભાવગત હોય છે કારણ કે તે બાહ્ય જગતમાં નહિ પરંતુ માનવીની (કર્તાની) તથા માનવજાતિની ભીતર પડતું હોય છે. તેનો અર્થ એવો થયો કે સંવેદનનું સ્વરૂપ અમુક રીતે માનસનાં વિશિષ્ટ લક્ષણોથી, સંબંધિત માણસના વ્યક્તિગત ગુણોથી, અને સૌપ્રથમ તો સામાજિક સંજોગોથી, તેના સામાજિક વાતાવરણથી, પ્રભાવિત હોય છે.

સંવેદનોના ભાવગત સ્વરૂપના મુખ્ય નિર્દેશોમાંનો એક એ હકીકતમાં જોવા મળે છે કે લોકોને એકસરખી બાહ્ય અસરોનો બોધ જુદી જુદી રીતે થાય છે.

તેનો અર્થ એવો થાય ખરો કે ઇંદ્રિયો આપણને જગતનો ખોટો ખ્યાલ આપતી હોય છે? ના, ન થાય. રોજિંદો અનુભવ અને વૈજ્ઞાનિક માહિતી સાબિત કરે છે કે ઇંદ્રિયો આપણને છેતરતી નથી. આપણને એક ઇંદ્રિયના સંકેતો વિશે શંકા થાય તો આપણે બીજી ઇંદ્રિયોની મદદ લઈએ છીએ. માણસને પોતાની આંખો પર વિશ્વાસ ન બેસે ત્યારે તે આંગળીઓનો ઉપયોગ કરે છે, અને એથી પણ સંતોષ ન થાય ત્યારે બીજા લોકોની આંખો તથા આંગળીઓની મદદ લઈ શકે છે. એ બધું પણ અપૂરતું લાગે તો અંતમાં માનવી સાધનોની, પ્રયોગોની, વાસ્તવિક અનુભવની સહાય લે છે. એ રીતે ઇંદ્રિયો એકબીજીની ચકાસણી, બીજા લોકોનાં સંવેદનો, અનુભવ, પ્રયોગ, અને પ્રવૃત્તિ મારફત આપણને આપણી પહોંચની ચીજો વિશે મોટે ભાગે સાચો ખ્યાલ આપે છે.

ઇંદ્રિયજ્ઞાનમાં સંવેદનો ઉપરાંત પરખ અને ખ્યાલો સામેલ હોય છે. પરખ એટલે ઇંદ્રિયજ્ઞાનનું ઉચ્ચતર રૂપ. તેમાં વસ્તુના ઇંદ્રિયગમ્ય પ્રત્યક્ષ પૂરેપૂરા રૂપનું, તેનાં બાહ્ય પાસાં તથા વિશિષ્ટ લક્ષણોની સમગ્રતાનું, પ્રતિબિંબન થાય છે. ખ્યાલ એટલે માનવીના માનસમાં અગાઉ પડી ચૂકેલાં બિંબોનું પુનરાવર્તન. દાખલા તરીકે, આપણે આપણા શિક્ષકને ઘણાં વર્ષોથી ન જોયો હોવા છતાં મનમાં તેના દેખાવનું પુનરાવર્તન કરી શકીએ, તેનું ચિત્ર કલ્પી શકીએ.

## તર્કસંગત જ્ઞાન

ઇંદ્રિયોએ ઉપજાવેલું ચિત્ર અસાધારણ રૂપે સમૃદ્ધ અને ઉઠાવદાર હોય છે. પરંતુ તે પરિપૂર્ણ કોઈ રીતે નથી હોતું. ઇંદ્રિયજ્ઞાન આપણને ચીજોના કેવળ અલગ અલગ, બાહ્ય, પાસાંનો જ ખ્યાલ આપે છે. દાખલા તરીકે,

ઇંદ્રિયોની મદદ વડે વીજળીની બત્તીને પારખી શકાય, પરંતુ કલ્પી ન શકાય કે વીજળી એટલે ચોક્કસ વેગે ધસતા વીજાણુઓનો પ્રવાહ. પ્રકાશના પ્રચંડ વેગને, પરમાણુમાં "પ્રાથમિક" કણોની ગતિને, તેમ જ પ્રકૃતિ અને સામાજિક જીવનની બીજી ઘણી જટિલ પરિઘટનાઓને પણ ઇંદ્રિયો વડે ન પારખી શકાય.

ટૂંકામાં, ઇંદ્રિયજ્ઞાન ચીજોના આંતરિક સ્વરૂપને, સારતત્ત્વને, વિકાસના નિયમોને, પ્રકાશમાં ન આણી શકે. પરંતુ જ્ઞાનનો મુખ્ય હેતુ તો એ જ હોય છે. માનવીને કેવળ નિયમોનું, ચીજોના સારતત્ત્વનું, જ્ઞાન જ વાસ્તવિક પ્રવૃત્તિમાં માર્ગદર્શન આપી શકે. એ સંબંધમાં અમૂર્ત, અથવા તર્કસંગત પણ ગણાવવામાં આવતું, ચિંતન તેને મદદ કરે છે.

**તર્કસંગત** ચિંતન જ્ઞાનના વિકાસમાં ગુણાત્મક દૃષ્ટિએ નવી, ઉચ્ચતર, કક્ષા અંકિત કરે છે. તેની ભૂમિકા વસ્તુના મુખ્ય ગુણધર્મો તથા લક્ષણોને પ્રકાશમાં આણવાની છે. માનવીને વાસ્તવિકતાના વિકાસનું સંચાલન કરતા નિયમોનું જ્ઞાન, તેની અમલી પ્રવૃત્તિઓ માટે બહુ જરૂરી જ્ઞાન, તર્કસંગત ચિંતનની કક્ષાએ મળે છે.

તર્કસંગત ચિંતનનું મુખ્ય રૂપ વિભાવના છે. **વિભાવનામાં** વસ્તુઓનાં સઘળાં પાસાંનું નહિ પરંતુ માત્ર જે કંઈ **તાત્ત્વિક, સામાન્ય,** હોય તેનું જ પ્રતિબિંબન હોય છે, સાર તારવી લેવામાં આવે છે અને ગૌણ લક્ષણોને બાજુએ ફગાવી દેવામાં આવે છે. આપણે "માનવી"ની વિભાવનાનો દાખલો લઈએ. એ વિભાવનામાં કોઈ માણસનાં બધાં લક્ષણોનું પ્રતિબિંબન નથી હોતું. તેની રાષ્ટ્રીયતા, ઉંમર, રહેવાની જગ્યા, જીવનકાળ, વગેરેની માહિતી તેમાં નથી હોતી. એ વિભાવનામાં તો માત્ર જે સામાન્ય અને તાત્ત્વિક, દરેક માણસમાં અંતર્ભૂત, હોય— કામ કરવાની, ભૌતિક તથા બૌદ્ધિક સંપત્તિ પેદા કરવાની, વિચારવાની, તથા બોલવાની શક્તિ—એટલું જ નિર્દેશિત થાય છે. એવી જ રીતે "વૃક્ષ", "પ્રાણી", "સમાજ", "ઉત્પાદન", "વર્ગ", "પાર્ટી", વગેરે વિભાવનાઓ વસ્તુઓમાં જે કંઈ સામાન્ય તથા તાત્ત્વિક હોય તેનો જ નિર્દેશ કરે છે.

**વિભાવનાઓનો ઉદ્‌ભવ પ્રવૃત્તિના આધારે થાય છે.** દાખલા તરીકે, માનવી ત્રિકોણ, ચોરસ, તથા બીજી ભૌમિતિક આકૃતિઓની વિભાવનાઓ ઘડતાં પહેલાં વાસ્તવિક પ્રવૃત્તિ દરમિયાન વસ્તુગત અસ્તિત્વ ધરાવતી સંખ્યાબંધ ત્રિકોણ, ચોરસ, તથા બીજા આકારોની ચીજોના સંપર્કમાં આવી ચૂક્યો હતો. સામાન્ય

પરિવર્તિત પ્રવૃત્તિને, અનુરૂપ નવી વિભાવનાઓના ઉદ્ભવમાં, વ્યક્ત થાય છે.

ચિંતનનાં બીજાં રૂપો—નિર્ણય તથા નિષ્કર્ષ—વિભાવનાના આધારે ઘડાય છે.

**નિર્ણય** ચિંતનનું એવું રૂપ છે કે જેમાં કશુંક વિધાન કરવામાં આવ્યું હોય (દાખલા તરીકે—"સમાજવાદ એટલે શાંતિ"), અથવા કશાકને નકારવામાં આવ્યું હોય (દાખલા તરીકે—"માર્ક્સવાદ જડ મતવાદ નથી"). આપણે જોયું કે નિર્ણયમાં ચોક્કસ વિભાવનાઓ સામેલ હોય છે. ઉપર આપેલા નિર્ણયોમાં સામેલ વિભાવનાઓ આ મુજબ છે: "સમાજવાદ", "શાંતિ", "માર્ક્સવાદ", અને "જડ મતવાદ". સાથે સાથે જ, એ વિભાવનાઓની સમજણ બીજા નિર્ણયો વગર—જેમ કે "સમાજવાદ સાર્વજનિક માલિકી ઉપર આધારિત સામાજિક પદ્ધતિ છે", વગેરે—અશક્ય બની રહે છે. એ રીતે, વિભાવનાઓ અને નિર્ણયો પરસ્પર સંકળાયેલાં હોય છે. નિર્ણયો પણ પરસ્પર સંકળાયેલા હોય છે. તેમનું જોડાણ તર્કસંગત ચિંતનનું ખાસ રૂપ—નિષ્કર્ષ—બની રહે છે. **નિષ્કર્ષ** એટલે અમુક નિર્ણયોના (ભૂમિકાઓના) આધારે તારવવામાં આવતો નવો નિર્ણય (અનુમિતિ). આપણે પ્રસ્તુત જ્ઞાનમાંથી નિષ્કર્ષો તારવીને નવું જ્ઞાન મેળવી શકીએ, એટલે અનુભૂતિમાં તેઓ ભારે મહત્ત્વના બની રહે છે.

જ્ઞાનનાં પ્રાક્કલ્પના તથા સિદ્ધાંત જેવાં ઉચ્ચતર રૂપોમાં વિભાવનાઓ, નિર્ણયો, તથા નિષ્કર્ષોનું અટપટું જોડાણ અંકિત હોય છે. **પ્રાક્કલ્પના** એટલે પરિઘટનાઓ, ઘટનાઓ, તથા નિયમો સંબંધી ધારણા. પૃથ્વી પર જીવનની ઉત્પત્તિ અથવા સૂર્યમંડળની ઉત્પત્તિ સંબંધી ધારણાઓમાં પ્રાક્કલ્પનાનાં ઉદાહરણો અંકિત છે. **વૈજ્ઞાનિક સિદ્ધાંતોમાં** પ્રવૃત્તિની ચોક્કસ પ્રક્રિયાઓ અથવા ક્ષેત્રોનું ગહન સર્વાંગી જ્ઞાન વ્યક્ત થાય છે. એ પ્રકારનું જ્ઞાન પ્રયોગો તથા પ્રવૃત્તિની કસોટીમાં પાર ઊતરી ચૂકેલું હોય છે. દાખલા તરીકે, પરમાણુ કેંદ્રકનો આધુનિક સિદ્ધાંત, ભૌતિકવિજ્ઞાનમાં સાપેક્ષતાનો સિદ્ધાંત, અને જીવવિજ્ઞાનમાં આનુવંશિકતાનો ભૌતિકવાદી સિદ્ધાંત—બધા ભૌતિકવાદી સિદ્ધાંતો છે. માર્ક્સવાદ-લેનિનવાદ સમાજના વિકાસનો ખરો વૈજ્ઞાનિક સિદ્ધાંત છે.

આપણે જોયું કે જ્ઞાનના દ્વંદ્વાત્મક વિકાસમાં સાવ સાદાં સંવેદનોથી લઈને જટિલ વૈજ્ઞાનિક સિદ્ધાંતો સુધીનો લાંબો પંથ અંકિત છે.

વૈજ્ઞાનિક સિદ્ધાંતોના ઘડતરનું એ ચિત્ર તો જ્ઞાનની દ્વંદ્વાત્મક—ભૌતિકવાદી પ્રક્રિયાના કેવળ સામાન્ય વલણને જ અંકિત કરે છે. વાસ્તવમાં ઘણી વાર એમ

બને છે કે સંશોધક અમલી જરૂરતોના પ્રભાવના પરિણામે પહેલાં તો કોઈ વિચારની ધારણા કરી લે છે, અને એ વિચાર ચિંતનની પ્રગતિનો પૂર્વાધાર બની રહે છે તથા વૈજ્ઞાનિક પરીક્ષણની મુખ્ય દિશાઓ નિર્દેશિત કરે છે. એવો વિચાર ક્યારેક પ્રવૃત્તિની માગણીઓનો કેવળ સાવ ઝાંખો, લગભગ જેવો, પ્રતિભાવ જ રજૂ કરે છે. વિચારની સિદ્ધિ દરમિયાન અને પરીક્ષણની પ્રક્રિયામાં વિભાવનાઓ, બિંબો, તથા નિર્ણયો ઉદ્ભવ પામે છે, એ બધું મળીને વિચારને વાસ્તવિક રૂપ આપે છે અને એવા વૈજ્ઞાનિક આધારો, અનુમિતિઓ, તથા નિયમોની માટી વડે મૂર્તિમંત કરે છે કે જે પ્રવૃત્તિની કસોટી પાર કરીને સમગ્ર તથા એકીકૃત રૂપે વૈજ્ઞાનિક સિદ્ધાંતમાં પલટાઈ જાય છે.

એક વાત ધ્યાનમાં રાખવી ઘટે કે સિદ્ધાંતનો પૂર્વાધાર બની રહેતા વિચારનો ઉદય પ્રવૃત્તિના પ્રભાવના પરિણામે થાય છે એટલું જ નહિ પરંતુ તેમાં ખુદ વિજ્ઞાનના તર્કસંગત વિકાસનો તકાદો પણ કારણભૂત હોય છે. બન્ને બાબતોમાં વિચાર ખાલી કર્તાની કલ્પનાનું ફળ નથી હોતો. તેમાં પહેલેથી પ્રસ્તુત જ્ઞાનનો સંચય રજૂ થતો હોય છે એટલે તે પોતાની રીતે વિજ્ઞાન તથા પ્રવૃત્તિના વિકાસનું પરિણામ અંકિત કરે છે. વિચારોના ઘડતર તથા સિદ્ધિ તેમ જ વૈજ્ઞાનિક સિદ્ધાંત રૂપે વિકાસમાં વિજ્ઞાની, તેનો અનુભવ, જ્ઞાન, સહજબોધ, કલ્પના તથા સર્જન પ્રતિભાઓ ભારે મોટી ભૂમિકા ભજવે છે.

## જ્ઞાનમાં ઇંદ્રિયજન્ય અને તર્કસંગતની એકતા

ઇંદ્રિયજ્ઞાન અને અમૂર્ત ચિંતન વચ્ચે એકતા હોય છે. તેઓ એકના એક ભૌતિક જગતને પ્રતિબિંબિત કરે છે અને સામાન્ય આધાર—માનવજાતિની વાસ્તવિક પ્રવૃત્તિનો આધાર—ધરાવે છે. જ્ઞાનની એ બેઉ કક્ષાઓ એકનો એક શરીરક્રિયાત્મક આધાર ધરાવે છે—માનવીનું ચેતાતંત્ર.

ઇંદ્રિયજ્ઞાન વગર અમૂર્ત ચિંતન અશક્ય છે કારણ કે વિભાવનાઓના ઘડતરનો એકમાત્ર આધાર ઇંદ્રિયો તરફથી પૂરી પાડવામાં આવતી માહિતીનો હોય છે. માનવીને તેની ઇંદ્રિયો તરફથી ન મળ્યું હોય એવું કશું ચિંતનમાં હોઈ શકે નહિ. પરંતુ સંવેદનોના આધારે ઉદ્ભવ પામેલું અમૂર્ત ચિંતન ઇંદ્રિયજ્ઞાનથી

વધારે ઊંડાણમાં પહોંચે છે, તેને વધારે સમૃદ્ધ બનાવે છે તથા તેની સીમાઓને વિસ્તારે છે. ઇંદ્રિયજન્ય છાપ બુદ્ધિના પ્રકાશથી ઝળહળિત થઈને નવું અંતસ્તત્ત્વ ધારણ કરે છે.

ઇંદ્રિયજન્ય અને તર્કસંગત એકતાની સ્થિતિમાં ક્રિયા કરે છે, પરસ્પર પુરવણી કરે છે અને વધારે સમૃદ્ધ બનાવે છે, એટલે અનુભૂતિની પ્રક્રિયામાં સંવેદનોના નિર્દેશોની કે બુદ્ધિના નિષ્કર્ષોની અવગણના કોઈ રીતે ન જ કરવી જોઈએ. તેમ છતાં, જ્ઞાનની પ્રક્રિયાની એકાંગી સમજણ રજૂ કરતાં વહેણો તત્ત્વજ્ઞાનમાં જોવા મળે છે.

**અનુભવવાદના** સમર્થકો જ્ઞાનમાં અમૂર્ત ચિંતનની ભૂમિકાનું મૂલ્ય ઓછું આંકે છે, તેમના ધોરણ મુજબ તો માત્ર ઇંદ્રિયજન્ય છાપો જ માનવીને જગતનું ખરું ચિત્ર આપે છે. તેઓ દલીલ કરે છે કે વિભાવનાઓ ઇંદ્રિયો વડે નથી પારખી શકાતી (દાખલા તરીકે, "સામાન્ય રૂપે માનવી", "સામાન્ય રૂપે વૃક્ષ", વગેરેની કલ્પના અશક્ય છે) એટલે વાસ્તવમાં વિભાવનાઓને અનુરૂપ કશું નથી હોતું, વિભાવનાઓ તો માનવીની કલ્પનાની પેદાશ હોય છે.

આધુનિક મૂડીવાદી તત્ત્વજ્ઞાન તથા સામાજિક વિજ્ઞાનમાં અનુભવવાદ વ્યાપક રૂપે પ્રચલિત છે. તેમાં આશ્ચર્ય થાય એવું કંઈ નથી. મૂડીવાદી વિચારકો બહોળી સામાન્ય તારવણીઓથી ડરતા હોય છે, વાસ્તવિક સામાજિક સમસ્યાઓના ઉકેલને ટાળીને નજીવાં તથ્યો તથા ઉપરછલ્લાં નિરીક્ષણોના જંગલમાં ભરાઈ જવા આતુર હોય છે.

અનુભવવાદીઓથી વિપરીત **બુદ્ધિવાદના** સમર્થકો ઇંદ્રિયો ઉપર ભરોસો નથી રાખતા અને બુદ્ધિને, અમૂર્ત ચિંતનને, ખરા જ્ઞાનનો એકમાત્ર સ્રોત ગણે છે. બુદ્ધિવાદીઓ ઇંદ્રિયજ્ઞાનની ભૂમિકાનું મૂલ્ય ઓછું આંકે છે અને માની લે છે કે માનવી જગતને માત્ર સહજબોધથી, કશા અનુભવ વગર, જાણી લેવા શક્તિમાન છે. બુદ્ધિવાદીઓ વિભાવનાઓને તથા ચિંતનનાં બીજાં રૂપોને સંવેદનો તથા પરખોથી અળગાં પાડીને આખરે આદર્શવાદમાં સરી પડે છે.

ઉપરની છણાવટમાંથી એવો સાર નીકળે છે કે તર્કસંગત જ્ઞાનને ઇંદ્રિયજ્ઞાનથી અળગું ન જ પાડવું જોઈએ કારણ કે તેના અનિવાર્ય પરિણામે અનુભૂતિની પ્રક્રિયા વિકૃત થઈ જાય છે, ચિંતન વાસ્તવિકતાથી અળગું પડી જાય છે. આદર્શવાદનાં સઘળાં વહેણોમાં એવી સ્થિતિ લાક્ષણિક છે. આદર્શવાદની ચેતનક્ષમતામાં જ્ઞાનમીમાંસા સંબંધી તથા વર્ગીય સ્વરૂપનાં કેટલાંક મૂળ કારણભૂત છે. હવે અમે તેમનું પરીક્ષણ કરીશું.

## આદર્શવાદનાં જ્ઞાનમીમાંસા સંબંધી તથા વર્ગીય મૂળ

આદર્શવાદનાં **જ્ઞાનમીમાંસા સંબંધી** મૂળ જ્ઞાનની અત્યંત જટિલ પ્રક્રિયાનાં પાસાંની **એકાંગી અતિશયોક્તિમાં**, તેમને **નિરપેક્ષ ગણાવી દેવામાં**, વાસ્તવિકતાથી, વાસ્તવિક જગતથી, અળગાં પાડી દેવામાં, હોય છે.

લેનિને આદર્શવાદને વંધ્ય ફૂલ તરીકે, પરંતુ આધારહીન નહિ બલકે ફળદ્રૂપ તથા સમર્થ માનવીય જ્ઞાનના જીવંત વૃક્ષ પર ઊગતું હોય એવા વંધ્ય ફૂલ તરીકે, ગણાવ્યો છે. આદર્શવાદનાં જ્ઞાનમીમાંસા સંબંધી મૂળ **ખુદ જ્ઞાનની પ્રક્રિયામાં** જ સમાયેલાં છે, અને આપણે ઉપર જોઈ ગયા કે એ પ્રક્રિયા અસાધારણ રૂપે જટિલ તથા આંતરવિરોધી હોય છે.

જ્ઞાનમાં ચિંતનને જાણી લેવામાં આવેલી વસ્તુથી, વાસ્તવિકતાથી, અળગું પાડી દેવાની, શક્યતા સામેલ હોય છે. એ વિચલન માનવી તરફથી હરદમ ઉપયોગમાં લેવાતી સાદામાં સાદી વિભાવનાઓમાં જોઈ શકાય છે—દાખલા તરીકે "સામાન્ય રૂપે ઘર", "સામાન્ય રૂપે ટેબલ". વાસ્તવમાં "સામાન્ય રૂપે ઘર" કે "સામાન્ય રૂપે ટેબલ" જેવું કશું હોતું જ નથી, કેવળ ચોક્કસ ઘરો, ચોક્કસ ટેબલો, હોય છે. આપણે જાણીએ છીએ કે "ઘર" અને "ટેબલ"ની વિભાવનાઓમાં બધાં ઘરોનાં તથા બધાં ટેબલોનાં સામાન્ય તાત્ત્વિક લક્ષણોની તારવણી વ્યક્ત થાય છે. જે ઘડીએ ભૂલી જવામાં આવે કે વિભાવનાઓનું મૂળ વાસ્તવિક ચીજોમાં હોય છે, અને તેમને વાસ્તવિકતાથી અળગી પાડી દેવામાં આવે, અને ધારી લેવામાં આવે કે તેઓ આપમેળે, વસ્તુથી સ્વતંત્ર રીતે, ઉદ્‌ભવ પામે છે અને અસ્તિત્વમાં રહે છે, તેનું નામ આદર્શવાદ.

વસ્તુનિષ્ઠ આદર્શવાદનો ઉદય એવી રીતે થયો હતો. તેના સમર્થકો દલીલ કરે છે કે વિભાવના વસ્તુથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી હોય છે, સંબંધિત વસ્તુનું "સર્જન" કરે છે. એથી ઊલટું, આત્મનિષ્ઠ આદર્શવાદીઓ જ્ઞાનનો સીધો સ્રોત સંવેદનોમાં હોવાની બાબતના આધારે જાહેર કરે છે કે માત્ર સંવેદનો જ અસ્તિત્વમાં હોય છે, તેઓ વસ્તુઓ તથા પરિઘટનાઓને સંવેદનોની સમગ્રતા તરીકે ગણાવે છે.

એ રીતે, લેનિનના નિર્દેશ મુજબ, આદર્શવાદનાં જ્ઞાનમીમાંસા સંબંધી મૂળ સીધી રેખા તથા એકાંગી ધોરણમાં, આત્મનિષ્ઠતામાં તથા આત્મનિષ્ઠ અંધાપામાં, હોય છે.

પરંતુ ધ્યાનમાં રાખવું જોઈએ કે જ્ઞાનમીમાંસા સંબંધી મૂળ તો આદર્શવાદના કેવળ પૂર્વસંજોગોને, શક્યતાને, પેદા કરે છે, અને ચોક્કસ સામાજિક બળો એ શક્યતાને વાસ્તવિકતામાં પલટાવી નાખે છે. એ બળો એટલે સત્યને વિકૃત બનાવી દેવા ઉત્સુક સમાજના પ્રત્યાઘાતી વર્ગો. તેમનાં વર્ગીય હિતો તેમને જ્ઞાનના સંબંધમાં આત્મનિષ્ઠ, એકાંગી, વલણ અપનાવવા અને ચિંતનને વાસ્તવિકતાથી અળગું પાડી નાખવા પ્રેરે છે.

માનસિક અને શારીરિક શ્રમ વચ્ચેનો વિરોધ પણ આદર્શવાદના ફેલાવામાં મદદગાર બને છે. એવો વિરોધ વિષમ વર્ગો ધરાવતા સમાજમાં અસ્તિત્વમાં હોય છે અને લોકોની ચેતના તેમની ભૌતિક, ઉત્પાદન સંબંધી, પ્રવૃત્તિથી સ્વતંત્ર હોવાનો આભાસ પેદા કરે છે. શોષક વર્ગો માનસિક શ્રમની ઈજારદારી ધરાવતા હોય છે, અને એવી ઈજારદારી તેમને માટે આદર્શવાદને દરેક રીતે ફેલાવવાનું તથા ટેકો આપવાનું, તેમ જ તેનો ઉપયોગ પોતાના શાસનને વાજબી ઠરાવવા તથા જાળવી રાખવા ખાતર કરવાનું, શક્ય બનાવે છે.

આદર્શવાદનાં જ્ઞાનમીમાંસા સંબંધી મૂળ ઉપરાંત **વર્ગીય મૂળ** — પ્રત્યાઘાતી વર્ગોનાં ચોક્કસ હિતો — પણ હોય છે.

આપણે જોયું કે જ્ઞાન પ્રવૃત્તિ મારફત ઈંદ્રિયજન્યમાંથી તર્કસંગતમાં વિકાસ પામે છે. સ્વાભાવિક છે કે જ્ઞાનનાં પરિણામોને ચકાસી લેવાં જોઈએ, ખાતરી કરી લેવી જોઈએ કે તે ખરાં છે કે નહિ. એવી ચકાસણી વગર ચાલે જ નહિ કારણ કે માત્ર સાચું જ્ઞાન જ લોકોની અમલી જરૂરિયાતો પૂરી કરી શકે.

જ્ઞાનનાં પરિણામોને કેવી રીતે ચકાસવામાં આવે છે, સત્યને કેવી રીતે જાણી લેવામાં આવે છે, તેનું વર્ણન કરતાં પહેલાં અમે સત્યનું પરીક્ષણ કરીશું.

## ૪. સત્ય વિશે માર્ક્સવાદી સિદ્ધાંત

### સત્યની વસ્તુનિષ્ઠતા

દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં **સત્યને** વસ્તુના એવા જ્ઞાન તરીકે સમજવામાં આવે છે કે જે એ વસ્તુને **સાચી રીતે** પ્રતિબિંબિત કરતી હોય, અર્થાત્ એ વસ્તુને **અનુરૂપ** હોય. દાખલા તરીકે, "ચીજો પરમાણુઓની બનેલી હોય છે",

"માનવીના અસ્તિત્વ પહેલાંયે પૃથ્વી અસ્તિત્વમાં હતી", "લોકો ઇતિહાસના સર્જકો છે", વગેરે વિધાનો સાચાં છે.

સત્ય શાની ઉપર આધારિત હોય છે? જેના મનમાં સત્ય ઉદ્ભવ પામતું હોય છે એ માનવીની ઉપર? કે સત્ય જેને પ્રતિબિંબિત કરતું હોય છે એ વસ્તુની ઉપર?

આદર્શવાદીઓ માને છે કે સત્ય આત્મનિષ્ઠ હોય છે, માનવી ઉપર આધારિત હોય છે, અને માનવી પોતાના જ્ઞાનની સત્યતાનો નિર્ણય વાસ્તવિક પરિસ્થિતિને લક્ષમાં લીધા વગર પોતે જ કરી લે છે.

આદર્શવાદથી વિપરીત દ્વંદ્વાત્મક ભૌતિકવાદ યુગો દરમિયાન માનવીના વાસ્તવિક અનુભવના તેમ જ વૈજ્ઞાનિક શોધોના આધારે સત્યને **વસ્તુનિષ્ઠ** ગણાવે છે. સત્ય વસ્તુગત અસ્તિત્વ ધરાવતા જગતને પ્રતિબિંબિત કરે છે એટલે તેનું અંતસ્તત્ત્વ માનવીની ચેતના ઉપર આધારિત નથી હોતું. લેનિને લખ્યું છે કે વસ્તુનિષ્ઠ સત્યમાં આપણા જ્ઞાનનું અંતસ્તત્ત્વ અંકિત હોય છે, અને તે માનવી અથવા માનવજાતિ ઉપર આધારિત નથી હોતું. સત્યનું અંતસ્તત્ત્વ તો તેમાં પ્રતિબિંબિત થતી વસ્તુગત પ્રક્રિયાઓના આધારે જ નિર્ધારિત થાય છે.

દાખલા તરીકે, આપણે આ વિધાન લઈએ: "પૃથ્વીનો આકાર ગોળા જેવો છે." એ કથન સાચું છે કારણ કે વાસ્તવિકતાને અનુરૂપ છે. પરંતુ પૃથ્વીનો આકાર શું માનવીની ચેતના ઉપર આધારિત હોય છે? બિલકુલ નહિ. પૃથ્વી તો માનવીના અસ્તિત્વ પહેલાં લાંબા સમયથી અસ્તિત્વમાં હતી, અને તેનો ગોળ આકાર પ્રાકૃતિક શક્તિઓ થકી ઘડાયો હતો. બીજા કોઈ સત્યના પરીક્ષણમાં પણ આપણે એવા જ નિષ્કર્ષ પર પહોંચીશું.

## સાપેક્ષ અને નિરપેક્ષ સત્ય

દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં સત્યની વસ્તુનિષ્ઠતાને માન્ય કરીને જ્ઞાનની બીજી એક મહત્ત્વની સમસ્યાને પણ ઉકેલવામાં આવે છે: માનવીને વસ્તુનિષ્ઠ સત્યની અનુભૂતિ કેવી રીતે થાય છે—એકીવેળાએ, સમગ્ર રૂપમાં, બિનશરતી રીતે, નિરપેક્ષ રૂપમાં, કે પછી આશરે, સાપેક્ષ રૂપમાં. લેનિને નિર્દેશ કર્યો છે કે એ સવાલ સાપેક્ષ સત્યની સાથે નિરપેક્ષ સત્યના સંબંધને લગતો છે.

નિરપેક્ષ અને સાપેક્ષ સત્ય વચ્ચેના તફાવતો વાસ્તવિકતા સાથે માનવીના જ્ઞાનની **અનુરૂપતાના** જુદા જુદા **પ્રમાણના** આધારે નિર્ધારિત થાય છે. વાસ્તવિકતા જોડે અમુક જ્ઞાન એકદમ ચોક્સાઈથી પૂરેપૂરો, અને અમુક જ્ઞાન આંશિક, મેળ ખાતું હોય છે. **નિરપેક્ષ સત્ય** એટલે આખેઆખું વસ્તુનિષ્ઠ સત્ય, વાસ્તવિકતાનું એકદમ ચોક્સાઈભર્યું પ્રતિબિંબન.

આખેઆખા નિરપેક્ષ સત્યની અનુભૂતિ શક્ય છે ખરી? સિદ્ધાંતની દૃષ્ટિએ તો હા, શક્ય છે, કારણ કે એક તરફ તો જાણી ન શકાય એવું કશું હોતું જ નથી, અને બીજી તરફ અનુભૂતિ પામવાની માનવીય ચિત્તની શક્તિઓને કોઈ જાતની સીમાઓ નથી હોતી.

પરંતુ અમુક વ્યક્તિનું અથવા લોકોની અમુક પેઢીનું જ્ઞાન સંબંધિત ઐતિહાસિક સંજોગોને તેમ જ ઉત્પાદન, વિજ્ઞાન, તથા પ્રયોગાત્મક ટેકનીકોના વિકાસની કક્ષાને અનુરૂપ મર્યાદાઓમાં બંધાયેલું હોય છે. એટલે માનવીનું જ્ઞાન ઇતિહાસની દરેક કક્ષાએ સાપેક્ષ હોય છે, સાપેક્ષ સત્યનાં રૂપલક્ષણો અનિવાર્ય રીતે ધારણ કરી લે છે. **સાપેક્ષ સત્ય** એટલે વાસ્તવિકતા સાથે જ્ઞાનની અધૂરી અનુરૂપતા. લેનિને એવા સત્યને માનવીથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી વસ્તુના **સાપેક્ષ** સાચા પ્રતિબિંબન તરીકે ગણાવ્યું છે. એવું જ્ઞાન તાત્ત્વિક દૃષ્ટિએ વાસ્તવિકતાને અનુરૂપ હોય છે, પરંતુ તેને વધારે ચોક્કસ તથા ગહન બનાવવાનું અને અમલમાં ચકાસી જોવાનું જરૂરી હોય છે.

તો પછી નિરપેક્ષ સત્યને કદાચ જાણી જ ન શકાય? ના, એમ નથી. એટલું ખરું કે નિરપેક્ષ સત્યને એકીવેળાએ આખેઆખું જાણી લેવાનું અશક્ય છે કારણ કે તે માત્ર જ્ઞાનની અંતહીન પ્રક્રિયા દરમિયાન જ મળે છે. વિજ્ઞાનની દરેક નવી સિદ્ધિ માનવીને નિરપેક્ષ સત્યની અનુભૂતિની, તેનાં નવાં તત્ત્વો અને કડીઓ તથા પાસાંની, અધિક નિકટતામાં પહોંચાડે છે. જ્ઞાનની પ્રગતિ એ હકીકતમાં સમાયેલી છે કે માનવીને સાપેક્ષ સત્યોની અનુભૂતિની સાથે સાથે નિરપેક્ષ સત્યની અનુભૂતિ પણ થાય છે.

આપણે પરમાણુના આધુનિક સિદ્ધાંતનો દાખલો લઈએ. તે મુખ્યત્વે વાસ્તવિકતાને અનુરૂપ હોવા છતાં સમગ્ર રૂપમાં તો સાપેક્ષ સત્ય છે. આપણે કહી ન શકીએ કે માનવીએ પરમાણુ વિશે એકદમ પૂરેપૂરી જાણકારી હાંસલ કરી લીધી છે. પરમાણુમાં હજી એટલાં બધાં રહસ્યો છુપાઈને પડેલાં છે કે તેમને પ્રકાશમાં આણવામાં વિજ્ઞાનીઓની એકથી વધારે પેઢીઓની જહેમતો જરૂરી બનશે. પરમાણુની રચના કરતા "પ્રાથમિક" કણોની રચનાની (આંતરિક

બાંધણીની), તેમનાં પરિવર્તનોનાં કે તત્ત્વાંતરોનાં કારણોની, બહુ જટિલ સમસ્યાને તેમ જ બીજી ઘણી સમસ્યાઓને ઉકેલવાનું કામ વિજ્ઞાનના ક્ષેત્રે હજી બાકી છે. સાથે સાથે જ, પરમાણુ સંબંધી સિદ્ધાંતમાં નિરપેક્ષ સત્યના, પરિપૂર્ણ તેમ જ એકદમ ચોકસાઈભર્યા જ્ઞાનના, અંશો બેશક સામેલ છે. પરમાણુના અસ્તિત્વ વિશે, શક્તિના પારાવાર ગુપ્ત ભંડારો ધરાવતા તેના કેંદ્રક વિશે, સંખ્યાબંધ ગતિશીલ તથા પરિવર્તી કણો વિશે, વગેરે જે વિજ્ઞાનના ક્ષેત્રે જાણવા મળ્યું છે તે નિરપેક્ષ અટલ જ્ઞાન છે.

તેનો અર્થ એવો થયો કે સાપેક્ષ સત્યમાં નિરપેક્ષ સત્યના અંશો પણ હોય જ છે. માનવીનું જ્ઞાન નિરપેક્ષ **તેમ જ** સાપેક્ષ હોય છે: સાપેક્ષ હોય છે કારણ કે તેનો અંત નથી આવી જતો, તેને નિરંતર વિકસાવી તથા અધિક ગહન બનાવી શકાય છે, વાસ્તવિકતાનાં નવાં પાસાંને પ્રકાશમાં આણી શકાય છે; અને નિરપેક્ષ હોય છે કારણ કે તેમાં સનાતન, એકદમ ચોકસાઈભર્યા, જ્ઞાનનાં તત્ત્વો સામેલ હોય છે.

માનવીએ વાસ્તવિકતાનાં અલગ અલગ, અટલ તથા નિરપેક્ષ રૂપલક્ષણો ધરાવતાં, પાસાં વિશે ઘણાબધા ખ્યાલો મેળવ્યા છે. દાખલા તરીકે, તેમાં માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનાં વિધાનો "પદાર્થ મુખ્ય છે અને ચેતના ગૌણ છે", "ચેતના મગજનો ગુણધર્મ છે" વગેરે. તેમ જ શક્તિના સંરક્ષણ તથા રૂપાંતરનો નિયમ અને પ્રકૃતિ વિજ્ઞાન તથા સામાજિક વિજ્ઞાનના બીજા ઘણા નિયમો તથા નિષ્કર્ષો સામેલ છે. અમલમાં ખરા સાબિત થઈ ચૂકેલા માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતનાં વિધાનોમાં નિરપેક્ષ સત્ય અંકિત છે. માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંત સતત વિકાસ પામતો હોવા છતાં તેનાં મૂળભૂત વિધાનોનું ખંડન થઈ શકે એમ નથી.

લેનિને લખ્યું છે કે "માનવીય ચિંતન પોતાના અસ્તિત્વનાં રૂપલક્ષણોને કારણે આપણને સાપેક્ષ સત્યોનો સમુચ્ચય અંકિત કરતું નિરપેક્ષ સત્ય આપવા શક્તિમાન છે અને આપે છે. નિરપેક્ષ સત્ય બની રહેતા એ સમુચ્ચયમાં વિજ્ઞાનના વિકાસની દરેક કક્ષાએ નવા અંશો ઉમેરાય છે, પરંતુ દરેક વૈજ્ઞાનિક વિધાનના સત્યની મર્યાદાઓ સાપેક્ષ હોય છે, જ્ઞાનની વૃદ્ધિની સાથે સાથે ક્યારેક વિસ્તરે છે તો ક્યારેક સંકોચાય છે."*

---

*લેનિન, 'ભૌતિકવાદ અને આનુભવિક-મીમાંસા', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૪, પૃષ્ઠ ૧૩૫, ૧૯૬૮.

અરધી સદીથી વધારે સમય પહેલાં મહાન લેનિને લખેલું કે પ્રકૃતિની ઘણીબધી અજાયબીઓ શોધી કાઢનારું માનવીય ચિત્ત હજી વધારે અજાયબીઓ શોધી કાઢશે અને એ રીતે પ્રકૃતિની ઉપર પોતાની સત્તામાં વધારો કરશે. તેમની એ ગહન આગાહીઓની કેવી સચોટ સાબિતી સોવિયેત વિજ્ઞાન સહિત સમગ્ર આધુનિક વિજ્ઞાનની સિદ્ધિઓમાં જોવા મળે છે!

માનવીએ પરમાણુની ભીતરનાં અધિકતમ ઊંડાણોનો તાગ કાઢી લીધો છે અને તેનાં પારાવાર, ખરેખર અખૂટ, બળોને પોતાની સેવામાં લગાવી દીધાં છે. નાથી લેવામાં આવેલો પરમાણુ વીજળી પેદા કરે છે, પરમાણુ જહાજોના પ્રોપેલર શાફ્ટ ચલાવે છે, રોગોના ઇલાજમાં મદદ કરે છે, અને બીજી ઘણી ઉપયોગી સેવાઓ બજાવે છે.

માનવી વિશ્વના અસીમ વિસ્તારમાં પોતાની સત્તા ધીરે ધીરે વધારે ને વધારે પ્રમાણમાં ફેલાવતો જાય છે. તે પોતાની બુદ્ધિપ્રભા મારફત પદાર્થની વધારે ગહન તથા વિસ્તૃત જાણકારી હાંસલ કરતો જાય છે, અવકાશનાં નવાં નવાં રહસ્યો પ્રકાશમાં આણતો જાય છે. સાવ થોડા સમય પહેલાં માનવામાં આવતું હતું કે અવકાશ તો શૂન્ય છે, તેમાં સુદૂર તારાઓનો કેવળ ઝાંખો પ્રકાશ પથરાયેલો હોય છે, અને વિરલ ઉલ્કાપિંડો તેને ભેદે છે. હવે અવકાશના અન્વેષણના પરિણામે આપણને જાણવા મળ્યું છે કે પૃથ્વી ફરતે ધસમસતા કણોની પટ્ટી છે. વળી વાતાવરણનાં ઉપલાં પડો વિશે, તેમના સંયોજન તથા ઘનત્વ વિશે, અંતરિક્ષ કિરણો તથા સૂક્ષ્મ-ઉલ્કાપિંડો વિશે,—આંતરગ્રહીય દ્રવ્યના ટચૂકડા કણો વિશે—માહિતી પણ હાંસલ થઈ છે.

માનવીનું યુગજૂનું સ્વપ્ન, અંતરિક્ષના અન્વેષણનું સ્વપ્ન, હવે સાકાર થઈ રહ્યું છે. મંગળ, શુક્ર, શનિ, અને સૂર્યમંડળના બીજા ગ્રહો તથા તેમના ઉપગ્રહોનું તેમ જ પૃથ્વીના ઉપગ્રહ ચંદ્રનું પરીક્ષણ થઈ રહ્યું છે. નિરપેક્ષ સત્ય બની રહેતા પારાવાર સમુચ્ચયમાં અવકાશના અન્વેષણથી જ્ઞાનના નવા અમૂલ્ય અંશો ઉમેરાતા જાય છે. અને ભવિષ્યમાં ઘણા વધારે ઉમેરાશે.

## સત્યની વાસ્તવિકતા

દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અનુસાર, જ્ઞાનની પ્રક્રિયા દરમિયાન મેળવવામાં આવેલું સત્ય હંમેશાં વાસ્તવિકતાના ચોક્કસ અને પ્રત્યક્ષ, વળી ચોક્કસ સંજોગોમાં

વિકાસ પામતા, ક્ષેત્ર જોડે સંકળાયેલું હોય છે. અમૂર્ત સત્ય જેવું કશું હોતું જ નથી, સત્ય સદા વાસ્તવિક હોય છે.

દાખલા તરીકે, ક્લાસિકલ યંત્રવિજ્ઞાન સત્ય છે ને? હા, સત્ય છે, પરંતુ વાસ્તવિકતાનાં બધાં ક્ષેત્રોમાં નહિ, કેવળ ચોક્કસ પ્રત્યક્ષ ક્ષેત્રોમાં જ. તે સ્થૂલ વસ્તુઓની ગતિને સાચી રીતે પ્રતિબિંબિત કરે છે. પરંતુ સુક્ષ્મ જગતના ક્ષેત્રમાં તેનું સાચાપણું ખતમ થઈ જાય છે. તેમાં નવું ક્વોન્ટમ યંત્રવિજ્ઞાન સત્ય બની રહે છે. બીજા કોઈ સત્યની બાબતમાં પણ એમ જ હોય છે, તે અમુક પ્રત્યક્ષ પરિઘટનાઓને સાચી રીતે પ્રતિબિંબિત કરે છે, પરંતુ બીજી પરિઘટનાઓને સાચી રીતે પ્રતિબિંબિત નથી કરી શકતું.

પરંતુ એકની એક પ્રક્રિયાના સંબંધમાંયે સત્ય સનાતન, કાયમને માટે નિશ્ચિત, ન હોઈ શકે. એ પ્રક્રિયા ખુદ વિકાસ પામતી હોય છે, તેના સંજોગો પલટાતા હોય છે, એટલે તેને પ્રતિબિંબિત કરતું સત્ય પણ સ્વાભાવિક રીતે જ પલટાતું હોય છે. અમુક સંજોગોમાં જે સાચું હોય તે બીજા, પલટાયેલા, સંજોગોમાં સાચું ન રહે.

સત્ય વાસ્તવિક હોવાનો સિદ્ધાંત વર્તમાન સમયે શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, અને સમાજવાદ કાજે પ્રજાઓના સફળ સંઘર્ષ માટે ખાસ મહત્ત્વનો છે. એ સિદ્ધાંત સૌપ્રથમ તો વર્તમાન યુગની સાચી સમજણ આવશ્યક બનાવે છે. આપણા યુગનું, જેમાં વિશ્વ સમાજવાદી પદ્ધતિ માનવજાતિના વિકાસનું નિર્ણાયક ઘટક બની રહી છે એવા યુગનું, મુખ્ય અંતસ્તત્ત્વ મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણનું છે. માર્ક્સવાદી પાર્ટીઓ વર્તમાન સમયના મૂળભૂત સવાલોને — મૂડીવાદની સામે તથા સમાજવાદ કાજે સંઘર્ષની સંભાવનાઓ, એ સંઘર્ષના સંચાલનના તરીકાઓ તથા ઉપાયો, યુદ્ધ અને શાંતિ, વગેરે સંબંધી સવાલોને — આપણા યુગનાં એ મૂળભૂત લક્ષણોના આધારે ઉકેલે છે.

આપણે વર્તમાન યુગનો બુનિયાદી સવાલ અંકિત કરતી યુદ્ધ અને શાંતિની બાબતને લઈએ.

લેનિને સામ્રાજ્યવાદના પ્રત્યાઘાતી સારતત્ત્વનું પૃથક્કરણ કરીને નિષ્કર્ષ તારવ્યો કે સામ્રાજ્યવાદી યુદ્ધો અનિવાર્ય છે. તેમનો નિષ્કર્ષ પ્રસ્તુત પરિસ્થિતિ ઉપર આધારિત હતો: દુનિયામાં સામ્રાજ્યવાદીઓનું અખંડ શાસન હતું, તેમણે માંહોમાંહે દુનિયાના ભાગલા પાડી લીધા હતા અને નવેસરથી ભાગલા પાડવાનો સંઘર્ષ તેમની વચ્ચે અણથંભ ચાલુ હતો. લેનિનના જીવનકાળ દરમિયાન વિશ્વ સમાજવાદી પદ્ધતિ અસ્તિત્વમાં નહોતી, પરંતુ એ વખતે પણ તેમણે અદ્‌ભુત

પ્રતિભાથી આગાહી કરેલી કે સર્વહારા વર્ગની સરમુખત્યારીને એક જ દેશમાં અસ્તિત્વ ધરાવતી રાષ્ટ્રીય પરિઘટનામાંથી આંતરરાષ્ટ્રીય પરિઘટનામાં, ઓછામાં ઓછું કેટલાક ઉન્નત દેશોમાં અસ્તિત્વમાં હોય અને સમગ્ર દુનિયાના વિકાસ ઉપર પ્રભાવ પાડવા શક્તિમાન હોય એવી સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં, પલટાવી નાખવાનું ઐતિહાસિક કર્તવ્ય માનવજાતિ સમક્ષ અનિવાર્ય રીતે ઉપસ્થિત થશે જ.

લેનિને યુદ્ધોના સવાલ અંગે દ્વંદ્વાત્મક વલણ અપનાવવાની, અર્થાત્ વાસ્તવિક ઐતિહાસિક પરિસ્થિતિને તથા દુનિયામાં પરિબળોના સહસંબંધમાં થતાં પરિવર્તનોને બરાબર લક્ષમાં લેવાની, હાકલ કરી હતી. એ સહસંબંધમાં હવે શાંતિ તથા સમાજવાદની તરફેણનું મૂળગામી પરિવર્તન થઈ ગયું છે. વિશ્વ સમાજવાદી પદ્ધતિ ઉદય પામી છે અને જોસભેર વિકસી રહી છે, આક્રમક યુદ્ધોના એકદમ અડગ દુશ્મન કામદાર વર્ગની આગેવાની હેઠળ લોકોનું વ્યાપક શાંતિ આંદોલન ચાલી રહ્યું છે, અને શાંતિપ્રેમી બિન-સમાજવાદી રાજ્યોની સંખ્યા વધી રહી છે. એ બધા સંજોગો ભેગા મળીને સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી તેમ જ બીજી માર્ક્સવાદી પાર્ટીઓને એવા નિષ્કર્ષનો આધાર પૂરો પાડે છે કે વર્તમાન સમયે યુદ્ધ તદ્દન અનિવાર્ય નથી રહ્યું અને યુદ્ધને નિવારવાના સંજોગો અસ્તિત્વમાં છે.

જડ મતવાદીઓ અને સંકુચિત દૃષ્ટિ ધરાવનારાઓ યુદ્ધ અને શાંતિના એવા સર્જનાત્મક તથા ખરા માર્ક્સવાદી ઉકેલની વિરુદ્ધ ટીકાના પ્રહારો કરે છે. તેઓ નવા સંજોગોની અવગણના કરે છે અને કાલગ્રસ્ત નિષ્કર્ષો તથા વિધાનોને વળગી રહે છે. તેઓ પ્રત્યક્ષ વાસ્તવિકતાથી અળગા પડી ગયેલા છે, દુનિયામાં પરિબળોના નવા સહસંબંધને લક્ષમાં લેવાનો ઇનકાર કરે છે, અને આજના જમાનામાં પણ યુદ્ધ અનિવાર્ય હોવાના દેકારા કરતા રહે છે. જડ મતવાદીઓ નવા વિશ્વયુદ્ધને નિવારવાની શક્યતાને નકારીને મહેનતકશ લોકોની ઉપર નિરાશાજનક અસર પાડે છે. ખરેખર, નવું જીવન આગળ જતાં પરમાણુ યુદ્ધની જ્વાળાઓમાં બળીને ભસ્મ થઈ જવાનું હોય તો તેની સ્થાપનાનો શો અર્થ ગણાય?

તેમ છતાં, યુદ્ધ હવે તદ્દન અનિવાર્ય ન રહ્યું હોવાના કથનનો અર્થ એવો નથી કે યુદ્ધની તમામ શક્યતાઓ ખતમ થઈ ગઈ હોય. ૧૯૬૯માં મોસ્કો ખાતે ભરવામાં આવેલા કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓના આંતરરાષ્ટ્રીય સંમેલનના દસ્તાવેજ મુજબ, સામ્રાજ્યવાદ હજી "શાંતિ અને સામાજિક પ્રગતિ માટે કાયમી જોખમ બની રહે છે." એટલે યુદ્ધના જોખમ સામે અને

મહત્ત્વના વિધાનને સ્વીકારતા નથી. તેઓ જ્ઞાનમાં પ્રવૃત્તિના મહત્ત્વને નકારે છે અને દલીલ કરે છે કે સત્યની કસોટી તો ખુદ માનવીમાં, તેના ચિંતનમાં, અંકિત છે. જે ઉપયોગી હોય, લાભદાયક હોય, તે જ સાચું—એવો વિચાર દાખલા તરીકે **વ્યાવહારિકતાવાદીઓ** તરફથી, અમેરિકામાં વ્યાપક રૂપે પ્રચલિત આદર્શવાદી દાર્શનિક વલણના પ્રતિનિધિઓ તરફથી, રજૂ કરવામાં આવે છે. સત્ય અંગેની એવી સમજણ વ્યાવહારિકતાવાદીઓને વર્તમાન મૂડીવાદનાં પ્રત્યાઘાતી કૃત્યો વાજબી ઠરાવવાની હાલતમાં ધકેલી દે છે. કામદારોના શોષણથી તેમ જ સામ્રાજ્યવાદી યુદ્ધોથી અને ઓછા વિકસિત દેશોમાં લૂંટફાટથી મૂડીદારોને લાભ થાય છે, નફા મળે છે, એટલે એવાં કૃત્યોને વ્યાવહારિકતાવાદી દૃષ્ટિએ સાચાં તથા સ્વાભાવિક ગણાવવામાં આવે છે.

પરંતુ ઉપયોગિતા સત્યની કસોટી ન બની શકે. એથી ઊલટું, કેવળ સાચું જ્ઞાન જ માનવજાતિ માટે લાભદાયક હોય છે. માનવી પોતાના અમલી કાર્યમાં કેવળ ખરા જ્ઞાન ઉપર જ આધાર રાખી શકે, કેવળ સત્ય જ તેને અપેક્ષિત પરિણામો સાધવામાં સહાયક બની શકે. એટલે માનવી પોતે હાંસલ કરેલા જ્ઞાનના આધારે કદમો ઉઠાવીને વાસ્તવિક પ્રવૃત્તિ દરમિયાન લક્ષ્ય સિદ્ધ કરી લે, અપેક્ષિત પરિણામો સાધી લે, તો સાબિત થઈ જાય કે તેનું જ્ઞાન વાસ્તવિકતાને અનુરૂપ છે, સાચું છે.

આપણે એક દાખલો જોઈએ. અરધી સદીથી વધારે સમય પહેલાં રૂસી વિજ્ઞાની કોન્સ્તાંતીન ત્સિઓલકોવ્સ્કીએ દુનિયામાં પહેલી વાર રૉકેટ રચનાનો વૈજ્ઞાનિક સિદ્ધાંત વિકસાવ્યો હતો. તેણે અસાધારણ રૂપે સાહસિક ખ્યાલ, એ સમયે ખરેખર કલ્પનાતીત ખ્યાલ, રજૂ કર્યો હતો કે અન્ય ખગોલીય પિંડો સુધીનાં ઉડાનો માટે રૉકેટોનો ઉપયોગ કરી શકાય. ત્સિઓલકોવ્સ્કીએ અરધી સદીથી વધારે સમય પહેલાં લખેલું કે "માનવી ચંદ્ર પરથી પથ્થર લઈ આવશે."

ત્સિઓલકોવ્સ્કીના તેજસ્વી વિચારોને વાસ્તવિક રૂપ આપવામાં પુષ્કળ જહેમતો કરવી પડી. સોવિયેત અવકાશ ઉડાન મથકેથી છોડવામાં આવેલા પૃથ્વીના પ્રથમ કૃત્રિમ ઉપગ્રહના, યૂરી ગાગારિનના પ્રથમ કક્ષીય ઉડાનના, તેમ જ સોવિયેત અને અમેરિકી અવકાશ મથકોના ઉડાનના પરિણામે પહેલી વાર માનવ સંચાલિત અવકાશયાનને ચંદ્રની સપાટી પર ઉતારવાનો માર્ગ તૈયાર થયો. એ ઘટના ૧૯૬૯ના જુલાઈની ૨૦મી તારીખે બની. નીલ આર્મસ્ટ્રૉંગ અને ઍડવિન ઑલ્ડ્રીને સમાનવ યાનને ચંદ્ર પર ઉતારીને થોડાક કલાક પછી તેની સપાટી પર કદમ માંડયાં અને ચંદ્રના પથ્થર તથા માટીના પ્રથમ નમૂના

ભેગા કર્યા. એ હકીકતમાં ત્સિઓલકોવ્સ્કીના વિચારોની, તેના જમાનામાં કલ્પનાતીત લાગેલા વિચારોની, અમલી સાબિતી અંકિત થઈ.

સામાજિક સિદ્ધાંતો તથા વિચારોની કસોટી પણ પ્રવૃત્તિમાં, વર્ગોના ક્રાંતિકારી સંઘર્ષમાં, રાજ્યોની તેમ જ વિવિધ પાર્ટીઓની રાજકીય કામગીરીઓમાં, અને શાંતિ તથા પ્રગતિ કાજે પ્રજાઓના સંઘર્ષમાં થાય છે. માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતની સચ્ચાઈ ખુદ જીવનમાં, આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય તથા સામ્યવાદી આંદોલનનાં અમલી કદમોમાં, તેમ જ સામ્રાજ્યવાદી જુલમનો ભોગ બનેલી પ્રજાઓના રાષ્ટ્રીય તથા સામાજિક મુક્તિ સંઘર્ષમાં સાબિત થઈ રહી છે. મૂડીવાદમાંથી સામ્યવાદની દિશામાં માનવજાતિનું અદમ્ય ગમન માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતના પારાવાર ચેતનમય સામર્થ્યની, મહાન સચ્ચાઈની, નિર્વિવાદ સાબિતી પૂરી પાડે છે.

## ૬. વૈજ્ઞાનિક અનુભૂતિનાં સાધનો અને રીતો

વૈજ્ઞાનિક અનુભૂતિનો હેતુ વસ્તુઓ તથા પરિઘટનાઓના આંતરિક સ્વરૂપને, સારતત્ત્વને, અને તેમની કામગીરીઓ તથા વિકાસનું સંચાલન કરતા નિયમોને પારખી લેવાનો હોય છે. પરંતુ સારતત્ત્વ અને નિયમો પરિઘટનાઓની સપાટી પર નથી હોતાં. તેમને શોધી કાઢવાના આશયે, વિજ્ઞાન તથા પ્રવૃત્તિના લાંબા તથા જટિલ વિકાસ દરમિયાન વૈજ્ઞાનિક અનુભૂતિનાં સાધનો તથા રીતોની આખી હારમાળા ઘડી કાઢવામાં આવી છે. એ સાધનો તથા રીતો સર્વવ્યાપી મહત્ત્વ ધરાવે છે, અને વાસ્તવિકતાની અત્યંત વિવિધ પરિઘટનાઓનું પરીક્ષણ કરતાં સઘળાં વિજ્ઞાનોમાં લાગુ થઈ શકે છે.

હવે આપણે જોઈએ કે વૈજ્ઞાનિક અનુભૂતિનાં સાધનો તથા રીતો કેવાં છે.

### નિરીક્ષણ અને પ્રયોગ

વૈજ્ઞાનિક અનુભૂતિની—ખાસ કરીને પ્રકૃતિ વિજ્ઞાનમાં—અત્યંત પ્રચલિત રીતોમાંની એક **વૈજ્ઞાનિક નિરીક્ષણની છે**. વસ્તુઓ તથા પરિઘટનાઓને તેમની પ્રાકૃતિક સ્થિતિમાં, અર્થાત્ વાસ્તવિકતામાં તેઓ જેવી હોય એ સ્થિતિમાં,

લઈને તેમને વિશે સહેતુક ચિંતન કરવાની તથા તેમને પારખી લેવાની છે. નિરીક્ષણનાં પરિણામોનો આધાર પરીક્ષણની વસ્તુ વિશે સંશોધકના પ્રાથમિક જ્ઞાનના પ્રમાણ ઉપર, પરીક્ષણના હેતુનું સમુચિત નિરૂપણ કરવાની તેની શક્તિ ઉપર, લક્ષ્ય સિદ્ધ કરવાના તેના નિર્ધાર ઉપર, અને ફલિત નિષ્કર્ષોનું વફાદારીભર્યું તથા સર્વાંગી વર્ણન આપવાની તેની કાબેલિયત ઉપર હોય છે.

નિરીક્ષણથી નિરાળો **પ્રયોગ** કૃત્રિમ, કાળજીથી લક્ષમાં લેવાયેલા, સંજોગોમાં ગોઠવવામાં આવેલી વસ્તુનું પરીક્ષણ અંકિત કરે છે. એથી વસ્તુને તેના વિશુદ્ધ રૂપમાં નિશ્ચિત કરીને તેનું પરીક્ષણ કરવાનું તેમ જ ચોક્કસ સંજોગોની અસરને લીધે આખી વસ્તુમાં તથા તેનાં અલગ અલગ પાસાંમાં થતાં પરિવર્તનો પારખી લેવાનું શક્ય બને છે. દાખલા તરીકે, રસાયણવિજ્ઞાની એક અથવા બીજું રાસાયણિક દ્રવ્ય વિશુદ્ધ રૂપમાં લઈને તેના ગુણધર્મોનું પરીક્ષણ કરે છે અને તાપમાન, ભેજ, દબાણ, તથા બીજી બાબતોની અસરને લીધે ગુણધર્મોમાં થતાં પરિવર્તતો શોધી કાઢે છે.

પ્રયોગમાં અનુભૂતિની અત્યંત મહત્ત્વની રીતોમાંની એક અંકિત છે. પ્રકૃતિ વિજ્ઞાનમાં તેનો બહોળો ઉપયોગ થાય છે, અને સામાજિક વિજ્ઞાનોમાં તેનું મહત્ત્વ એકધારું વધી રહ્યું છે. પ્રયોગશાળાનાં નાનાંમોટાં પરીક્ષણોથી લઈને બહોળાં ઉત્પાદન પરીક્ષણો સુધીના તરેહવાર પ્રયોગો કરવામાં આવે છે. આજે વિજ્ઞાન સીધી ઉત્પાદક શક્તિ બની રહ્યું છે ત્યારે ઉત્પાદન વિશાળ પ્રયોગક્ષેત્રમાં પલટાઈ રહ્યું છે, અને તેમાં વૈજ્ઞાનિક શોધો, નવાં યંત્રો તથા ટેકનોલોજી, તેમ જ શ્રમ તથા પ્રબંધની સંઘટનાની નવી વૈજ્ઞાનિક રીતોની સખત અને સર્વાંગી કસોટીઓ કરવામાં આવે છે.

## વૈજ્ઞાનિક અનુભૂતિમાં ઉપકરણોની ભૂમિકા

લોકો, વિજ્ઞાનીઓ નિરીક્ષણો તથા પ્રયોગો મુખ્યત્વે ઇંદ્રિયોની મદદના આધારે કરે છે. પરંતુ ઇંદ્રિયોની પરખ શક્તિઓ મર્યાદિત હોય છે. દાખલા તરીકે, નરી આંખ વડે તો માત્ર એવી વસ્તુને જ જોઈ શકાય કે જે એક મિલિમીટરના ચાળીસમા ભાગથી વધારે નાની ન હોય. ઇંદ્રિયોની મર્યાદિત શક્તિમાં **ઉપકરણો** વડે ઉમેરો કરવામાં આવે છે. ઉપકરણો વગર તો વિજ્ઞાનની, ખાસ કરીને આધુનિક વિજ્ઞાનની, કલ્પના જ અશક્ય છે. દાખલા તરીકે,

આધુનિક ઈલેક્ટ્રોનિક માઈક્રોસ્કોપમાં વસ્તુનું પ્રતિબિંબ લાખો ગણું મોટું થઈ જાય છે, અને વૈશ્લેષિક કાંટા વડે એક મિલિગ્રામના દસ લાખમા હિસ્સા જેટલું "વજન" માપી શકાય છે.

વિજ્ઞાનમાં અત્યંત વિવિધ ઉપકરણોનો ઉપયોગ થાય છે. સૌપ્રથમ તો તેમાં **માપણી તથા નિરીક્ષણનાં સાધનો** હોય છે: ક્રોનોમીટર, ટેલિસ્કોપ, માઈક્રોસ્કોપ, વોલ્ટમીટર, એમ્પિયર-મીટર, વૈશ્લેષિક કાંટો, સેઈસ્મોગ્રાફ, વિલ્સન ચેમ્બર ("પ્રાથમિક" કણોના પરીક્ષણ માટે), તથા બીજાં; તેમાં **અભિલેખી સાધનો** હોય છે: ફોટોગ્રાફીનો સરંજામ, માઈક્રોફિલ્મ, "સ્મૃતિ" ફીત, નિયંત્રણ ઘડિયાળ, વગેરે; તેમાં **સંચાર સાધનો** હોય છે: ટેલિગ્રાફ, ટેલિફોન, રેડિયો, ટેલિવિઝન, શકાર, ફોટો-એલિમેન્ટ, ડીક્ટાફોન, સંકેત પદ્ધતિઓ, વગેરે; અને છેલ્લે તેમાં **કોમ્પ્યુટરો** હોય છે: એરિમોમીટર, સ્લાઈડ રુલ્સ, ઈલેક્ટ્રોનિક કોમ્પ્યુટરો, ગણિત કોષ્ટકો, વગેરે.

આધુનિક વિજ્ઞાનમાં કોમ્પ્યુટરો ખાસ મોટી ભૂમિકા ભજવે છે, માનવીની બૌદ્ધિક શક્તિનું પારાવાર વિસ્તરણ કરે છે અને તેને કંટાળાજનક, એકસરખી, લાંબો સમય ચાલતી, એવી કામગીરીઓથી (ગણતરીઓ, જરૂરી માહિતીની તલાશ, વગેરેથી) છુટકારો અપાવે છે. વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિના આપણા જમાનામાં માહિતીનો સંચય અસાધારણ ઝડપી વેગે વધી રહ્યો છે, અને કોમ્પ્યુટરો માહિતીને એકઠી કરવાનું, સંઘરી રાખવાનું, તથા રીતસર ગોઠવવાનું બહુ પ્રબળ સાધન અંકિત કરે છે.

પ્રત્યક્ષ પારખી ન શકાય એવી સૂક્ષ્મ પ્રક્રિયાઓના પરીક્ષણમાં ઉપકરણો મહત્ત્વનું સાધન બની રહે છે. સાથે સાથે જ, તેઓ પરીક્ષણની વસ્તુ ઉપર "વિક્ષેપક" અસર પાડે છે. દાખલા તરીકે, તેઓ "પ્રાથમિક" કણોના ગુણધર્મોમાં અમુક રીતે પરિવર્તન આણે છે અથવા ફેરફાર કરે છે. એથી આદર્શવાદીઓને સૂક્ષ્મ કણોની યથાર્થ વાસ્તવિકતા નકારી કાઢવાનું બહાનું મળી જાય છે, એવી દલીલ કરવાનો મોકો મળી જાય છે કે તેમના ગુણધર્મોનું સર્જન નિરીક્ષણ તથા માપણી દરમિયાન ઉપકરણો વડે થાય છે. પરંતુ એકનો એક ગુણધર્મ જુદાં જુદાં ઉપકરણો વડે નીરખી શકાય છે, અને કણોના વિવિધ ગુણધર્મોને એક જ ઉપકરણ વડે નીરખવાનું શક્ય છે, એ હકીકત બતાવે છે સૂક્ષ્મજગત વિશે આદર્શવાદી દૃષ્ટિકોણ વજૂદ વગરનો છે. તેમ છતાં, સૂક્ષ્મજગતનું પરીક્ષણ કરતી વેળા ઉપકરણોની અસરને લક્ષમાં લેવાની, એવી અસરને અળગી તારવી લેવાની, અને કણોની લગભગ "વિશુદ્ધ" સ્થિતિમાં તેમના ગુણધર્મો પારખી કાઢવાની બાબત મહત્ત્વની છે.

દરેક વસ્તુમાં પરસ્પર ક્રિયા કરતાં ઘટકો, લક્ષણો, અને પાસાંની સમગ્રતા (પદ્ધતિ) અંકિત હોય છે. કોઈ વસ્તુનાં અટપટી રીતે સંકળાયેલાં ઘટકોને ચોકસાઈથી જાણી લેવા અને તેનું સારતત્ત્વ શોધી કાઢવા માટે શું કરવું જોઈએ? એવી પદ્ધતિઓના પરીક્ષણમાં પૃથક્કરણ મહત્ત્વની ભૂમિકા ભજવે છે.

**પૃથક્કરણ** એટલે વસ્તુનાં મૂળભૂત તત્ત્વો તથા પાસાંને છૂટાં પાડીને તેમનાં સ્થાન બરાબર જાણી લેવાં અને તેમાંથી એકદમ અગત્યનાં તત્ત્વોને જુદાં તારવી લેવાં. લેનિને લખ્યું છે કે પૃથક્કરણ એટલે "ઘટકોને છૂટાં પાડવાં," અમુક વાસ્તવિક પરિઘટનાનું વિભાજન કરવું. પૃથક્કરણ વસ્તુગત હોઈ શકે અને તર્કસંગત, ચિંતનાત્મક, હોઈ શકે. **વસ્તુગત પૃથક્કરણનો** ઉપયોગ મુખ્યત્વે અજીવ પ્રકૃતિના પરીક્ષણમાં થાય છે. દાખલા તરીકે, રાસાયણિક વિશ્લેષણમાં અણુનું વિભાજન કરીને તેનાં ઘટકોને—પરમાણુઓ, આયનો, તથા મૂલકોને—છૂટાં પાડવામાં આવે છે. અમુક કારણોસર વસ્તુનું વિભાજન ન થઈ શકે તો **તર્કસંગત પ્રથક્કરણનો** ઉપયોગ કરવામાં આવે છે. જીવોના અને સામાજિક પદ્ધતિઓના પરીક્ષણમાં તેનો ઉપયોગ અત્યંત વ્યાપક રૂપે થાય છે. કેવળ ચિંતનના પૃથક્કરણ-કાર્યના પરિણામે જ સામાજિક-આર્થિક સંઘટન, વર્ગ, રાષ્ટ્ર, તથા બીજી સામાજિક પરિઘટનાઓની વિવિધતા અને જટિલતાને પ્રકાશમાં આણી શકાય.

પૃથક્કરણથી નિરાળા **સમન્વયમાં** વસ્તુનાં ઘટકો તથા પાસાંનું ભૌતિક અથવા ચિંતન-મૂલક જોડાણ એવા આશયે સાધવામાં આવે છે કે તેમની આંતરિક અગત્યની કડીઓની અને એ રીતે વસ્તુના અંતર્ભૂત નિયમોની ચોક્કસ જાણકારી હાંસલ કરી શકાય. દાખલા તરીકે, રસાયણવિજ્ઞાનીઓ પરમાણુઓ, આયનો, તથા મૂલકોમાંથી અણુઓનું સંયોજન કરીને રાસાયણિક ગતિના નિયમોનું પરીક્ષણ કરે છે. સામાજિક વિજ્ઞાનીઓ સમાજના જીવનનાં વિવિધ પાસાંને માનસિક રીતે સાંકળી લઈને સમાજનો સર્વાંગી ખ્યાલ બાંધે છે.

માનવીએ પૃથક્કરણ અને સમન્વય મારફત જ્ઞાન મેળવવાનું કૌશલ્ય વાસ્તવિક પ્રવૃત્તિ દરમિયાન સાધ્યું છે. માનવી પોતાના જીવન અને શ્રમ દરમિયાન સંખ્યાબંધ વસ્તુઓ તથા પરિઘટનાઓના સંપર્કમાં આવતો ગયો, તેમને વિભાજિત અને સમન્વિત કરતો ગયો, અને તેમાંથી શ્રમનાં વિવિધ ઓજારો, યંત્રક્રિયાઓ, તથા સરંજામની રચના કરતો ગયો. તેણે વાસ્તવિક

પૃથક્કરણ તથા સમન્વયનાં પરિણામો વિશે મનન કર્યું, અને ધીરે ધીરે તેમને વૈજ્ઞાનિક સંશોધનની ખૂબ કાર્યક્ષમ રીતોમાં પલટાવી નાખ્યાં.

પૃથક્કરણ અને સમન્વય મળીને એકતા અંકિત કરે છે કારણ કે વસ્તુ અને તેનાં ઘટકો, પાસાં, પણ મળીને એકતા અંકિત કરે છે. તેઓ વૈજ્ઞાનિક અનુભૂતિની **પૃથક્કરણ તથા સમન્વયને** સાંકળી લેતી એક જ રીતનાં પરસ્પર ક્રિયા કરતાં લક્ષણો હોય છે. માર્ક્સે પોતાની કૃતિ 'મૂડી'માં ઉત્પાદનની મૂડીવાદી રીતનું પરીક્ષણ કરતી વેળા સૌપ્રથમ તેનું વિભાજન કરીને તેનાં ઘટકોનું (ઉત્પાદન વિશેષ, ઉપયોગ, વહેંચણી વગેરેનું) પરીક્ષણ કર્યું. પછી તેમણે એ બધાં ઘટકોને સાંકળી લીધાં અને સમગ્ર રૂપમાં મૂડીવાદનું સર્વાંગી જ્ઞાન હાંસલ કરી લીધું. તેના પરિણામે તેમણે મૂડીવાદી શોષણના રહસ્યનો તાગ કાઢી લીધો, મૂડીવાદના કટ્ટર આંતરવિરોધોને પ્રકાશમાં આણ્યા, અને નિષ્કર્ષ તારવ્યો કે મૂડીવાદની નાબૂદી અનિવાર્ય છે.

## આગમન અને નિગમન

**આગમન** એટલે અલગ અલગ પરિઘટનાઓથી લઈને સામાન્ય નિષ્કર્ષો સુધી ચિંતનની ગતિની પ્રક્રિયા. આપણે જાણીએ છીએ કે નિયમ સામાન્ય હોય છે અને પરિઘટનાઓમાં પુનરાવર્તન પામતો હોય છે. પરંતુ સામાન્ય તો એકલમાં જ અસ્તિત્વ ધરાવતું હોય છે. આગમન એકલના જ્ઞાનમાંથી સામાન્યનું જ્ઞાન મેળવવાની રીત છે એટલે નિયમિતતાઓ તથા કારણાત્મક સંબંધોની અનુભૂતિની મહત્ત્વની રીત બની રહે છે. તેનો ઉપયોગ કરીને ભૌતિકવિજ્ઞાનીઓએ, પદાર્થની ગતિના એક રૂપનું બીજા રૂપમાં પરિવર્તન—વળી અચૂક રીતે પરિમાણમાં કશા ઘટાડા વગર પરિવર્તન—સાબિત કરતી અપાર હકીકતોના આધારે, પ્રકૃતિનો મૂળભૂત નિયમ—શક્તિના સંરક્ષણ તથા રૂપાંતરનો નિયમ—શોધી કાઢયો.

આગમનમાં નવું જ્ઞાન મેળવવાની રીત અંકિત છે કારણ કે તે અગાઉ હાંસલ થઈ ચૂકેલા જ્ઞાનને નવી, હજી અપરીક્ષિત, વસ્તુઓના ક્ષેત્રમાં વિસ્તારવામાં સહાયક બને છે. પરંતુ આગમન વસ્તુઓના એક વર્ગ સંબંધી જ્ઞાનને બીજા અને વધારે બહોળા વર્ગમાં વિસ્તારતી વેળા જ્ઞાનના મુખ્ય સારતત્ત્વમાં ફેરફાર નથી કરતું. એ હકીકત આગમનની અપૂર્ણતા, મર્યાદા, અંકિત કરે છે. એટલે તેમાં પૃથક્કરણ, સમન્વય, સામાન્ય તારવણીઓ, તથા પરીક્ષણની બીજી રીતોની પુરવણી જરૂરી બને છે.

**નિગમન** એટલે સામાન્યથી લઈને એકલ સુધી ચિંતનની ગતિની પ્રક્રિયા. વસ્તુઓના આખા વર્ગ સંબંધી જ્ઞાન પ્રસ્તુત હોય તો નિગમનની રીત વડે તેને એ જ વર્ગની કોઈ પણ વસ્તુ સુધી વિસ્તારવાનું શક્ય છે. દાખલા તરીકે, રાસાયણિક તત્ત્વો અંગે મેન્દેલેયેવના આવર્ત-નિયમના જ્ઞાનને કારણે આપણે કહી શકીએ કે જાણવામાં આવેલા અથવા હજુ ન શોધાયેલા કોઈ પણ તત્ત્વના ગુણધર્મોનો આધાર તેના પરમાણુ કેંદ્રકના ધન-ભાર ઉપર હોય છે.

નિગમનનો ઉપયોગ વૈજ્ઞાનિક સિદ્ધાંતોના નિરૂપણની રીત તરીકે કરવામાં આવે છે. દાખલા તરીકે, આધુનિક વિજ્ઞાનમાં **સ્વયંસિદ્ધિ** પ્રણાલીનો ઉપયોગ વ્યાપક રૂપે કરવામાં આવે છે અને સ્વયંસિદ્ધ તથ્યોની, અર્થાત્ સાબિતી વગર સ્વીકારી લેવામાં આવતાં વિધાનોની, સમગ્રતામાંથી તારવેલા ચોક્કસ નિયમો તથા વિનિયમો અનુસાર વૈજ્ઞાનિક સિદ્ધાંત ઘડી કાઢવામાં આવે છે.

પૃથક્કરણ અને સમન્વયની જેમ આગમન અને નિગમન મળીને એકતા અંકિત કરે છે. ખરેખર, સામાન્યના જ્ઞાન માટે વિશિષ્ટનું જ્ઞાન, અને વિશિષ્ટના જ્ઞાન માટે સામાન્યનું જ્ઞાન, આવશ્યક હોય છે. સંશોધક આગમન તથા નિગમનને એકતાની સ્થિતિમાં લઈને તેના આધારે વિશિષ્ટ તથા સામાન્યની એકતાના રૂપમાં વાસ્તવિકતાની અનુભૂતિ પામે છે.

## અનુભૂતિની ઐતિહાસિક તથા તર્કસંગત રીતો

આપણે જાણીએ છીએ કે દરેક ચોક્કસ વસ્તુ ઉદ્‌ભવ પામે છે, વિકસે છે, અને અંતમાં અલોપ થઈ જાય છે, તેનું સ્થાન નવી વસ્તુ લઈ લે છે. બીજા શબ્દોમાં કહીએ તો વસ્તુનો પોતાનો ઇતિહાસ હોય છે. ખગોલીય પિંડો, વનસ્પતિઓ, અને પ્રાણીઓ—સૌનો પોતાનો ઇતિહાસ હોય છે. માનવજાતિ પણ વિકાસનો લાંબો ઇતિહાસ ધરાવે છે, તેણે એ ઇતિહાસ દરમિયાન આદિમ પદ્ધતિથી લઈને સમાજવાદી પદ્ધતિ સુધીનો પંથ કાપ્યો છે. વળી માનવજાતિના ઇતિહાસમાં વિવિધ સામાજિક-આર્થિક સંઘટનો, ખંડો, તથા દેશોના ઇતિહાસ સામેલ છે.

ઇતિહાસ એટલે અસંખ્ય ઘટનાઓની ભુલભુલામણી—તેમાં સામાન્ય અને વિશિષ્ટ, અનિવાર્ય અને સાંયોગિક, મુખ્ય અને ગૌણ, વગેરે ઘટનાઓ સામેલ હોય

છે. ઐતિહાસિક પ્રક્રિયાઓનું પરીક્ષણ તરેહવાર દૃષ્ટિકોણો અને વિવિધ રીતોના આધારે કરવામાં આવે છે. તેમાં ઈતિહાસનું વિગતવાર, તમામ ઘટનાઓને આવરી લેતું, પરીક્ષણ સામેલ છે. તેને પરીક્ષણની **ઐતિહાસિક** રીત કહેવામાં આવે છે. બીજી એક રીતમાં, **તર્કસંગત** રીતમાં, સામાન્યનું, ઐતિહાસિક પ્રક્રિયામાં પુનરાવર્તન પામતી બાબતોનું, પરીક્ષણ કરવામાં આવે છે. તાત્ત્વિક દૃષ્ટિએ તર્કસંગત રીત ઐતિહાસિક રીત જેવી જ છે, ફરક માત્ર એટલો જ છે કે તેમાં વિગતોના જમેલાને, સઘળી સાંયોગિક બાબતોને, કાઢી નાખવામાં આવે છે. એંગેલ્સે લખ્યું છે કે તર્કસંગત પરીક્ષણ એટલે "ઐતિહાસિક ક્રમનું અમૂર્ત અને સૈદ્ધાંતિક દૃષ્ટિએ સુસંગત રૂપમાં પ્રતિબિંબન, એ સિવાય બીજું કશું જ નહિ."*

ઐતિહાસિક અને તર્કસંગત રીતો મળીને એકતા અંકિત કરે છે કારણ કે તેમનો ઉપયોગ એકની એક વસ્તુના ઉદ્ભવ તથા વિકાસના પરીક્ષણ માટે કરવામાં આવે છે. એકની અવગણના કરવામાં આવે અને બીજીને નિરપેક્ષ ગણી લેવામાં આવે તો સિદ્ધાંત અને પ્રવૃત્તિમાં ગંભીર ભૂલો થાય છે. ઐતિહાસિક રીતની અવગણના કરનારો સંશોધક આત્મનિષ્ઠતાની, નિરર્થક સિદ્ધાંતો રચવાની, અને વસ્તુગત ઐતિહાસિક પ્રક્રિયા જોડે સંકળાયેલાં ન હોય એવાં તાર્કિક વિધાનો ઘડી કાઢવાની હાલતમાં સરી પડે છે. તર્કસંગત રીતની અવગણના કરનારો સંશોધક ઐતિહાસિક પ્રક્રિયાનું અર્થઘટન એકતા અને આંતરિક સંબંધો વગરની આનુભવિક હકીકતોના જમેલા તરીકે કરે છે. માર્ક્સવાદી દ્વંદ્વવાદ વૈજ્ઞાનિક અનુભૂતિનું તર્કશાસ્ત્ર છે એટલે તેમાં પરિઘટનાઓ તથા પ્રક્રિયાઓનું પરીક્ષણ તેમને બીજી પરિઘટનાઓ તથા પ્રક્રિયાઓ સાથે જોડાણની સ્થિતિમાં લઈને, વસ્તુગત ઐતિહાસિક અનુભવ જોડે એકતાની સ્થિતિમાં લઈને, કરવામાં આવે છે.

## અમૂર્ત અને મૂર્ત

ગતિ અને વિકાસની સ્થિતિમાં વસ્તુનું, તેના આંતરિક સંબંધોનું, પરીક્ષણ કરવાની બીજી એક રીત **અમૂર્તમાંથી મૂર્તમાં આરોહણની** છે.

---

* ફ્રેડરિક એંગેલ્સ, કાર્લ માર્ક્સ, 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો', માર્ક્સ અને એંગેલ્સની ચૂંટેલી કૃતિઓ, ગ્રંથ ૧, પૃષ્ઠ ૫૧૪, મોસ્કો, ૧૯૭૭.

**અમૂર્તકરણ** એટલે પરીક્ષણની ચોક્કસ કક્ષાએ વસ્તુનાં કેટલાંક વધારે મહત્ત્વનાં તથા તાત્ત્વિક પાસાં, લક્ષણો, ઉપર ધ્યાન કેંદ્રિત કરવાના આશયે બીજાં પાસાંને, લક્ષણોને, અળગાં પાડી દેવાનું પરિણામ. એથી અમૂર્ત વિભાવનાઓ ઉદ્ભવ પામે છે, અને આપણે જાણીએ છીએ કે એવી વિભાવનાઓમાં તર્કસંગત અનુભૂતિનું મહત્ત્વનું રૂપ અંકિત છે.

અમૂર્તથી નિરાળા મૂર્તમાં અમૂર્તકરણની પ્રક્રિયા દરમિયાન ઉદ્ભવ પામેલી વિભાવનાઓના એક જ સમગ્રતામાં એકીકરણનું પરિણામ અંકિત હોય છે. મૂર્તમાં અનુભૂતિની વસ્તુનાં ઘટકોની, જોડાણો તથા સંબંધોની, એકતાનું પ્રતિબિંબન થાય છે.

અમૂર્ત અને મૂર્ત તર્કસંગત પ્રવર્ગો છે એટલે યથાર્થ વાસ્તવિકતા ઉપર — જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓની એકતા ઉપર, સમગ્રતા ઉપર, અને તેમનાં ચોક્કસ ઘટકો, અંશો, તથા પાસાંના અસ્તિત્વ ઉપર — આધારિત હોય છે. માર્ક્સે એ બાબતને લક્ષમાં લઈને વસ્તુની અનુભૂતિને **અમૂર્તમાંથી મૂર્તમાં**, — વસ્તુનાં ચોક્કસ ઘટકો કે પાસાંની પ્રતિકૃતિ અંકિત કરતી સાદી પ્રાથમિક વિભાવનાઓમાંથી આખી વસ્તુની પ્રતિકૃતિ પૂરી જટિલતા સમેત અંકિત કરતી વધારે અટપટી વિભાવનાઓ તેમ જ વૈજ્ઞાનિક સિદ્ધાંતો તથા પદ્ધતિઓમાં, — **ચિંતનની ગતિ** તરીકે ગણાવી છે.

વૈજ્ઞાનિક જ્ઞાન અમૂર્તમાંથી મૂર્તમાં આરોહણ મારફત કેવી રીતે હાંસલ કરવામાં આવે છે તેનું જ્વલંત ઉદાહરણ માર્ક્સના ગ્રંથ 'મૂડી'માં જોવા મળે છે. તેમણે પણ્યની વિભાવનાથી, મૂડીવાદી ઉત્પાદનના સારતત્ત્વને રૂપાંકિત કરતા અમૂર્તકરણના આરંભબિંદુથી, શરૂ કરીને પછી વધારે ને વધારે અર્થસભર તથા ગહન અમૂર્તકરણોના (નાણું, મૂડી, વધારાનું મૂલ્ય, રોજી, વગેરે) આધારે ધીરે ધીરે મૂડીવાદી અર્થકારણનો પૂરો ચિતાર રજૂ કર્યો. તેના પરિણામે, મૂડીવાદી ઉત્પાદન મૂર્ત રૂપમાં, "અનેક વિભાવનાઓના સમન્વય" તરીકે, "બહુરૂપતાની એકતા"* તરીકે, પ્રત્યક્ષ થઈ ગયું.

પરંતુ એ બધું દ્વંદ્વાત્મક ભૌતિકવાદના મહત્ત્વના આધારનું, અનુભૂતિનો આરંભ વસ્તુની ઈંદ્રિયજન્ય પરખથી થતો હોવાના વિધાનનું, ખંડન કોઈ રીતે નથી કરતું. માર્ક્સે અમૂર્ત વિભાવનાઓનું નિરૂપણ કરતાં પહેલાં અને તેમને મૂર્ત સમગ્રતામાં સમન્વિત કરતાં પહેલાં મૂડીવાદી વાસ્તવિકતાનાં, પ્રત્યક્ષ પારખી

---

*કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૨, પૃષ્ઠ ૭૨૭.

શકાય એવાં, અસંખ્ય તથ્યો, પાસાં, તથા લક્ષણોનું કાળજીભર્યું પરીક્ષણ કર્યું હતું. તેમણે એ હકીકતોના આધારે અમૂર્ત વિભાવનાઓ નિરૂપીને પછી અમૂર્તમાંથી મૂર્તમાં આરોહણ કર્યું.

## ગણિતીય રીતો

આધુનિક વિજ્ઞાનનું એક વિશિષ્ટ લક્ષણ વૈજ્ઞાનિક સંશોધનમાં **ગણિતીય રીતોની** વધતી જતી **ભૂમિકાનું** છે. ગણિતનો ઉપયોગ પ્રાકૃતિક વિજ્ઞાનોમાં વ્યાપક રૂપે થાય છે અને સામાજિક વિજ્ઞાનોમાં પણ થવા લાગ્યો છે.

સૌ જાણે છે કે સઘળી પ્રક્રિયાઓ તથા પરિઘટનાઓ પ્રમાણ, પરિમાણાત્મક તથા ગુણાત્મક લક્ષણોની એકતા, ધરાવતી હોય છે. ગુણોની અભિવ્યક્તિ કદ, વિકાસની કક્ષા, વગેરે જેવાં પરિમાણાત્મક વર્ગીકરણો ધરાવતા ગુણધર્મોમાં થતી હોય છે, એટલે પ્રકૃતિ અને સમાજના પરીક્ષણમાં ગણિતનો ઉપયોગ શક્ય છે.

ગણિતનો ઉપયોગ બીજાં વિજ્ઞાનોમાં થાય છે કારણ કે તે ખૂબ જ અમૂર્ત છે અને સિદ્ધાંતોનો અસાધારણ રૂપે બહોળો વ્યાપ ધરાવે છે. અને એ હકીકત આધુનિક વિજ્ઞાનના વિકાસનાં મુખ્ય વહેણોમાંના એક જોડે—અમૂર્ત જ્ઞાનની વૃદ્ધિ જોડે—સુસંગત છે. આજે એવાં વૈજ્ઞાનિક વહેણો અસ્તિત્વમાં છે કે જેને દૃશ્ય રૂપમાં વ્યક્ત ન કરી શકાય અને પ્રયોગશાળાના પ્રયોગોમાં સાબિત ન કરી શકાય. પરંતુ ગણિતમાં એવી વિભાવનાઓની હારમાળા (વિધેય, ગણ, સમૂહ, અનંત ગણ, વગેરે) છે કે જે વ્યાપ તથા સાર્વત્રિકતાની દૃષ્ટિએ દાર્શનિક વિભાવનાઓને મળતી આવે છે, અને એટલે ગુણાત્મક દૃષ્ટિએ વિધવિધ પરિઘટનાઓનાં સામાન્ય ગુણાત્મક લક્ષણોનું પ્રતિબિંબન શક્ય બનાવે છે.

એ ઉપરાંત, ગણિતમાં અસાધારણ રૂપે ચોક્કસ આંતરિક તર્કપદ્ધતિ છે. અમુક આધારો પ્રસ્તુત હોય અને તે સાચા હોય તો ગણિતની આંતરિક તર્કપદ્ધતિને કારણે તેમના ઉપપ્રમેયો સાચાં હોય.

ગણિતનો ઉપયોગ અન્ય વિજ્ઞાનોમાં થવા લાગ્યો છે તેનું બીજું એક કારણ એ છે કે તેમાં વપરાતા સૂચકો સંખ્યારૂપી જ હોવાનું જરૂરી નથી. ગણિતમાં એવાં માધ્યમોનો (મૉડલો, શ્રેણિકો, વિધેયો, આલેખિકો, ચિહ્નો, વગેરે) આખો ભંડાર પડ્યો છે કે જે જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓનાં પરિમાણાત્મક લક્ષણોની સાથે સાથે અમુક ગુણાત્મક લક્ષણોને પણ વ્યક્ત કરી

શકે અને તેમના જટિલ સંબંધો તથા પરસ્પર અવલંબનને પ્રકાશમાં આણી શકે.

તેમ છતાં, ગણિતની ભૂમિકાનું અતિમૂલ્યાંકન કરવામાં તો ભૂલ જ થાય. વસ્તુઓ તથા પરિઘટનાઓનું ગુણાત્મક સ્વરૂપ, સારતત્ત્વ, જાણી લેવામાં આવ્યું હોય ત્યારે જ ગણિતીય રીતોના ઉપયોગથી પરિણામો આવે છે. એટલે ગણિત અને બીજાં વિજ્ઞાનોનો ગાઢ સુયોગ આવશ્યક છે.

## મૉડલ રચના

આધુનિક વિજ્ઞાનમાં વસ્તુઓ તથા પ્રક્રિયાઓનાં **મૉડલો રચવાની** રીત વધારે ને વધારે વ્યાપક બનતી જાય છે. અત્યંત વિવિધ પ્રકારોની વસ્તુઓ તથા પ્રક્રિયાઓ પણ અમુક બાબતોમાં સામ્ય ધરાવતી હોય છે. દાખલા તરીકે, નકશો અને તેમાં આલેખિત ભૂપ્રદેશ પરસ્પર મળતા આવે છે, એવી જ રીતે છબી અને મૂળ આકૃતિ પરસ્પર મળતી આવે છે.

વિવિધ વસ્તુઓના સામ્યને કારણે મૉડલ, અર્થાત્ કોઈ વસ્તુની (પદ્ધતિની) જોડે અમુક બાબતોમાં સામ્ય ધરાવતી બીજી વસ્તુના આધારે મૂળ વસ્તુની પ્રતિકૃતિ, બનાવવાનું શક્ય છે. અનુભૂતિની એવી રીત કે જે એક પદ્ધતિની (કુદરતી અને, વધારે પ્રસંગોમાં, કૃત્રિમ અથવા માનવ-રચિત) મદદ થકી પરીક્ષણની બીજી, વધારે જટિલ, પદ્ધતિની પ્રતિકૃતિ શક્ય બનાવે તેને **વૈજ્ઞાનિક મૉડલ રચના** કહેવામાં આવે છે, અને જે પદ્ધતિમાં એ વસ્તુની પ્રતિકૃતિ અંકિત હોય તેને એ વસ્તુનું **મૉડલ** કહેવામાં આવે છે. મૉડલ રચના એટલે મૂળની સરળ પ્રતિકૃતિ, પરંતુ એવી સરળતા આણવામાં આપખુદી તથા અતિરેક ન હોવાં જોઈએ, નહિતર મૉડલ મૂળને મળતું ન આવે, અને મૂળ વિશે કશું નવું જ્ઞાન ન મળે.

મૉડલોના બે મૂળભૂત વર્ગો છે. **ભૌતિક** મૉડલોમાં પરીક્ષણની વસ્તુઓની ભૌતિક પ્રતિકૃતિ હોય છે. દાખલા તરીકે ચેતાતંત્ર, હૃદય, મૂત્રપિંડ, અને જીવોના બીજા અવયવો તથા પેશીઓનાં ઈલેક્ટ્રૉનિક મૉડલોનો ઉપયોગ હાલ જીવવિજ્ઞાન તથા તબીબી વિજ્ઞાનનાં ક્ષેત્રોમાં થાય છે. **વિચારક્રિયા** મૉડલોમાં ચિંતનનાં તત્ત્વોની—ગણિતીય તથા બીજાં સૂત્રો, સમીકરણો, તર્કસંગત પ્રતીકો, વિવિધ ચિહ્નો, વગેરેની—સમગ્રતા અંકિત હોય છે. વિચારક્રિયા મૉડલોના વર્ગમાં **ગણિતીય** મૉડલો મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જુદી જુદી વસ્તુઓમાં અમુક ગુણાત્મક લક્ષણોના સામ્યને કારણે આધુનિક ગણિત, ખાસ કરીને ગણિતીય

તર્ક-પ્રણાલી, શક્યતાઓનો સિદ્ધાંત, ગણોનો સિદ્ધાંત, અન્ય સિદ્ધાંતો, તેમ જ ઇલેક્ટ્રોનિક કોમ્પ્યુટરોની મદદ વડે તેમનું પરીક્ષણ શક્ય બને છે.

મૉડલ વૈજ્ઞાનિક અનુભૂતિનું કાર્યસાધક માધ્યમ છે. વસ્તુ અતિ મોટી, અતિ સ્થૂલ, અથવા અતિ દૂર હોવાથી, અતિ ઊંચાં કે નીચાં તાપમાન તથા દબાણો તેમ જ માનવીના જીવન તથા સ્વાસ્થ્યને હાનિકારક વિષમય અથવા બીજા ગુણધર્મો ધરાવતી હોવાથી, તેના પ્રત્યક્ષ પરીક્ષણના પરિણામે તેની કામગીરીમાં ભંગ પડે અથવા તે કદાચ નષ્ટ પણ થઈ જાય એમ હોવાથી, વગેરે કારણોસર તેનું પરીક્ષણ સીધી રીતે શક્ય ન હોય ત્યારે મૉડલ સંશોધકને મદદગાર બને છે.

મૉડલ રચનાનો બીજો એક લાભ એવો છે કે જે વસ્તુઓ હજી અસ્તિત્વમાં ન હોય, અથવા જેનું સર્જન કરવાનું હોય, તેનું પરીક્ષણ મૉડલની મદદ વડે શક્ય બને છે. પહેલાં મૉડલ બનાવવામાં આવે છે, અને તેનાં સૈદ્ધાંતિક તથા પ્રયોગાત્મક પરીક્ષણો થઈ જાય ત્યાર પછી, તેના આધારે ખુદ વસ્તુને બનાવી લેવામાં આવે છે. દાખલા તરીકે નવાં યંત્રો, યંત્રક્રિયાઓ, સરંજામ, (વિમાનો, ઇમારતો, વગેરે) સામાન્ય રીતે પહેલાં મૉડલ રચનાની કક્ષામાંથી પસાર થાય છે.

મૉડલોનો ઉપયોગ ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, સાઇબરનેટિક્સ, અને જીવવિજ્ઞાનમાં સારી પેઠે વિસ્તૃત છે અને સામાજિક વિજ્ઞાનોમાં, ખાસ કરીને અર્થશાસ્ત્રમાં, ધીરે ધીરે વધી રહ્યો છે. મૉડલો અર્થતંત્રની સંઘટના તથા પ્રબંધની તેમ જ અમુક સામાજિક પ્રક્રિયાઓની સુધારણામાં સહાયક બને છે. હાલ કેટલીક આર્થિક સમસ્યાઓના સફળ ઉકેલમાં ગણિતીય મૉડલોનો ઉપયોગ થવા લાગ્યો છે— દાખલા તરીકે યંત્ર-ભારણની ઇષ્ટતમ વહેંચણી, પરિવહનની સાંયુક્તિક સંઘટના, વસતિને ચીજો પૂરી પાડવાનો બંદોબસ્ત સુધારવાના આશયે જરૂરતોનું પૃથક્કરણ, વગેરે.

## અભ્યાસ

૧. જ્ઞાન એટલે શું?

૨. અનુભૂતિમાં પ્રવૃત્તિની ભૂમિકા કેવી છે?

૩. અનુભૂતિની પ્રક્રિયાની મુખ્ય કક્ષાઓ કઈ કઈ છે?

૪. સત્ય એટલે શું? સાપેક્ષ અને નિરપેક્ષ સત્યનો સહસંબંધ કેવો છે?

૫. જ્ઞાનની સચ્ચાઈને કેવી રીતે ચકાસવામાં આવે છે?

૬. વૈજ્ઞાનિક અનુભૂતિનાં સાધનો અને રીતો કેવાં છે?

# ઐતિહાસિક ભૌતિકવાદ

## પ્રકરણ ૯

## ઐતિહાસિક ભૌતિકવાદનું વિષયવસ્તુ

માર્ક્સવાદના સંસ્થાપકોની મહાન વૈજ્ઞાનિક સિદ્ધિ એ હકીકતમાં સમાયેલી છે કે તેમણે કેવળ પ્રકૃતિના જ નહિ પરંતુ **સમાજના** સંબંધમાં પણ વિકાસનું દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી સ્વરૂપ પ્રકાશમાં આણ્યું, અને એ રીતે સામાજિક વિકાસના એકમાત્ર વૈજ્ઞાનિક સિદ્ધાંતનું, **ઐતિહાસિક ભૌતિકવાદનું**, સર્જન કર્યું. હવે અમે ઐતિહાસિક ભૌતિકવાદની વિગતવાર છણાવટ કરીશું.

સૌપ્રથમ તો આપણે સામાજિક સિદ્ધાંતોમાં માર્ક્સવાદે આણેલી ક્રાંતિનું સારતત્ત્વ જોઈ લઈએ.

### ૧. ઐતિહાસિક ભૌતિકવાદનો ઉદય — સામાજિક સિદ્ધાંતોમાં ક્રાંતિ

લાંબા સમયથી અનેક ચિંતકો સમાજ સંબંધી સવાલો વિશે વિચારતા રહ્યા છે. માનવ સમાજનો વિકાસ કેવી રીતે થાય છે? તેનાં પ્રેરક પરિબળો કેવાં છે? સમાજમાં થતાં પરિવર્તનો આકસ્મિક હોય છે કે અનિવાર્ય કારણોને લીધે, વસ્તુગત નિયમોના આધારે, થાય છે? સમાજનો વિકાસ કારણાત્મક રીતે નિર્ધારિત થતો હોય તો સામાજિક જીવનનું મુખ્ય કારણ, પાયો, શેમાં અંકિત છે? એ અને બીજા એવા સવાલો સ્વાભાવિક છે કારણ કે માનવી સમાજમાં રહે છે, તેની સાથે અસંખ્ય તાણાવાણાઓથી બંધાયેલો હોય છે, અને સમાજના ભવિષ્ય વિશે, તેના વિકાસની રીતો વિશે, ઉત્સુકતા અનુભવ્યા વગર રહી શકે જ નહિ.

માર્ક્સવાદ પૂર્વે પણ વિદ્વાનોએ સામાજિક વિકાસ વિશે ઘણાબધા સાચા વિચારો રજૂ કર્યા હતા. દાખલા તરીકે, અઢારમી સદીના ફ્રેંચ ભૌતિકવાદીઓએ જણાવ્યું હતું કે માનવી, તેના વિચારો તથા વર્તન, સામાજિક વાતાવરણની અસરનું પરિણામ અંકિત કરે છે. ફ્રેંચ મૂડીવાદી ઈતિહાસકારોએ (ગીઝો, થિયેરી, મિન્યે) સમાજમાં વિરોધી વર્ગો તથા વર્ગસંઘર્ષના અસ્તિત્વનો નિર્દેશ કર્યો હતો. બ્રિટિશ મૂડીવાદી અર્થશાસ્ત્રીઓએ (સ્મીથ અને રિકાર્ડો) આર્થિક જીવનમાં વર્ગોના અસ્તિત્વનો આધાર શોધવાની કોશિશ કરી હતી. તરંગી સમાજવાદીઓએ (સેંટ-સિમોં, ફૂરિયે, તથા ઓવેન) ભાવિ સામ્યવાદી સમાજનાં અલગ અલગ લક્ષણોનાં અનુમાનો કર્યાં હતાં.

સામાજિક વિકાસના સિદ્ધાંતમાં બેલીન્સ્કી, હેર્ઝેન, ચેર્નિશેવ્સ્કી, તથા ઓગણીસમી સદીના બીજા રૂસી ક્રાંતિકારી લોકશાહીવાદીઓએ મોટો ફાળો આપ્યો હતો. સામાજિક વિકાસમાં આર્થિક જીવનની ભૂમિકા, લોકોનું ઈતિહાસના સર્જકો તરીકેનું સ્થાન, શોષિતો અને શોષકોનાં વર્ગીય હિતોના સુમેળની અશક્યતા, અને તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કલા, વગેરેના વર્ગીય સ્વરૂપ વિશે તેમણે રજૂ કરેલા વિચારો એ જમાનામાં નિ:શંક ગહન હતા.

તેમ છતાં, માર્ક્સવાદ પૂર્વેનું **સમાજશાસ્ત્ર** વૈજ્ઞાનિક નહોતું. તેની મુખ્ય ખામીઓ કેવી હતી?

સૌથી પહેલી વાત તો એ કે માર્ક્સ પૂર્વે સમાજશાસ્ત્રમાં આદર્શવાદનું અખંડ વર્ચસ્વ હતું. ફ્રેંચ ભૌતિકવાદીઓએ માનવીની ઉપર સામાજિક વાતાવરણની અસરનો નિર્દેશ કર્યો હતો, પરંતુ પછી ભૂલના વમળમાં અટવાઈ જઈને એ વાતાવરણને માનવીય બુદ્ધિની પેદાશ તરીકે ગણાવ્યું હતું. સમાજ વિશે તેમના ખ્યાલોનો સાર આવો હતો: "જગતમાં વિચારોનું સામ્રાજ્ય છે."

માર્ક્સવાદ પૂર્વેના બીજા ભૌતિકવાદીઓ પણ સમાજ વિશે આદર્શવાદી દૃષ્ટિકોણ ધરાવતા હતા. સામાજિક વિકાસ અંગે આદર્શવાદીઓના વિચારોનું બિનવૈજ્ઞાનિક સ્વરૂપ આપોઆપ દેખાઈ આવે છે. દાખલા તરીકે, હેગેલે ઐતિહાસિક અનિવાર્યતા વિશે મૂલ્યવાન વિચારો રજૂ કર્યા હતા, અને માનવજાતિના ઈતિહાસને દ્વંદ્વાત્મક દૃષ્ટિએ નીરખવાની કોશિશ કરી હતી, પરંતુ અંતમાં એવો ગલત નિષ્કર્ષ તારવ્યો હતો કે સમાજનું સંચાલન ઈશ્વરની ઈચ્છા અનુસાર થાય છે, જગતમાં ઈશ્વરનું શાસન છે, તેની યોજનાઓની સિદ્ધિ જગતનો ઈતિહાસ બની રહે છે. ઈતિહાસ વિશે હેગેલપંથી તત્ત્વજ્ઞાનનો સાર એવો છે.

માર્ક્સવાદ પૂર્વેના સમાજશાસ્ત્રમાં સમાજ અંગે આદર્શવાદી વલણના પરિણામે

બીજી એક ખામી પેદા થઈ. જગતમાં વિચારોનું સામ્રાજ્ય છે, અને એ વિચારોના જનક રાજાઓ, લશ્કરી આગેવાનો, વિદ્વાનો, વગેરે જેવા અસાધારણ ઈન્સાનો હોય છે, એવા આધારે સમાજશાસ્ત્રીઓએ ગલત નિષ્કર્ષ તારવ્યો કે માત્ર એવા મહામાનવો જ ઇતિહાસનું સર્જન કરી શકે. ઐતિહાસિક વિકાસમાં મહેનતકશ લોકોની નિર્ણાયક ભૂમિકાને તેઓ પારખી ન શક્યા.

માર્ક્સવાદ પૂર્વેના સમાજશાસ્ત્રીઓ એવી જ રીતે ઐતિહાસિક પ્રક્રિયાની દ્વંદ્વાત્મકતાને પણ પ્રકાશમાં ન આણી શક્યા. એ સમાજશાસ્ત્રીઓની રજૂઆતમાં ઇતિહાસ બિનસંકળાયેલી હકીકતોના ખાલી જમેલા જેવો બની રહ્યો. તેઓ આદર્શવાદીઓ હોવાથી સામાજિક જીવનની એકતા અને સમગ્રતાને, ઐતિહાસિક ઘટનાઓનાં ખરાં પ્રેરક પરિબળો તથા ભૌતિક સ્રોતોને, સમજી ન શક્યા.

કેવળ માર્ક્સ અને એંગેલ્સ — ક્રાંતિકારી સર્વહારા વર્ગના મહાન નેતાઓ — સમાજના સ્વરૂપનો તાગ કાઢવા અને તેના જટિલ તથા આંતરવિરોધી વિકાસને પૂરેપૂરો પ્રકાશમાં આણવા શક્તિમાન સાબિત થયા. તેમણે પુરાણા સમાજશાસ્ત્રની ખામીઓ દૂર કરીને સામાજિક વિકાસના ગુણાત્મક દૃષ્ટિએ નવા સિદ્ધાંતનું, **ઐતિહાસિક ભૌતિકવાદનું**, સર્જન કર્યું, અને એ રીતે સામાજિક સિદ્ધાંતોમાં ક્રાંતિ આણી.

એ ક્રાંતિનું સારતત્ત્વ કેવું છે?

માર્ક્સ અને એંગેલ્સે સામાજિક વિજ્ઞાનમાંથી આદર્શવાદની હકાલપટ્ટી કરી. તેમણે તત્ત્વજ્ઞાનના, મૂળભૂત સવાલને સમાજના સંબંધમાં સાચી રીતે ઉકેલી આપ્યો અને ઐતિહાસિક ભૌતિકવાદનું મુખ્ય વિધાન નિરૂપિત કર્યું: **સામાજિક હસ્તી સામાજિક ચેતનાને નિર્ધારિત કરે છે.**

સામાજિક હસ્તી એટલે શું? અને સામાજિક ચેતના એટલે શું?

**સામાજિક હસ્તીનું** ક્ષેત્ર સમાજના ભૌતિક જીવનને, અને સૌપ્રથમ તો લોકોની ઉત્પાદન પ્રવૃત્તિને, ઉત્પાદનની પ્રક્રિયામાં તેમની વચ્ચેના આર્થિક સંબંધોને, આવરી લે છે. **સામાજિક ચેતના** લોકોના બૌદ્ધિક જીવનને, તેઓ જે કંઈ કરતા હોય તેમાં દોરવણી પૂરી પાડતા વિચારો, સિદ્ધાંતો, તથા દૃષ્ટિબિંદુઓને અંકિત કરે છે.

માર્ક્સ અને એંગેલ્સે સામાજિક હસ્તીને મુખ્ય અને સામાજિક ચેતનાને ગૌણ જાહેર કરવામાં એવો આધાર લીધો હતો કે લોકો વિજ્ઞાન, કલા, તત્ત્વજ્ઞાન, વગેરે ક્ષેત્રોમાં સક્રિય ભાગ લઈ શકે તે પહેલાં તેમને ખોરાક, કપડાં, તથા રહેઠાણ મેળવી લેવાં પડે, તેને માટે કામ કરવું પડે, ભૌતિક સંપત્તિ પેદા

કરવી પડે. તેમાંથી સાર નીકળે છે કે "અમુક લોકો તરફથી અથવા અમુક યુગમાં ગુજારાનાં તાત્કાલિક સાધનોના ઉત્પાદનનું જે પ્રમાણ સાધવામાં આવ્યું હોય, અને પરિણામ રૂપે આર્થિક વિકાસની જે કક્ષા સિદ્ધ થઈ હોય, તે એક આધાર બની રહે છે, અને સંબંધિત લોકોની રાજ્ય સંસ્થાઓ, કાનૂની વિભાવનાઓ, તથા કલાની તેમ જ ધાર્મિક વિચારોની ઉત્ક્રાંતિ તેમાંથી થાય છે એટલે તેનો ખુલાસો એ આધારના પ્રકાશમાં મેળવવો જોઈએ, અત્યાર સુધી થતું આવ્યું છે તેમ એથી ઊલટી રીતે નહિ."* ઐતિહાસિક ભૌતિકવાદ ઈતિહાસની ખરેખરી વૈજ્ઞાનિક, **ભૌતિકવાદી**, સમજણ પૂરી પાડે છે.

માર્ક્સ અને એંગેલ્સે સંખ્યાબંધ સામાજિક સંબંધોમાંથી આર્થિક, ઉત્પાદનના, સંબંધોને મુખ્ય, નિર્ણાયક, સંબંધો તરીકે અલગ તારવીને સામાજિક-આર્થિક સંઘટનની વિભાવનાનું, ઐતિહાસિક ભૌતિકવાદની મૂળભૂત વિભાવનાનું, નિરૂપણ કર્યું.

**સામાજિક-આર્થિક સંઘટન** એટલે ભૌતિક સંપત્તિના ઉત્પાદનની ઐતિહાસિક રીતે નિર્ધારિત પદ્ધતિ ઉપર આધારિત સામાજિક પરિઘટનાઓ તથા પ્રક્રિયાઓની (આર્થિક, વૈચારિક, કુટુંબ તથા જીવનરીતિ સંબંધી, વગેરે) સમગ્રતા. સમાજનો વિકાસ એક સામાજિક-આર્થિક સંઘટનની જગ્યાએ બીજા, સુધારેલા, સામાજિક-આર્થિક સંઘટનના **નિયમ-સંચાલિત પ્રતિસ્થાપન** મારફત થાય છે. માનવજાતિના ઈતિહાસે આદિમ-સામુદાયિક પદ્ધતિમાંથી ગુલામ-માલિકીની પદ્ધતિમાં, પછી સામંતશાહીમાં, પછી મૂડીવાદમાં, અને અંતે સામ્યવાદી સંઘટન સુધી એકધારી આગેકૂચ કરી છે.

માર્ક્સ અને એંગેલ્સે ઐતિહાસિક ભૌતિકવાદની શોધ મારફત સાબિત કરી દીધું કે **ઈતિહાસના ખરા સર્જકો લોકસમુદાયો** છે, **મહેનતકશ લોકો** છે. લોકો જ પોતાના શ્રમ વડે સમગ્ર ભૌતિક સંપત્તિનું સર્જન કરે છે. લાખોકરોડો સાધારણ નરનારીઓનો શ્રમ માનવજાતિના જીવન તથા પ્રગતિનો અનિવાર્ય આધાર બની રહે છે.

માર્ક્સ અને એંગેલ્સે પુરાણા સમાજશાસ્ત્રના આધિભૌતિકવાદી સ્વરૂપનું ખંડન કરીને સામાજિક વિકાસની વસ્તુગત દ્વંદ્વાત્મકતા પ્રકાશમાં આણી. એ મહાન સિદ્ધિના સુફળ રૂપે ઈતિહાસ બિનસંકળાયેલી હકીકતોનો ગોટાળિયો જમેલો

---

*કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૯, પૃષ્ઠ ૩૫૦–૩૫૧.

ન રહ્યો પરંતુ દ્વંદ્વાત્મકતાના નિયમોના આધારે સંચાલિત અખંડ સુસંવાદી પ્રક્રિયા તરીકે પ્રસ્તુત થયો.

## ૨. ઐતિહાસિક ભૌતિકવાદનું વિષયવસ્તુ

ઐતિહાસિક ભૌતિકવાદનું વિષયવસ્તુ સમાજ અને તેના વિકાસના નિયમોના પરીક્ષણનું છે.

એ નિયમો પ્રકૃતિના વિકાસના નિયમો જેટલા જ **વસ્તુગત** છે, અર્થાત્ માનવીની ચેતનાથી સ્વતંત્ર છે. પ્રકૃતિના નિયમોની જેમ જ તેઓ પણ જાણી શકાય એવા છે અને માનવી પોતાની વાસ્તવિક પ્રવૃત્તિમાં તેમને લાગુ કરે છે. પરંતુ સામાજિક જીવનના નિયમો અને પ્રકૃતિના નિયમો વચ્ચે તાત્ત્વિક તફાવતો છે. પ્રકૃતિના નિયમો અંધ સ્વયંભૂ શક્તિઓની કામગીરીને પ્રતિબિંબિત કરે છે, પરંતુ સામાજિક વિકાસના નિયમો હંમેશાં લોકો મારફત, બુદ્ધિમાન હસ્તીઓ તરીકે કદમ ઉઠાવતા અને ચોક્કસ લક્ષ્ય નિર્ધારિત કરીને તેમની સિદ્ધિ કાજે જહેમતો કરતા લોકો મારફત, વ્યક્ત થાય છે.

સામાજિક જીવનના નિયમોનું પરીક્ષણ કેવળ ઐતિહાસિક ભૌતિકવાદમાં જ નહિ પરંતુ બીજાં સામાજિક વિજ્ઞાનોમાં પણ થાય છે, દાખલા તરીકે રાજકીય અર્થશાસ્ત્ર, ઇતિહાસ, સૌંદર્યશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, વગેરે. પરંતુ એ વિજ્ઞાનોમાં સામાજિક પરિઘટનાઓના ચોક્કસ સમૂહનું પરીક્ષણ કરવામાં આવે છે, સમગ્ર રૂપમાં સામાજિક વિકાસની પ્રક્રિયાનો ખ્યાલ આપ્યા વગર માત્ર કોઈ એક દૃષ્ટિએ સમાજનું પરીક્ષણ કરવામાં આવે છે. દાખલા તરીકે, રાજકીય અર્થશાસ્ત્રમાં લોકોના આર્થિક, ઉત્પાદનને લગતા, સંબંધોનું પરીક્ષણ કરવામાં આવે છે, ઇતિહાસનો સંબંધ વિધવિધ યુગો તથા જુદા જુદા દેશોમાં સમાજના વિકાસ જોડે હોય છે, સૌંદર્યશાસ્ત્ર કલાના ક્ષેત્રે પૂરતું જ સીમિત હોય છે, વગેરે.

વિશિષ્ટ સામાજિક વિજ્ઞાનોથી નિરાળા ઐતિહાસિક ભૌતિકવાદમાં સામાજિક વિકાસના **અત્યંત સામાન્ય** નિયમોનું પરીક્ષણ કરવામાં આવે છે. માર્ક્સવાદી-લેનિનવાદી વિશ્વ દૃષ્ટિકોણના અવિભાજ્ય અંગ તરીકે ઐતિહાસિક ભૌતિકવાદ સામાજિક જીવનનું વૈજ્ઞાનિક, દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી, અર્થઘટન પૂરું પાડે છે. સામાજિક હસ્તી અને સામાજિક ચેતના વચ્ચેનો સંબંધ, લોકોનાં જીવનમાં

ભૌતિક ઉત્પાદનનું મહત્ત્વ, તેમ જ સામાજિક વિચારો અને તેમને અનુરૂપ સંસ્થાઓની ઉત્પત્તિ તથા ભૂમિકા જેવી ઐતિહાસિક વિકાસની મહત્ત્વની સામાન્ય સમસ્યાઓને તે ઉકેલી આપે છે. ઇતિહાસમાં જનતા અને અલગ અલગ વ્યક્તિઓ કેવી ભૂમિકા ભજવે છે, વર્ગો અને વર્ગસંઘર્ષનો ઉદ્ભવ કેવી રીતે થયો છે, રાજ્ય કેવી રીતે ઉદય પામ્યું છે, સામાજિક ક્રાંતિઓ કેમ થાય છે અને ઐતિહાસિક પ્રક્રિયામાં તેમનું મહત્ત્વ શું છે, વગેરે ઉપરાંત સામાજિક વિકાસની બીજી સંખ્યાબંધ સામાન્ય સમસ્યાઓને સમજવાનું ઐતિહાસિક ભૌતિકવાદ આપણે માટે શક્ય બનાવે છે.

ઐતિહાસિક ભૌતિકવાદમાં પરીક્ષવામાં આવતા બધા જ નિયમોની કામગીરી એકના એક ક્ષેત્રમાં ચાલતી હોય એવું નથી. કેટલાક નિયમોની કામગીરી સમાજના વિકાસની સઘળી કક્ષાઓએ તો કેટલાકની કામગીરી અમુક ખાસ કક્ષાઓએ ચાલતી હોય છે. પહેલા પ્રકારમાં સામાજિક ચેતનાના સંબંધમાં સામાજિક હસ્તીની નિર્ધારિક ભૂમિકાનો નિયમ અને સમાજના વિકાસમાં ઉત્પાદનની પદ્ધતિની નિર્ધારિક ભૂમિકાનો નિયમ સામેલ છે. બીજા પ્રકારમાં વર્ગસંઘર્ષનો નિયમ સામેલ છે, તેની કામગીરી વિરોધી વર્ગો ધરાવતા સમાજોમાં જ ચાલતી હોય છે.

ઐતિહાસિક ભૌતિકવાદમાં સમાજના વિકાસનાં અત્યંત સામાન્ય તથા તાત્ત્વિક પાસાંને પ્રતિબિંબિત કરતા અનુરૂપ પ્રવર્ગો, વિભાવનાઓ, પણ નિરૂપિત કરવામાં આવે છે. તેમાં "સામાજિક હસ્તી", "સામાજિક ચેતના", "ઉત્પાદન પદ્ધતિ", "આધાર", "ઉપલું માળખું", "સામાજિક પ્રગતિ", અને બીજી ઘણી વિભાવનાઓ સામેલ છે. ઐતિહાસિક ભૌતિકવાદના સઘળા નિયમો તથા પ્રવર્ગો ભેગા મળીને સમગ્ર રૂપે જ સામાજિક વિકાસનું અખંડ તથા સુસંવાદી ચિત્ર પૂરું પાડે છે.

ઐતિહાસિક ભૌતિકવાદનો ઉદય સમગ્ર ઇતિહાસ દરમિયાન લોકોના વાસ્તવિક અનુભવ અને વિશિષ્ટ સામાજિક વિજ્ઞાનોની સિદ્ધિઓની સામાન્ય તારવણીના પરિણામે થયો છે, અને એ સિવાય તેની કલ્પના સાવ અશક્ય છે. બીજી તરફ, ઐતિહાસિક ભૌતિકવાદ વગર, સામાજિક વિકાસના સામાન્ય નિયમોના જ્ઞાન વગર, કોઈ પણ વિશિષ્ટ સામાજિક વિજ્ઞાનનો સફળ વિકાસ ન થઈ શકે. ઐતિહાસિક ભૌતિકવાદ બીજાં બધાં સામાજિક વિજ્ઞાનોનો **પદ્ધતિશાસ્ત્રીય પાયો** છે. તે ઇતિહાસકારો, અર્થશાસ્ત્રીઓ, તથા બીજા વિદ્વાનો માટે સામાજિક પરિઘટનાઓની અટપટી ભુલભુલામણીમાંથી માર્ગ શોધવાનું અને સામાજિક

14*

જીવનમાં દરેક પરિઘટનાનું સ્થાન તથા મહત્ત્વ નિર્ધારિત કરવાનું શક્ય બનાવે છે. દાખલા તરીકે, ઐતિહાસિક ભૌતિકવાદનું મૂળભૂત વિધાન છે કે સામાજિક વિકાસમાં લોકસમુદાયો નિર્ણાયક ભૂમિકા ભજવે છે અને તેને જાણી લેવાથી કોઈ પણ ઐતિહાસિક ઘટનાના ખરા સ્વરૂપને, જેમ કે સામાજિક ક્રાંતિનાં કારણો તથા પ્રેરક પરિબળોને, પ્રકાશમાં આણવાનું તેમ જ લોકોના હિતની સામાજિક પદ્ધતિના સામર્થ્યનો સ્રોત બતાવી આપવાનું શક્ય બને છે. ઐતિહાસિક ભૌતિકવાદનું વિધાન છે કે સમાજના બૌદ્ધિક જીવનનો આધાર લોકોના આર્થિક, ભૌતિક, સંબંધો ઉપર હોય છે, અને તેને જાણી લેવાથી તરેહવાર સિદ્ધાંતો તથા દૃષ્ટિકોણોના સ્રોતોને પ્રકાશમાં આણવાનું તથા ઇતિહાસમાં, ખાસ કરીને ક્રાંતિકારી ગાળાઓમાં, એકના સ્થાને બીજા પ્રકારના આર્થિક સંબંધોના પ્રતિસ્થાપનના પરિણામે પુરાણી વિભાવનાઓનું પતન અને નવી વિભાવનાઓનો ઉદય અંકિત કરતા ગાળાઓમાં, તેમની ભૂમિકાનું ખરું મૂલ્યાંકન સરળ બને છે.

ઐતિહાસિક ભૌતિકવાદના નિયમોનું જ્ઞાન મેળવી લેવાથી જટિલ સામાજિક પરિઘટનાઓને સમજવાનું શક્ય બને છે એટલું જ નહિ પરંતુ સામાજિક જીવન ઉપર **પ્રભાવ પાડવાનું**, તેને મહેનતકશ લોકોના હિતમાં **પલટાવી નાખવાનું**, પણ શક્ય બને છે. સામાજિક વિકાસના નિયમોના જ્ઞાનના આધારે વાસ્તવિકતાનું રૂપાંતર કરવું એટલે માનવજાતિના પ્રગતિશીલ વિકાસની ઐતિહાસિક અનિવાર્યતાને સાકાર કરવી. એવા વિકાસની પ્રક્રિયા દરમિયાન માનવી ખરી આઝાદી હાંસલ કરે છે. હવે આપણે જોઈએ કે ઐતિહાસિક ભૌતિકવાદમાં અનિવાર્યતા અને આઝાદીને કેવી રીતે સમજવામાં આવે છે.

## ૩. ઐતિહાસિક અનિવાર્યતા અને માનવીની આઝાદી

**ઐતિહાસિક અનિવાર્યતા** એટલે જે કંઈ સામાજિક પરિઘટનાઓના **આંતરિક સંબંધોમાંથી** નિયમ અનુસાર ફલિત હોવાને કારણે **અવશ્ય** બને છે અથવા બને જ. દાખલા તરીકે, ભૌતિક ઉત્પાદન સામાજિક જીવનનાં સઘળાં પાસાંને અનિવાર્ય રીતે નિર્ધારિત કરે છે. સામાજિક ક્રાંતિઓ અથવા એક સામાજિક પદ્ધતિ પછી બીજી સામાજિક પદ્ધતિની સ્થાપના પણ અનિવાર્યતાને કારણે થાય છે. આજે મૂડીવાદનું સ્થાન અનિવાર્ય રીતે સામ્યવાદ લઈ રહ્યો છે.

ધાર્મિક વિચારસરણીના નિરૂપકો ઐતિહાસિક અનિવાર્યતાને નથી

સ્વીકારતા. તેઓ દલીલ કરે છે કે ઇતિહાસની આખી પ્રક્રિયા ઈશ્વરની ઇચ્છા મુજબ પૂર્વનિર્ધારિત હોય છે અને લોકો તો તેના સર્વશક્તિમાન હાથમાં ખાલી રમકડાં જ છે. બાઇબલમાં જણાવવામાં આવ્યું છે કે ઈશ્વરની ઇચ્છા વગર તો માણસના માથામાંથી એક વાળ પણ ખરતો નથી.

મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ સામાજિક વિકાસના સારતત્ત્વને વિકૃત બનાવી દે છે અને ઐતિહાસિક અનિવાર્યતાને નકારી કાઢે છે. પરંતુ એમ કરવામાં તેઓ સામે છેડે પહોંચી જાય છે: આત્મનિષ્ઠતાની, સામાજિક પ્રગતિમાં આપખુદીના નિરંકુશ અમલની, હિમાયત કરે છે. તેમના મત મુજબ, લોકોનું વર્તન અથવા કૃત્યો આત્મનિષ્ઠ મરજી તથા વિભાવનાઓના આધારે થાય છે. સાથે સાથે જ, મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ માર્ક્સવાદીઓની ઉપર નિયતિવાદનો, ઐતિહાસિક અનિવાર્યતાની પૂજા કરવાનો, સામાજિક નિયમો સામે માનવીને નાકૌવત ગણાવવાનો, આક્ષેપ મૂકે છે.

મૂડીદાર વર્ગના વિચારકો સ્વીકારવા નથી માગતા કે ઐતિહાસિક અનિવાર્યતામાં લોકોની સભાન પ્રવૃત્તિને વેગળી નથી રાખવામાં આવતી બલકે તેની પૂર્વધારણા સામેલ હોય છે. લોકો સામાજિક વિકાસના નિયમોને નાબૂદ ન કરી શકે અથવા નવા નિયમો પેદા ન કરી શકે, પરંતુ એ નિયમોને તથા ઐતિહાસિક અનિવાર્યતાને સમજી તો શકે, અને એવી સમજણના આધારે સામાજિક-ઐતિહાસિક પ્રક્રિયામાં સફળ દખલગીરી કરી શકે. વાસ્તવિક અનુભવે નિર્વિવાદ રૂપે બતાવી આપ્યું છે કે લોકો વસ્તુગત અનિવાર્યતાને સમજી લઈને પ્રકૃતિના નિયમો પર પોતાની ઇચ્છાનું વર્ચસ્વ જમાવે છે—એ તો આધુનિક વિજ્ઞાન તથા ટેકનોલોજીની સિદ્ધિઓમાં જોઈ શકાય છે—એટલું જ નહિ પરંતુ સામાજિક ઘટનાઓના ક્રમને પણ ઇચ્છાનુસાર વળાંક આપે છે. **વસ્તુગત અનિવાર્યતાનું જ્ઞાન અને માનવીના હિતમાં તેનો ઉપયોગ માનવીય આઝાદી બની રહે છે.**

આઝાદી વસ્તુગત નિયમોને નાબૂદ નથી કરી નાખતી, એવો અર્થ સૂચિત કરે છે કે માનવી અનિવાર્યતાને સમજી લે અને તેનો ઉપયોગ પોતાના હિતમાં કરે. માનવીની પ્રવૃત્તિ જ્યારે વસ્તુગત અનિવાર્યતાને અનુરૂપ હોય ત્યારે જ મુક્ત હોય છે, અને તેની આઝાદી પ્રકૃતિ તથા સમાજના નિયમોથી કલ્પિત સ્વાધીનતામાં નહિ પરંતુ એ નિયમોના જ્ઞાનમાં તથા તેમને માનવીની જરૂરિયાતો સંતોષવા કામે લગાવવાની શક્તિમાં સમાયેલી છે.

આઝાદીમાં દીર્ઘકાલીન ઐતિહાસિક વિકાસનું પરિણામ અંકિત છે. જેમ

જેમ વિજ્ઞાન તથા ઉત્પાદનમાં પ્રગતિ થતી ગઈ તેમ તેમ માનવી પ્રકૃતિને પોતાના અંકુશમાં આણતો ગયો, તેના વસ્તુગત નિયમોની જાણકારી હાંસલ કરતો ગયો, અને પ્રકૃતિમાં કાર્યરત અનિવાર્યતાને ધીરે ધીરે પોતાની ઇચ્છાના કાબૂમાં આણતો ગયો તથા પ્રકૃતિની પ્રક્રિયાઓથી આઝાદ બનતો ગયો. પરંતુ પ્રકૃતિની ઉપર માનવીનું વર્ચસ્વ તેને ભેગાભેગું સામાજિક પ્રક્રિયાઓ ઉપર વર્ચસ્વ નથી આપી દેતું. ઐતિહાસિક અનિવાર્યતા, સમાજવાદ પૂર્વેના સમાજોનો નિયમ-સંચાલિત વિકાસ, સમગ્ર રૂપમાં સ્વયંભૂ શક્તિ તરીકે કાર્ય કરે છે, અને લોકો તેની ઉપર કાબૂ નથી જમાવી શકતા. દાખલા તરીકે, મૂડીવાદી સમાજમાં અંધાધૂંધી તથા હરીફાઈનો નિયમ માનવીને સંયોગનું પ્યાદું બનાવી છે અને પોતાની પ્રવૃત્તિ અગાઉથી આયોજી લેવાના તેના પ્રયાસોને નિષ્ફળતામાં ધકેલી દે છે.

ઐતિહાસિક અનિવાર્યતા ઉપર કાબૂ જમાવવાની અને માનવીની અસલ આઝાદી સિદ્ધ કરવાની ખરી શક્યતા પહેલી જ વાર કેવળ સમાજવાદી સમાજમાં પેદા થાય છે. સમાજવાદી ક્રાંતિ સાર્વજનિક માલિકીને વર્ચસ્વી બનાવી દે છે અને વર્ગો વચ્ચેની વિષમતાઓને ખતમ કરી નાખે છે. તેના પરિણામે લોકો સમાજના આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક જીવનનું સભાન સંચાલન કરવા શક્તિમાન બને છે. સમાજવાદનો વિજય થતાં સમાજ અનિવાર્યતાના રાજમાંથી જબ્બર છલાંગ મારીને આઝાદીના રાજમાં પહોંચી જાય છે. એ ઉપરાંત, સમાજવાદી સમાજ જેમ જેમ સામ્યવાદની દિશામાં આગેકૂચ કરતો જાય તેમ તેમ માનવીની આઝાદી વધારે વ્યાપક બનતી જાય છે, તેમાં વધારે વિવિધતા આવતી જાય છે, પ્રકૃતિ તેમ જ સામાજિક પ્રક્રિયાઓ ઉપર માનવીનું વર્ચસ્વ વધતું જાય છે અને તે સમાજના ઉદાત્ત આદર્શોની સાથે પોતાનાં વ્યક્તિગત હિતો તથા આકાંક્ષાઓનો સમન્વય સ્વચ્છાએ તથા સભાન રીતે સાધતાં શીખતો જાય છે.

માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતના જ્ઞાન અને કુશળતાભર્યા વિનિયોગના આધારે લોકોની સભાન ઉત્પાદન તથા સામાજિક-રાજકીય પ્રવૃત્તિઓમાં સમાજની ખરી આઝાદીની સ્થાપના તથા વિકાસની અનિવાર્ય શરત અંકિત છે.

અનિવાર્યતા અને આઝાદીનો માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંત સોવિયેત યુનિયનમાં લાગુ કરવામાં આવ્યો છે. આ દેશમાં ખરી આઝાદી, માનવજાતિનું યુગજૂનું સ્વપ્ન, અટલ અને અફર મૂળિયાં ધરાવે છે. એ સિદ્ધિ વિજયી સમાજવાદી ક્રાંતિના, ગૌરવમય કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની ધરાવતી સોવિયેત જનતાના પરાક્રમી શ્રમ તથા નિ:સ્વાર્થ જહેમતોના, સુફળ રૂપે હાંસલ થઈ

છે. સોવિયેત લોકો પોતાના દેશના ખરા સ્વામી બની ગયા, તેમણે ઐતિહાસિક અનિવાર્યતાને સમજી લીધી, એટલે તેમને પોતાના ઇતિહાસનું સર્જન સભાન તથા સહેતુક રીતે કરવાની અપાર શક્યતાઓ સાંપડી.

પરંતુ સમાજવાદી સમાજમાં આઝાદીની સિદ્ધિથી ઐતિહાસિક અનિવાર્યતાની, વસ્તુગત નિયમોની, કામગીરી ખતમ નથી થઈ જતી. સમાજવાદી સમાજમાં પણ અનિવાર્યતા માનવીની મુક્ત પ્રવૃત્તિનો વસ્તુગત આધાર બની રહે છે, અને વસ્તુગત નિયમોની કામગીરી ચાલુ રહે છે, પરંતુ સોવિયેત જનતા એ નિયમોનો સભાન ઉપયોગ કરે છે અને પાર્ટી તથા સરકારના માર્ગદર્શન હેઠળ મહાનતમ ઐતિહાસિક અનિવાર્યતાને સાકાર કરી રહી છે, સામ્યવાદી સમાજનું નિર્માણ કરી રહી છે.

## ૪. વર્તમાન મૂડીવાદી સમાજશાસ્ત્રનું બિનવૈજ્ઞાનિક સ્વરૂપ

પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગ અને તેના વિચારકો ઐતિહાસિક ભૌતિકવાદને, માનવીને બહેતર ભવિષ્યનો ખરો માર્ગ બતાવતા સામાજિક વિકાસના એકમાત્ર વૈજ્ઞાનિક સિદ્ધાંતને, ધિક્કારે છે. ભવિષ્ય અંગે દહેશતમાં જકડાઈ ગયેલો અને સામ્યવાદની દિશામાં માનવજાતિની નિરંતર વધારે વ્યાપક તથા પ્રવેગિત બનતી આગેકૂચને રોકવા અશક્ત મૂડીદાર વર્ગ ઐતિહાસિક પ્રગતિને કંઈ નહિ તો થંભાવી દેવાની તથા મૂડીવાદી પદ્ધતિના અસ્તિત્વને લંબાવવાની કોશિશ કરે છે. એ દિશામાં તે બને એટલી બધી—આર્થિક, રાજકીય, તથા વૈચારિક—રીતો અજમાવે છે. તેના વૈચારિક હથિયારોમાં વર્તમાન મૂડીવાદી સમાજશાસ્ત્રનું સ્થાન મહત્ત્વનું છે.

એ સમાજશાસ્ત્રનાં અપાર વહેણો તથા વિચારપદ્ધતિઓ છે, પરંતુ તમામ એક જ આદર્શવાદી તથા આધિભૌતિકવાદી આધાર ધરાવે છે.

### સામાજિક વિકાસના વસ્તુગત નિયમોને માનવાનો ઇનકાર

વર્તમાન મૂડીવાદી સમાજશાસ્ત્રની અત્યંત લાક્ષણિક વિશિષ્ટતા સામાજિક વિકાસના વસ્તુગત નિયમોને નકારી કાઢવાની છે. એ નકાર જુદાં જુદાં સમાજશાસ્ત્રીય વહેણોમાં એકદમ વિવિધ રૂપો ધારણ કરે છે.

ઉઘાડા આદર્શવાદીઓનું જૂથ સાફ જણાવી દે છે કે કોઈ જાતના ઐતિહાસિક નિયમો અસ્તિત્વમાં છે જ નહિ, ઇતિહાસ તો અંધેર અને સંયોગોનું સામ્રાજ્ય છે, તેને જાણી લેવાનું અશક્ય છે.

**માનસિક** વહેણના હિમાયતીઓને સામાજિક વિકાસ માનસિક બાબતોમાં — માનવીની ઇચ્છાઓ, નિર્ધાર, તથા સહજવૃત્તિઓમાં — દેખાય છે. તેમના મત મુજબ, મૂડીવાદી સમાજમાં સામાજિક અવ્યવસ્થા અને મહેનતકશ લોકોની હાડમારીઓનું કારણ મૂડીવાદના વસ્તુગત નિયમોમાં નહિ, મૂડીવાદી ખાનગી માલિકીમાં નહિ, પરંતુ મહેનતકશ લોકોની મનોવૃત્તિના અપૂર્ણ વિકાસમાં સમાયેલું છે. માનસિક-સમાજશાસ્ત્રીઓ મોટાં સામાજિક દૂષણોના નિવારણ માટે મૂડીવાદની નાબૂદીનો નહિ પરંતુ મનોવૃત્તિના પરિપૂર્ણ વિકાસનો ઉપાય રજૂ કરે છે.

**જૈવિક** વહેણ વાતોમાં તો વૈજ્ઞાનિક સમાજશાસ્ત્રની તરફેણ કરે છે પરંતુ વાસ્તવમાં સામાજિક વિકાસના અસલ નિયમોના સ્થાને જૈવિક નિયમોને ગોઠવી દે છે, અને માનવીને અસ્તિત્વનો સંઘર્ષ અંધ રીતે લડતાં પ્રાણીઓની કક્ષાએ મૂકી દે છે. આ તો જાણે શોષણ, ધાડપાડુ યુદ્ધો, સંસ્થાનવાદ, જાતિભેદ, અને મૂડીવાદનાં બીજાં મેલાં લક્ષણોને કહેવાતા "પ્રાકૃતિક" નિયમોના આધારે "વાજબી" ઠરાવવાની કોશિશ છે.

જૈવિક-સમાજશાસ્ત્રીઓ માનવાનો ઇનકાર કરે છે કે સામાજિક વિકાસના નિયમોને જૈવિક નિયમોની કક્ષાએ ઉતારી પાડવાની બાબત વૈજ્ઞાનિક દૃષ્ટિએ વજૂદ વગરની છે કારણ કે સમાજનો વિકાસ તેના વિશિષ્ટ નિયમોના આધારે થાય છે, અને એ નિયમો પ્રાણીઓ તથા વનસ્પતિઓના વિકાસના નિયમોથી ગુણાત્મક દૃષ્ટિએ નિરાળા હોય છે.

સામાજિક વિકાસના નિયમોને નકારવાની બાબત **સૂક્ષ્મ-સમાજશાસ્ત્રમાં**, અથવા તેના જ બીજા નામ **આનુભવિક સમાજશાસ્ત્રમાં**, પણ લાક્ષણિક છે. સૂક્ષ્મ-સમાજશાસ્ત્રીઓ સામાજિક જીવનના જ્ઞાનને ઉઘાડી રીતે નથી નકારતા, પરંતુ સામાજિક પરિઘટનાઓની અટપટી જાળમાંથી મૂડીવાદી વાસ્તવિકતાની કેવળ નજીવી હકીકતોનું પરીક્ષણ કરે છે, તેમને આંતરક્રિયાની સ્થિતિમાં નથી તપાસતા, વિકૃત નિષ્કર્ષો તારવે છે, તેમની પાછળ નજર નાખીને સામાજિક વિકાસના આંતરિક નિયમો જોવા નથી માગતા. વાસ્તવમાં તેનો અર્થ સુસંગત વૈજ્ઞાનિક પૃથક્કરણને નકારવાનો તેમ જ મૂળભૂત સામાજિક સમસ્યાઓ રજૂ કરવા તથા ઉકેલવાના ઇનકારનો છે.

સામાજિક વિકાસના નિયમોને માનવાનો ઇનકાર એટલે સામાજિક જીવનમાં ધાર્મિક શ્રદ્ધાનો માર્ગ મોકળો કરવાની કોશિશ સિવાય બીજું કશું જ નહિ. ઘણા મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ ઐતિહાસિક પ્રક્રિયાને ઈશ્વર તરફથી પૂર્વનિર્ધારિત ગણાવે છે તેમાં આકસ્મિક કંઈ જ નથી. દાખલા તરીકે, અંગ્રેજ ઇતિહાસકાર આર્નોલ્ડ ટોઇન્બી ભારપૂર્વક જણાવે છે કે ઇતિહાસનું લક્ષ્ય ઈશ્વરનું રાજ સ્થાપવાનું છે અને ઇતિહાસમાં "ઈશ્વર પોતાને પ્રગટ કરે છે."

મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ સામાજિક વિકાસના નિયમ-સંચાલિત સ્વરૂપને નકારીને ઇતિહાસના ખરા ક્રમને વિકૃત બનાવી નાખે છે, મૂડીવાદને સાજશણગાર સજાવે છે અને તેની પ્રત્યાઘાતી આંતરિક તથા વિદેશ નીતિઓને વાજબી ઠરાવવાની કોશિશ કરે છે.

## સામાજિક પ્રગતિને નકારવાનું વલણ

વર્તમાન મૂડીવાદી સમાજશાસ્ત્રનું બિનવૈજ્ઞાનિક સ્વરૂપ ઐતિહાસિક પ્રગતિને તથા સમાજના સતત વિકાસને નકારવામાં પણ વ્યક્ત થાય છે.

એ સંબંધમાં નોંધ લેવી ઘટે કે ઐતિહાસિક પ્રક્રિયાના સ્વરૂપ વિશે મૂડીવાદી સમાજશાસ્ત્રીઓના વિચારોમાં મહત્ત્વનાં પરિવર્તનો થયાં છે. મૂડીદાર વર્ગ સત્તા માટે લડી રહ્યો હતો ત્યારે મૂડીવાદી કેળવણીકારો સામાજિક પ્રગતિની પુષ્કળ વાતો કરતા. પ્રગતિનો ખ્યાલ મૂડીદાર વર્ગ માટે પુરાણી સામંતશાહી પદ્ધતિને તોડી નાખવાના અને નવો મૂડીવાદી સમાજ સ્થાપવાના હથિયારની કામગીરી બજાવતો હતો. પરંતુ મૂડીદાર વર્ગે સત્તા હાંસલ કરી લીધી એટલે સામાજિક પ્રગતિ વિશે તેની સમજણ અજબ એકાંગી બની ગઈ. મૂડીદાર વર્ગના વિચારકો મૂડીવાદી પદ્ધતિનાં પારાવાર ગુણગાન ગાવા લાગ્યા અને તેને આઝાદી તથા ઇનસાફના સનાતન સામ્રાજ્ય તરીકે, પ્રગતિના આદર્શોના મૂર્ત રૂપ તરીકે, ગણાવવા લાગ્યા. મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ ઢોલ પીટતા રહે છે કે સામાજિક પ્રગતિનું લક્ષ્ય સિદ્ધ થઈ ચૂક્યું છે અને હવે એથી આગળ જવાનો માર્ગ છે જ નહિ. મૂડીવાદ માટે કેવળ નાબૂદી સિવાય બીજી કોઈ શક્યતા ન બતાવતા ભવિષ્યની બીક, પુરાણા મૂડીવાદી સમાજનું સ્થાન સ્વાભાવિક રીતે લઈ રહેલા નૂતન સામ્યવાદી જગતની બીક, તેમને પ્રગતિના નકારની દશામાં ધકેલે છે.

ઘણા વર્તમાન મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ "પ્રગતિ" તથા "વિકાસ"ની વિભાવનાઓની સામે "સામાજિક પરિવર્તનો" શબ્દો મૂકે છે, સમાજમાં ચાલતી રહેતી પરંતુ ઇતિહાસના ક્રમ ઉપર કશી નોંધપાત્ર અસર ન પાડતી સંખ્યાબંધ ગૌણ પ્રક્રિયાઓને એ શબ્દો લાગુ કરે છે, અને એ રીતે સામાજિક વિકાસના પ્રગતિશીલ સ્વરૂપના સવાલને બાજુ પર રાખી દે છે. તેમાં તેમનો ઉદ્દેશ સમાજમાં હાલ થઈ રહેલાં મૂળગામી ક્રાંતિકારી પરિવર્તનો પરથી ધ્યાન હઠાવી દેવાનો, તેમના મહત્ત્વને ઉતારી પાડવાનો, તેમ જ આપણા યુગની અગત્યની સામાજિક સમસ્યાઓના ઉકેલને ટાળવાનો છે.

સામાજિક પ્રગતિના ખ્યાલને નકારવાનું મૂડીવાદી સમાજશાસ્ત્રીઓનું વલણ સમાજની "ચક્રીય ગતિ", "સ્થગિતતા", તથા "પીછેહઠ"ના સંખ્યાબંધ સિદ્ધાંતોમાં પણ વ્યક્ત થાય છે. તેઓ એવા સિદ્ધાંતોને હાલ ભારે ખંતથી ફેલાવી રહ્યા છે.

ચાલુ સદીના ત્રીજા દાયકામાં જર્મન સામ્રાજ્યવાદના વિચારક ઓસ્વાલ્ડ સ્પેન્ગ્લેરે "ચક્રીય ગતિ"ના સિદ્ધાંતની હિમાયત કરી હતી. 'યુરોપની પડતી' નામે પુસ્તકમાં તેણે એમ સાબિત કરવાની કોશિશ કરેલી કે સમાજ "વિષચક્ર"માંથી કોઈ રીતે છટકી શકતો નથી, એ વિષચક્રમાં ત્રણ કક્ષાઓ—ઉદય, ચરમ અવસ્થા, અને પડતી—અચૂક દોહરાતી રહે છે. સ્પેન્ગ્લેરના મત મુજબ, મૂડીવાદમાં સભ્યતા અને સંસ્કૃતિની ચરમ અવસ્થા અંકિત છે. તેની પડતી થશે ત્યારે માનવજાતિ અનિવાર્ય રીતે પાછી જંગલી દશામાં ધકેલાઈ જશે. તેમાંથી સાર તારવીને મૂડીવાદ સામેની લડતને વખોડી કાઢવામાં આવે છે, સમાજવાદી ક્રાંતિ તથા સમાજવાદની આવશ્યક્તાને નકારી કાઢવામાં આવે છે, અને એવી દલીલ કરવામાં આવે છે કે એ બધું સામાન્ય રૂપે અશક્ય જ છે કારણ કે સમાજ કશું નવીન સાધી શકે એમ નથી.

તાજેતરનાં વર્ષોમાં આર્નોલ્ડ ટોઇન્બીએ "ઐતિહાસિક ચક્રીય ગતિ"ના પ્રત્યાઘાતી સિદ્ધાંતને ફરી ચાલુ કર્યો છે. તે સમાજના સર્વસામાન્ય સતત વિકાસને નકારે છે, "પ્રગતિના ભ્રમ" તરીકે ગણાવે છે. ટોઇન્બી સમાજવાદનો વિરોધ કરીને, અને મૂડીવાદને કમજોર બનાવવાના સઘળા પ્રયત્નો સભ્યતાની ભ્રષ્ટતા અને પડતીમાં પરિણમતા હોવાની દલીલ કરીને, મૂડીવાદી સમાજને સનાતન તથા અવિનાશી સાબિત કરવાની મહેનત કરે છે.

## જીવન મૂડીવાદી સમાજશાસ્ત્રીઓના વિચારોનું ખંડન કરે છે

વર્તમાન મૂડીદાર વર્ગના પ્રત્યાઘાતી વિચારકો ઐતિહાસિક પ્રક્રિયાની ખોટી રજૂઆત કરે છે. તેમને ખ્યાલ આવી ગયો છે કે મૂડીવાદના પતનની ઘડી નજીક આવી રહી છે, એટલે તેઓ સામાન્ય રૂપે સભ્યતા અને માનવજાતિના ખાતમા સંબંધી દેકારા કરે છે, અને મૂડીવાદની નાબૂદીને માનવજાતિની નાબૂદી તરીકે ગણાવી દે છે. મૂડીવાદ ચોક્કસ નાબૂદ થઈ જશે તેમાં શંકાને સ્થાન નથી, પરંતુ માનવજાતિ હયાત રહેશે, વિકાસ પામશે, અને સામ્યવાદી સમાજનાં ચળકતાં શિખરો નિઃશંક સર કરશે જ.

મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ ઐતિહાસિક પ્રક્રિયાના સ્વરૂપની ખોટી રજૂઆત ચોક્કસ કારણસર કરે છે. તેમનો આશય મૂડીવાદની નાબૂદીને અટકાવવાનો, તૂટી રહેલી મૂડીવાદી ઈમારતને નવા સાજશણગાર સજાવવાનો, તેમ જ સમાજવાદની નાલેશી કરવાનો તથા સમાજના એકમાત્ર વૈજ્ઞાનિક સિદ્ધાંત માર્ક્સવાદ-લેનિનવાદને રદિયો આપવાનો છે.

મૂડીવાદના એ પદવીધારી ખાંધિયાઓ એવી મુરાદો પાર પાડવા માટે કેવી કેવી તરકીબો અજમાવે છે! તેઓ સમાજવાદની અને માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતની નાલેશી કરે છે. જોરશોરથી મૂડીવાદને વાજબી ઠરાવે છે, અને "લોક મૂડીવાદ" વિશે, મૂડીવાદી રાજ્ય "સર્વસામાન્ય કલ્યાણ રાજ્ય" હોવા વિશે, ખોટાં ભાષણો ભાંભરતા રહે છે. તેમણે "સુયોગ"નો બદનામ સિદ્ધાંત ઘડી કાઢ્યો છે. એ સિદ્ધાંતમાં દલીલ કરવામાં આવી છે કે ઉન્નત મૂડીવાદી તથા સમાજવાદી દેશો ખૂબ વિકસિત ઉદ્યોગ, ટેકનોલોજી, વિજ્ઞાન, તથા બીજાં સમાન લક્ષણો ધરાવે છે એટલે જગતમાં મૂડીવાદ તથા સમાજવાદ પરસ્પર નિકટ આવી રહ્યા છે અને તેમનું રૂપાંતર એક જાતના સમન્વિત સમાજમાં—બેશક, થોડાઘણા આધુનિક બનાવી દેવામાં આવેલા મૂડીવાદ ઉપર આધારિત સમાજમાં—થઈ રહ્યું છે. એવા સમન્વિત સમાજને ક્યારેક ક્યારેક "એક જ ઉદ્યોગીકૃત સમાજ" ગણાવવામાં આવે છે, અને થોડા વખતથી કાં તો "ઉદ્યોગીકરણ પછીનો" અથવા "ટેક્નોટ્રોનિક" સમાજ, કેવળ અસાધારણ ઊંચી કક્ષાના વૈજ્ઞાનિક તથા ટેકનિકલ વિકાસમાંથી જ સારતત્ત્વ ધારણ કરતો સમાજ, ગણાવવામાં આવે છે. સહેલાઈથી સમજી શકાય એવી વાત છે કે પરસ્પર વિરોધી બે સામાજિક પદ્ધતિઓના સુયોગની તો કલ્પના

પણ ન થઈ શકે કારણ કે મૂડીવાદ ખાનગી માલિકી તથા શોષણ ઉપર આધારિત છે, અને સમાજવાદ સાર્વજનિક માલિકી તેમ જ મહેનતકશ લોકોના સહકારી સંબંધો તથા પરસ્પર સહાય ઉપર આધારિત છે.

સામ્રાજ્યવાદના હિમાયતીઓ ગમે એટલા હાથપગ પછાડે તોયે ઇતિહાસ તો પોતાના ક્રમને જ અનુસરતો રહે છે અને માર્ક્સવાદ-લેનિનવાદની સચ્ચાઈને એકદમ ભારપૂર્વક સાબિત કરતો રહે છે.

વિજ્ઞાન અને લોકોની સામાજિક-ઐતિહાસિક પ્રવૃત્તિ એકદમ નિર્વિવાદ રૂપે સાબિત કરી દે છે કે સામાજિક વિકાસ-પ્રગતિ તો માનવીથી સ્વતંત્ર વસ્તુગત નિયમો અનુસાર ચાલતી અવિરત પ્રાકૃતિક-ઐતિહાસિક પ્રક્રિયા છે. સમાજનો ઇતિહાસ પ્રમાણમાં સાદી, નીચલી કક્ષાની, સામાજિક પદ્ધતિઓમાંથી વધારે જટિલ, ઊંચી કક્ષાની, સામાજિક પદ્ધતિઓમાં વિકાસની, ક્રાંતિકારી સંક્રમણોની, અંતહીન શૃંખલાને અંકિત કરે છે. વળી સામાજિક પ્રગતિ ભૌતિક ઉત્પાદનની વૃદ્ધિ તથા સુધારણા ઉપર આધારિત હોય છે. માનવીએ પોતાની હયાતી ટકાવી રાખવાની લડાઈ જેના વડે શરૂ કરેલી એ આદિમ ઓજારોથી, લાકડીઓ અને પથ્થરોથી, લઈને વીજળી તથા પરમાણુ શક્તિ વડે ગતિમાન બનતાં અદ્યતન સ્વચાલિત યંત્રો તથા યંત્રક્રિયાઓ સુધીના તબક્કાઓ ઉત્પાદનના વિકાસ દરમિયાન પાર કરવામાં આવ્યા છે. ઉત્પાદનની પ્રગતિની સાથે સાથે સામાજિક જીવનનાં બીજાં ક્ષેત્રોમાં પ્રગતિ થતી રહે છે.

ખુદ જીવન, સોવિયેત સંઘ તથા બીજા સમાજવાદી દેશોમાં સાધવામાં આવેલી જબ્બર આર્થિક, સામાજિક, તથા સાંસ્કૃતિક પ્રગતિ, મૂડીવાદમાંથી સમાજવાદ તથા સામ્યવાદની દિશામાં માનવજાતિની અણથંભ આગેકૂચ, વર્તમાન મૂડીવાદી સમાજશાસ્ત્રીઓના નકલી-વૈજ્ઞાનિક "સિદ્ધાંતો"ના ભુક્કા ઉડાવી નાખે છે. એ બધા "સિદ્ધાંતો"માં આધુનિક મૂડીવાદને તથા તેનો બચાવ કરતા પ્રત્યાઘાતી સમાજશાસ્ત્રને ગળે વળગેલી અસાધ્ય કટોકટીની સચોટ સાબિતી જોવા મળે છે.

### અભ્યાસ

૧. માર્ક્સવાદે સામાજિક સિદ્ધાંતોમાં આણેલી ક્રાંતિનું સારતત્ત્વ કેવું છે?
૨. ઐતિહાસિક ભૌતિકવાદનું વિષયવસ્તુ કેવું છે?
૩. ઐતિહાસિક અનિવાર્યતા અને માનવીય આઝાદીનો સહસંબંધ કેવો છે?
૪. મૂડીવાદી સમાજશાસ્ત્ર બિનવૈજ્ઞાનિક કેમ છે?

## પ્રકરણ ૧૦

# સામાજિક-આર્થિક સંઘટન

ઐતિહાસિક ભૌતિકવાદના પાયામાં ભૌતિક સંપત્તિના ઉત્પાદનની ઐતિહાસિક રીતે નિર્ધારિત પદ્ધતિ ઉપર આધારિત સામાજિક-આર્થિક સંઘટન સંબંધી સિદ્ધાંત છે. પરંતુ ઉત્પાદનની પ્રક્રિયા તો ચોક્કસ પ્રાકૃતિક સંજોગો — ભૌગોલિક વાતાવરણ અને વસતિ — અસ્તિત્વમાં હોય તો જ થાય છે. એટલે અમે હવે એ સંજોગોનું પરીક્ષણ કરીશું અને સામાજિક જીવનમાં તેમના મહત્ત્વને પ્રકાશમાં આણીશું.

## ૧. સમાજના જીવન માટે જરૂરી પ્રાકૃતિક સંજોગો

### ભૌગોલિક વાતાવરણ અને સમાજ

સમાજ એટલે પ્રકૃતિનું એક વિશિષ્ટ અંગ. તે બાકીની પ્રકૃતિ જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલું છે, અને તેમની વચ્ચે અવિરત આંતરક્રિયા ચાલતી રહે છે. સમાજ પ્રકૃતિના જે હિસ્સા જોડે ખાસ ગાઢ રૂપે આંતરક્રિયા કરતો હોય છે, તેને પ્રભાવિત કરતો હોય છે, અને વળતો પોતે તેનાથી પ્રભાવિત થતો હોય છે, એ હિસ્સાને **ભૌગોલિક વાતાવરણ** કહેવામાં આવે છે. તેમાં આબોહવા, ધરતી, નદીઓ અને સાગરો, વનસ્પતિ અને પ્રાણી જીવન, ખાડાટેકરા, ખનીજ, વગેરે સામેલ હોય છે.

ભૌગોલિક વાતાવરણ માનવીની ઉત્પાદન પ્રવૃત્તિ માટે **અનિવાર્ય સંજોગ** છે. પ્રકૃતિ સાથેની આંતરક્રિયા વગર તો કોઈ પણ શ્રમની, કોઈ પણ ઉત્પાદન

પ્રવૃત્તિની, ધારણા જ અશક્ય છે. માનવી પ્રકૃતિ સામેના સંઘર્ષ દરમિયાન ગુજારાનાં સાધનો હાંસલ કરે છે.

ભૌગોલિક વાતાવરણ સમાજના વિકાસ ઉપર દ્વિવિધ અસર પાડી શકે છે. સાનુકૂળ કુદરતી સંજોગો (ખનીજ ભંડારો, વનો, નદીઓ, સારી આબોહવા, વગેરે) સમાજના વિકાસને પ્રવેગ આપે છે. એથી ઊલટું, પ્રતિકૂળ કુદરતી સંજોગો સમાજના વિકાસ ઉપર માઠી અસર પાડે છે. દાખલા તરીકે, ખનીજ ભંડારો ન હોય તો ઔદ્યોગિક વિકાસ અવરોધાય છે, સૂકી આબોહવા ખેતીવાડીની પ્રગતિને અવરોધે છે, વગેરે.

સામાજિક વિકાસમાં ભૌગોલિક વાતાવરણ બહુ મહત્ત્વનું હોય છે, એવા આધારે સમાજશાસ્ત્રના **ભૌગોલિક વહેણના** નિરૂપકો તેની ભૂમિકાનું મૂલ્ય વધારે પડતું આંકે છે અને દલીલ કરે છે કે સામાજિક વિકાસ કાં તો સમગ્ર વાતાવરણ થકી અથવા તેનાં અમુક તત્ત્વો—આબોહવા, નદીઓ, વગેરે—થકી નિર્ધારિત થાય છે.

સાફ છે કે ભૌગોલિક વહેણ કશું વૈજ્ઞાનિક વજૂદ નથી ધરાવતું. તે સામાજિક વિકાસનાં કારણો નથી બતાવી શકતું, દાખલા તરીકે, સમજાવી નથી શકતું કે લગભગ એકસરખા ભૌગોલિક સંજોગોમાં વિકસી રહેલા બે દેશોમાં આર્થિક તથા રાજકીય સંઘટનની જુદી જુદી કક્ષાઓ કેમ હોય છે.

ભૌગોલિક વહેણમાં એ હકીકતને ધ્યાનમાં નથી લેવામાં આવતી કે સમાજની ઉપર પ્રકૃતિનો પ્રભાવ પડતો હોય છે ખરો પરંતુ તે પ્રકૃતિની ઉપર વળતી ક્રિયા પણ કરે છે, પ્રકૃતિનું રૂપાંતર કરતી વેળા અને તેને પોતાના હિતમાં કામે લગાવતી વેળા કેટલીક પ્રાકૃતિક પ્રક્રિયાઓને પ્રવેગ આપે છે, તેમનામાં ફેરફાર કરે છે. ભૌગોલિક વાતાવરણની ઉપર સમાજની ક્રિયાના પ્રમાણનો આધાર આખરી પૃથક્કરણમાં સામાજિક પદ્ધતિના સ્વરૂપ ઉપર અને ઉત્પાદન, વિજ્ઞાન, તથા ટેક્નોલોજીના વિકાસની કક્ષા ઉપર હોય છે. ઇતિહાસમાં પહેલી જ વાર પ્રકૃતિનું રૂપાંતર મહેનતકશ ઇન્સાનના હિતમાં સભાન તથા આયોજિત રીતે કરવાનું સમાજ માટે શક્ય બનાવતી સમાજવાદી પદ્ધતિ પ્રકૃતિ ઉપર ક્રિયા કરવાના ખાસ સાનુકૂળ સંજોગો પેદા કરે છે.

તેમાંથી એવો સાર નીકળે છે કે ભૌગોલિક વાતાવરણ સામાજિક જીવન માટે આવશ્યક સંજોગ અંકિત કરે છે ખરું, પરંતુ સમાજના વિકાસમાં નિર્ધારક કારણ કોઈ રીતે નથી જ. તે કેવળ સમાજના વિકાસને સરળ બનાવવાની અથવા અવરોધવાની જ શક્તિ ધરાવે છે.

# વસતિ અને સમાજ

સમાજના ભૌતિક જીવન માટે આવશ્યક બીજો એક સંજોગ **વસતિનો** છે. લોકો વગર તો ઉત્પાદન શક્ય જ નથી. તેમનો શ્રમ પ્રકૃતિને નાથવાની તથા માનવીના હિતમાં કામે લગાવવાની જબ્બર તાકાત બની રહે છે. એટલે, ચોક્કસ સંજોગોમાં મોટી અથવા નાની વસતિ, તેની ગીચતા, અને તેના વધારાનો ઊંચો અથવા નીચો દર દેશના વિકાસને પ્રવેગ આપી શકે છે અથવા ધીમો પાડી શકે છે. માનવશક્તિના બહોળા ભંડોળો અને વસતિના વધારાના ઊંચા દરોમાં સોવિયેત યુનિયનની સફળતાઓનાં ભારે મહત્ત્વનાં કારણો અંકિત છે.

પરંતુ સમાજના વિકાસમાં વસતિની ભૂમિકા નિર્ણાયક હોય છે ખરી? ઇતિહાસ એ સવાલનો જવાબ નકારમાં આપે છે. દુનિયામાં એવા દેશો જોવા મળે છે કે જે વસતિની ગીચતા અને વધારાનું ઊંચું પ્રમાણ ધરાવતા હોવા છતાં એ સંબંધમાં તેમનાથી સારી પેઠે નીચું પ્રમાણ ધરાવતા દેશોથી આર્થિક, રાજકીય તથા સાંસ્કૃતિક દૃષ્ટિએ પછાત છે.

તેનો અર્થ એવો થયો કે વસતિની ગીચતા અને વધારો સમાજના જીવનને નિર્ધારિત કરતી બાબતો નથી. એથી ઊલટું, ખુદ તેમનો આધાર સામાજિક પદ્ધતિના સ્વરૂપ ઉપર હોય છે. દાખલા તરીકે, સોવિયેત યુનિયનમાં વસતિના વધારાનો દર બહુ ઊંચો છે અને મરણનો દર નીચો છે. સમાજવાદી સમાજમાં લોકોનાં સુખસગવડ અંગે લેવામાં આવતી ભારે કાળજી તેમાં કારણભૂત છે.

તેમ છતાં, **માલ્થસપંથના**, મૂડીવાદી સમાજશાસ્ત્રના પ્રત્યાઘાતી વહેણના, સમર્થકો દલીલ કરે છે કે વસતિનો વધારો જ સામાજિક વિકાસના ક્રમને નિર્ધારિત કરે છે. એ સિદ્ધાંતના જનક અંગ્રેજ પાદરી અને અર્થશાસ્ત્રી થોમસ માલ્થસે પોતે "શોધી કાઢેલો" "સર્વસામાન્ય નિયમ" જાહેર કરેલો કે ગુજારાનાં સાધનોના ઉત્પાદનની સરખામણીમાં વસતિ ઘણી વધારે ઝડપથી વધે છે, અને મહેનતકશ લોકોને સતાવતી ગરીબીની, ભૂખમરાની, બેકારીની, તથા બીજી પીડાઓનું કારણ એ જ છે. માલ્થસે એવાં દૂષણોથી છુટકારો મેળવવાનો "ઉપાય" પણ રજૂ કરેલો—ગરીબ લોકોએ શાદી ન કરવી અને બચ્ચાં પેદા ન કરવાં.

મૂડીવાદને નિર્દોષ સાબિત કરવા માટે, અને મૂડીવાદ તરફથી મહેનતકશ લોકોની ઉપર લાદવામાં આવતી હાડમારીઓને વાજબી ઠરાવવા માટે, માલ્થસને વસતિ સંબંધી નકલી-વૈજ્ઞાનિક "સિદ્ધાંત"ની જરૂર હતી. હવે પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ માલ્થસપંથનો ઉપયોગ સામ્રાજ્યવાદના ઊંડા

આંતરવિરોધોને છુપાવવા માટે અને પોતાની આક્રમક વિદેશનીતિને વાજબી ઠરાવવા માટે કરે છે. વર્તમાન સમયનો માલ્થસપંથ ઉઘાડો માનવદ્વેષી બની ગયો છે. હવે તે બ્રહ્મચર્ય અને સંતતિ નિયમનના ઉપદેશ પૂરતો જ સીમિત નથી રહ્યો પરંતુ "ફાલતુ" મોઢાંને ખતમ કરી નાખવા માટે હાઈડ્રોજન બૉંબ, રોગાણુ પ્રસાર લડાઈઓ, તથા બીજાં રાક્ષસી વિનાશક સાધનોના ઉપયોગની હિમાયત કરે છે.

વિજ્ઞાન અને વાસ્તવિક અનુભવ માલ્થસપંથનું ખંડન કરે છે. માર્ક્સે સાબિત કરી દીધું છે કે મૂડીવાદી સમાજમાં મહેનતકશ લોકોની ગરીબી તથા ભૂખમરાનાં મૂળિયાં વસતિ સંબંધી પ્રાકૃતિક નિયમોમાં નહિ પરંતુ મૂડીવાદી પદ્ધતિના સારતત્ત્વમાં જ છે, ભૌતિક સંપત્તિની બેહદ ગેરઈનસાફી વહેંચણીમાં છે. મૂડીદારો એ સંપત્તિનો ભારે મોટો હિસ્સો હડપ કરી જાય છે અને મહેનતકશ લોકોને ગુજારાનાં તદ્દન આવશ્યક સાધનો પણ ઘણી વાર નથી મળતાં. સોવિયેત યુનિયન અને બીજા સમાજવાદી દેશોની આર્થિક પ્રગતિમાં માલ્થસપંથનું એકદમ નિર્વિવાદ ખંડન અંકિત છે. એ દેશોમાં મૂડીવાદને નાબૂદ કરી નાખવામાં આવ્યો છે અને ભૂખમરો, ગરીબી, તથા બેકારીને સદાને માટે ખતમ કરી નાખવામાં આવ્યાં છે, માનવીનું જીવન વધારે ને વધારે સુરક્ષિત તથા સમૃદ્ધ બનતું જાય છે.

એટલે, સમાજના વિકાસમાં નિર્ણાયક કારણ નથી ભૌગોલિક વાતાવરણનું કે નથી વસતિનું. એ કારણ તો ભૌતિક સંપત્તિના ઉત્પાદનની પદ્ધતિનું છે. હવે અમે તેનું પરીક્ષણ કરીશું.

## ૨. ઉત્પાદનની પદ્ધતિ — સામાજિક વિકાસનું મુખ્ય અને નિર્ધારક બળ

લોકો ખોરાક, કપડાં, રહેઠાણ, અને બીજી ભૌતિક સગવડો વગર જીવી ન શકે. પરંતુ પ્રકૃતિ એવી વસ્તુઓ તૈયાર સ્થિતિમાં પૂરી નથી પાડતી. એ બધું મેળવવા માટે લોકોને મહેનત કરવી પડે છે. એટલે શ્રમ સામાજિક જીવનનો આધાર બની રહે છે, માનવી માટે સ્વાભાવિક જરૂરત બની રહે છે. શ્રમ વગર, ઉત્પાદન પ્રવૃત્તિ વગર, તો ખુદ માનવીય જીવન જ અશક્ય બની જાય. એટલે, **ભૌતિક સંપત્તિનું ઉત્પાદન** સામાજિક વિકાસનું મુખ્ય, નિર્ધારક, કારણ બની રહે છે.

શ્રમની પ્રક્રિયા દરમિયાન લોકો પોતાની જરૂરિયાતો સંતોષવા માટે કુદરતી ચીજોનું રૂપાંતર કરે છે. દાખલા તરીકે, યંત્રો બનાવવા માટે કાચું લોઢું ખોદી કાઢવામાં આવે છે, ગાળવામાં આવે છે, પોલાદમાં પલટાવી નાખવામાં આવે છે, અને પછી તેનો સમુચિત ઉપયોગ કરવામાં આવે છે.

ભૌતિક ઉત્પાદનની પ્રક્રિયા શ્રમની વસ્તુઓ અને શ્રમનાં સાધનો વગર અશક્ય છે.

**શ્રમની વસ્તુઓ** એટલે જેની ઉપર માનવીય શ્રમ લાગુ કરવામાં આવે તે વસ્તુઓ. **શ્રમનાં સાધનો** એટલે યંત્રો, સરંજામ, ઓજારો, ઉત્પાદનની ઇમારતો, વિવિધ વાહનો, વગેરે. શ્રમની વસ્તુઓ અને સાધનો મળીને **ઉત્પાદનનાં સાધનો** બની રહે છે.

**ઉત્પાદનનાં ઓજારો**, લોકો જેના વડે શ્રમની વસ્તુઓ ઉપર ક્રિયા કરે અને જેને અનુરૂપ રીતે એ વસ્તુઓને પલટાવી નાખે એ સાધનો, શ્રમનાં અત્યંત મહત્ત્વનાં સાધનો બની રહે છે. ઓજારો વગર તો ઉત્પાદનની ધારણા જ શક્ય નથી કારણ કે પ્રકૃતિ પોતાની સમૃદ્ધિઓને રાજીખુશીથી જતી નથી કરતી, અને તેમને માત્ર બાહુબળ વડે છીનવી લેવાનું શક્ય નથી હોતું. માનવી કેવળ ઓજારોની મદદના આધારે જ ગુજારાનાં સાધનો મેળવી શકે છે, અને ઓજારો જેમ બહેતર તથા વધારે કારગત તેમ ગુજારાનાં સાધનો વધારે મળે.

પરંતુ ઓજારો કંઈ આપમેળે જ માનવજાતિને ભૌતિક સંપત્તિ નથી આપી દેતાં. ઓજારો બનાવવાં પડે છે એટલું જ નહિ પરંતુ તેમનો ઉપયોગ પણ કરવો પડે છે. યંત્ર એકદમ પરિપૂર્ણ હોય તોયે તેને માનવીનો હાથ ન અડે તો આખરે તે ધાતુના નકામા ઢગલામાં પલટાઈ જાય. માત્ર માનવી જ ઓજારને ગતિમાન કરી શકે છે અને ભૌતિક ઉત્પાદનની સંઘટના કરી શકે છે. એટલે જ માનવી ઉત્પાદનનું આવશ્યક તત્ત્વ બની રહે છે.

**ઉત્પાદક શક્તિઓ** એટલે સમાજે સર્જેલાં ઉત્પાદનનાં સાધનો, સૌપ્રથમ તો શ્રમનાં ઓજારો, અને ગુજારાનાં સાધનો પેદા કરતા લોકો. આપણે આગળ જતાં જોઈશું કે ભવ્ય વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિના આપણા યુગમાં વિજ્ઞાન વધારે ને વધારે પ્રમાણમાં પ્રત્યક્ષ ઉત્પાદક શક્તિમાં પલટાઈ રહ્યું છે.

ઉત્પાદક શક્તિઓ પ્રકૃતિ જોડે માનવીના સંબંધોને અને પ્રકૃતિ ઉપર તેના કાબૂને નિર્ધારિત કરે છે. **લોકો, મહેનતકશ સમુદાયો**, ઉત્પાદક શક્તિઓનું

મુખ્ય તત્ત્વ બની રહે છે. લોકોનો રચનાત્મક શ્રમ માનવીએ ઘડેલાં ઓજારોને ગતિમાન કરે છે અને તેમની પાસેથી માનવજાતિને જરૂરતની ચીજોના અપાર જથ્થાઓ અપાવે છે.

## ઉત્પાદનના સંબંધો

ભૌતિક ઉત્પાદનમાં કેવળ ઉત્પાદક શક્તિઓ જ કારણભૂત નથી હોતી. લોકો માત્ર સંયુક્ત રીતે જ, સમાજમાં સંગઠિત થઈને જ, ઉત્પાદન કરી શકે. એટલે જ શ્રમનું સ્વરૂપ સામાજિક છે અને સદા સામાજિક રહ્યું છે. માર્ક્સે લખ્યું છે કે લોકો "ઉત્પાદન કરવા માટે પરસ્પર ચોક્કસ જોડાણો તથા સંબંધો સ્થાપે છે અને પ્રકૃતિ ઉપર તેમની ક્રિયા, ઉત્પાદન, માત્ર એ જોડાણો તથા સંબંધોની ભીતર જ થાય છે."*

આદિમ સમાજના ઉદયના સમયે લોકો શ્રમ વડે સંકળાયેલા હતા. દાખલા તરીકે, ભમતી શિકારી જાતિઓમાં એ જોડાણ સાથી શિકારીઓ વચ્ચેનું હતું. જેમ જેમ ઉત્પાદક શક્તિઓ અને શ્રમના વિભાજનમાં વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ લોકો વચ્ચેના સંબંધો વધારે ને વધારે વિવિધ બનતા ગયા. ખેતી કરનારાઓ અને માલધારીઓ વચ્ચે, કિસાનો અને કારીગરો વચ્ચે, કારીગરો અને વેપારીઓ વચ્ચે, વગેરે જાતનાં જોડાણો રચાતાં ગયાં. યંત્ર ઉદ્યોગનો વિકાસ થતાં ઉત્પાદકો વચ્ચેનાં જોડાણો ખાસ બહુવિધ તથા અનેકાંગી બની ગયાં.

ઉત્પાદનની પ્રક્રિયામાં લોકોના સંબંધો **ઉત્પાદનના સંબંધો** બની રહે છે અને તેઓ ભૌતિક ઉત્પાદનનો અંતર્ગત ભાગ હોય છે. એટલે, ચોક્કસ ઐતિહાસિક **ઉત્પાદન પદ્ધતિમાં** ઉત્પાદક શક્તિઓ અને તેને અનુરૂપ ઉત્પાદન સંબંધોની **અખંડ એકતા** અંકિત હોય છે.

ઉત્પાદન સંબંધો **માલિકીના રૂપો** ઉપર, અર્થાત્ ઉત્પાદનનાં સાધનો—જમીન, ખનીજ ભંડારો, વનો, જળભંડારો, કાચો માલ, ઉત્પાદનની ઇમારતો, શ્રમનાં ઓજારો, વગેરે—જોડે લોકોના સંબંધ ઉપર, આધારિત હોય છે. **ઉત્પાદનમાં વિવિધ સામાજિક જૂથોની** વર્ચસ્વી અથવા ગૌણ **સ્થિતિ**, ઉત્પાદનની પ્રક્રિયામાં તેમના સંબંધો અથવા માર્ક્સના શબ્દોમાં તેમની પ્રવૃત્તિનો પરસ્પર

---

*કાર્લ માર્ક્સ, 'મજૂરી અને મૂડી', માર્ક્સ અને એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૯, પૃષ્ઠ ૨૧૧, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૭૭.

વિનિમય માલિકીના રૂપના આધારે નિર્ધારિત થાય છે. મિલકત સાર્વજનિક હોય (ઉત્પાદનનાં સાધનો મહેનતકશ લોકોની માલિકીનાં હોય) તો સમાજવાદમાં જોવા મળે છે તેમ ઉત્પાદન સંબંધો શોષણ-મુક્ત કામદારો વચ્ચે સહકાર અને પરસ્પર સહાયનાં રૂપલક્ષણો ધારણ કરે છે. મિલકત ખાનગી હોય (ઉત્પાદનનાં સાધનો શોષક લઘુસંખ્યાની માલિકીનાં હોય) તો મૂડીવાદમાં જોવા મળે છે તેમ ઉત્પાદન સંબંધોનાં રૂપલક્ષણો વર્ચસ્વ તેમ જ તાબેદારી તથા શોષણનાં હોય છે. વિષમ વર્ગો ધરાવતા સમાજમાં મહેનતકશ લોકો ઉત્પાદનનાં સાધનો વગરના હોય છે એટલે તેમને એ સાધનોના માલિક શોષકો ખાતર કામ કરવું પડે છે.

**વહેંચણીનાં રૂપો** પણ ઉત્પાદનનાં સાધનોની માલિકીના પ્રકાર ઉપર આધારિત હોય છે. મૂડીવાદી સમાજમાં ખાનગી મૂડીવાદી માલિકીને લીધે ભૌતિક સંપત્તિની એકદમ ગેરઈનસાફી વહેંચણી નિર્ધારિત થાય છે. ઉત્પાદનનાં સાધનોનો માલિક પોતે ઉત્પાદનમાં સીધો ભાગ ન લેતો હોવા છતાં ઉત્પાદિત સંપત્તિનો મોટો હિસ્સો હડપ કરી જાય છે. સમાજવાદી સમાજમાં સાર્વજનિક માલિકી કામ મુજબ વહેંચણીના, તમામ મહેનતકશ લોકોનાં હિતોને અનુરૂપ વહેંચણીના, સિદ્ધાંતને સુનિશ્ચિત બનાવે છે. સમાજવાદી સમાજમાં સમગ્ર ઉત્પાદિત ભૌતિક સંપત્તિ મહેનતકાશ લોકોની માલિકીની હોય છે.

એટલે, ઉત્પાદન સંબંધોનું ક્ષેત્ર ઉત્પાદનનાં સાધનોની માલિકીનાં રૂપોને, તેમ જ એ રૂપોના પરિણામે ઉત્પાદનમાં અસ્તિત્વમાં આવેલી વિવિધ સામાજિક જૂથોની સ્થિતિને, તથા ભૌતિક સંપત્તિની વહેંચણીમાં સ્થપાયેલાં રૂપોને આવરી લે છે.

ઉત્પાદનના સંબંધો **વસ્તુગત રીતે**, લોકોની મરજી કે મુરાદથી સ્વતંત્ર રીતે, ઉત્પાદક શક્તિઓના વિકાસના આધારે ઘડાય છે.

ઉત્પાદનની પદ્ધતિનો વિકાસ તેનાં પોતાનાં કારણોના, તેની નિજી આંતરિક દ્વંદ્વાત્મકતાના, આધારે થાય છે. હવે અમે એ કારણોનું, ઉત્પાદનના વિકાસની આંતરિક દ્વંદ્વાત્મકતાનું, પરીક્ષણ કરીશું.

## ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન સંબંધોની દ્વંદ્વાત્મકતા

ઉત્પાદન નિશ્ચલ નથી રહેતું, સતત વધે છે, વિકસે છે, અને સુધરે છે. બીજું કંઈ શક્ય જ નથી કારણ કે લોકોને જિંદગી ચાલુ રાખવા માટે ભૌતિક સંપત્તિનું ઉત્પાદન કરવું જ પડે અને વધતા જતા પ્રમાણમાં કરવું પડે.

એ જરૂરી છે કારણ કે સૌપ્રથમ તો આપણી પૃથ્વી પર લોકોની સંખ્યા સતત વધતી જાય છે અને તેમની જરૂરિયાતો પણ નિરંતર વધતી જાય છે. આદિમ માનવીની જરૂરિયાતો સાવ ઓછી હતી: જેવું તેવું ખાવાનું, પહેરવા જનાવરની ખાલ, રહેવા ગૂફા કે છાપરું, અને સગડીમાં આગ. પરંતુ આજના માનવીની ભૌતિક અને સાંસ્કૃતિક જરૂરિયાતો ઘણી ઘણી વધારે છે.

નિરંતર વધતી જતી સંખ્યાના લોકોની વધતી જતી જરૂરિયાતોને સંતોષવાનો એકમાત્ર ઉપાય ઉત્પાદનને સતત વિસ્તારવા તથા સુધારવાનો છે. **ઉત્પાદનનો વિકાસ વસ્તુગત અનિવાર્યતાને, સામાજિક જીવનના નિયમને, અંકિત** કરે છે. સમાજના ઈતિહાસમાં સામાજિક ઉત્પાદનનો નિયમ-સંચાલિત વિકાસ, ઉત્પાદનની નીચી કક્ષાની પદ્ધતિના સ્થાને બીજી, ઉચ્ચતર, કક્ષાની પદ્ધતિની સ્થાપનાની અનિવાર્ય પ્રક્રિયા, અંકિત છે.

ઉત્પાદનનો વિકાસ કેવી રીતે થાય છે?

ઉત્પાદનના વિકાસનો આરંભ ઉત્પાદક શક્તિઓમાં પરિવર્તનથી થાય છે. પરંતુ આપણે ઉપર જોઈ ગયા કે ઉત્પાદક શક્તિઓમાં ઉત્પાદનનાં ઓજારો તથા એ ઓજારોનો ઉપયોગ કરનારા લોકો સામેલ હોય છે. ઉત્પાદક શક્તિઓનાં એ તત્ત્વોમાંથી કોનો વિકાસ પહેલાં થાય છે? ઈતિહાસ બતાવે છે કે ઉત્પાદક શક્તિઓના માળખામાં ઉત્પાદનનાં ઓજારોનો વિકાસ પહેલાં થાય છે. લોકો મહેનતને હળવી બનાવવા માટે, શ્રમનો ઓછામાં ઓછો વ્યય કરીને વધારે ભૌતિક સંપત્તિ મેળવવા માટે, ચાલુ ઓજારોને સતત સુધારતા રહે છે અને વધારે કારગત નવાં ઓજારો ઘડતા રહે છે.

ઉત્પાદનનાં ઓજારોના વિકાસ તથા સુધારણામાં, ટેકનિકલ પ્રગતિમાં, ઉત્પાદન કરતા લોકોની વાસ્તવિક પ્રવૃત્તિનું સુફળ અંકિત છે. પરંતુ શ્રમનાં ઓજારોની સુધારણાની સાથે સાથે લોકો પોતે પણ વિકાસ પામે છે. ઉત્પાદન વિશે તેમની જાણકારી તથા કાબેલિયત વધતી જાય છે અને નવા નવા કામધંધા ઉદ્ભવ પામે છે. લાંબા ગાળા દરમિયાન, જેમ જેમ શ્રમનાં ઓજારો સુધરતાં જાય અને કામદારો વિકાસ પામતા જાય તેમ તેમ ઉત્પાદનની પ્રક્રિયામાં લોકોના સંબંધો, ઉત્પાદન સંબંધો, પણ પલટાતા જાય છે.

એટલે, ઉત્પાદક શક્તિઓ ઉત્પાદનના સંબંધોને અસ્તિત્વમાં આણે છે અને નિર્ધારિત કરે છે. પરંતુ કોઈ ચોક્કસ સમયે અસ્તિત્વ ધરાવતી ઉત્પાદક શક્તિઓ કેવળ તેમનાં આંતરિક રૂપલક્ષણો જોડે બંધબેસતા ઉત્પાદન સંબંધોને જ અસ્તિત્વમાં આણે છે. સામંતશાહીની ભીતર ઉદ્ભવ પામેલી મૂડીવાદી

કારખાના પદ્ધતિએ બીજા કોઈ નહિ પણ કેવળ મૂડીવાદી ઉત્પાદન સંબંધોને જ અસ્તિત્વમાં આણ્યા હતા.

ઉત્પાદક શક્તિઓના આધારે ઉદ્‌ભવ પામતા ઉત્પાદન સંબંધો પોતે પણ નિષ્ક્રિય નથી રહેતા. તેઓ ઉત્પાદક શક્તિઓની ઉપર **સક્રિય અસર પાડે છે**, તેમના વિકાસને પ્રવેગ આપે છે અથવા ધીમો પાડી દે છે. આ સંબંધમાં ધ્યાનમાં રાખવું જોઈએ કે ઉત્પાદક શક્તિઓનાં રૂપલક્ષણોને બંધબેસતા પ્રગતિશીલ નૂતન ઉત્પાદન સંબંધો સામાજિક ઉત્પાદનના વિકાસને **પ્રવેગ આપે** છે અને ઉત્પાદક શક્તિઓના વિકાસમાં મુખ્ય ચાલકો બની રહે છે. એથી ઊલટું, ઉત્પાદક શક્તિઓના વિકાસની પાછળ ઘસડાતા પુરાણા ઉત્પાદન સંબંધો તેમની આગેકૂચને **અવરોધે** છે.

ઉત્પાદનના વિકાસ માટે આવશ્યક છે કે ઉત્પાદન સંબંધો ઉત્પાદક શક્તિઓનાં રૂપલક્ષણોને બંધબેસતા હોય. સઘળાં સામાજિક-આર્થિક સંઘટનોમાં સ્થિતિ એક અથવા બીજા રૂપમાં એવી જ રહી છે. પરંતુ સમાજવાદ પૂર્વેનાં, ખાનગી માલિકી અને શોષણ ઉપર આધારિત, સંઘટનોમાં ઉત્પાદન સંબંધો વિકસતી ઉત્પાદક શક્તિઓની જોડે કાયમ બંધબેસતા ન રહી શકે. એવી ઉત્પાદન પદ્ધતિમાં કેવળ આરંભની કક્ષાએ જ ઉત્પાદન સંબંધો ઉત્પાદક શક્તિઓનાં રૂપલક્ષણોને બંધબેસતા હોય છે એટલે ઉત્પાદનના વિકાસમાં મુખ્ય ચાલકની કામગીરી બજાવે છે. પછી ઉત્પાદન સંબંધો ધીરે ધીરે કાલગ્રસ્ત બનતા જાય છે, ઉત્પાદક શક્તિઓના વિકાસની પાછળ ઘસડાવા લાગે છે, અને તેના પરિણામે નવી ઉત્પાદક શક્તિઓ અને પુરાણા ઉત્પાદન સંબંધો વચ્ચે વિરોધ પેદા થાય છે.

એ વિરોધ આકસ્મિક નથી હોતો પરંતુ સામાજિક ઉત્પાદનનાં વિવિધ પાસાંનાં આંતરિક રૂપલક્ષણોમાંથી ઉદ્‌ભવ પામે છે. ઉત્પાદક શક્તિઓ ઉત્પાદનનું વધારે ગતિશીલ તત્ત્વ હોય છે. તેઓ સતત પરિવર્તન પામતી રહે છે અને એકની એક ઉત્પાદન પદ્ધતિની સીમાઓમાં પણ એ પરિવર્તનો બહુ તાત્ત્વિક હોય શકે છે. ઉત્પાદન સંબંધોમાં પણ અમુક પરિવર્તનો થાય છે, પરંતુ કોઈ એક ઉત્પાદન પદ્ધતિની સીમાઓમાં તેઓ મૂળભૂત દૃષ્ટિએ બિનપરિવર્તિત રહે છે. દાખલા તરીકે, મૂડીવાદના અસ્તિત્વ દરમિયાન તેની ઉત્પાદક શક્તિઓમાં ગહન પરિવર્તનો થયાં છે, પરંતુ આજે ઉત્પાદન સંબંધો અગાઉની જેમ જ ખાનગી મૂડીવાદી માલિકી ઉપર આધારિત છે.

ઉત્પાદન સંબંધો રૂઢ, સ્થાયી હોય છે એટલે ઉત્પાદક શક્તિઓના વિકાસ

જેટલો વેગ નથી જાળવી શકતા, પાછળ રહી જાય છે, તેમની આગેકૂચને અવરોધવા લાગે છે અને તેમની જોડે ટકરાય છે. ઉત્પાદક શક્તિઓ જેમ જેમ વધારે વિકસતી જાય તેમ તેમ ઉત્પાદન સંબંધોની અવરોધક ભૂમિકાની અસર વધારે ને વધારે પ્રમાણમાં વરતાતી જાય છે, તેમની વચ્ચેનો વિરોધ વધારે ગહન અને ઉગ્ર બની જાય છે અને આખરે ઘર્ષણનું રૂપ ધારણ કરી લે છે. પુરાણા ઉત્પાદન સંબંધોને ખતમ કરી નાખવા અને નવા ઉત્પાદન સંબંધો સ્થાપવા માટે સામાજિક ક્રાંતિ અનિવાર્ય બની જાય છે.

વિષમ વર્ગો ધરાવતા સમાજમાં ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન સંબંધોની દ્વંદ્વાત્મકતા એવી છે.

## ૩. સમાજનો આર્થિક આધાર તથા ઉપલું માળખું અને તેમની આંતરક્રિયા

અમે જણાવી ચૂક્યા છીએ કે ભૌતિક સંપત્તિની ઉત્પાદન પદ્ધતિમાં સામાજિક વિકાસનું મુખ્ય, નિર્ધારક, બળ અંકિત હોય છે. કેવી રીતે ઉત્પાદન પદ્ધતિ અને ઉત્પાદન સંબંધો બીજા બધા (રાજકીય, કાનૂની, નૈતિક, વગેરે) સામાજિક સંબંધોનું ઘડતર કરે છે, અને કેવી રીતે બીજા સામાજિક સંબંધો પાછા સમાજના આર્થિક વિકાસની ઉપર અસર પાડે છે—આધાર અને ઉપલા માળખા વિશે માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંત એ સવાલોના જવાબ પૂરા પાડે છે.

### આધાર અને ઉપલું માળખું એટલે શું?

ઐતિહાસિક ભૌતિકવાદ સઘળાં બહુવિધ સામાજિક સંબંધોમાંથી ભૌતિક ઉત્પાદન સંબંધોને મુખ્ય તથા નિર્ધારક સંબંધો તરીકે અલગ તારવે છે. એ ઉત્પાદન સંબંધોની સમગ્રતા સમાજનું રચનાતંત્ર, આધાર, બની રહે છે. ઉત્પાદન સંબંધોની સમગ્રતાનો અર્થ મિલકતાનાં રૂપો અને તેમના પરિણામે ઉત્પાદનની પ્રક્રિયામાં લોકો વચ્ચે બંધાતા સંબંધો તથા ગુજારાનાં સાધનોની વહેંચણી માટે સ્થપાતી રીત તરીકે સમજવો જોઈએ.

દરેક સમાજ પોતાનો આગવો આધાર ધરાવતો હોય છે. ઉત્પાદન સંબંધોની સમગ્રતા તરીકે આધારના પ્રકારનું નિર્ધારણ ઉત્પાદક શક્તિઓની સ્થિતિમાંથી

થાય છે. કોઈ પણ આધાર માટે જરૂરી ભૌતિક સંજોગો, આવશ્યક ઉત્પાદક શક્તિઓ, પુરાણા સમાજની અંદર અસ્તિત્વમાં ન આવે ત્યાં સુધી તેનો ઉદ્ભવ ન થઈ શકે.

આધાર એક વાર અસ્તિત્વમાં આવી જાય એટલે સમાજના જીવનમાં જબ્બર ભૂમિકા ભજવે છે. તે લોકો માટે ઉત્પાદનની સંઘટના અને ભૌતિક સંપત્તિની વહેંચણી શક્ય બનાવે છે. લોકો આર્થિક સંબંધોમાં સંકળાયા વગર ઉત્પાદન ન કરી શકે, અને તેના પરિણામ રૂપે ગુજારાનાં સાધનોની વહેંચણી પણ ન કરી શકે.

આધાર બહુ મહત્ત્વનો હોય છે કારણ કે તે **ખરો પાયો** બની રહે છે અને આખું ઉપલું **માળખું**, અર્થાત્ સમાજના રાજકીય, કાનૂની, દાર્શનિક, નૈતિક, કલા સંબંધી, તથા ધાર્મિક વિચારો અને તેમને અનુરૂપ સંબંધો, સંસ્થાઓ, તથા સંગઠનો, તેની ઉપર જ રચાય છે. એટલે આધારમાં ઉત્પાદન પદ્ધતિનું એવું પાસું અંકિત છે કે જે સમાજના **સ્વરૂપને**, વિચારો તથા સંસ્થાઓને, **પ્રત્યક્ષ** નિર્ધારિત કરે છે.

સમાજના વિકાસમાં ઉપલું માળખું પણ બહુ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. તે ચોક્કસ આર્થિક આધારે અસ્તિત્વમાં આવે છે અને અંતમાં એ આધાર અંગે લોકોના વલણને વ્યક્ત કરે છે. અમુક આધારને વધારે મજબૂત બનાવવાની અથવા ખતમ કરી નાખવાની આવશ્યકતા વાજબી ઠરાવવામાં લોકોને વિવિધ પ્રકારોના વિચારો સહાયક બને છે, અને સંસ્થાઓ તથા સંગઠનો (રાજ્ય, રાજકીય પાર્ટીઓ, વગેરે) તેમને માટે એ વિચારો જીવનમાં લાગુ કરવાનું શક્ય બનાવે છે. ઉપલું માળખું આધાર મારફત ઉત્પાદક શક્તિઓના વિકાસ ઉપર અસર પાડે છે. દાખલા તરીકે કોમ્યુનિસ્ટ પાર્ટી, સોવિયેત રાજ્ય, સમગ્ર સમાજવાદી ઉપલું માળખું, સામ્યવાદના ભૌતિક તથા ટેકનિકલ આધારના નિર્માણમાં, સામ્યવાદી ઉત્પાદક શક્તિઓને વિકસાવવામાં, મોટી ભૂમિકા ભજવે છે.

## ઉપલા માળખાના સંબંધમાં આધારની નિર્ધારક ભૂમિકા

ઉપલું માળખું અધારમાંથી **અસ્તિત્વમાં** આવે છે અને તેની જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલું હોય છે. ઉપલું માળખું આધાર પર અવલંબિત હોય છે. આપણે આદિમ સમાજનો દાખલો લઈએ. આદિમ સમાજમાં ખાનગી

માલિકી તથા વર્ગોનું અસ્તિત્વ નહોતું, અને તેના પરિણામ રૂપે વર્ગો વચ્ચેના વિરોધો નહોતા, એટલે રાજ્ય નહોતું, રાજકીય તથા કાનૂન સંબંધી વિચારો નહોતા, અને તેમને અનુરૂપ સંસ્થાઓ નહોતી.

ખાનગી માલિકી તથા વર્ગોનો, અર્થાત્ ગુલામ-માલિકીના સમાજનો, ઉદય થયો એટલે જુદા પ્રકારનું ઉપલું માળખું અસ્તિત્વમાં આવ્યું. ગુલામની ઉપર ગુલામ-માલિકના શાસનને વાજબી ઠરાવતા વિચારો ઉદ્ભવ પામ્યા અને એ શાસનને સલામત રાખતી સંસ્થાઓ (રાજ્ય તથા બીજી) અસ્તિત્વમાં આવી.

વિષમ વર્ગો ધરાવતા સમાજના આધારમાં આંતરવિરોધો હોય છે. તે ઉત્પાદનનાં સાધનો જોડે લોકોના વિધવિધ સંબંધોને વ્યક્ત કરીને વર્ગીય હિતો વચ્ચેના વિરોધને, પીડિતો અને પીડકો વચ્ચેની વિષમતાને, પ્રતિબિંબિત કરે છે. દાખલા તરીકે, આધુનિક મૂડીવાદના આર્થિક આધારમાં સૌ પ્રથમ તો મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેની વિષમતા અંકિત છે, પરંતુ મૂડીવાદી સમાજના આર્થિક રચનાતંત્રને કેવળ એ બે મુખ્ય વિષમ વર્ગો વચ્ચેના સંબંધ પૂરતું જ સીમિત બેશક ન ગણી શકાય. મૂડીવાદી સમાજમાં મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ ઉપરાંત બીજા વર્ગો તથા સામાજિક જૂથો પણ હોય છે — જેમ કે મહેનતકશ કિસાનો, બુદ્ધિજીવીઓ, અને શહેરો તેમ જ ગામોના મધ્યમ વર્ગના લોકો — અને તેમનાં હિતો ઇજારદારી મૂડીદાર વર્ગનાં હિતો સાથે ટકરાય છે.

વિષમ વર્ગો ધરાવતા સમાજનું ઉપલું માળખું આધારમાંના આંતરવિરોધોને પ્રતિબિંબિત કરે છે એટલે તેમાં પણ આંતરવિરોધો હોય છે. તેમાં વિવિધ વર્ગો તથા સામાજિક જૂથોના વિચારો તથા સંસ્થાઓ સામેલ હોય છે. પરંતુ આર્થિક વર્ચસ્વ ધરાવતા વર્ગના વિચારો તથા સંસ્થાઓની આણ ફેલાયેલી હોય છે. માર્ક્સ અને એંગેલ્સે લખ્યું છે કે "... સમાજનું શાસક **ભૌતિક** પરિબળ બની રહેતો વર્ગ ભેગાભેગો તેનું શાસક **બૌદ્ધિક** પરિબળ પણ હોય છે."* મૂડીવાદી સમાજમાં મૂડીદાર વર્ગનું આર્થિક વર્ચસ્વ હોય છે એટલે મૂડીવાદી વિચારો તથા સંસ્થાઓની આણ ફેલાયેલી હોય છે, અને મૂડીદાર વર્ગ તેમનો ઉપયોગ

---

*કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, 'જર્મન વિચારસરણી', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૫, પૃષ્ઠ ૫૯, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૭૬.

પોતાનું શાસન ચાલુ રાખવા માટે સર્વહારા વર્ગની સામે લડવામાં કરે છે.

પરંતુ મૂડીવાદી સમાજમાં સર્વહારા વર્ગ મૂડીદાર વર્ગનો વિરોધ કરે છે અને પોતાના વિચારો ઘડે છે તથા પોતાની સંસ્થાઓ સ્થાપે છે. સર્વહારાઓ ધીરે ધીરે મૂડીવાદનું સારતત્ત્વ સમજવા લાગે છે અને તેને નાબૂદ કરી નાખવાની આવશ્યકતા વિશે સભાન બની જાય છે. તેઓ મૂડીદાર વર્ગની સામે લડવા માટે પોતાનાં સંગઠનો—રાજકીય પાર્ટી, ટ્રેડ યુનિયનો, સહકારી સંસ્થાઓ, વગેરે—સ્થાપે છે. સર્વહારા વર્ગ ક્રાંતિકારી સંઘર્ષ દરમિયાન માર્ક્સવાદી સિદ્ધાંતની ઉસ્તાદી હાંસલ કરી લે છે, પોતાના નીતિનિયમો રચે છે, અને પોતાના રાજકીય, કાનૂન સંબંધી, તથા સૌંદર્ય સંબંધી વિચારોનું ઘડતર કરે છે.

ઉપલા માળખાના સંબંધમાં આધારની નિર્ધારક ભૂમિકાની અભિવ્યક્તિ માત્ર એટલા પૂરતી જ સીમિત નથી કે આધાર ઉપલા માળખાને પેદા કરે છે, બલકે તેમાં એ હકીકત પણ સામેલ હોય છે કે આર્થિક પદ્ધતિમાં થતાં તાત્ત્વિક પરિવર્તનોના આવશ્યક પરિણામ રૂપે ઉપલા માળખામાં પણ પરિવર્તનો થાય છે. દાખલા તરીકે, ઈજારદારી પૂર્વેના મૂડીવાદમાંથી સામ્રાજ્યવાદમાં સંક્રમણ દરમિયાન મૂડીવાદી અર્થતંત્રમાં મહત્ત્વનું પરિવર્તન થયું, મુક્ત હરીફાઈનું સ્થાન ઈજારદારીએ લઈ લીધું. એથી મૂડીવાદી ઉપલા માળખામાં પણ અનુરૂપ પરિવર્તનો થયાં. કેટલાય દેશોમાં રાજ્યના ક્ષેત્રે મૂડીદાર વર્ગ સરકારી તંત્રનાં મૂડીવાદી-લોકશાહીવાદી રૂપોને તિલાંજલિ આપીને પ્રત્યાઘાતી—ફાસીવાદી અથવા અર્ધ-ફાસીવાદી—રૂપો અપનાવી ચૂક્યો છે અથવા અપનાવી રહ્યો છે. મહેનતકશ લોકોના અધિકારોને નિરંતર વધારે મર્યાદિત બનાવવામાં આવે છે અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓ તથા પ્રગતિશીલ સંગઠનોની ઉપર દમન વરસાવવામાં આવે છે. મૂડીવાદી કલા અધોગતિમાં સરકી રહી છે, તત્ત્વજ્ઞાનમાં આદર્શવાદનાં અત્યંત પ્રત્યાઘાતી રૂપો વર્ચસ્વી બની રહ્યાં છે, અને ધર્મનો ફેલાવો વધી રહ્યો છે.

સામાજિક ક્રાંતિના પરિણામે એક આર્થિક આધારનું સ્થાન બીજો આર્થિક આધાર લઈ લે ત્યારે ઉપલા માળખામાં ખાસ ગહન પરિવર્તનો થાય છે. ક્રાંતિ દરમિયાન પુરાણા વર્ગના રાજકીય શાસનના સ્થાને નવા વર્ગનું શાસન સ્થાપવામાં આવે છે. પુરાણા રાજ્ય તંત્રના (રાજકીય તથા કાનૂન સંબંધી સંસ્થાઓની પદ્ધતિના) સ્થાને નવા રાજ્ય તંત્રની રચના કરવામાં આવે છે. સામાજિક ચેતના પરિવર્તન પામે છે: નવા આધારને અનુરૂપ નવી વિચારસરણી પુરાણી વિચારસરણીની હકાલપટ્ટી કરે છે. લેનિને લખ્યું છે કે "પુરાણું 'ઉપલુ માળખું'

ભાંગી પડે છે અને... અત્યંત વિવિધ સામાજિક પરિબળોના સ્વતંત્ર કદમ મારફત નવું ઉપલું માળખું રચાય છે."*

### ઉપલા માળખાની સાપેક્ષ સ્વતંત્રતા
### અને સક્રિય ભૂમિકા

આધારે અસ્તિત્વમાં આણેલું ઉપલું માળખું પણ **સાપેક્ષ સ્વતંત્રતા** ધરાવતું હોય છે, અને એ સ્વતંત્રતા તેના વિકાસના **સાતત્યમાં** વ્યક્ત થાય છે. પુરાણા આધારનું સ્થાન નવો આધાર લઈ લે ત્યારે આધારમાં થતી ક્રાંતિથી પુરાણા ઉપલા માળખાનાં તમામ લક્ષણો આપમેળે ખતમ નથી થઈ જતાં. પુરાણા આધારને ખતમ કરી નાખવામાં આવે એટલે સમગ્ર રૂપમાં પુરાણા ઉપલા માળખાનું અસ્તિત્વ, પુરાણા સમાજના વિચારો તથા સંસ્થાઓની પદ્ધતિ તરીકે, ખતમ થઈ જાય છે. પરંતુ તેને પેદા કરનારા આધારના ખાતમા પછી પણ તેનાં કેટલાંક અલગ અલગ લક્ષણો ટકી રહે છે અને નવા સમાજના ઉપલા માળખામાં સામેલ થઈ જાય છે. નવું ઉપલું માળખું પુરાણા ઉપલા માળખામાંથી માત્ર એવાં તત્ત્વોને જ લે છે કે જે નવા સમાજના વર્ગોને ઉપયોગી બની શકે અને તેમનાં હિતો જોડે મેળ ખાતાં હોય. દાખલા તરીકે, નવોદિત શોષક સમાજ પુરાણા ઉપલા માળખામાંથી શોષણને વાજબી ઠરાવતા અને શોષકોની રાજકીય તથા કાનૂન સંબંધી સંસ્થાઓનું સમર્થન કરતા વિચારોને તથા ધર્મને અપનાવે છે. દાખલા તરીકે, ગુલામ-માલિકીના સમાજમાં ઉદય પામેલા ખ્રિસ્તી ધર્મે સામંતી ઉમરાવોની સેવા વફાદારીથી કરી હતી, અને આજે તે મૂડીદાર વર્ગની સેવા કરે છે.

દરેક સમાજનું ઉપલું માળખું સમગ્ર માનવજાતિ માટે મહત્ત્વનાં સ્થાયી લક્ષણો પણ ધરાવતું હોય છે. તેમાં માનવીનાં સામાન્ય નૈતિક ધોરણો તેમ જ સાહિત્ય તથા કલાનાં અત્યુત્તમ સર્જનો સામેલ હોય છે.

દરેક સમાજનું ઉપલું માળખું તેના સાતત્યને કારણે બહુ જટિલ હોય છે. તેમાં પુરાણા સમાજમાંથી વારસામાં મળેલા વિચારો તથા સંસ્થાઓ તેમ જ ચાલુ આર્થિક આધારમાંથી ઉદ્ભવ પામેલા વિચારો તથા સંસ્થાઓ સામેલ હોય છે.

---

*વ્લા. ઇ. લેનિન, 'ક્રાંતિ શીખવે છે', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૯, પૃષ્ઠ ૧૪૬, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૭૭.

ઉપલા માળખાની સાપેક્ષ સ્વતંત્રતા એ હકીકતમાં પણ જોવા મળે છે કે આર્થિક આધારમાંથી ઉદય પામીને એ જ આધારના વિકાસમાં **સક્રિય ભૂમિકા** ભજવે છે. વિષમ વર્ગો ધરાવતા સમાજમાં પ્રવર્તિત વિચારો તથા સંસ્થાઓ તેના આધારને સુરક્ષિત રાખે છે તથા મજબૂત બનાવે છે, જે વર્ગે તેમને અસ્તિત્વમાં આણ્યાં હોય અને જેનાં હિતોની રક્ષા તેમણે કરવાની હોય તેના શાસનને વાજબી ઠરાવે છે. વિષમતાઓ ધરાવતા સમાજોમાં એ વિચારો તથા સંસ્થાઓ વિરોધી વર્ગો સામે, સૌપ્રથમ તો મહેનતકશ વર્ગો સામે, શાસક વર્ગના સંઘર્ષને પુનિત ગણાવવાનું તથા સંગઠિત કરવાનું, શોષણથી તેમ જ સાંસ્થાનિક તથા બીજા જુલમથી છુટકારો મેળવવાની એ વર્ગોની આકાંક્ષાને રૂંધી નાખવાનું, સૈદ્ધાંતિક સાધન બની રહે છે.

આપણે મૂડીવાદી વિચારો તથા સંસ્થાઓનો દાખલો લઈએ. મૂડીવાદી આધારનાં મૂળિયાં મજબૂત બની રહ્યાં હતાં ત્યારે તેમણે મૂડીવાદના વિકાસ તથા મજબૂતીમાં સક્રિય ફાળો આપ્યો અને સામંતી ઉમરાવ વર્ગની સામે સંઘર્ષના જોરદાર સાધનની કામગીરી બજાવી. હવે ઇતિહાસે મૂડીવાદી આધારની નાબૂદી નિર્ધારિત કરી દીધી છે ત્યારે મૂડીવાદી વિચારો તથા સંસ્થાઓનો ઉપયોગ મૂડીવાદને ગમે તે ભોગે જાળવી રાખવા અને તેના પતનને અટકાવી દેવા અથવા કંઈ નહિ તો મોકૂફ કરી દેવાના આશયે તમામ પ્રગતિશીલ પરિબળોને કચડી નાખવા માટે થાય છે. મૂડીવાદ હજી અસ્તિત્વમાં છે તેનું પહેલું કારણ એ છે કે મૂડીવાદી રાજ્ય તથા કાનૂનો તેમ જ વૈચારિક પ્રભાવનાં તમામ સાધનો, મૂડીવાદના બચાવમાં બેહદ મોટી ભૂમિકા ભજવતાં સાધનો, તેનાં હિતોની રખેવાળી કરે છે.

## ૪. સામાજિક-આર્થિક સંઘટન — જટિલ સામાજિક ક્રિયાતંત્ર

આપણે ભૌતિક સંપત્તિના ઉત્પાદનની પદ્ધતિનું, સમાજના આર્થિક આધાર તથા ઉપલા માળખાનું, પરીક્ષણ કરી લીધું એટલે હવે સામાજિક-આર્થિક સંઘટન વિશે આપણા વિચારોને વિસ્તારવાનું તથા ગહન બનાવવાનું, તેને જટિલ સામાજિક ક્રિયાતંત્ર તરીકે સમજવાનું, શક્ય છે. ભૌતિક સંપત્તિના ઉત્પાદનની પદ્ધતિ સંઘટનનો ભૌતિક આધાર, બંધારણ, સમજો કે કલેવર, બની રહે છે અને તેનું સામાજિક-આર્થિક તથા બૌદ્ધિક પ્રતિબિંબ ઉપલા માળખામાં અંકિત

હોય છે. એટલે કોઈ પણ સામાજિક-આર્થિક સંઘટનમાં ઉત્પાદન, આધાર, તથા ઉપલું માળખું અગત્યની કડીઓ બની રહે છે પરંતુ દરેક સંબંધિત સંઘટનમાં તેઓ વિશિષ્ટ લક્ષણો ધરાવતાં હોય છે.

સામાજિક-આર્થિક સંઘટનમાં ઉત્પાદન, આધાર, તથા ઉપલા માળખા ઉપરાંત બીજાં સામાજિક લક્ષણો હોય છે—વિશિષ્ટ ઐતિહાસિક માનવ સમુદાયો (ટોળી, કબીલો, પ્રજા, રાષ્ટ્ર), જીવનની રીત, કુટુંબ અને લગ્ન, ભાષા, પ્રાકૃતિક વિજ્ઞાનો, અને તરેહવાર સામાજિક સંગઠનો (વૈજ્ઞાનિક-ટેકનિકલ, ખેલકૂદ સંબંધી, વગેરે). કોઈ પણ સંઘટનમાં એવાં લક્ષણો આધાર કે ઉપલા માળખાનાં અંગો ન હોવા છતાં અનિવાર્ય ઘટકો હોય છે કારણ કે તેમના વગર સમાજનું અસ્તિત્વ અને વિકાસ અશક્ય છે. પરસ્પર સંપર્ક અને વિચાર વિનિમયનું સાધન અંકિત કરતી ભાષા વગર લોકો કામ અને ચિંતન કરી શકે ખરા? કુટુંબ અને લગ્ન વગર માનવજાતિનું જનનતંત્ર ચાલુ રાખી શકાય ખરું? બેશક નહિ.

એ બધી વિશિષ્ટતાઓ સામાન્ય રીતે સઘળાં સંઘટનોમાં લાક્ષણિક હોય છે, અને એકમાંથી બીજા સંઘટનમાં સંક્રમણ દરમિયાન તેમની અંદર ગહન પરિવર્તનો થાય છે. માનવ સમુદાયોનાં રૂપો પલટાઈ જાય છે—આદિમ પદ્ધતિમાં લાક્ષણિક માનવ સમુદાયો ટોળીઓ તથા કબીલાઓના હતા, સામંતશાહીમાં પ્રજાઓના હતા, અને મૂડીવાદમાં રાષ્ટ્રોના હતા. મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણ થઈ જતાં મૂડીવાદી રાષ્ટ્રોનું સ્થાન સમાજવાદી રાષ્ટ્રોએ લઈ લીધું. એક સંઘટન પછી બીજું સંઘટન અસ્તિત્વમાં આવે એટલે લોકોના જીવનની રીત, કુટુંબ તથા લગ્નની પ્રથાઓ, વગેરેમાં પરિવર્તન થાય છે. ભાષા સામાજિક વિકાસની પ્રક્રિયા દરમિયાન બદલાતી રહે છે અને એક સંઘટન તરફથી બીજા સંઘટનને સુપરત થઈ શકે છે. એ જ બાબત પ્રાકૃતિક વિજ્ઞાનોની સિદ્ધિઓને લાગુ થઈ છે. તેમણે પણ જુદાં જુદાં સંઘટનોમાં આત્મસાત્ કરી લેવામાં આવે છે અને રોજિંદી જિંદગીમાં તથા લોકોના શ્રમની પ્રક્રિયામાં ઉપયોગમાં લેવામાં આવે છે.

સામાજિક-આર્થિક સંઘટન બની રહેતી સામાજિક પરિઘટનાઓ જીવંત **રીતે સંકળાયેલી હોય** છે અને પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે પરસ્પર અસર પાડે છે. એટલે સંઘટન **જટિલ અને વિકસતું સામાજિક ક્રિયાતંત્ર** હોય છે.

અમે ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન સાધનોની, આધાર અને ઉપલા માળખાની, એકતા અને પ્રત્યક્ષ આંતરક્રિયાનો ઉલ્લેખ કરી ચૂક્યા છીએ. ઉપલું

માળખું સીધી રીતે નહિ પરંતુ આર્થિક આધાર મારફત ઉત્પાદન શક્તિઓ જોડે પણ સંકળાયેલું હોય છે. ઉપલા માળખાનાં તત્ત્વોની પરસ્પર આંતરક્રિયા પણ ચાલતી હોય છે. દાખલા તરીકે, રાજકારણની અસર કલા, નીતિનિયમો, તત્ત્વજ્ઞાન, અને લોકોના જીવનનાં બીજાં બૌદ્ધિક રૂપો ઉપર પડે છે. ઉત્પાદન, આધાર, અને ઉપલા માળખાની છાપ કૌટુંબિક સંબંધો, જીવનની રીત, વગેરેની ઉપર અંકિત થઈ જાય છે. ટૂંકામાં, સામાજિક-આર્થિક સંઘટનમાં અત્યંત વિવિધ સામાજિક પરિઘટનાઓનું બારીક ગુંફન હોય છે, એ પરિઘટનાઓની આંતરક્રિયા સૌપ્રથમ તો ભૌતિક ઉત્પાદનને કારણે થાય છે, અને ભૌતિક ઉત્પાદન સઘળી બહુવિધ સામાજિક પરિઘટનાઓમાં ઓતપ્રોત હોય છે, દરેક પરિઘટનાના સ્થાન તથા મહત્ત્વને નિર્ધારિત કરે છે, પોતાનાં રૂપલક્ષણો અનુસાર તેમની ઉપર વર્ચસ્વ રાખે છે તથા તેમનું રૂપાંતર કરે છે.

સામાજિક-આર્થિક સંઘટનનાં વિભાવના જુદી જુદી સામાજિક પરિઘટનાઓ અને તેમના ભૌતિક આધારની અતૂટ એકતા, તથા પરસ્પર સંબંધ પ્રદર્શિત કરીને, માર્ક્સવાદ પૂર્વેના તત્ત્વજ્ઞાનમાં વર્ચસ્વી રહેલા આદર્શવાદી તથા અધિભૌતિકવાદી સામાજિક સિદ્ધાંતોનું પૂરેપૂરું ખંડન કરી નાખે છે. સંઘટનની વિભાવના સામાજિક જીવન સંબંધી બિનઐતિહાસિક, અમૂર્ત, વિચારોને પણ ખતમ કરી નાખે છે, અને બતાવે છે કે સામાન્ય રૂપમાં સમાજ જેવું કશું હોતું જ નથી, કેવળ **વાસ્તવિક ઐતિહાસિક** સમાજ, માર્ક્સના શબ્દોમાં "**ઐતિહાસિક વિકાસની ચોક્કસ કક્ષાએ** પહોંચેલો, પોતાનું વિશિષ્ટ સ્વરૂપ ધરાવતો, સમાજ"* હોય છે. દરેક સમાજ પોતાની વિવિશષ્ટ ઉત્પાદક શક્તિઓ, ચોક્કસ પ્રકારના ઉત્પાદન સંબંધો, વિશિષ્ટ બૌદ્ધિક જીવન, વગેરે ધરાવતો હોય છે. દરેક સમાજ ઇતિહાસના સામાન્ય નિયમોને બંધબેસતા પોતાના વિશિષ્ટ નિયમો પણ ધરાવતો હોય છે. દાખલા તરીકે, સામ્યવાદી સંઘટનના વિશિષ્ટ નિયમોમાં લોક અર્થતંત્રના આયોજિત પ્રમાણસર વિકાસનો નિયમ, લોકોની વધતી જતી જરૂરિયાતો વધારેમાં વધારે સંતોષવાનો નિયમ, ઉત્પાદક શક્તિઓના અવિરત અને કટોકટી-મુક્ત વિકાસનો નિયમ, વગેરે સામેલ છે.

એ રીતે, સામાજિક-આર્થિક સંઘટનની વિભાવના સઘળાં ઐતિહાસિક

---

*કાર્લ માર્ક્સ, 'મજૂરી અને મૂડી', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૯, પૃષ્ઠ ૨૧૨, મોસ્કો, ૧૯૭૭.

માળખું સીધી રીતે નહિ પરંતુ આર્થિક આધાર મારફત ઉત્પાદન શક્તિઓ જોડે પણ સંકળાયેલું હોય છે. ઉપલા માળખાનાં તત્ત્વોની પરસ્પર આંતરક્રિયા પણ ચાલતી હોય છે. દાખલા તરીકે, રાજકારણની અસર કલા, નીતિનિયમો, તત્ત્વજ્ઞાન, અને લોકોના જીવનનાં બીજાં બૌદ્ધિક રૂપો ઉપર પડે છે. ઉત્પાદન, આધાર, અને ઉપલા માળખાની છાપ કૌટુંબિક સંબંધો, જીવનની રીત, વગેરેની ઉપર અંકિત થઈ જાય છે. ટૂંકામાં, સામાજિક-આર્થિક સંઘટનમાં અત્યંત વિવિધ સામાજિક પરિઘટનાઓનું બારીક ગુંફન હોય છે, એ પરિઘટનાઓની આંતરક્રિયા સૌપ્રથમ તો ભૌતિક ઉત્પાદનને કારણે થાય છે, અને ભૌતિક ઉત્પાદન સઘળી બહુવિધ સામાજિક પરિઘટનાઓમાં ઓતપ્રોત હોય છે, દરેક પરિઘટનાના સ્થાન તથા મહત્ત્વને નિર્ધારિત કરે છે, પોતાનાં રૂપલક્ષણો અનુસાર તેમની ઉપર વર્ચસ્વ રાખે છે તથા તેમનું રૂપાંતર કરે છે.

સામાજિક-આર્થિક સંઘટનની વિભાવના જુદી જુદી સામાજિક પરિઘટનાઓ અને તેમના ભૌતિક આધારની અતૂટ એકતા, તથા પરસ્પર સંબંધ પ્રદર્શિત કરીને, માર્ક્સવાદ પૂર્વેના તત્ત્વજ્ઞાનમાં વર્ચસ્વી રહેલા આદર્શવાદી તથા અધિભૌતિકવાદી સામાજિક સિદ્ધાંતોનું પૂરેપૂરું ખંડન કરી નાખે છે. સંઘટનની વિભાવના સામાજિક જીવન સંબંધી બિનઐતિહાસિક, અમૂર્ત, વિચારોને પણ ખતમ કરી નાખે છે, અને બતાવે છે કે સામાન્ય રૂપમાં સમાજ જેવું કશું હોતું જ નથી, કેવળ **વાસ્તવિક ઐતિહાસિક** સમાજ, માર્ક્સના શબ્દોમાં "**ઐતિહાસિક વિકાસની ચોક્કસ** કક્ષાએ પહોંચેલો, પોતાનું વિશિષ્ટ સ્વરૂપ ધરાવતો, સમાજ"* હોય છે. દરેક સમાજ પોતાની વિવિશષ્ટ ઉત્પાદક શક્તિઓ, ચોક્કસ પ્રકારના ઉત્પાદન સંબંધો, વિશિષ્ટ બૌદ્ધિક જીવન, વગેરે ધરાવતો હોય છે. દરેક સમાજ ઈતિહાસના સામાન્ય નિયમોને બંધબેસતા પોતાના વિશિષ્ટ નિયમો પણ ધરાવતો હોય છે. દાખલા તરીકે, સામ્યવાદી સંઘટનના વિશિષ્ટ નિયમોમાં લોક અર્થતંત્રના આયોજિત પ્રમાણસર વિકાસનો નિયમ, લોકોની વધતી જતી જરૂરિયાતો વધારેમાં વધારે સંતોષવાનો નિયમ, ઉત્પાદક શક્તિઓના અવિરત અને કટોકટી-મુક્ત વિકાસનો નિયમ, વગેરે સામેલ છે.

એ રીતે, સામાજિક-આર્થિક સંઘટનની વિભાવના સઘળાં ઐતિહાસિક

---

*કાર્લ માર્ક્સ, 'મજૂરી અને મૂડી', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૯, પૃષ્ઠ ૨૧૨, મોસ્કો, ૧૯૭૭.

સંઘટનો તથા ઘટનાઓને છૂટાં પાડવાનું, અને તેમાંથી એક પણ અન્યની આબેહૂબ નકલ ન હોવા છતાં જે કંઈ અત્યંત **તાત્ત્વિક, સામાન્ય, તથા પુનરાવર્તી** હોય તેને અલગ તારવવાનું, અર્થાત્ સામાજિક વિકાસના નિયમોને પ્રકાશમાં આણવાનું, શક્ય બનાવે છે. તેનો અર્થ એવો થયો કે ઇતિહાસ કંઈ પરિઘટનાઓનો આડેધડ ગોટાળિયો જમેલો નથી પરંતુ એકના સ્થાને બીજા, ઉચ્ચતર અને બહેતર, સામાજિક-આર્થિક સંઘટનની સ્થાપનાની **નિયમ-સંચાલિત પ્રાકૃતિક-ઐતિહાસિક પ્રક્રિયા** છે. સાથે સાથે, જે સામાન્ય તથા પુનરાવર્તી હોય—ચોક્કસ સ્વરૂપની ઉત્પાદક શક્તિઓને અનુરૂપ ઐતિહાસિક ચોક્કસ પ્રકારના ઉત્પાદન સંબંધો—તેનો વસ્તુગત આધાર પ્રકાશમાં આવે છે. "...સામાજિક સંબંધો ઉત્પાદન સંબંધોની કક્ષાને અનુરૂપ બનવાથી અને ઉત્પાદન સંબંધો ઉત્પાદક શક્તિઓની કક્ષાને અનુરૂપ બનવાથી જ એવી વિભાવનાનો મજબૂત આધાર ઉપસ્થિત થયો કે સામાજિક સંઘટનોનો વિકાસ પ્રાકૃતિક-ઐતિહાસિક પ્રક્રિયા છે."*

સામાજિક-આર્થિક સંઘટનોના સિદ્ધાંતના નિરૂપણથી ચોકસાઈભર્યા **વૈજ્ઞાનિક આધારે ઈતિહાસનું કાલખંડોમાં વિભાજન** શક્ય બન્યું છે. આદિમ-સામુદાયિક, ગુલામ-માલિકીના, સામંતશાહીના, મૂડીવાદી, અને સામ્યવાદી સંઘટનો ઈતિહાસના એકદમ મહત્ત્વના તબક્કાઓ અથવા કાલખંડો છે, તેમનો ક્રમવાર ઉદય નિયમ-સંચાલિત રહ્યો છે અને પ્રાકૃતિક-ઐતિહાસિક અનિવાર્યતા અનુસાર થતો રહ્યો છે. વળી ઇતિહાસ કંઈ દરેક સામાજિક-આર્થિક સંઘટનના માળખામાં નિશ્ચલ નથી રહેતો. ઐતિહાસિક વિકાસમાં કેવળ ગુણાત્મક પરિવર્તનોની, એક સંઘટનમાંથી બીજા સંઘટનમાં વિરાટ છલાંગોની, હારમાળા જ અંકિત નથી, તેની આગેકૂચ એકના એક સંઘટનની અંદર પણ નીચલા તબક્કામાંથી ઉચ્ચતર તબક્કામાં થતી રહે છે. મૂડીવાદ વિકાસની બે કક્ષાઓમાંથી પસાર થાય છે—ઈજારદારી પૂર્વેની અને ઈજારદારીની અથવા સામ્રાજ્યવાદી. સામ્યવાદી સંઘટન પણ નીચલી કક્ષામાંથી—સમાજવાદમાંથી—ઉચ્ચતર કક્ષામાં—વિકસિત સામ્યવાદમાં, પહોંચે છે.

ઈતિહાસનો અનુભવ વધુમાં બતાવે છે કે બધાં રાષ્ટ્રો માટે વિકાસ દરમિયાન

---

*વ્લા. ઇ. લેનિન, '"જનતાના મિત્રો" કેવા છે અને સામાજિક-લોકશાહીવાદીઓની સામે કેવી રીતે લડે છે', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧, પૃષ્ઠ ૧૪૦-૧, મોસ્કો, ૧૯૬૩.

એક પણ અપવાદ વગર સઘળાં સંઘટનોમાંથી પસાર થવાનું જરૂરી નથી હોતું. સ્લાવ તથા જર્મન ટોળીઓ આદિવાસી પદ્ધતિમાંથી, ગુલામ-માલિકીની પ્રથાને બાજુએ રાખી દઈને, સીધી સામંતશાહી પ્રથામાં પહોંચે ગઈ હતી. કેટલીક પ્રજાઓ (સોવિયેત સંઘમાં મધ્ય એશિયાઈ પ્રજાસત્તાકો, અને મોંગોલી લોક પ્રજાસત્તાક) કેવળ મૂડીવાદને જ નહિ પરંતુ વિકસિત સામંતશાહીના તબક્કાને પણ અમુક અંશે બાજુએ રાખી દઈને સીધી સમાજવાદી પદ્ધતિમાં પહોંચી ગઈ છે. પરંતુ એથી એક સંઘટનમાંથી બીજા સંઘટનમાં માનવજાતિના વિકાસના **સામાન્ય વસ્તુગત વલણનું** ખંડન નથી થતું, અને પૂરી **ઐતિહાસિક પ્રક્રિયાની એકતા તથા સમગ્રતામાં** ભંગ નથી પડતો.

સામાજિક-આર્થિક સંઘટનની વિભાવના જુદા જુદા દેશો તથા ખંડોની પ્રજાઓના વિકાસમાંથી સામાન્ય તથા પુનરાવર્તીને પ્રકાશમાં આણે છે, એ હકીકતનો અર્થ એવો નથી કે પ્રજાઓ એકના એક સંઘટનની અંદર પોતપોતાનાં વિશિષ્ટ લક્ષણો ન ધરાવતી હોય. એવાં લક્ષણો તેમના વિકાસના **અણસરખા વેગ તથા વિધવિધ કક્ષાઓમાં** વ્યક્ત થાય છે. તેનું કારણ એ છે કે જુદા જુદા દેશોમાં એક અથવા બીજા સંઘટનનાં તત્ત્વો એકીવેળાએ વિકસિત કક્ષામાં નથી પહોંચી જતાં, વળી ચોક્કસ આંતરિક તથા બાહ્ય બાબતોની વિશિષ્ટતાઓ પણ તેમાં કારણભૂત હોય છે, પરંતુ મુખ્ય કારણ તો ખુદ સંઘટનના સ્વરૂપ તથા સારતત્ત્વમાં અંકિત હોય છે. દાખલા તરીકે, મૂડીવાદી સમાજમાં, ખાસ કરીને તેની સામ્રાજ્યવાદી કક્ષામાં, જુદા જુદા દેશોમાં અસમાન આર્થિક તથા રાજકીય વિકાસના નિયમની કામગીરી ચાલતી હોય છે. સમાજવાદમાં સંક્રમણની સાથે સાથે આર્થિક વિકાસની કક્ષાઓ ધીરે ધીરે સમાન બનતી જાય છે, અને દુનિયામાં સામ્યવાદ વિજયી બની જશે ત્યારે વિકાસના વેગ તથા કક્ષાઓમાં કશા તફાવતો બાકી નહિ રહે.

એ રીતે, સામાજિક-આર્થિક સંઘટન સંબંધિત દેશોની દૃષ્ટિએ ખૂબ જટિલ અને "બહુરંગી" ચિત્ર રજૂ કરે છે. એ ઉપરાંત, ઇતિહાસમાં એકદમ "વિશુદ્ધ" સંઘટનો ક્યાંય જોવા નથી મળતાં. દરેક સંઘટનમાં સામાજિક પ્રવૃત્તિનાં વિવિધ ક્ષેત્રોની અંદર ભૂતકાળના અવશેષો તેમ જ નવા સંઘટનના બીજાંકુરો અથવા પૂર્વસંજોગો સામેલ હોય છે. દાખલા તરીકે, મોટા પાયાના મૂડીવાદી ઉત્પાદનમાં સમાજવાદનો પૂર્વસંજોગ અંકિત હોય છે, અને એવો ઉત્પાદનના આધારે અસ્તિત્વમાં આવેલો કામદાર વર્ગ સમાજવાદ સ્થાપવાની કામગીરી બજાવનારું સામાજિક પરિબળ બની રહે છે.

એટલે, સમાજનો વિકાસ એક સંઘટનમાંથી બીજા સંઘટનમાં માનવજાતિની ગતિની નિયમ-સંચાલિત પ્રાકૃતિક-ઐતિહાસિક પ્રક્રિયા છે. વળી એ ગતિ વલણ અંકિત કરતી હોવાથી વાસ્તવિક તથા બહુ વિવિધ ઐતિહાસિક બાબતોના જમેલામાંથી માર્ગ કાઢતી રહે છે. હવે અમે એક પછી એક સંઘટનમાં માનવજાતિની આગેકૂચનું વધારે વિગતવાર પરીક્ષણ કરીશું.

## ૫. સામાજિક-આર્થિક સંઘટનોના વિકાસ અને નિયમ-સંચાલિત ક્રમના ઈતિહાસ તરીકે સમાજનો ઈતિહાસ

ઈતિહાસમાં પાંચ ક્રમવાર સામાજિક-આર્થિક સંઘટનો જાણવામાં આવ્યાં છે: આદિમ-સામુદાયિક, ગુલામ-માલિકીનું, સામંતશાહીનું, મૂડીવાદી, અને સામ્યવાદી. અમે તેમનું પરીક્ષણ એ ક્રમ મુજબ કરીશું.

### આદિમ-સામુદાયિક સંઘટન

સમાજના ઈતિહાસનો આરંભ માનવીના ઉદયથી થાય છે. શ્રમનાં ઓજારો બનાવવાની તથા વાપરવાની શક્તિને કારણે માનવી બીજાં પ્રાણીઓથી નોખો પડે છે. માનવોના ઉદય તથા વિકાસમાં શ્રમનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે. ખુદ માનવીનું ઘડતર શ્રમની પ્રક્રિયા દરમિયાન થયું હતું અને તેના સામાજિક સંગઠનનાં રૂપો એ પ્રક્રિયા દરમિયાન જ ઉદ્ભવ તથા વિકાસ પામ્યાં.

લોકોના સંગઠનનું પહેલું અને સૌથી નીચલી કક્ષાનું રૂપ આદિમ-સામુદાયિક પદ્ધતિનું હતું અને તે હજારો વર્ષો સુધી અસ્તિત્વમાં રહ્યું હતું. એ લાંબા ગાળા દરમિયાન માનવી પ્રકૃતિઓની વસ્તુઓનો—લાકડીઓ તથા પથ્થરોનો—ઉપયોગ કરવાની સ્થિતિમાંથી આદિમ ઓજારો બનાવવાની સ્થિતિ સુધી આગળ ધપવામાં સફળ થયો. શરૂઆતમાં એ ઓજારોમાં પથ્થર, લાકડાં, શિંગડાં, અથવા હાડકાંમાંથી બનાવેલી અણઘડ કુહાડીઓ, છરીઓ, વીંધણીઓ, બરછીઓ, ભાલાં, માછલાં પકડવાની આંકડીઓ, વગેરે સામેલ હતું. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ માનવી એ ઓજારોને સુધારતો ગયો અને કાળજીથી બહેતર ઘાટ આપતો ગયો. પછી નવાં ઓજારો બનતાં ગયાં—તીરકામઠાં,

હોડીઓ, હીમગાડીઓ, વગેરે. માનવીએ આગ સળગાવતાં શીખી લીધું. એ હકીકત માનવજાતિની પ્રગતિમાં ખાસ મોટા મહત્ત્વની હતી.

લોકો ઓજારોને બહેતર બનાવવાની સાથે સાથે ઉત્પાદન સંબંધી કામકાજને સુધારતા અને વિકસાવતા ગયા. માનવી કુદરતી ચીજો (ખાવા લાયક ફળો, બોર, ઘાસપાંદડાં, વગેરે) ભેગી કરવાની સ્થિતિમાંથી છોડવેલા ઉગાવવાની, ખેતી કરવાની, સ્થિતિમાં અને જંગલી જનાવરોનો શિકાર કરવાની સ્થિતિમાંથી જનાવરોને પાળવા તથા ઘરેલુ બનાવવાની, ઢોરઉછેર કરવાની, સ્થિતિમાં પહોંચ્યો.

આદિમ-સામુદાયિક પદ્ધતિમાં એકદમ નીચલી કક્ષાની ઉત્પાદક શક્તિઓને અનુરૂપ ઉત્પાદન સંબંધો પણ નિર્ધારિત થયા, એ સંબંધો ઉત્પાદનનાં સાધનોની સહિયારી માલિકી ઉપર આધારિત હતા એટલે લોકો વચ્ચે સહકાર અને પરસ્પર સહાયના સંબંધો હતા. તેઓ એ હકીકતના આધારે ઘડાયા હતા કે ઉત્પાદનનાં આદિમ ઓજારો ધરાવતા લોકો પ્રકૃતિની જબ્બર તાકાતોનો સામનો કેવળ ભેગા મળીને જ, સામૂહિક રીતે જ, કરી શકે એમ હતા.

આદિમ સમાજમાં લોકો જૂથોમાં રહેતા, લોહીના સંબંધ ઉપર આધારિત કબીલાઓમાં રહેતા. તેઓ સહિયારી જમીનનું કામકાજ ભેગા મળીને સહિયારાં ઓજારો વડે કરતા, અને સહિયારા રહેઠાણમાં રહીને ખરાબ હવામાન તથા જંગલી જનાવરો સામે રક્ષણ મેળવતા. તેમની મહેનતની પેદાશ સરખા ભાગે વહેંચી લેવામાં આવતી. ઉત્પાદક શક્તિઓની કક્ષા એટલી નીચી હતી કે લોકો જિંદગી ટકાવી રાખવા માટે પૂરતો ખોરાક માંડ માંડ મેળવી શકતા. હડપ કરી લેવાય એવું કશું હતું જ નહિ. એટલે ખાનગી માલિકી, વર્ગો, અને તેમાંથી પરિણમતા શોષણનું અસ્તિત્વ જ નહોતું.

આદિમ સમાજમાં પણ ઉત્પાદક શક્તિઓ બહુ ધીમે ધીમે પરંતુ એકધારી વિકાસ પામતી ગઈ. શ્રમનાં ઓજારો સુધરતાં ગયાં અને લોકોનો ઉત્પાદનનો અનુભવ ધીરે ધીરે વધતો ગયો. પથ્થરનાં ઓજારોમાંથી ધાતુનાં ઓજારોમાં સંક્રમણ થતાં ઉત્પાદનમાં પ્રગતિની જબ્બર છલંગ અંકિત થઈ. નવાં ઓજારોને કારણે — લાકડાના હળમાં ધાતુનું ચવડું, બ્રૉંઝની અથવા લોઢાની કુહાડી, વગેરે — શ્રમ વધારે ઉત્પાદક બની ગયો. વધારે બહોળા પાયાની ખેતી અને ઢોરઉછેર શક્ય બન્યાં. શરૂઆતમાં શ્રમનું મોટું સામાજિક વિભાજન થયું, ખેતી અને ઢોરઉછેર એકબીજાથી નોખાં પડી ગયાં. આગળ જતાં કારીગરીઓએ (ઓજારો, હથિયારો, કપડાં, પગરખાં, વગેરે બનાવવાના કસબ) ઉત્પાદનની સ્વતંત્ર શાખાનું રૂપ ધારણ કરી લીધું. પેદાશોનો વિનિમય વિકસવા લાગ્યો.

શ્રમની ઉત્પાદકતા વધવાથી કબીલાનું વિભાજન કુટુંબોમાં થવા લાગ્યું. ખાનગી માલિકીનો ઉદય થયો અને ઉત્પાદનનાં સાધનોની માલિકી કુટુંબના હાથમાં આવી ગઈ. પરંતુ ઉત્પાદનનાં સાધનો મુખ્યત્વે તો કબીલાનાં અગાઉનાં મોવડી કુટુંબોના હાથમાં કેંદ્રિત હતાં. ઉત્પાદક પોતાના ગુજરા માટે જરૂરી હોય તેનાથી વધારે ચીજવસ્તુઓ બનાવવા લાગ્યો એટલે વધારાની પેદાશ હડપ કરી લેવાની અને તેના પરિણામે સમાજના કેટલાક સભ્યો બીજાઓના શોષણના આધારે દોલતમંદ બની જવાની શક્યતા પેદા થઈ. ખાનગી માલિકી અને પણ્ય વિનિમયના ફેલાવાથી કબીલાના વિઘટનનો વેગ વધી ગયો. આદિમ સમાનતાનું સ્થાન સામાજિક અસમાનતાએ લઈ લીધું. પહેલા વિષમ વર્ગો, ગુલામો અને ગુલામ-માલિકો, અસ્તિત્વમાં આવ્યા.

એવી રીતે ઉત્પાદક શક્તિઓના વિકાસના પરિણામે આદિમ સમાજનું સ્થાન ગુલામીના સમાજે લઈ લીધું.

## ગુલામ-માલિકીનું સંઘટન

**આદિમ સમાજમાંથી** ઊતરી આવેલી ઉત્પાદક શક્તિઓ **ગુલામ-માલિકીના સામાજિક-આર્થિક સંઘટનમાં** અધિક વિકાસ પામી. લાકડાનાં તથા પથ્થરનાં ઓજારોનું સ્થાન પૂર્ણ રૂપે પહેલાં બ્રૉંઝનાં અને પછી લોઢાનાં ઓજારોએ લઈ લીધું. ધાતુના ચવડાવાળા લાકડાના હળથી, પછી લોઢાના હળથી, અને ધાતુનાં દાતરડાં તથા બીજાં ઓજારોથી ખેતીમાં શ્રમની ઉત્પાદકતા વધી ગઈ. ખેતીના પાકની સાથે સાથે ફળો તથા શાકભાજીના પાક ઉગાવવાનું શરૂ થયું. લોકોએ જમીનની સીંચાઈ માટે નહેરો, બંધ, પાણી ઊંચે પહોંચાડવાનાં સાધનો, વગેરે બાંધ્યું, અને અનાજને દળીને લોટ બનાવવા માટે ચક્કીઓ બાંધી. કાચી ધાતુ ખોદવાના અને ગાળવાના કામનો વિકાસ થયો. હાથ મહેનતની સાથે સાથે સાદામાં સાદાં ઓજારો વપરાવા લાગ્યાં — કાચી ધાતુ ખોદવા માટે કોદાળી અને હથોડા, કાચી ધાતુના ગાંગડાઓનો ભૂકો કરવા માટે અણઘડ સંચા અથવા ખાંડણીઓ, અને ધાતુ ગાળવા માટે આદિમ કક્ષાની ભઠ્ઠીઓ.

શ્રમનું વિભાજન ચાલુ રહ્યું. કારીગરીઓમાં વિવિધ શાખાઓ અસ્તિત્વમાં આવી — ધાતુને ગાળવા તથા ઘડવાનું કામ, હથિયારો બનાવવાનું કામ, કપડાં તથા પગરખાં સીવવાનાં કામો, વણાટકામ, ચામડાં કેળવવાનું કામ, લુહારનું કામ, માટીકામ, વગેરે. કારીગરો ખાસ ઓજારોનો ઉપયોગ વધારે ને વધારે

કરતા ગયા, ધાતુ કાપવાનાં અણઘડ યંત્રો તથા લુહારની ધમણભઠ્ઠીની રચના કરવામાં આવી.

બાંધકામ, જહાજો બાંધવાનું કામ, અને હથિયારો ઘડવાના કામનો બહોળો વિકાસ થયો, શહેરો બંધાયાં અને વેપારધંધા ફેલાતા ગયા.

ગુલામ-માલિકીના સંઘટનમાં ઉત્પાદક શક્તિઓનો વિકાસ ઉત્પાદન સંબંધોને અનુરૂપ હતો. એ સંબંધોનો પાયો ઉત્પાદનનાં સાધનો ઉપર તેમ જ ગુલામ અને તેની મારફત થતા સમગ્ર ઉત્પાદન ઉપર ગુલામ-માલિકની પૂરેપૂરી માલિકીમાં હતો. માલિક ગુલામ માટે તો તેને ભૂખના મોતથી બચવા ઓછામાં ઓછું જરૂરી હોય એટલું જ રહેવા દેતો.

ઉત્પાદન સંબંધોમાંથી, ગુલામ-માલિકીના આર્થિક આધારમાંથી, સામાજિક ઉપલા માળખાનું ઘડતર થયું—ગુલામ-માલિકીના રાજ્યનો તથા તેની વિવિધ જુલમગાર સંસ્થાઓનો (લશ્કર, અદાલત, અમલદારો, વગેરે) તેમ જ ગુલામ-માલિકોની વિચારસરણીનો ઉદ્‌ભવ થયો. એ ઉપલા માળખાએ પોતાના આધારની સેવા વફાદારીથી બજાવી અને ખાનગી માલિકી તથા શોષણનું જતન કર્યું.

ગુલામ-માલિકીના સમાજમાં હાકેમી તથા તાબેદારીના, ગણતર ગુલામ-માલિકો તરફથી બિલકુલ અધિકારો વગરના ગુલામ સમુદાયોના ઘાતકી શોષણના, સંબંધો પ્રવર્તિત હતા. એવા સંબંધોથી ઉત્પાદક શક્તિઓના વિકાસને થોડા વખત પૂરતો પ્રવેગ મળ્યો, પરંતુ પછી તેમની શક્યતાઓ ખતમ થઈ ગઈ અને તેઓ સામાજિક ઉત્પાદનના વિસ્તરણમાં અવરોધ બની ગયા. ઉત્પાદન માટે ઓજારોની સતત સુધારણા અને શ્રમની ઉત્પાદકતાની વૃદ્ધિ આવશ્યક હતી, પરંતુ ગુલામને એ બાબતો અંગે જરાય ઉત્સુક્તા નહોતી કારણ કે એથી તેની હાલતમાં મુદ્દલ ફરક પડે એમ નહોતો. વળી મુખ્ય ઉત્પાદક શક્તિ બની રહેતો ગુલામ પોતે અમાનુષી શોષણને લીધે શારીરિક અને માનસિક અવનતિમાં સબડતો હતો.

વખત જતાં ગુલામ-માલિકીના સમાજમાં ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન સંબંધો વચ્ચેનો વિરોધ અત્યંત ઉગ્ર બની ગયો અને ગુલામોના બળવાઓમાં વ્યક્ત થયો. નિર્દય શોષણમાં સબડતા અને એકદમ મરણિયા બની ગયેલા ગુલામો તેમને બેડીઓમાં જકડી રાખનારાઓની સામે લડવા ખડા થઈ ગયા. એવા બળવાઓ તેમ જ પાડોશી ટોળીઓના હુમલાઓના પરિણામે ગુલામ-માલિકીની પદ્ધતિના પાયા ખોદાઈ ગયા અને તેના ખંડેરોમાંથી નવા **સામંતશાહીના સંઘટનનો** ઉદય થયો.

## સામંતશાહીનું સંઘટન

સામંતશાહીના સંજોગોમાં ઉત્પાદક શક્તિઓનો આગળ વિકાસ થયો રહ્યો. એ ગાળામાં માનવી પોતાના શારીરિક બળ ઉપરાંત પાણી તથા પવનની તાકાતનો ઉપયોગ કરવા લાગ્યો — જળચક્કીઓ, પવનચક્કીઓ, સઢનાં જહાજો, વગેરે. લોકોએ કાચા લોઢામાંથી લોખંડ બનાવતાં શીખી લીધું અને કાગળ, દારૂગોળો, તથા છાપકામની તેમ જ બીજી સંખ્યાબંધ શોધો કરી. એ શોધોએ માનવજાતિના ઈતિહાસમાં મોટી ભૂમિકા ભજવી.

કારીગરીઓમાં નવી નવી સુધારણાઓ થતી રહી. નવાં ઓજારો તથા યંત્રો બનાવવામાં આવ્યાં અને પુરાણાં સાધનોને સુધારવામાં આવ્યાં. કાપડના ઉત્પાદનમાં પ્રગતિ ખાસ દેખાઈ આવતી હતી — ચરખો, રિબન સાળ, વળ ચડાવવાનો સંચો, તથા બીજાં નવરચિત સાધનો દાખલ કરવામાં આવ્યાં. કારીગરોની મહેનત વધારે ને વધારે વિશિષ્ટ બનતી ગઈ એટલે શ્રમની ઉત્પાદકતામાં સારી પેઠે વધારો થયો. કારીગરીઓ તથા વેપારધંધાઓનો વિકાસ થતાં શહેરો વધારે મોટાં થતાં ગયાં અને કેટલાંક તો દુનિયાનાં મહત્ત્વનાં કારીગરી તથા વ્યાપાર કેંદ્રો બની ગયાં.

ખેતીવાડીમાં પ્રગતિ થઈ, નવી નવી જાતનાં અનાજ, ફળો, તથા શાકભાજીના પાક ઉમેરાતા ગયા. જમીન વધારે અસરકારક રીતે ખેડાવા લાગી અને ખાતરનો ઉપયોગ શરૂ થયો. પશુપાલન વિસ્તારવામાં આવ્યું, મહેનત માટે જનાવરોનો ઉપયોગ વધારે બહોળા પાયા પર થવા લાગ્યો, પ્રાણી-પદાર્થોનું ઉત્પાદન વધારવામાં આવ્યું.

સામંતશાહીના સમાજમાં ઉત્પાદક શક્તિઓનો વિકાસ સામંતશાહીના ઉત્પાદન સંબંધોને અનુરૂપ હતો. એ સંબંધો સામંતી ઉમરાવની માલિકી ઉપર આધારિત હતા, તે ઉત્પાદનનાં સાધનો (મુખ્યત્વે જમીન) ઉપર પૂરેપૂરી અને ખેતગુલામો ઉપર અપૂર્ણ માલિકી ધરાવતો હતો. ખેતગુલામોને સામંતી ઉમરાવ માટે કામ કરવું પડતું અને તરેહવાર સેવાચાકરી કરવી પડતી. ઉમરાવ ખેતગુલામોને ખરીદી અને વેચી શકતો, પરંતુ તેમની જિંદગી હવે ઉમરાવના કાબૂમાં નહોતી રહી.

ગુલામ-માલિકીના સમાજની જેમ જ સામંતશાહીના સમાજના ઉત્પાદન સંબંધો હાકેમી અને તાબેદારીના હતા, સામંતી ઉમરાવો તરફથી ખેતગુલામોના શોષણના હતા. તેમ છતાં, એ સંબંધો વધારે પ્રગતિશીલ હતા કારણ કે

ઉત્પાદકના મનમાં પોતાની મહેનત અંગે અમુક પ્રમાણમાં દિલચસ્પી પેદા કરતા હતા. ખેડૂતો અને કારીગરો પોતાની મિલકત ધરાવતા હતા (ખેડૂત પોતાની માલિકીની થોડીક જમીન, ઘોડો તથા બીજાં ઢોરઢાંખર, અને ખેતીનાં ઓજારો રાખી શકતો; કારીગર પોતાની માલિકીનાં ઓજારો તથા સાદાં યંત્રો રાખી શકતો) અને સામંતી ઉમરાવોના સંબંધમાં પોતાની બધી ફરજો પૂરી બજાવી લીધા પછી પોતાને ખાતર કામ કરી શકતા. તેઓ ઓજારોને તેમ જ ખેતીવાડીની તથા કારીગરીની રીતોને સુધારવાની ઉત્સુકતા ધરાવતા હતા.

સામંતશાહીના સમાજનું ઉપલું માળખું વાસ્તવમાં ગુલામ-માલિકીના સંઘટન જેટલું જ શોષક સ્વરૂપનું હતું. ફરક માત્ર એટલો જ હતો કે તે ગુલામ-માલિકોનાં નહિ પરંતુ સામંતી ઉમરાવોનાં આર્થિક તથા રાજકીય હિતોની રક્ષા કરતું હતું, અને સામંતી ખાનગી મિલકત તથા તેની ઉપર આધારિત ઉત્પાદન સંબંધોને, અર્થાત્ સામંતશાહીના આર્થિક આધારને, જાળવી રાખવા તથા વધારે મક્કમ બનાવવા માટે ઘડવામાં આવ્યું હતું. રાજ્ય તંત્ર અને સશસ્ત્ર દળોનું વિસ્તરણ થયું, ધર્મ સમાજના બૌદ્ધિક જીવનમાં વર્ચસ્વી બની ગયો અને શાસક વર્ગે ખાનગી માલિકીને તથા મહેનતકશ લોકોના શોષણને વાજબી ઠરાવવા માટે તેનો ઉપયોગ કર્યો.

સમય વીતતો ગયો તેમ ઉત્પાદક શક્તિઓ વધારે વિકસતી ગઈ. સોળમી સદીના અંતમાં થયેલી મોટી ભૌગોલિક શોધોથી (અમેરિકાની, હિંદુસ્તાન પહોંચવાના માર્ગની, વગેરે) તેમના વિકાસને ખાસ પ્રવેગ મળ્યો. આંતરરાષ્ટ્રીય બજાર ઘાટ ધારણ કરવા લાગ્યું અને વિવિધ ચીજવસ્તુઓની માંગમાં વધારો થયો. અલગ અલગ કારીગરનું સ્વતંત્ર ઉત્પાદન વધતી જતી માંગને સંતોષવા હવે પૂરતું ન રહ્યું. તેનું સ્થાન મૅન્યુફૅક્ચર (શ્રમના વિભાજન ઉપર આધારિત વિસ્તૃત પાયાનું ઉત્પાદન) લેવા લાગ્યું.

મૅન્યુફૅક્ચરમાં મોટી સંખ્યાના કામદારોને એક જગ્યાએ ભેગા કરવામાં આવ્યા, તેમની વચ્ચે શ્રમનું બહોળું વિભાજન કરવામાં આવ્યું, અને એ રીતે શ્રમની ઉત્પાદકતાને ખૂબ વધારવામાં આવી. મૅન્યુફૅક્ચરના ઉદયથી સામંતશાહીના સમાજની ભીતર નૂતન મૂડીવાદી ઉત્પાદનનો આરંભ થયો અને તેના અંતર્ભૂત પરસ્પર વિરોધી વર્ગો—મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ—અસ્તિત્વમાં આવ્યા.

મૅન્યુફૅક્ચરના ઉદયથી વિકાસ પામેલી ઉત્પાદક શક્તિઓ સામંતશાહીના ઉત્પાદન સંબંધો જોડે ટકરાવા લાગી. મૅન્યુફૅક્ચરમાં મુક્ત કામદાર આવશ્યક

હતો પરંતુ સામંતશાહી ખેતગુલામને જમીન સાથે બાંધી રાખતી હતી. મૅન્યુફૅક્ચરથી બહોળું આંતરરાષ્ટ્રીય બજાર જરૂરી બની ગયું, પરંતુ બંધિયાર સામંતી અર્થતંત્ર, તેની એકલતા અને પ્રાકૃતિક અર્થકારણ, એવા બજારની સ્થાપનાને અવરોધતાં હતાં. સામંતશાહીના ઉત્પાદન સંબંધોના સ્થાને નૂતન મૂડીવાદી સંબંધો સ્થાપવાનું અનિવાર્ય બની ગયું. એવું પરિવર્તન કેટલીય મૂડીવાદી ક્રાંતિઓ મારફત સધયું. એ ક્રાંતિઓમાં મુખ્ય લડાયક પરિબળ મૂડીદાર વર્ગની આગેવાની હેઠળ ખેતગુલામો તથા શહેરી વસતિના નીચલા સ્તરોનું હતું.

## મૂડીવાદી સંઘટન

મૂડીવાદની ઉત્પાદક શક્તિઓનું વિશિષ્ટ લક્ષણ મોટા પાયાના યંત્ર ઉત્પાદનનું છે. અલગ અલગ કારીગરોનાં કેંદ્રોનું તેમ જ મૅન્યુફૅક્ચરનું સ્થાન મોટાં જબ્બર કારખાનાં, પ્લાંટો, તથા ખાણોએ લઈ લીધું. માર્ક્સ અને ઍંગેલ્સે 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું' કૃતિમાં મૂડીવાદી ઉત્પાદક શક્તિઓનું વર્ણન આવા શબ્દોમાં કર્યું છે: "કુદરતી શક્તિઓ ઉપર માનવીનો અંકુશ, યંત્ર-ઉત્પાદન, ઉદ્યોગ તથા ખેતીવાડીમાં રસાયણવિજ્ઞાનનો ઉપયોગ, વરાળથી ચાલતાં જહાજો, રેલવે, વીજળીની ચાલતો તાર વહેવાર, ખેતીવાડી માટે આખેઆખા ખંડોની સાફસૂફી, નદીઓમાંથી નહેરોની વ્યવસ્થા, જાણે જાદુ કરીને ધરતીના પેટાળમાંથી પેદા કરેલી વિશાળ વસતિઓ..."* ઉત્પાદક શક્તિઓના વિકાસની બાબતમાં માનવ ઇતિહાસના સઘળા પુરોગામી યુગો દરમિયાન જે કંઈ સિદ્ધ થયું હતું તેનાથી ઘણું વધારે મૂડીવાદે એકબે સદીઓ દરમિયાન સિદ્ધ કરી લીધું.

ઉત્પાદક શક્તિઓની એવી ઝડપી વૃદ્ધિ મૂડીવાદી ઉત્પાદન સંબંધોને કારણે શક્ય બની હતી. મૂડીવાદી ખાનગી માલિકી ઉપર આધારિત એ સંબંધોએ ધીરે ધીરે પરંતુ અદમ્ય રીતે સામંતી માલિકીની હકાલપટ્ટી કરી. મૂડીવાદી સમાજમાં ઉત્પાદક, સર્વહારા, કાનૂની દૃષ્ટિએ આઝાદ હોય છે, જમીન અથવા કોઈ ખાસ કારખાના જોડે બંધાયેલો નથી હોતો. તે એવા અર્થમાં આઝાદ હોય છે

---

*કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક ઍંગેલ્સ, 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું', મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૪૨.

કે કોઈ પણ મૂડીદારનું કામ કરી શકે, પરંતુ સમગ્ર રૂપમાં મૂડીવાદી વર્ગથી આઝાદ નથી હોતો. તેની પાસે ઉત્પાદનનાં સાધનો નથી હોતાં એટલે તેને પોતાની શ્રમ શક્તિ વેચવી પડે છે અને એ રીતે શોષણની ધૂંસરીમાં જકડાઈ જવું પડે છે.

મૂડીવાદના ઉત્પાદન સંબંધો અને આર્થિક આધારમાંથી અનુરૂપ ઉપલું માળખું—મૂડીવાદી વિચારો તથા સંસ્થાઓ—અસ્તિત્વમાં આવ્યું. કામદાર વર્ગ તરફથી મૂડીવાદી જુલમના વધતા જતા વિરોધના પરિણામે તેમ જ મૂડીદાર વર્ગની પ્રત્યાઘાતી આંતરિક તથા વિદેશ નીતિઓના પરિણામે રાજ્ય તંત્રનું, ખાસ કરીને સશસ્ત્ર દળો તથા બીજાં દમનકારી ઘટકોનું, પારાવાર વિસ્તરણ થયું. બૌદ્ધિક જીવનમાં (રાજકીય તથા કાનૂન સંબંધી વિચારો, કલા, નીતિનિયમો, તત્ત્વજ્ઞાન, વગેરે) મૂડીવાદી નફાની, જુલમની, તથા અમાનુષિતાની વૃત્તિ ઓતપ્રોત થઈ ગઈ. મૂડીવાદી ઉપલા માળખાની કામગીરી મૂડીવાદી માલિકી તથા શોષણના સનાતન તથા અતૂટ સ્વરૂપને વૈચારિક રીતે સાબિત કરવાની છે. કામદાર વર્ગની વિચારસરણીનો ઉદય તથા વિકાસ મૂડીવાદી વિચારોની જોડાજોડ અને તેમની સામેના સંઘર્ષ દરમિયાન થાય છે.

મૂડીવાદી ઉત્પાદન સંબંધોમાંથી મૂડીવાદી નફાનો ઉદ્‌ભવ થયો, અને તે ઉત્પાદનના વિકાસમાં ભારે પ્રવેગ બની રહ્યો. મૂડીદાર નફો પેદા કરવાના જુસ્સામાં ઉત્પાદનને વિસ્તારે છે, ઉદ્યોગ તથા ખેતીવાડીમાં યંત્રસામગ્રીને તેમ જ ઉત્પાદનની રીતોને સુધારે છે. પરંતુ એ સંબંધોએ ઉત્પાદનમાં અપૂર્વ વૃદ્ધિ નિર્ધારિત કરવા ઉપરાંત એવી ઉત્પાદક શક્તિઓને અસ્તિત્વમાં આણી કે જેણે સમગ્ર મૂડીવાદી પદ્ધતિને વિનાશની અણીએ ધકેલી દીધી. માર્ક્સ અને એંગેલ્સે મૂડીની સરખામણી જાદુગર સાથે કરીને જણાવ્યું છે કે તેણે પોતાના જાદુમંતરથી ગતિમાન કરેલી તાકાતો એવી જબ્બર છે કે તે પોતે હવે તેમને કાબૂમાં નથી આણી શકતો.

ઉત્પાદક શક્તિઓની પારાવાર વૃદ્ધિના પરિણામે મૂડીવાદી ઉત્પાદન સંબંધો તેમને અનુરૂપ નથી રહ્યા અને તેમના વિકાસને અવરોધે છે. મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિનો અત્યંત ગહન આંતરવિરોધ ઉત્પાદનના સામાજિક સ્વરૂપ અને કબજાગીરીના ખાનગી મૂડીવાદી રૂપ વચ્ચેનો છે. મૂડીવાદી સમાજમાં ઉત્પાદન સચોટ રીતે દેખીતા સામાજિક સ્વરૂપનું છે. લાખોકરોડો કામદારો વિશાળ પ્લાંટોમાં એકત્રિત હોય છે અને સામાજિક ઉત્પાદનમાં ભાગ લે છે. પરંતુ તેમના શ્રમનાં સુફળોને ઉત્પાદનનાં સાધનોના માલિકોનું નાનકડું જૂથ પોતાના

કબજામાં લઈ લે છે. મૂડીવાદનો મૂળભૂત આર્થિક આંતરવિરોધ એવો છે.

ગઈ સદીના આખરી હિસ્સામાં મૂડીવાદ **સામ્રાજ્યવાદમાં** વિકાસ પામ્યો, તેની સર્વોચ્ચ અને અંતિમ કક્ષામાં પહોંચી ગયો. સામ્રાજ્યવાદનું મુખ્ય લક્ષણ ઈજારદારીઓના વર્ચસ્વનું છે, મુક્ત હરીફાઈનું સ્થાન ઈજારદારીઓ લઈ લે છે. ઈજારદારીઓ એટલે મૂડીદારોનાં મોટાં મંડળો. તેઓ ચોક્કસ ચીજવસ્તુઓના મોટા ભાગનું ઉત્પાદન તથા વેચાણ પોતાને હસ્તક કેંદ્રિત કરી લે છે. ઈજારદારીઓનું લક્ષ્ય બને એટલા વધારેમાં વધારે નફા હાંસલ કરવાનું હોય છે.

સામ્રાજ્યવાદીઓ એવા ઉદ્દેશે પોતપોતાના દેશોમાં તેમ જ સંસ્થાનો તથા પરાધીન દેશોમાં મહેનતકશ લોકોના શોષણને વધારે તીવ્ર બનાવે છે. તેઓ માંહોમાંહે દુનિયાના ભાગલા પાડી લીધા પછી ફરી નવેસર ભાગલા પાડવાના કારમા સંઘર્ષમાં ડૂબી જાય છે.

સામ્રાજ્યવાદ મૂડીવાદી સમાજના સઘળા આંતરવિરોધોને, ખાસ કરીને ઉત્પાદનના સામાજિક સ્વરૂપ અને કબજાગીરીના ખાનગી રૂપ વચ્ચેના આંતરવિરોધને, આખરી હદ સુધી વધારી દે છે. એ આંતરવિરોધ આર્થિક કટોકટીઓને પેદા કરે છે તથા બેકારી ફેલાવે છે, મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચે ભીષણ વર્ગ-લડાઈઓ ઊભી કરે છે, અને સમાજવાદી ક્રાંતિનો આર્થિક આધાર બની રહે છે. વિજયી સમાજવાદી ક્રાંતિ મૂડીવાદી ઉત્પાદન સંબંધોને નાબૂદ કરી નાખે છે અને નૂતન સામ્યવાદી સામાજિક-આર્થિક સંઘટનની સ્થાપના કરે છે.

## ૬. સામ્યવાદી સામાજિક-આર્થિક સંઘટન

અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ કે સામ્યવાદી સામાજિક-આર્થિક સંઘટન વિકાસ દરમિયાન બે કક્ષાઓમાંથી (તબક્કાઓમાંથી) પસાર થાય છે—સમાજવાદ અને સામ્યવાદ.

### સમાજવાદ

**સમાજવાદમાં** ઉત્પાદનનાં સાધનોની સાર્વજનિક માલિકીનું વર્ચસ્વ અને શોષણની ગેરહાજરી લાક્ષણિક હોય છે. એટલે, જેવી રીતે મૂડીવાદી પદ્ધતિ સામંતશાહીના સમાજની અંદર ઉદય પામી હતી એવી રીતે એ નૂતન સામાજિક

રચનાનો ઉદ્ભવ પુરાણાની અંદર, મૂડીવાદની અંદર, ન થઈ શકે.

પરંતુ તેનો અર્થ એવો નથી કે સમાજવાદ શૂન્યમાંથી ફૂટી નીકળતો હોય. સમાજવાદના પૂર્વસંજોગો — મોટા પાયાનું યંત્ર ઉત્પાદન, ભારે પ્રમાણમાં શ્રમનું કેંદ્રીકરણ તથા સમાજીકરણ, અને વિજ્ઞાન તથા ટેકનોલોજીની ઊંચી કક્ષા — મૂડીવાદી સમાજમાં અસ્તિત્વમાં આવે છે. સમાજવાદનું નિર્માણ કરવાનું ભાવિ ધરાવતું સામાજિક પરિબળ, અર્થાત્ મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં પોલાદી બનતો, પોતાની પાર્ટી સંગઠિત કરતો, અને વૈજ્ઞાનિક વિચારસરણીની ઉસ્તાદી હાંસલ કરી લેતો કામદાર વર્ગ, પણ મૂડીવાદી સમાજની અંદર ઘાટ પામે છે.

પરંતુ સમાજવાદના નિર્માણ માટે એકલા એ પૂર્વસંજોગો કોઈ રીતે પૂરતા નથી. સમાજવાદમાં ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીને તદ્દન ખતમ કરી નાખવામાં આવે છે, શોષણને તેમ જ સામાજિક, રાષ્ટ્રોના, તથા જાતિઓના પીડનને સદાને માટે નાબૂદ કરી નાખવામાં આવે છે. તેને માટે **સમાજવાદી ક્રાંતિ** અને ત્યાર બાદ **મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણનો ગાળો** અનિવાર્ય છે. સત્તા પોતાના હાથમાં લઈ ચૂકેલો કામદાર વર્ગ એ ગાળા દરમિયાન તમામ મહેનતકશ લોકો જોડે મળીને સભાન તથા આયોજિત રીતે નૂતન સમાજવાદી સમાજનું નિર્માણ કરે છે. સમાજવાદી નિર્માણની લેનિનની યોજનાનાં મુખ્ય તત્ત્વો રાષ્ટ્રીયકરણ, સહકારી ખેતી, ઉદ્યોગીકરણ, અને સાંસ્કૃતિક ક્રાંતિનાં છે. એ યોજનાને સોવિયેત જનતાએ કોમ્યુનિસ્ટ પાર્ટીના માર્ગદર્શન હેઠળ સફળતાથી સાકાર કરી છે. તેણે સમાજવાદી ઉત્પાદનની સંઘટના કરી છે અને સમાજવાદના આધાર તથા ઉપલા માળખાનું નિર્માણ કર્યું છે.

બીજા કોઈ સમાજની જેમ જ સમાજવાદનો પાયો પણ ભૌતિક સંપત્તિના ઉત્પાદનમાં હોય છે. સમાજવાદી ઉત્પાદનમાં ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન સાધનોની એકતા અંકિત હોય છે. સમાજવાદી ઉદ્યોગ તથા ખેતીવાડી, પરિવહન તથા સંચાર, ચણતર ઉદ્યોગ, તેમ જ દેશના અર્થતંત્રનાં એ ક્ષેત્રોમાં કામ કરતા લોકો, મહેનતકશ લોકો, સમાજવાદી સમાજની **ઉત્પાદક શક્તિઓ** બની રહે છે.

સમાજવાદી અર્થતંત્રનો ટેકનોલોજિકલ પાયો વીજળી તથા રસાયણવિજ્ઞાનના અને અમુક શાખાઓમાં પરમાણુ શક્તિના વ્યાપક ઉપયોગના આધારે તેમ જ વિસ્તૃત યંત્રીકરણ તથા આંશિક સ્વચાલનના આધારે સતત વૃદ્ધિ પામતા મોટા

પાયાના યંત્ર ઉદ્યોગનો છે. સમાજવાદી અર્થતંત્રનો મુખ્ય આધાર, તેના સામર્થ્ય તથા સંપદાનો સ્રોત, ભારે ઉદ્યોગ છે.

સમાજવાદની ઉત્પાદક શક્તિઓનું સૌથી મહત્ત્વનું તત્ત્વ છે મહેનતકશ લોકો — કામદારો, સામૂહિક ખેડૂતો, ટેક્નીશ્યનો, અને ઍન્જિનિયરો. સોવિયેત સમય દરમિયાન તેમણે પારાવાર ઉત્પાદન અનુભવ સંચિત કર્યો છે. તેઓ અત્યંત વિધવિધ અને અટપટાં યંત્રો ચલાવે છે અને એકધારી ટેકનિકલ પ્રગતિ તેમ જ શ્રમની ઉત્પાદકતાની સતત વૃદ્ધિ સુનિશ્ચિત બનાવે છે.

ઉત્પાદક શક્તિઓના વિકાસમાં — ઉત્પાદનનાં તથા સાધનો તથા વ્યવસાયી કુશળતાની સતત સુધારણામાં — સમાજવાદી અર્થતંત્રની પ્રગતિની આવશ્યક પૂર્વશરત અંકિત છે.

**સમાજવાદી ઉત્પાદન સંબંધો** સમાજવાદની ઉત્પાદક શક્તિઓના આધારે ઉદ્ભવ પામ્યા છે અને વિકસી રહ્યા છે. એ સંબંધો ઉત્પાદનનાં સાધનોની **સાર્વજનિક સમાજવાદી માલિકી** ઉપર આધારિત છે. સાર્વજનિક માલિકીનાં બે રૂપો છે: **રાજ્યની**, અર્થાત્ સમાજવાદી રાજ્યમાં પ્રતિનિધિત્વ પામતી સમસ્ત જનતાની, અને **સહકારી-સામૂહિક ખેતીવાડીની**, અર્થાત્ અલગ અલગ સામૂહિક ખેતરો અથવા સહકારી સંસ્થાઓની. માલિકીનાં બન્ને રૂપો સમાજવાદી છે અને સામ્યવાદી નિર્માણનાં કર્તવ્યોની સિદ્ધિ સુનિશ્ચિત બનાવે છે. સમાજવાદી સમાજમાં રાજ્યની માલિકીનું રૂપ વર્ચસ્વી છે.

સમાજવાદી માલિકી કામ કરતા લોકો વચ્ચે **બંધુભાવી સહકાર અને પરસ્પર સહાયના** ઉત્પાદન સંબંધો નિર્ધારિત કરે છે. સમાજવાદી ઉત્પાદન સંબંધોમાં માનવીના હાથે માનવીના કોઈ પણ જાતના શોષણને સ્થાન નથી હોતું, અને એ હકીકતમાં તેમનો મોટામાં મોટો લાભ તેમ જ વિષમ વર્ગો ધરાવતા સમાજોના ઉત્પાદન સંબંધોની સરખામણીએ મૂળભૂત તફાવત અંકિત છે.

વહેંચણીના સમાજવાદી સિદ્ધાંતને સમાજવાદી માલિકીના આધારે લાગુ કરવામાં આવે છે. એ સિદ્ધાંત આ મુજબ છે: "જે કામ ન કરે તે ખાય પણ નહિ."

ઉત્પાદનના સામાજિક સ્વરૂપ અને કબજાગીરીના ખાનગી રૂપ વચ્ચેના વિષમ આંતરવિરોધને, મૂડીવાદના અંતર્ભૂત આંતરવિરોધને, સમાજવાદી સમાજમાં સદાને માટે ખતમ કરી નાખવામાં આવ્યો છે. સમાજવાદી સમાજમાં **ઉત્પાદન સંબંધો ઉત્પાદક શક્તિઓના સ્વરૂપને બંધબેસતા** હોય છે. સમાજવાદમાં ઉત્પાદન સ્પષ્ટ દેખાતા સામાજિક સ્વરૂપનું હોય છે. લાખોકરોડો લોકો વિશાળ

ઉદ્યોગધંધાઓમાં તથા સામૂહિક ખેતરોમાં કામ કરે છે. પરંતુ જેમાં લાખોકરોડો ઈન્સાનોના શ્રમનાં સુફળોને શોષકોનું નાનકડું જૂથ હડપ કરી જતું હોય છે એવા મૂડીવાદી સમાજથી વિપરીત સમાજવાદી સમાજમાં શ્રમનાં સુફળો ઉત્પાદકોને, મહેનતકશ લોકોને પોતાને, મળે છે. સમાજવાદી ઉત્પાદન સંબંધોનો આધાર બની રહેતું સાર્વજનિક માલિકીનું વર્ચસ્વ વહેંચણીના સામાજિક સ્વરૂપને પણ નિર્ધારિત કરે છે. સોવિયેત યુનિયનની રાષ્ટ્રીય આવકનો પોણો ભાગ મહેનતકશ લોકોની વ્યક્તિગત ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરિયાતો સંતોષવા માટે વપરાય છે. રાષ્ટ્રીય આવકના બાકીના હિસ્સાનો ઉપયોગ ઉત્પાદન વિસ્તારવા અને બીજી સામાજિક જરૂરતો સંતોષવા માટે કરવામાં આવે છે, અર્થાત્ એ હિસ્સો પણ મહેનતકશ લોકોના હિતમાં વપરાય છે.

સમાજવાદી ઉત્પાદન સંબંધો ઉત્પાદક શક્તિઓને અનુરૂપ હોય છે એટલે તેમની વૃદ્ધિની અજબ શક્યતાઓ પૂરી પાડે છે અને ઉત્પાદનના વિસ્તરણનું પ્રબળ સાધન બની રહે છે. સમાજવાદી અર્થતંત્રમાં પ્રેરક બળ નફાની તલાશનું નહિ પરંતુ સામાજિક ઉત્પાદનની વૃદ્ધિ અંગે તમામ મહેનતકશ લોકોની ઉત્સુકતાનું હોય છે.

સહકાર અને પરસ્પર સહાયના સમાજવાદી સંબંધો **સમાજવાદી સ્પર્ધામાં** એકદમ સાફ નજરે પડે છે. એવી સ્પર્ધા મારફત મહેનતકશ લોકો વ્યાપક શ્રમ પરાક્રમ દાખવીને પોતાના કામની ખામીઓને દૂર કરે છે, પાછળ રહી જનારાઓને મદદ કરીને મોખરાના કામદારોની કક્ષાએ પહોંચાડી દે છે.

કામ કરતા લોકોની પોતાના શ્રમનાં પરિણામો અંગેની **ભૌતિક ઉત્સુકતા** જેવું, આર્થિક પ્રગતિને ખૂબ ઝડપી બનાવી દેનારું, પ્રેરક બળ પણ સમાજવાદી ઉત્પાદન સંબંધોમાં સામેલ હોય છે. કોઈ કામદાર, સામૂહિક ખેડૂત, અથવા બુદ્ધિજીવી જેટલી વધારે દક્ષતાથી કામ કરે એટલું વધારે મહેનતાણું મેળવે. એથી સમાજને પણ લાભ થાય છે. સમાજવાદી સમાજમાં **વ્યક્તિગત અને સામાજિક હિતોનો જીવંત સમન્વય** ઉત્પાદનના વિકાસમાં મહત્ત્વની બાબત બની રહે છે.

કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની હેઠળ સોવિયેત જનતાએ સમાજવાદી ઉત્પાદન સંબંધોના આધારે પછાત રશિયાને પ્રબળ ઉદ્યોગ અને સમૃદ્ધ ખેતીવાડી ધરાવતા દેશમાં પલટાવી નાખ્યું છે. સોવિયેત યુનિયનમાં ૧૯૧૩ના ઝારશાહી રશિયાની સરખામણીએ ૧૯૭૬માં કાચા લોખંડનું ૨૫ ગણું, પોલાદનું ૩૪ ગણું, તેલનું ૫૦ ગણું, કોલસાનું ૩૨ ગણું, અને વીજળીનું ૫૫૫ ગણું

ઉત્પાદન થયું હતું. સમાજવાદી ખેતીવાડીમાં પણ ભારે પ્રગતિ થઈ છે. એટલે દેશની કાચા માલ તથા ખોરકની વધતી જરૂરિયાતો સંતોષવાની પૂરી શક્યતાઓ પેદા થઈ છે.

સમાજવાદી ઉત્પાદન સંબંધો સઘળા સમાજવાદી દેશોમાં ઝડપી આર્થિક વિકાસને સુનિશ્ચિત બનાવે છે. નોંધ લેવા જેવી હકીકત છે કે સમાજવાદી ઉત્પાદનના વિકાસનો વેગ મૂડીવાદી દેશોમાં ઉત્પાદનના વિકાસના વેગ કરતાં સારી પેઠે વધારે છે. દાખલા તરીકે, સમાજવાદી દેશોના કુલ વિસ્તારમાં ૧૯૩૭ની સરખામણીએ ૧૯૭૬માં લગભગ ૨૦ ગણું ઔદ્યોગિક ઉત્પાદન થયું હતું, પરંતુ એટલા સમયમાં મૂડીવાદી દેશોમાં ઔદ્યોગિક ઉત્પાદન ૫.૫ ગણું થયું હતું.

સમાજવાદી ઉત્પાદન સંબંધો **સમાજવાદનો આર્થિક આધાર** બની રહે છે. સમાજવાદના આર્થિક આધારના સર્જનની અનિવાર્ય શરત સર્વહારા વર્ગની સરમુખત્યારીની સ્થાપનાની છે. સર્વહારા વર્ગનું રાજ્ય ઉત્પાદનનાં તમામ બુનિયાદી સાધનો પોતાને હસ્તક કેંદ્રિત કરી લઈને શહેરો તથા ગામોમાં સમાજવાદી સંબંધોના આયોજિત વિકાસની સંઘટના કરે છે.

આધારથી નિરાળા ભાવિ સમાજવાદી ઉપલા માળખાનાં કેટલાંક તત્ત્વો પુરોગામી મૂડીવાદી સંઘટનમાં જ અસ્તિત્વમાં આવી જાય છે. માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંત, કામદાર વર્ગની પાર્ટી, કામદારોનાં ટ્રેડ યુનિયનો, અને સર્વહારા વર્ગીય નીતિરીતિ તેમ જ સાહિત્ય તથા કલા મૂડીવાદી આધારના વર્ચસ્વ દરમિયાન અસ્તિત્વમાં આવે છે અને પછી સમાજવાદી સમાજના ઉપલા માળખામાં પલટાઈ જાય છે. એ ઉપરાંત, પુરોગામી યુગો દરમિયાન વિજ્ઞાન, સંસ્કૃતિ, અને તત્ત્વજ્ઞાનનાં ક્ષેત્રોમાં સાધવામાં આવેલી અગત્યની સિદ્ધિઓ પણ એ ઉપલા માળખામાં સામેલ હોય છે. તેમ છતાં, વિચારો અને સંસ્થાઓની સમગ્રતાને વ્યક્ત કરતું સમાજવાદી ઉપલું માળખું એ બધાં તત્ત્વો વડે નથી ઘડાઈ જતું. તે સમગ્ર રૂપમાં તો સમાજવાદી આધાર રચાયા પછી જ ઘડાય છે.

સમાજવાદી વિચારસરણી અને તેની સંસ્થાઓ—સમાજવાદી રાજ્ય, કોમ્યુનિસ્ટ પાર્ટી, ટ્રેડ યુનિયનો, તરુણ સામ્યવાદી લીગ, સાંસ્કૃતિક તથા શૈક્ષણિક તેમ જ સંરક્ષણ સંબંધી તથા બીજાં સંગઠનો—મળીને **સમાજવાદી ઉપલું માળખું** બની રહે છે.

પ્રગતિશીલ સમાજવાદી આધાર સમાજવાદી ઉપલા માળખાના સ્વરૂપને,

ચેતનમય ક્રાંતિકારી-પરિવર્તક સ્વરૂપને, પણ નિર્ધારિત કરે છે. માનવજાતિના ઇતિહાસના વાસ્તવિક ક્રમને — મૂડીવાદમાંથી સામ્યવાદની દિશામાં માનવજાતિની અણથંભ આગેકૂચને — પ્રતિબિંબિત કરતું સમાજવાદી ઉપલું માળખું એ આગેકૂચને દરેક રીતે પ્રવેગ આપે છે અને સમાજવાદી આધારને વધારે મજબૂત બનાવે છે તથા વિકસાવે છે.

સમાજવાદી સમાજના ઉપલા માળખાની વિશિષ્ટતાઓ સમાજવાદી આધારની એકતા અને અખંડતામાંથી સર્જાતી પાષાણ સમી એકતા અને અખંડતાની તેમ જ વિષમ આંતરવિરોધોના અભાવની છે. સમાજવાદી સમાજમાં પ્રત્યાઘાતી વિચારો તથા દૃષ્ટિકોણોને પોષતા અને ફેલાવતા વર્ગો નથી હોતા, ભારે મોટી બહુસંખ્યાના મહેનતકશ લોકો સમાજવાદી સમાજના અધિક વિકાસ અંગે, સામ્યવાદની દિશામાં સફળ આગેકૂચ અંગે, ઉત્સુક હોય છે. તેઓ સમાજવાદના આધારને વધારે મજબૂત બનાવવાની અને તેના ઉપલા માળખાને વધારે વ્યાપક બનાવવાની તેમ જ સુધારવાની પૂરી કોશિશ કરે છે.

સમાજવાદી ઉપલું માળખું ખરેખર લોક-રૂપ ધરાવતું હોય છે. તે મહેનતકશ લોકોનાં હિતોની અભિવ્યક્તિ તથા રક્ષા કરે છે, તેમનો પૂરેપૂરો ટેકો ધરાવે છે. એટલે તે એકદમ ચેતનમય હોય છે અને આધારના વિકાસ ઉપર તેમ જ સમાજવાદી સમાજની સમગ્ર પ્રગતિ ઉપર પારવાર અસર પાડે છે. ધ્યાનમાં રાખવું જોઈએ કે સમાજવાદી સમાજ જેમ જેમ સામ્યવાદની દિશામાં આગેકૂચ કરતો જાય તેમ તેમ ઉપલા માળખાનું, ખાસ કરીને તો કૉમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત રાજ્યનું, મહત્ત્વ તેમ જ આધારના તથા સમગ્ર રૂપમાં સમાજના વિકાસ ઉપર તેની અસર એકધારાં વધતાં જાય છે. તેમાં સોવિયેત સંઘનાં સાંસ્કૃતિક અને આર્થિક નિર્માણ વ્યાપક પાયાનાં કર્તવ્યો, સામાજિક જીવનમાં નિરંતર વધતા જતા લોકસમુદાયોની સક્રિય સામેલગીરી, અને વૈચારિક તથા કેળવણી સંબંધી કામગીરીની વધતી જતી ભૂમિકા કારણભૂત છે.

## વિકસિત સમાજવાદ

મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિની સાઠમી જયંતીની પૂર્વવેળાએ અપનાવવામાં આવેલા નવાં સોવિયેત બંધારણમાં જણાવવામાં આવ્યું છે કે "સોવિયેત સંઘમાં વિકસિત સમાજવાદી સમાજનું નિર્માણ કરવામાં આવ્યું છે.

વર્તમાન કક્ષાએ, સમાજવાદ પોતાના જ પાયા ઉપર વિકસી રહ્યો છે ત્યારે, નવી પદ્ધતિની સર્જન શક્તિઓ અને સમાજવાદી જીવનરીતિના લાભો વધારે ને વધારે સ્પષ્ટ નજરે પડે છે, અને મહેનતકશ લોકો પોતાની મહાન ક્રાંતિકારી સિદ્ધિઓનાં સુફળો વધારે ને વધારે વ્યાપક રૂપે માણી રહ્યા છે."*

**આર્થિક** ક્ષેત્રમાં વિકસિત સમાજવાદની વિશિષ્ટતાઓ એક જ યોજના અનુસાર ઉપયોગમાં લેવાતી જબરદસ્ત ઉત્પાદક શક્તિઓ, વિજ્ઞાન તથા ટેક્નોલોજીની નવીનતમ સિદ્ધિઓના આધારે ઉત્પાદન તથા શ્રમની ઉત્પાદકતામાં સ્થાયી તથા ઝડપી વૃદ્ધિ, અને લોકોનાં સુખસગવડમાં એકધારા વધારાની છે.

**રાજકીય** ક્ષેત્રમાં ખરેખરી લોકશાહીવાદી રાજકીય પદ્ધતિ અસ્તિત્વમાં છે. એથી સામાજિક કારોબારનું અસરકારક સંચાલન, રાજ્યના કારોબારમાં મહેનતકશ લોકોની વધતી જતી સક્રિય સામેલગીરી, અને નાગરિકોના અધિકારો તથા આઝાદીઓની સાથે સમાજના સંબંધમાં તેમની ફરજો તથા જવાબદારીઓનો સમન્વય સુનિશ્ચિત બને છે.

**સામાજિક** ક્ષેત્રમાં સમાજવાદી માલિકીની પૂરી વર્ચસ્વીના આધારે ઘડાયેલા વિકસિત સમાજવાદી સામાજિક સંબંધો, સમાજની મક્કમ સામાજિક-રાજકીય તથા વૈચારિક એકતા, અને સમાજવાદી જીવનરીતિ અસ્તિત્વમાં છે. વિકસિત સમાજવાદી સમાજમાં નૂતન ઐતિહાસિક સમુદાયનું—સોવિયેત જનતાનું—ઘડતર થયું છે.

**બૌદ્ધિક** ક્ષેત્રમાં વિજ્ઞાન, સંસ્કૃતિ, અને શિક્ષણનું ઊંચું ધોરણ તેમ જ વૈજ્ઞાનિક માર્ક્સવાદી-લેનિનવાદી દૃષ્ટિકોણનો સર્વસામાન્ય ફેલાવો તથા દૃઢ સ્થાપના સાધી લેવામાં આવ્યાં છે.

વિકસિત સમાજવાદ ઊંચી કક્ષાનું સંગઠન તેમ જ નૈતિક પ્રમાણિકતા અને નાગરિક ફરજની ભાવના ધરાવતા મહેનતકશ લોકોનો, દેશભક્તો અને આંતરરાષ્ટ્રવાદીઓનો, સમાજ છે, દરેક વ્યક્તિનાં સુખસગવડ અંગે સઘળા લોકોની, સઘળા લોકોનાં સુખસગવડ અંગે દરેક વ્યક્તિની, કાળજીનો જીવન-નિયમ ધરાવતો સમાજ છે, એવો સમાજ છે કે જેમાં વ્યક્તિના સર્વાંગી વિકાસના વધારે ને વધારે સાનુકૂળ સંજોગો ઘડાતા રહે છે. વિકસિત

---

*'સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘનું બંધારણ (મૂળભૂત કાનૂન)', મોસ્કો, ૧૯૭૭, પૃષ્ઠ ૧૩.

સમાજવાદની કક્ષા સામાજિક રૂપાંતરોની સાંકળની આવશ્યક કડી છે, મૂડીવાદમાંથી સામ્યવાદની દિશામાં સમાજની આગેકૂચ દરમિયાન પ્રમાણમાં લાંબી કક્ષા છે.

## સામ્યવાદ

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમના શબ્દોમાં "સામ્યવાદ ઉત્પાદનનાં સાધનોની એક જ સાર્વજનિક રૂપની માલિકી તેમ જ સમાજના સઘળા સભ્યોની સંપૂર્ણ સામાજિક સમાનતા અંકિત કરતી વર્ગવિહીન સામાજિક પદ્ધતિ છે, તેમાં લોકોના સર્વાંગી વિકાસની સાથે સાથે વિજ્ઞાન તથા ટેકનોલોજીની અવિરત પ્રગતિ મારફત ઉત્પાદક શક્તિઓની વૃદ્ધિ થતી રહેશે, સહકારી સંપત્તિના સઘળા ઝરા વધારે ને વધારે વિપુલ બનતા રહેશે, અને 'દરેક પાસેથી તેની શક્તિ મુજબ, દરેકને તેની જરૂરિયાતો મુજબ'નો મહાન સિદ્ધાંત અમલી બનશે. સામ્યવાદ મુક્ત અને સામાજિક સમાનતા ધરાવતા મહેનતકશ લોકોનો એકદમ સુસંગઠિત સમાજ છે, તેમાં સાર્વજનિક સ્વશાસન સ્થાપવામાં આવશે, સમાજના હિતનો શ્રમ દરેક માનવી માટે મુખ્ય પ્રાણભૂત જરૂરત, દરેક દરેક સભ્યે સ્વીકારેલી જરૂરત, બની રહેશે, અને દરેક વ્યક્તિની શક્તિનો ઉપયોગ સમાજનાં વધારેમાં વધારે લાભ માટે કરવામાં આવશે."*

સામ્યવાદ તમામ લોકોને સામાજિક અસમાનતાથી, કોઈ પણ રૂપના જુલમ તથા શોષણથી, તથા યુદ્ધની ભયાનકતાઓથી છુટકારો અપાવવાની ઐતિહાસિક કામગીરી બજાવે છે અને પૃથ્વીના તમામ લોકો માટે શાંતિ, શ્રમ, આઝાદી, સમાનતા, બંધુભાવ, તથા સુખના સંજોગોનું સર્જન કરે છે.

દુનિયામાં સામ્યવાદની સ્થાપનાથી જીવનનાં બધાં ક્ષેત્રોમાં — ઉત્પાદન, સામાજિક સંબંધો, સંસ્કૃતિ તથા જીવનરીતિ, તેમ જ લોકોના વિચારો તથા દૃષ્ટિકોણોમાં — ગહન પરિવર્તનો થશે. સામ્યવાદ સમાજના સઘળા સભ્યોને જીવનના એવા સંજોગો પૂરા પાડશે કે જે માનવીની અંતરતમ આકાંક્ષાઓને એકદમ પૂરેપૂરી સંતોષે અને અત્યંત ઉદાત્ત માનવીય આદર્શોને અનુરૂપ હોય.

સામ્યવાદી સમાજની સૌથી પહેલી વિશિષ્ટતા ઝડપી વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિના આધારે બહુ ઊંચી કક્ષાના સતત વિસ્તરતા ઉત્પાદન તથા અભૂતપૂર્વ

---

*'સામ્યવાદનો પંથ', મોસ્કો, ૧૯૬૨, પૃષ્ઠ ૫૦૯.

ઊંચી કક્ષાની શ્રમની ઉત્પાદકતાની હશે. સામ્યવાદી સમાજમાં આયોજિત અર્થતંત્રની સર્વોચ્ચ કક્ષા સિદ્ધ કરવામાં આવશે અને ભૌતિક સંપદા તથા કુદરતી સાધનસંપત્તિનો અત્યંત સહેતુક તથા તર્કસંગત ઉપયોગ સુનિશ્ચિત બનાવવામાં આવશે. લોકોને સર્વોત્તમ અને અતિસમર્થ ટેકનોલોજી પૂરી પાડવામાં આવશે, કુદરતની ઉપર માનવીનો કાબૂ વિરાટ શિખરોને સર કરશે અને તેને માટે પ્રકૃતિની સ્વયંભૂ શક્તિઓને નાથવાનું તથા પોતાના હિતમાં કામે લગાવવાનું શક્ય બનાવશે. સામ્યવાદી ઉત્પાદનનું લક્ષ્ય સતત સામાજિક પ્રગતિ સુનિશ્ચિત બનાવવાનું, સમાજના દરેક સભ્યને ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરતની ચીજો તેમ જ સગવડો પૂરી પાડવાનું, અને તેની નિરંતર વધતી જતી જરૂરિયાતો, દિલચસ્પીઓ, તથા રુચિઓને સંતોષવાનું હશે.

પરંતુ લોકોની બહુવિધ જરૂરિયાતો પૂરી કરતો સામ્યવાદ અરાજકતા, નિષ્ક્રિયતા, અને પ્રમાદનો સમાજ નહિ હોય. તેની ભૌતિક તથા બૌદ્ધિક સંપદાનો મુખ્ય સ્રોત શ્રમમાં હશે. સામ્યવાદી સમાજમાં દરેક માણસ સ્વેચ્છાએ પોતાની શક્તિ મુજબ કામ કરશે, સમાજની સંપત્તિ અને સામર્થ્યમાં વૃદ્ધિ કરતો રહેશે. કામનાં રૂપલક્ષણો જ બદલાઈ જશે. શ્રમ ખાલી ગુજરાનું સાધન નહિ રહે પરંતુ જીવનની સૌથી પહેલી જરૂરતમાં, ખરેખરી સર્જનાત્મક જહેમતોમાં, ખુશી અને સુખના સ્રોતમાં, પલટાઈ જશે.

સામ્યવાદ વર્ગો તથા સામાજિક જૂથોમાં સમાજના વિભાજનને ખતમ કરી નાખશે. સામાજિક તથા આર્થિક ક્ષેત્રોમાં, સંસ્કૃતિ તથા જીવનરીતિમાં, શહેરો અને ગામો વચ્ચેના તફાવતો જેમ જેમ નાબૂદ થતા જશે, અને સમાજવાદી માલિકીનાં બે રૂપો ભેગાં મળીને સામ્યવાદી માલિકીના એક જ રૂપમાં પલટાતાં જશે, તેમ તેમ કામદારો અને કિસાનોના વર્ગો અદૃશ્ય થતા જશે. શારીરિક મહેનત કરનારાઓ બુદ્ધિજીવીઓની સાંસ્કૃતિક અને ટેકનિકલ કક્ષા સિદ્ધ કરી લેશે એટલે સામ્યવાદી સમાજમાં બુદ્ધિજીવીઓનું અલગ સામાજિક જૂથ નહિ રહે. સમાજનો દરેક સભ્ય માનસિક તેમ જ શારીરિક મહેનત કરશે, તેના કામમાં માનસિક તથા શારીરિક જહેમતોનો જીવંત સમન્વય અંકિત હશે.

સામ્યવાદી સમાજના બધા સભ્યો ઉત્પાદનના સંબંધો જોડે એકસરખા સંબંધને કારણે એકસરખી સ્થિતિમાં હશે, કામ તથા વહેંચણીના એકસરખા સંજોગો ધરાવતા હશે, અને સમાજના કારોબારમાં સક્રિય ભાગ લેતા હશે. વ્યક્તિ અને સમાજ વચ્ચે સુમેળના સંબંધોનો જાણે નિયમ બની રહેશે કારણ કે સામાજિક અને વ્યક્તિગત હિતો પૂરેપૂરાં સમન્વિત હશે.

માનવીય સંસ્કૃતિ અભૂતપૂર્વ ઊંચાઈનાં શિખરો સર કરતી રહેશે. વિશ્વ સંસ્કૃતિનાં સઘળાં સર્વોત્તમ સર્જનોને અપનાવતી અને વિકસાવતી સામ્યવાદી સંસ્કૃતિ માનવજાતિના સાંસ્કૃતિક વિકાસમાં નવી ઉચ્ચતર કક્ષા અંકિત કરશે. તેમાં બૌદ્ધિક જીવનની સમગ્ર વિવિધતા અને સમૃદ્ધિ, નૂતન સમાજના ઉદાત્ત આદર્શો અને માનવતા, સમાવિષ્ટ હશે. તે સમગ્ર માનવજાતિની વર્ગવિહીન આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ બની રહેશે.

સામ્યવાદી સમાજમાં નૂતન માનવી, બૌદ્ધિક સમૃદ્ધિની સાથે નૈતિક નિર્મળતા તથા શારીરિક પરિપૂર્ણતાનો સમન્વય અંકિત કરતો અને ઊંચી કક્ષાની સામ્યવાદી સભાનતા, ઉદ્યમ, શિસ્ત, તેમ જ સમાજનાં હિતો અંગે વફાદારી ધરાવતો નૂતન માનવી, અસ્તિત્વમાં હશે. સામ્યવાદી ઉત્પાદનમાં માનવી માટે આવશ્યક બની રહેતી અદ્‌ભુત સંઘટના તથા ચોકસાઈને જબરદસ્તીના આધારે નહિ પરંતુ નાગરિક ફરજની ઊંડી ભાવનાના આધારે સુનિશ્ચિત બનાવવામાં આવશે. માનવીનો વિકાસ સર્વાંગી અને સુસંવાદી હશે, તેની શક્તિઓ તથા પ્રતિભાઓ એકદમ મુક્ત બની રહેશે અને ખીલી ઊઠશે, તેના સર્વોત્તમ બૌદ્ધિક તથા શારીરિક ગુણો પૂર્ણ રૂપે વ્યક્ત થશે.

સામ્યવાદી સમાજના નિર્માણમાં નૂતન સમાજનું, જેના ધ્વજમાં "દરેક પાસેથી તેની શક્તિ મુજબ, દરેકને તેની જરૂરિયાતો મુજબ" શબ્દો અંકિત હોય એવા સમાજનું, નિર્માણ કરવાના કોમ્યુનિસ્ટ પાર્ટીના સર્વોપરી લક્ષ્યની સિદ્ધિ સૂચિત હશે. "સર્વકંઈ માનવીને ખાતર, માનવીના લાભ કાજે"નું પાર્ટીનું સૂત્ર પૂર્ણ રૂપે અમલમાં મૂકવામાં આવશે.

## અભ્યાસ

૧. સમાજના વિકાસમાં ભૌગોલિક વાતાવરણ અને વસતિની ભૂમિકા કેવી હોય છે?

૨. ઉત્પાદન પદ્ધતિ એટલે શું? તેના વિકાસની દ્વંદ્વાત્મકતા કેવી હોય છે?

૩. આધાર અને ઉપલું માળખું એટલે શું?

૪. સામાજિક-આર્થિક સંઘટનનું અંતસ્તત્ત્વ અને મર્મ શામાં હોય છે?

૫. સામ્યવાદ પૂર્વેનાં સામાજિક-આર્થિક સંઘટનોનાં રૂપલક્ષણો કેવાં હતાં?

૬. સમાજવાદની વિશિષ્ટતાઓ કેવી છે?

૭. સામ્યવાદ એટલે શું? તે માનવજાતિ સમક્ષ કેવી સંભાવનાઓ રજૂ કરે છે?

પ્રકરણ ૧૧

# લોકસમુદાયો — સામાજિક વિકાસનું નિર્ણાયક પરિબળ

## સમાજ અને વ્યક્તિ

અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ કે સમાજનો વિકાસ તેના આગવા નિયમોના, ઐતિહાસિક અનિવાર્યતાના, આધારે થાય છે. પરંતુ સામાજિક નિયમો હંમેશાં લોકોનાં સભાન કૃત્યો અને કદમો મારફત વ્યક્ત થાય છે, લોકો પોતાના ઈતિહાસનું સર્જન ખુદ કરે છે.

ઐતિહાસિક પ્રક્રિયામાં લોકોનું મહત્ત્વ કેવું છે? અને ઈતિહાસમાં લોકસમુદાયોની તેમ જ વ્યક્તિની ભૂમિકા કેવી હોય છે?

ઐતિહાસિક ભૌતિકવાદમાં એવો આધાર અપનાવવામાં આવે છે કે ઈતિહાસની પ્રક્રિયાના ખરા સર્જકો લોકો છે. આપણે જોઈએ કે ઈતિહાસના સર્જકો લોકો કેમ છે, અને સામાજિક વિકાસમાં વ્યક્તિ કેવી ભૂમિકા ભજવે છે.

## ૧. લોકો ઈતિહાસના ખરા સર્જકો છે, સામાજિક વિકાસનું નિર્ણાયક પરિબળ છે

### લોકો એટલે શું?

ઈતિહાસના સર્જકો તરીકે લોકોની ભૂમિકા સમજવા માટે સૌપ્રથમ તો સમજી લેવું જોઈએ કે લોકો, લોકસમુદાયો, કોને કહેવાય.

લોકો એટલે એવું કશું નહિ કે જે અવિકારી હોય, ઈતિહાસથી અળગું હોય, અને સદાને માટે નિશ્ચિત હોય. વળી લોકોનો અર્થ શોષક વર્ગોના વિચારકો

ગણાવે છે તેમ કોઈ પણ સભ્યતા અને પ્રગતિનો વિરોધ કરતું બેરંગ અવ્યવસ્થિત "ટોળું" કે "ધાડું" પણ નથી.

**લોકો એટલે સૌપ્રથમ તો કામ કરતા ઇન્સાનો, અને વિષમ વર્ગો ધરાવતા સમાજમાં તેઓ શોષિત સમુદાયો હોય છે.** ગુલામીના સમાજમાં તેઓ મુખ્યત્વે ગુલામો હતા, સામંતશાહીના સમાજમાં તેઓ ખેતગુલામો અને કારીગરો હતા. મૂડીવાદી સમાજમાં લોકોની અંદર કામદાર વર્ગ, કિસાનો, કામ કરતા બુદ્ધિજીવીઓ, અને સામાજિક પ્રગતિમાં ફાળો આપતાં બીજાં જૂથો સામેલ હોય છે.

વિષમ વર્ગો ધરાવતા સમાજમાં લોકો સમગ્ર વસતિ નહિ પરંતુ વસતિની બહુસંખ્યા બની રહે છે. દાખલા તરીકે, વર્તમાન મૂડીવાદી સમાજમાં એક તરફ લોકો હોય છે અને તેમના વિરોધમાં પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી ઉપલા સ્તરો હોય છે.

સમાજવાદી સમાજમાં સમગ્ર વસતિ—કામદાર વર્ગ, કિસાનો, અને બુદ્ધિજીવીઓ—લોકો બની રહે છે.

## લોકો ઈતિહાસના સર્જકો છે

ઐતિહાસિક પ્રક્રિયામાં લોકોનું નિર્ણાયક મહત્ત્વ સમાજના વિકાસમાં ઉત્પાદન પદ્ધતિની નિર્ધારક ભૂમિકામાંથી ઉદ્ભવ પામે છે. આપણે અગાઉ જોઈ ગયા કે સામાજિક જીવનનો આધાર ભૌતિક ઉત્પાદન છે, અને મુખ્ય ઉત્પાદક શક્તિ મહેનતકશ લોકો છે. એટલે લોકો, મહેનતકશ લોકો, સામાજિક વિકાસમાં **નિર્ણાયક પરિબળ** છે, ઈતિહાસના **ખરા સર્જકો** છે.

ઈતિહાસમાં લોકોની ભૂમિકા કેવી રીતે વ્યક્ત થાય છે?

મહેનતકશ લોકો ઈતિહાસનું સર્જન સૌપ્રથમ તો પોતાના ઉત્પાદક શ્રમ વડે કરે છે. તેઓ જ સમગ્ર ભૌતિક સંપત્તિને પેદા કરે છે—શહેરો અને ગામો, કારખાનાં અને મિલો, સડકો અને પુલો, યંત્રસામગ્રી અને વાહનો, કપડાં અને પગરખાં, ખોરાક અને ઘરવખરીની ચીજો, ટૂંકમાં માનવી જેના વગર હયાત ન રહી શકે એવી તમામ વસ્તુઓ.

ટેકનિકલ પ્રગતિનું મુખ્ય પ્રેરક બળ લોકો છે. તેમણે દિવસ પછી દિવસ, વરસ પછી વરસ, સદી પછી સદી, મહેનતથી અને ખંતથી, ક્યારેક તો અજાણતાં જ, શ્રમનાં ઓજારો ઘડયાં તથા પરિપૂર્ણ બનાવ્યાં, અને આખરી પૃથક્કરણમાં

તો તેના પરિણામે જ મૂળગામી ટેકનિકલ ક્રાંતિઓ થઈ, ઉત્પાદક શક્તિઓમાં પરિવર્તનો થયાં. ઉત્પાદક શક્તિઓના વિકાસના પરિણામે સમગ્ર ઉત્પાદન પદ્ધતિમાં પરિવર્તનો થતાં રહ્યાં. એટલે, શોષક પદ્ધતિના સંજોગોમાં એકદમ આકરા જુલમની હાલતમાં પણ સાધારણ લોકોના શ્રમથી માનવજાતિની પ્રગતિના, નવી સામાજિક પદ્ધતિમાં સંક્રમણના, ભૌતિક પૂર્વસંજોગો પેદા થતા રહ્યા.

પરંતુ ઇતિહાસમાં લોકસમુદાયોની ભૂમિકા ઉત્પાદક શક્તિઓને વિકસાવવા અને એ રીતે નવી સામાજિક પદ્ધતિમાં સંક્રમણના ભૌતિક સંજોગો પેદા કરવા પૂરતી જ સીમિત નથી. તેઓ સામાજિક ક્રાંતિઓના, રાજકીય તથા રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોના, પરિણામને નિર્ધારિત કરતું મુખ્ય પરિબળ પણ છે. વિષમ વર્ગો ધરાવતા સમાજોના વિકાસમાં વર્ગસંઘર્ષ, સૌપ્રથમ તો જુલમગારો સામે મહેનતકશ લોકોનો સંઘર્ષ, સર્વોચ્ચ કક્ષાએ સામાજિક ક્રાંતિમાં પરિણમતો સંઘર્ષ, પ્રેરક બળની કામગીરી બજાવે છે. ગુલામોના વિદ્રોહો ગુલામ-માલિકીના સમાજના પાયા ખોદી નાખીને સામંતશાહીમાં સંક્રમણનું અત્યંત મહત્ત્વનું કારણ બની રહ્યા. કિસાનોએ તથા શહેરી ગરીબોએ મૂડીવાદી ક્રાંતિઓમાં મહત્ત્વના પ્રેરક બળની કામગીરી બજાવી, અને તેના પરિણામે સામંતશાહીનું સ્થાન વધારે પ્રગતિશીલ મૂડીવાદી પદ્ધતિએ લઈ લીધું.

સમાજવાદ પૂર્વેના સમાજોમાં લોકોને પોતાના શ્રમ તથા સંઘર્ષનાં સુફળો માણવા નહોતાં મળતાં, પરંતુ અંતે મહેનતકશ લોકોની મુક્તિમાં અને અગ્રગામી સમાજવાદી પદ્ધતિના ઉદયમાં પરિણમેલી મુખ્ય બાબતો લોકોના શ્રમ તથા સંઘર્ષની જ હતી.

લોકસમુદાયોએ માનવજાતિની બૌદ્ધિક સંસ્કૃતિના વિકાસમાં જબ્બર ફાળો આપ્યો છે. મક્સીમ ગોર્કીએ લખ્યું છે કે "લોકો સઘળાં ભૌતિક મૂલ્યોનું સર્જન કરનારું પરિબળ છે એટલું જ નહિ પરંતુ બૌદ્ધિક મૂલ્યોનો એકમાત્ર અને અખૂટ સ્રોત પણ છે, લોકોમાં જ કાળ, સૌંદર્ય, તથા પ્રતિભાની દૃષ્ટિએ સર્વપ્રથમ તત્ત્વજ્ઞાની તથા કવિ, અસ્તિત્વ ધરાવતાં સઘળાં મહાન કાવ્યોનો સર્જક, જગતની બધી કરુણતાઓનો અને તેમાંની સૌથી મહાન કરુણતાનો—વિશ્વ સંસ્કૃતિના ઇતિહાસનો—સર્જક, અંકિત છે".

વિજ્ઞાન અને સંસ્કૃતિના સ્રોત લોકોના શ્રમમાં છે, તેમની સર્જનાત્મક જહેમતોમાં છે. પોતાનાં મહાન સર્જનો વડે માનવજાતિને સમૃદ્ધ બનાવનારા ઘણા તેજસ્વી વિજ્ઞાનીઓ તથા લેખકો, કલાકારો તથા સાંસ્કૃતિક ક્ષેત્રના બીજા

સર્જકો સાધારણ લોકોમાંથી આગળ આવેલા છે. લોકો અદ્‌ભુત કથાકાવ્યો તથા વાર્તાઓનું, ગીતો અને નૃત્યોનું, સર્જન કરે છે અને એ સર્જનો પારાવાર મનોરંજન પૂરું પાડે છે. અત્યંત યશસ્વી કલાકારોએ પોતાની અત્યુત્તમ કૃતિઓ માટે કલ્પનો હંમેશાં લોક-કલાના અખૂટ ખજાનામાંથી મેળવ્યાં છે.

માનવીના જીવન અને કામ માટે જરૂરી બધું પેદા કરીને લોકો માનસિક શ્રમ કરનારાઓને બૌદ્ધિક પ્રવૃત્તિઓ માટે **સમય** પૂરો પાડે છે. છેલ્લે, લોકસમુદાયો **ભાષાનું** સર્જન તથા સુધારણા કરે છે, અને ભાષા વગર તો લોકો વચ્ચે સંપર્કની તથા પરિણામ રૂપે સામાજિક પ્રવૃત્તિ, વિજ્ઞાન, સંસ્કૃતિ, અને કલાની કલ્પના જ ન થઈ શકે.

## ઐતિહાસિક વિકાસમાં લોકોની વધતી જતી ભૂમિકા

લોકો ઈતિહાસનું સર્જન કરે છે, પરંતુ પોતાની મરજી મુજબ નથી કરતા, વસ્તુગત સંજોગોના આધારે અને સૌપ્રથમ તો ભૌતિક સંપત્તિના ઉત્પાદનની ઈતિહાસ-નિર્ધારિત પદ્ધતિના આધારે કરે છે. ભૌતિક ઉત્પાદન સતત સુધરતું રહે છે, નીચલી કક્ષામાંથી ઉચ્ચતર કક્ષામાં સતત વિકાસ પામતું રહે છે એટલે ઐતિહાસિક પ્રક્રિયામાં લોકોની ભૂમિકા પણ પલટાતી રહે છે. એ ઉપરાંત, **માનવજાતિ જેમ જેમ ઉત્તરોત્તર વિકાસ પામતી જાય તેમ તેમ ઈતિહાસમાં લોકોની ભૂમિકા વધતી જાય છે.** માર્ક્સવાદે સાબિત કરી દીધું છે કે જેમ જેમ સામાજિક રૂપાંતરો વધારે ગહન બનતાં જાય અને સમાજ સમક્ષ ઉપસ્થિત કર્તવ્યો વધારે મહત્ત્વનાં બનતાં જાય તેમ તેમ વધારે મોટા લોકસમુદાયો ઐતિકાસિક પ્રક્રયિામાં સામેલ થતા જાય છે, લોકસમુદાયો વધારે સક્રિય બનતા જાય છે. માર્ક્સે લખ્યું છે કે "ઐતિહાસિક કદમની કાર્યસાધકતાની સાથે સાથે એ કદમ ઉઠાવનારા લોકસમુદાયોનો વ્યાપ... વધતો જશે."*

ગુલામ-માલિકી તથા સામંતશાહીનાં સામાજિક-આર્થિક સંઘટનોમાં મહેનતકશ સમુદાયોને સાવ પ્રાથમિક માનવીય અધિકારો પણ નહોતા આપવામાં આવતા.

---

*કાર્લ માર્ક્સ, 'પવિત્ર પરિવાર', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક ઍંગેલ્સની સંગૃહતિ કૃતિઓ, ગ્રંથ ૪, પૃષ્ઠ ૮૨.

તેમને પોતાની સર્જન શક્તિઓ વ્યક્ત કરવાની કોઈ જાતની શક્યતાઓ નહોતી મળતી, એટલે તેઓ પોતાની હસ્તીને પૂરેપૂરી વ્યક્ત નહોતા કરી શકતા. ગુલામ-માલિકો અને સામંતી ઉમરાવોએ રાજ્ય કારોબાર, રાજકારણ, વિજ્ઞાન, તથા કલાની ઈજારદારી જમાવી દીધી હતી. તેઓ લોકસમુદાયોને અંધકાર અને અજ્ઞાનમાં જકડી રાખતા, તનતોડ મહેનતની હાલતમાં ગોંધી રાખતા. એ જમાનામાં લોકોની પ્રવૃત્તિ પ્રમાણમાં મર્યાદિત હતી, અને શોષકોની સામે તેમના છૂટાછવાયા તથા આપોઆપ ફાટી નીકળતા વિદ્રોહોને નિર્દયતાથી દબાવી દેવામાં આવતા. લેનિને લખ્યું છે કે એ જમાનામાં ઈતિહાસ તદ્દન ધીમા વેગે ખસતો ખસતો જ આગળ વધી શકતો હતો.

મૂડીવાદી સમાજમાં શોષણથી મહેનતકશ લોકોની મુક્તિના પૂર્વસંજોગો પેદા થાય છે. મોટા પાયાનું યંત્ર-ઉત્પાદન, અને મૂડીવાદની સામે લડતમાં લોકોની આગેવાની કરવા તથા સમાજવાદનો વિજય સિદ્ધ કરવા શક્તિમાન સર્વહારા વર્ગ, અસ્તિત્વમાં આવે છે. એ વર્ગ કોમ્યુનિસ્ટ પાર્ટીની રચના કરે છે, અને કોમ્યુનિસ્ટ પાર્ટી એકમાત્ર વૈજ્ઞાનિક સિદ્ધાંતમાંથી, માર્ક્સવાદ-લેનિન-વાદમાંથી, માર્ગદર્શન મેળવીને મહેનતકશ લોકોના ક્રાંતિકારી સંઘર્ષની આગેવાની કરે છે. એ કારણે મૂડીવાદી સમાજમાં લોકો જીવનમાં વધારે મોટી ભૂમિકા ભજવે છે. લાખોકરોડો મહેનતકશ લોકો સક્રિય રાજકીય સંઘર્ષમાં સંકળાઈ જાય છે, અને તેના પરિણામે વિશ્વ ઈતિહાસનો ક્રમ સારી પેઠે ઝડપી બની જાય છે.

લોકો, મહેનતકશ સમુદાયો, સમાજવાદી ક્રાંતિનું મુખ્ય પ્રેરક બળ બની રહે છે. પુરોગામી ક્રાંતિઓમાં લોકોએ કેવળ પુરાણી સામાજિક પદ્ધતિને નાબૂદ કરી નાખી હતી. તેની સરખામણીમાં સમાજવાદી ક્રાંતિ દરમિયાન લોકો પુરાણી સામાજિક પદ્ધતિને, મૂડીવાદને, નાબૂદ કરી નાખે છે એટલું જ નહિ પરંતુ નૂતન સમાજવાદી સમાજનું સર્જન પણ કરે છે.

સમાજવાદી સમાજમાં સામાજિક જીવનમાં લોકસમુદાયોની પ્રવૃત્તિ અને ભૂમિકા વિશેષ રૂપે વ્યાપક હોય છે. સમાજવાદ મહેનતકશ લોકોનાં મૂળભૂત હિતોને અનુરૂપ છે એટલે તેમને તેના નિર્માણ અંગે ઊંડી ઉત્સુકતા હોય છે. લેનિને લખ્યું છે કે "ચેતનમય સર્જનાત્મક સમાજવાદ તો ખુદ લોકસમુદાયોનું સર્જન છે."* નૂતન જીવનના નિર્માણમાં લોકસમુદાયોની વધતી જતી પ્રવૃત્તિ

---

*વ્લા. ઈ. લેનિન, 'અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિનું અધિવેશન — નવેંબર, ૧૯૧૭', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૬, પૃષ્ઠ ૨૮૮.

**સમાજવાદી વિકાસનો નિયમ** છે. તેની સચોટ સાબિતી સોવિયેત યુનિયનમાં, સમાજવાદનો વિજય સિદ્ધ કરનારા પ્રથમ દેશમાં, જોવા મળે છે.

સમાજવાદી સંજોગોમાં લોકોની ભૂમિકા ખુદ **સમાજવાદી પદ્ધતિના સ્વરૂપને** કારણે, સમાજવાદી ઉત્પાદન સંબંધોના વર્ચસ્વને કારણે, ખૂબ વધી જાય છે. સમાજવાદી દેશોમાં હવે મક્કમ સ્થપાઈ ગયેલી સમાજવાદી માલિકી મહેનતકશ લોકોના સઘળા વિભાગોની એકતા સાધે છે, તેમને એકસૂત્રે સાંકળી લે છે, અને સમાજવાદ તથા સામ્યવાદના નિર્માણમાં તેમની સક્રિય સામેલગીરી સુનિશ્ચિત બનાવે છે.

કેવળ સમાજવાદમાં જ સમાજનાં અને વ્યક્તિનાં મૂળભૂત હિતોના સુસંવાદી સમન્વયને પ્રવેગ મળે છે અને મહેનતકશ લોકોની પોતાના શ્રમનાં સુફળો અંગેની ભૌતિક ઉત્સુકતા વધારે સતેજ બને છે. મૂડીવાદી સમાજમાં મહેનતકશ લોકો પારાવાર ભૌતિક તથા સાંસ્કૃતિક મૂલ્યોનું સર્જન કરે છે અને સઘળાં પ્રગતિશીલ સામાજિક આંદોલનોમાં મુખ્ય સામેલગીરો હોય છે પરંતુ તેમના શ્રમ, સંઘર્ષ, અને જહેમતોનાં સુફળોનો મોટો ભાગ ગણતર શોષકો હડપ કરી જાય છે. સમાજવાદી સમાજમાં પરિસ્થિતિ એથી નિરાળી હોય છે: મહેનતકશ સમુદાયો સમાજવાદી પદ્ધતિને વધારે મજબૂત બનાવવાની તથા વિકસાવવાની ઊંડી ઉત્સુકતા ધરાવતા હોય છે કારણ કે તેમની રાજકીય આઝાદી, ભૌતિક સુખસગવડ, અને સાંસ્કૃતિક પ્રગતિનો આધાર તેમાં જ હોય છે. મહેનતકશ લોકો જાણતા હોય છે કે પોતે ખુદ પોતાને ખાતર, પોતાના સમાજ ખાતર, પોતાની જનતા ખાતર, કામ કરે છે. એવી સભાનતા તેમની અંદર કામ વિશે ઉત્સાહ જગાવે છે અને નવી રીતો ઘડી કાઢવાની જહેમતોને, સર્જનાત્મક પહેલકદમીને, તથા વ્યાપક સમાજવાદી સ્પર્ધાઓને પ્રવેગ આપે છે.

સમાજવાદી સમાજમાં સામ્યવાદનું નિર્માણ કરી રહેલા લોકસમુદાયોની ભૂમિકા તેમની સમક્ષ ઉપસ્થિત **કર્તવ્યોની વિરાટતાને** કારણે પણ વધે છે. સામ્યવાદના વિજયથી સમાજના વિકાસમાં જબરદસ્ત છલંગ, સામાજિક જીવનનાં બધા ક્ષેત્રોમાં વ્યાપક અભૂતપૂર્વ પરિવર્તનોનું પરિણામ, અંકિત થશે, અને લાખોકરોડો એકદમ સ્પષ્ટ છે કે લોકોની ફૂર્તિલી સામેલગીરી વગર એ કર્તવ્યોની, વિરાટ પરિવર્તનોની, સિદ્ધિની કલ્પના બિલકુલ અશક્ય છે.

સોવિયેત લોકોની બહાદુરી અને શ્રમ-પરાક્રમો સુખ્યાત છે. તેમણે એકદમ મુશ્કેલ સંજોગોમાં સમાજવાદનો વિશ્વ ઐતિહાસિક વિજય સાધી લીધો. તેમણે

૧૯૪૧-૪૫ના મહાન દેશાભિમાની યુદ્ધમાં નાઝી ચડાઈખોરોની સામે ભીષણ સંઘર્ષ લડીને સમાજવાદની સિદ્ધિઓને સલામત રાખી અને માનવજાતિને ગુલામીથી બચાવી લીધી. તેમણે યુદ્ધમાં તારાજ થઈ ગયેલા અર્થતંત્રનું પુનરુત્થાન કર્યું, પોતાના સર્જનાત્મક શ્રમના ક્ષેત્રમાં વધારે પ્રગતિ સાધી, વિકસિત સમાજવાદી સમાજનું નિર્માણ કર્યું, અને હવે તેઓ સામ્યવાદનું નિર્માણ કરી રહ્યા છે.

સોવિયેત લોકો સામ્યવાદ નિકટ હોવાની લાગણી અનુભવે છે. પોતાની જહેમતોના પરિણામે જીવન અને કાર્યમાં સામ્યવાદના ફણગાઓને ફૂટી નીકળતા નીરખે છે, જાણે છે કે સામ્યવાદના પૂરા વિજયનો આધાર તેમની ઉપર છે, સામ્યવાદી નિર્માણના મહાન ધ્યેયમાં તેમના ફાળા ઉપર છે. એટલે તેઓ પારાવાર શ્રમ કરે છે તથા રાજકીય ઉત્સાહ દાખવે છે, અને તેનું પ્રતિબિંબ સોવિયેત કોમ્યુનિસ્ટ પાર્ટીએ ઘડી કાઢેલા સામ્યવાદી નિર્માણના મહાન કાર્યક્રમને પાર પાડવાના દેશવ્યાપી આંદોલનમાં જોવા મળે છે.

સમાજવાદી સમાજમાં લોકસમુદાયોની વધતી જતી ભૂમિકામાં અત્યંત મહત્ત્વની કારણભૂત બાબત **સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાનીની** છે. પાર્ટી સોવિયેત લોકોને વસ્તુગત નિયમો ઉપર આધારિત વૈજ્ઞાનિક નીતિ પૂરી પાડે છે અને સમાજના ભૌતિક જીવનની જરૂરિયાતોને લક્ષમાં રાખે છે. પાર્ટી ઉત્પાદનના પ્રવર્તિત ધોરણ તથા ખરી શક્યતાઓના આધારે જનતા માટે આગળનાં કર્તવ્યો નિર્ધારિત કરે છે અને તેમને પાર પાડવાના ઉપાયો તથા તરીકાઓ બતાવે છે. પાર્ટી લોકોને સતત કેળવણી આપે છે, તેમની પ્રવૃત્તિઓને પ્રવેગ આપે છે, અને તેમને નૂતન સમાજના નિર્માણમાં નિરંતર વધારે બહોળા પ્રમાણમાં સાંકળી લેવાની કોશિશ કરે છે.

લોકસમુદાયો આપણા યુગનું નિર્ણાયક રાજકીય પરિબળ છે. તેની સાબિતી સામ્યવાદનું નિર્માણ કરી રહેલી સોવિયેત જનતાની અપૂર્વ સફળતાઓમાં, બીજા સમાજવાદી દેશોમાં સમાજવાદનું નિર્માણ કરી રહેલી પ્રજાઓના પારાવાર સર્જનાત્મક ઉત્સાહમાં, મૂડીવાદી દેશોમાં લોકશાહી, સામાજિક પ્રગતિ, તથા સમાજવાદના સંઘર્ષમાં મહેનતકશ લોકોની જોશીલી સામેલગીરીમાં, અને વિકાસતા દેશોની પ્રજાઓના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનની વધતી જતી તાકાતમાં જોવા મળે છે. આપણા જમાનામાં મહેનતકશ લોકસમુદાયો વિશ્વ શાંતિના જુસ્સાદાર સુસંગત સમર્થકો છે. શાંતિની તરફેણમાં તેમનો સંઘર્ષ નવું યુદ્ધ શરૂ કરવાના સામ્રાજ્યવાદી તાકાતોના પ્રયાસોને અવરોધે છે.

## ૨. સમાજ અને વ્યક્તિ

લોકસમુદાયો અમૂર્ત પ્રવર્ગ નથી. તેમની અંદર લાખોકરોડો વાસ્તવિક વ્યક્તિઓ સામેલ હોય છે. વ્યક્તિની વિભાવના સમજી લેવા માટે સૌપ્રથમ તો જાણી લેવું જોઈએ કે માનવી કોને કહેવાય કેમ કે **વ્યક્તિનો અર્થ છે વ્યક્તિત્વ, વાસ્તવિક માનવી.**

### માનવીનું સારતત્ત્વ

માનવીનું સારતત્ત્વ પ્રકાશમાં આણવાના પ્રયાસો માર્ક્સ પૂર્વે લાંબા સમયથી થતા રહ્યા હતા. પરંતુ તેનું પરિણામ કશું નહોતું આવ્યું કારણ કે તત્ત્વજ્ઞાનીઓ સમાજના વિકાસ વિશે આદર્શવાદી વિચારો ધરાવતા હતા. અઢારમી સદીના કેળવણીકારો તથા ભૌતિકવાદીઓએ ધારણા કરેલી ખરી કે માનવી વાતાવરણ તથા સંજોગોની પેદાશ છે, પરંતુ સાથે સાથે જ સામાજિક વાતાવરણને માનવીય વિચારોના રૂપાંતર તરીકે ગણાવ્યું હતું. એટલે માર્ક્સવાદ પૂર્વેના સામાજિક દૃષ્ટિબિંદુઓ વિષચક્રમાં અટવાતા રહેતા: માનવી, તેનું ચિંતન અને લાગણીઓ, વાતાવરણની પેદાશ છે, પરંતુ વાતાવરણ પાછું એ જ માનવીય ચિંતન અને લાગણીઓની પેદાશ છે. એથી અમૂર્ત માનવીના, કાળ અને સ્થળથી સ્વતંત્ર "સામાન્ય રૂપે માનવી"ના, બીજી વ્યક્તિઓ સાથે કેવળ પ્રાકૃતિક જૈવિક સંબંધો વડે સંકળાયેલી જૈવિક હસ્તીના, ખ્યાલનો સંપ્રદાય અસ્તિત્વમાં આવ્યો.

માર્ક્સે એથી ઊલટું ધોરણ અપનાવ્યું કે માનવીનું સારતત્ત્વ **સામાજિક** છે. બેશક, માનવીના ઉદય માટે આવશ્યક જૈવિક સામગ્રી પ્રકૃતિએ પૂરી પાડી હતી, પરંતુ એ સામગ્રીનું રૂપાંતર માનવ હસ્તીમાં, માનવ જીવમાં, કરવામાં સામાજિક બાબતો, મુખ્યત્વે શ્રમ તથા ઉત્પાદન પ્રવૃત્તિની બાબતો, કારણભૂત હતી. અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ કે શ્રમ જ માનવીનો સર્જક છે અને માનવ કાયાની રચનામાં મૂર્ત થયો છે. માનવી એ કારણે માનવી નથી ગયો કે તે અવયવો, પેશીઓ, તથા કોશોનો બનેલો છે, ફેફસાં વડે શ્વાસ લે છે અને બચ્ચાંને દૂધ પાઈને ઉછેરે છે. તેને માનવી બનાવનારી અસલ હકીકત એ છે કે તે **કામ કરવા, વિચાર કરવા, બોલવા**, શ્રમનાં ઓજારો ઘડવા તથા તેમનો ઉપયોગ કરીને આસપાસના જગતને, પ્રકૃતિને, પલટાવી નાખવા, અને બીજા લોકો જોડે સામાજિક સંબંધો બાંધવા શક્તિમાન છે.

માણસના વ્યક્તિગત વિકાસ દરમિયાન, જન્મથી લઈને મૃત્યુ સુધી, તેના **માનવીકરણ** અથવા **સમાજીકરણની** પ્રક્રિયા ચાલતી રહે છે, એટલે કે તે આપમેળે માનવીય ગુણો ધારણ કરે છે, અને અસંખ્ય પેઢીઓના શ્રમ તથા સંઘર્ષથી સર્જાયેલા સામાજિક વાતાવરણને અપનાવે છે. માનવી બીજા લોકોથી અળગો રહીને એ વાતાવરણમાં પ્રવૃત્તિ ન જ કરી શકે અને તેની સિદ્ધિઓ તથા અનુભવને આત્મસાત ન જ કરી શકે. બીજા લોકો જોડે તેના સંબંધોની, અર્થાત્ તે હંમેશાં જેની એક કડી હોય છે એ સામાજિક સંબંધોની, અસરના પરિણામે તેનું સમાજીકરણ થાય છે.

## વ્યક્તિ

માર્ક્સ અને એંગેલ્સે માનવીના સંબંધમાં અમૂર્ત વલણને નકારી કાઢ્યું. તેમણે બતાવી આપ્યું કે માનવી હંમેશાં **વાસ્તવિક** હોય છે, ઐતિહાસિક રીતે નિર્ધારિત સામાજિક સંઘટન, વર્ગ, રાષ્ટ્ર, સામૂહિક શ્રમ સંગઠન, વગેરેનો ભાગ હોય છે.

**વાસ્તવિક માનવી** અથવા **વ્યક્તિ** સઘળા લોકોના સામાન્ય ગુણો — કામ કરવાની, વિચાર કરવાની, ભાષા મારફત બીજા લોકો જોડે સંપર્ક રાખવાની, વગેરે શક્તિઓ — ઉપરાંત પોતાના સામૂહિક સંગઠનના — રાષ્ટ્ર, વર્ગ, પાર્ટી, ઉત્પાદનનું સામૂહિક સંઘટન, વગેરે — ગુણો ધરાવતો હોય છે. વાસ્તવિક માનવી વધુમાં પોતાના વ્યક્તિગત ગુણો ધરાવતો હોય છે. એ બધો ગુણો મળીને તેને તે જેવો હોય છે તેવો, અર્થાત્ વાસ્તવિક માનવી, બનાવે છે, વ્યક્તિગત ગુણો તેના વ્યક્તિત્વને બધી દૃષ્ટિએ — શિક્ષણ, કામધંધો, કૌશલ્ય, સાંસ્કૃતિક ધોરણ, કૌટુંબિક દરજ્જો, વગેરે — પ્રકાશમાં આણે છે.

સામાજિક સંબંધોની અસરના પરિણામે જીવનનાં બહુવિધ રૂપલક્ષણો, **વ્યક્તિના** ગુણો, ઘડાય છે. વાસ્તવિક સામાજિક ઉત્પાદન અને આર્થિક સંબંધોના આધારે વ્યક્તિના ગુલામ અથવા ગુલામ-માલિક, કિસાન અથવા સામંતી ઉમરાવ, કામદાર અથવા મૂડીદાર, વગેરે જેવા **સામાજિક** પ્રકારો અસ્તિત્વમાં આવે છે.

સમાજમાં અંતર્ભૂત વર્ગીય, રાષ્ટ્રીય, તથા બીજા સામાજિક સંબંધો તેમના વાહકો (વર્ગ, રાષ્ટ્ર, વગેરે) મારફત વ્યક્તિની વર્ગીય, રાષ્ટ્રીય, તથા બીજી વિશિષ્ટતાઓને અસ્તિત્વમાં આણે છે. એ વિશિષ્ટતાઓ હકીકતમાં તેના સામાજિક

જીવનને વ્યક્ત કરતી હોય છે. દાખલા તરીકે, કામદાર વર્ગ પોતાની અંદર સામેલ વ્યક્તિમાં જાગૃતિ, સંગઠન, શિસ્ત, પ્રમાણિકતા, મૂડીવાદ તથા મૂડીવાદી વિચારસરણીને સાંખી ન લેવાનું વલણ, ક્રાંતિકારી ભાવના, વગેરે જેવા ગુણોનું ઘડતર કરે છે.

સમાજમાં પ્રવર્તિત આર્થિક તથા સામાજિક સંબંધો અને તેની બૌદ્ધિક સંસ્કૃતિ, ખાસ કરીને તેમાં વર્ચસ્વ ધરાવતા વિચારો, વ્યક્તિના બૌદ્ધિક જીવનની અભિવ્યક્તિઓ — તેનું ચિંતન તથા લાગણીઓ, ચરિત્ર, રુચિઓ તથા લક્ષ્યો
અભિવ્યક્તિઓ — તેનું ચિંતન તથા લાગણીઓ, ચરિત્ર, રુચિઓ તથા લક્ષ્યો — બની રહે છે.

વ્યક્તિના ગુણોની, અર્થાત્ તેની આર્થિક, સામાજિક, તથા બૌદ્ધિક બહુવિધ પ્રાણભૂત અભિવ્યક્તિઓની, એકતા સઘળા બહુવિધ સામાજિક સંબંધોની સમગ્રતાની પેદાશ હોય છે અને તેને વ્યક્ત કરે છે. માર્ક્સે લખ્યું છે કે "માનવીનું સારતત્ત્વ દરેક અલગ વ્યક્તિમાં અંતર્ભૂત તત્ત્વ નથી હોતું. તેની વાસ્તવિકતામાં સામાજિક સંબંધોનો સમુચ્ચય અંકિત હોય છે."*

આપણે જોયું કે વાસ્તવિક માનવી, વ્યક્તિ, સામાજિક વાતાવરણની, તે જેમાં જીવતો અને વિકસતો હોય એ સમાજની, પેદાશ છે. પરંતુ તેમાંથી સવાલ ઊભો થાય છે: એકના એક સમાજમાં ઘણીબધી નિરનિરાળી વ્યક્તિઓ કેમ હોય છે? એક અથવા બીજી વ્યક્તિમાં સંબંધિત સમાજનાં માત્ર કેટલાંક લક્ષણો જ કેમ મૂર્ત થાય છે? અને તે પણ એકસરખા પ્રમાણમાં કેમ નથી થતાં?

તેનું કારણ એ છે કે દરેક સમાજ **વિષમજાતીય** હોય છે. તેમાં પુરાણા સામાજિક સંબંધોના અવશેષો, ચાલુ સામાજિક સંબંધોના આધારો, અને ભાવિ સામાજિક સંબંધોનાં બીજાંકુરો સામેલ હોય છે. દાખલા તરીકે, સમાજવાદી સમાજમાં પુરાણા મૂડીવાદી શ્રમ-વિભાજનના અવશેષો બાકી હોય છે અને લોકોની ચેતના તથા આચરણ ભૂતકાળના બચેલા અંશો ટકી રહેલા હોય છે. દરેક સમાજ વિષમજાતીય હોય છે એટલે સ્વાભાવિક રીતે જ માનવીની ઉપર તેના વિવિધ પાસાંની અસર પડતી હોય છે. સમાજમાં પ્રવર્તિત સંબંધો માનવીના ઘડતરમાં નિર્ણાયક ભૂમિકા ભજવે છે ખરા, પરંતુ પુરાણા સામાજિક-આર્થિક

---

*કાર્લ માર્ક્સ, 'ફાયરબાખ સંબંધી થિસિસો,' કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૫, પૃષ્ઠ ૪.

સંબંધોના અવશેષો પણ માનવીની ઉપર અસર પાડી શકે અને સંબંધિત સમાજની આવશ્યક્તાઓ જોડે મેળ ન ખાતી લાગણીઓ તેના મનમાં પેદા કરી શકે.

વ્યક્તિ જે સમાજમાં જીવતી અને વિકાસ પામતી હોય એ સમાજ જુદાં સામાજિક-આર્થિક તથા બૌદ્ધિક સ્વરૂપ ધરાવતા સમાજોથી તદ્દન અળગો અસ્તિત્વમાં ન રહી શકે. દાખલા તરીકે, વર્તમાન યુગમાં મૂડીવાદ સમાજવાદની જોડાજોડ અસ્તિત્વમાં છે. સાવ સ્વાભાવિક છે કે માહિતીનાં માધ્યમોના બહુ વિસ્તૃત વિકાસ તથા ઊંડા આંતર-રાજ્ય સંબંધોને કારણે સમાજવાદી સમાજમાં બહારના મૂડીવાદી વિચારો ઘૂસી જાય છે. જેનાં કૃત્યો અને ચિંતનો સામાજિક આવશ્યક્તાને પૂરાં અનુરૂપ ન હોય એવી વ્યક્તિઓ જોવા મળે છે તેનું બીજું એક કારણ એ હકીકતમાં અંકિત છે.

સમાજમાં વ્યક્તિત્વની બહુવિધતા જોવા મળે છે તેનાં મહત્ત્વનાં કારણોમાંનું એક એ છે કે દરેક વ્યક્તિ અમુક સામાન્ય સામાજિક વાતાવરણમાં (સમગ્ર રૂપે સમાજમાં) તેમ જ **"સૂક્ષ્મ-વાતાવરણમાં", અર્થાત્** કુટુંબ, શાળા, ઉત્પાદનનું સામૂહિક સંઘટન, લત્તો, વગેરેને આવરી લેતા **પ્રત્યક્ષ વાતાવરણમાં**, જીવતી અને વિકાસ પામતી હોય છે. એ **"સૂક્ષ્મ-વાતાવરણ"** ત્રિપાર્શ્વ કાચ જેવું હોય છે અને તેની મારફત સામાન્ય સામાજિક વાતાવરણની — આર્થિક તથા સામાજિક સંબંધો તથા બૌદ્ધિક સંસ્કૃતિની — અસરનું વક્રીભવન થાય છે. "સૂક્ષ્મ-વાતાવરણ" બની રહેતા વાસ્તવિક સંજોગોમાં અપાર વિવિધતા હોય છે એટલે સામાન્ય સામાજિક વાતાવરણમાં ઘડાતા વ્યક્તિત્વના પણ પારાવાર પ્રકારો તથા શ્રેણીઓ હોય છે, અને તેનો ખુલાસો કેવળ એ સંજોગોના સર્વાંગી પરીક્ષણના આધારે જ મળી શકે છે.

છેલ્લે, એકના એક સમાજમાં વ્યક્તિત્વની બહુવિધતાનું વધુ એક કારણ એ છે કે વ્યક્તિ **સક્રિય હસ્તી** હોય છે. વ્યક્તિની સક્રિયતાના પ્રમાણો આધાર સમગ્ર સમાજના તથા તેનું ક્રિયાક્ષેત્ર બની રહેતા "સૂક્ષ્મ-વાતાવરણના" સ્વરૂપ ઉપર તેમ જ તેના વ્યક્તિગત ગુણો, અનુભવ, સાંસ્કૃતિક વિકાસની કક્ષા, વિશિષ્ટ શરીર-રચનાત્મક તથા શરીર-ક્રિયાત્મક લક્ષણો, અને માનસિક ગુણો (મનોબળ, ચારિત્ર, વગેરે) ઉપર પણ હોય છે. વાસ્તવિક વ્યક્તિ સામાજિક વાતાવરણની અસરને નિષ્ક્રિય રીતે નહિ પરંતુ **સક્રિય** તથા **વરણાત્મક** રીતે, પોતાના વિશિષ્ટ વ્યક્તિગત ગુણો, રુચિઓ, જરૂરિયાતો, તથા લક્ષ્યોને અનુરૂપ રીતે, આત્મસાત કરે છે.

સામાજિક વાતાવરણની પેદાશ અંકિત કરતી વ્યક્તિ સમાજમાં વિલીન નથી થઈ જતી, સામાજિક ક્રિયાતંત્રનો ખાલી દાંતો નથી બની રહેતી. સામાજિક સંજોગો જેટલા પ્રમાણમાં તેનું ઘડતર કરે છે એટલા જ પ્રમાણમાં તે સમાજનું ઘડતર કરે છે. માર્ક્સનું કથન ભુલાવું ન જોઈએ કે "લોકો જ સંજોગોને પલટાવી નાખતા હોય છે."

હવે આપણે જોઈએ કે લોકો સંજોગોને કેવી રીતે પલટાવી નાખે છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો ઈતિહાસમાં વ્યક્તિ કેવી ભૂમિકા ભજવે છે.

## ૩. ઈતિહાસમાં વ્યક્તિની ભૂમિકા

માર્ક્સવાદીઓ ઐતિહાસિક અનિવાર્યતાનું ધોરણ અપનાવે છે એટલે મૂડીવાદી વિચારકો ઘણી વાર તેમની ઉપર ઈતિહાસમાં વ્યક્તિઓની, મહાન માનવીઓની, આગેવાનોની, ભૂમિકાને નકારવાનો આક્ષેપ મૂકે છે. એવા આક્ષેપો સાવ વજૂદ વગરના છે, માર્ક્સવાદ વ્યક્તિની ભૂમિકાનું ઓછું મૂલ્યાંકન કોઈ રીતે નથી કરતો. માર્ક્સવાદીઓ એવું ધોરણ લે છે ખરા કે વ્યક્તિઓ આપમરજીએ ઈતિહાસના વસ્તુગત ક્રમને બદલાવી ન શકે, પરંતુ તેઓ કબૂલ કરે છે કે સામાજિક વિકાસમાં વ્યક્તિની ભૂમિકા નાનીસૂની નથી હોતી. લેનિને જણાવ્યું છે કે "ઐતિહાસિક અનિવાર્યતાનો વિચાર ઈતિહાસમાં વ્યક્તિની ભૂમિકાને જરાય ઉધારી નથી પાડતો, આખો ઈતિહાસ વ્યક્તિઓનાં કૃત્યો વડે રચાયેલો છે, અને વ્યક્તિઓ નિ:શંક સક્રિય હસ્તીઓ હોય છે."* કેવળ માર્ક્સવાદે જ સામાજિક વિકાસમાં વ્યક્તિનું ખરું મહત્ત્વ પ્રકાશમાં આણ્યું છે અને વ્યક્તિ માટે ઈતિહાસમાં મહત્ત્વની ભૂમિકા ભજવવાનું શક્ય બનાવે એવા સંજોગો પણ નિર્દેશિત કર્યા છે.

વ્યક્તિ પોતાના શ્રમ, રાજકીય પ્રવૃત્તિ, નિર્ધાર, તથા બુદ્ધિપ્રભા વડે ઈતિહાસનું સર્જન કરે છે, અને જેટલી વધારે સામાજિક પ્રગતિ થાય એટલી વધારે અસર વ્યક્તિ સમાજની ઉપર પાડે છે. જેમ જેમ ઈતિહાસ વિકાસ પામતો

---

*વ્લા. ઈ. લેનિન, '"જનતાના મિત્રો" કેવા છે અને તેઓ સામાજિક-લોકશાહીવાદીઓની સામે કેવી રીતે લડે છે', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧, પૃષ્ઠ ૧૫૯.

જાય, ઐતિહાસિક કર્તવ્યો વધારે ગહન તથા વિસ્તૃત બનતાં જાય, અને વિજ્ઞાન તથા ટેક્નોલોજી તેમ જ સંસ્કૃતિની પ્રગતિ થતી જાય, તેમ તેમ વધારે ને વધારે લોકો ઐતિહાસિક ઘટનાઓમાં ભાગ લેતા જાય અને દરેક વ્યક્તિ ઐતિહાસિક પ્રક્રિયામાં વધતી જતી ભૂમિકા ભજવતી જાય તેમ જ ભૌતિક તથા બૌદ્ધિક સંસ્કૃતિના ખજાનામાં વધારે ને વધારે ફાળો આપતી જાય. સમાજવાદી સમાજમાં વ્યક્તિની સર્જન પ્રવૃત્તિ ખાસ વધારે હોય છે કારણ કે તેને સામાજિક જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં મુક્ત શ્રમ તથા પ્રવૃત્તિના સાનુકૂળ સંજોગો સાંપડે છે.

## ઇતિહાસમાં આગેવાનોની ભૂમિકા

આપણે જાણીએ છીએ કે લોકસમુદાયો ઇતિહાસનું સર્જન કરે છે. લોકો વર્ગોમાં વિભાજિત હોય છે. વર્ગો વર્ગસંઘર્ષ દરમિયાન પોતપોતાની રાજકીય પાર્ટીઓનું સંગઠન કરે છે. પાર્ટીની હરોળોમાંથી આગેવાનો — વધારેમાં વધારે અનુભવી, તાલીમ પામેલા, અને સક્રિય સભ્યો — મોખરે આવે છે. ઇતિહાસમાં એવા આગેવાનોની ભૂમિકા પાર્ટીઓ સ્થાપવાની, લોકોનું સંગઠન સાધવાની, તેમનામાં કદમ ઉઠાવવાની જાગૃતિ સીંચવાની, તેમને માટે ચોક્કસ કર્તવ્યો નિર્ધારિત કરવાની, અને એ કર્તવ્યો પાર પાડવા માટે તેમને એકત્રિત કરવાની હોય છે.

જેમ જેમ ઇતિહાસમાં પાર્ટીઓ તથા લોકસમુદાયોની પ્રવૃત્તિ વધતી જાય અને સામાજિક જીવન ઉપર અસર પાડતા લોકોનું વર્તુળ વધારે બહોળું બનતું જાય તેમ તેમ અનુભવી ઠરેલ આગેવાનોની જરૂર વધારે તાકીદની બનતી જાય. આગેવાનો વગર, માર્ગદર્શકો વગર, અગ્રગામી વર્ગ તથા તેની મોખરાની હરોળ રાજકીય સત્તા હાંસલ કરી લેવા, પોતાના રાજકીય શાસનને જાળવી રાખવા તથા વધારે મજબૂત બનાવવા, પોતાના રાજ્યનું ઘડતર કરવા, અને રાજકીય દુશ્મનોની સામે સફળતાથી લડવા શક્તિમાન ન બને. લેનિને લખ્યું લખ્યું છે કે "ઇતિહાસમાં એક પણ વર્ગે પોતાના રાજકીય આગેવાનોનું, આંદોલન સંગઠિત કરી શકે અને તેને દોરવણી આપી શકે એવા અગ્રિમ પ્રતિનિધિઓનું, ઘડતર કર્યા વગર સત્તા હાંસલ નથી કરી."*

---

*વ્લા. ઇ. લેનિન 'આપણા સમયનાં તાકીદનાં કર્તવ્યો', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૪, પૃષ્ઠ ૩૭૦.

સર્વહારા વર્ગના ક્રાંતિકારી આંદોલનમાં આગેવાનોની, વિચારકોની, ભૂમિકા ખાસ મહત્ત્વની હોય છે. સર્વહારા વર્ગ માટે સંગઠન અને લોખંડી શિસ્ત, એકતા અને ઐક્ય, પોતાનાં લક્ષ્યોની સિદ્ધિનાં મહત્ત્વનાં સાધનો બની રહે છે. અનુભવી અને કસોટીપાર આગેવાનો વગર તો સંગઠનની કલ્પના જ અશક્ય છે. ઊંચી કક્ષાની અધિકારિતા ધરાવતા આગેવાનો વગર, નીડર સંગઠકો વગર, અને શાણા વિચારકો વગર કામદાર વર્ગ શોષકોની સામે લડવાના ઉપાયો અને તરીકાઓ ન જ મેળવી શક્યો હોત.

### તેજસ્વી વ્યક્તિઓનો ઉદય કેમ થાય છે અને તેમના સામર્થ્યનો સ્રોત શેમાં હોય છે.

મહાન માનવીઓનો ઉદય આકસ્મિક રીતે નહિ પરંતુ ઐતિહાસિક અનિવાર્યતાના આધારે, અનુરૂપ વસ્તુગત સંજોગો પાકે ત્યારે, થાય છે. તેજસ્વી રાજકારણીઓ, લોકસમુદાયોના આગેવાનો, સમાજમાં મૂળગામી ક્રાંતિકારી પરિવર્તનોના, ભારે મોટાં રાજકીય કદમો તથા પ્રજાકીય વિદ્રોહોના, સમયમાં મોખરે આવે છે. ઘણી ઘણી વાર એવું બને છે કે ઉત્પાદનમાં કશીક મહાન વૈજ્ઞાનિક શોધ આવશ્યક બની જાય ત્યારે વિજ્ઞાનના ક્ષેત્રે પ્રતિભાવાન માનવીઓ આગળ આવે છે. મહાન કલાકારો પોતાની પ્રતિભા જાણે નિયમની જેમ ઈતિહાસમાં અત્યંત મહત્ત્વના વળાંકોના સમયે પ્રદર્શિત કરતા હોય છે. વળી કોઈ પ્રતિભાવાન વ્યક્તિની પ્રતિભા, વિશિષ્ટતાઓ, તથા બુદ્ધિપ્રભાની સમાજને વિકાસની અમુક કક્ષાએ જરૂર પડે તો જ એ વ્યક્તિનું નામ ઈતિહાસમાં અંકિત થાય છે.

ઈતિહાસમાં અનેક નામ અંકિત થયેલાં છે, પરંતુ એ બધી વ્યક્તિઓ ખરેખર મહાન હોવાની વાત સત્યથી વેગળી છે. ઐતિહાસિક અનિવાર્યતાથી ઊલટાં કદમો ઉઠાવનારા અને સમયના ચક્રને ઊલટું ફેરવવાની કોશિશ કરનારા માણસો થઈ ગયા છે. એવા ઈન્સાનો પ્રત્યાઘાતી વર્ગોનાં હિતોને વ્યક્ત કરીને અનિવાર્ય રીતે પોતાના અનિષ્ટ ધ્યેય ભેગા પરાજયની ખીણમાં ધકેલાઈ ગયા છે.

જે માનવી પોતાની આખી જિંદગી અને તમામ શક્તિઓ સમાજની આગેકૂચમાં લગાવી દે, નૂતન તથા પ્રગતિશીલ કાજે જહેમતો કરવામાં મુદ્દલ

ક્યાશ ન રહેવા દે, અને સમાજના અગ્રગામી વર્ગોને પ્રગતિશીલ સામાજિક પદ્ધતિ સ્થાપવામાં અણથક મદદ કરે તે જ ખરેખર મહાન ગણાય.

તેજસ્વી વ્યક્તિ એવાં મહાન અને કઠિન કર્તવ્યો પાર પાડવા શક્તિમાન કેમ હોય છે? તેમના સામર્થ્યનો સ્રોત શેમાં હોય છે?

તેજસ્વી વ્યક્તિનું સામર્થ્ય સૌપ્રથમ તો તે જે પ્રગતિશીલ સામાજિક આંદોલનનું સમર્થન તથા આગેવાની કરતો હોય એ આંદોલનના સામર્થ્યમાં સમાયેલું હોય છે. મહાન માનવી એ કારણે મહાન હોય છે કે ઐતિહાસિક પ્રક્રિયાના વસ્તુગત ક્રમને સમજતો હોય છે, સમાજના વિકાસની જરૂરતોને પારખી લેતો હોય છે, અને એ જરૂરતો પૂરી કરવાની રીત, સામાજિક જીવનને સુધારવાની રીત, જાણતો હોય છે. તેજસ્વી વ્યક્તિ સમર્થ હોય છે કારણ કે અગ્રગામી વર્ગોનાં, લાખોકરોડો લોકોનાં, હિતોની કામગીરી કરતી હોય છે, અને તેના પરિણામે તેમનો વિશ્વાસ તથા ટેકો ધરાવતી હોય છે.

મહાન માનવીના વ્યક્તિગત ગુણોનું મહત્ત્વ ઓછું નથી હોતું. કેવળ અસાધારણ શક્તિઓ તથા વ્યક્તિગત ગુણો—ઝળકતી બુદ્ધિપ્રભા, અખૂટ કાર્યશક્તિ, પહેલકદમી, નિર્ધાર, અને બહાદુરી—ધરાવતો માનવી જ ઇતિહાસે પ્રસ્તુત કરેલાં કર્તવ્યોને પાર પાડી શકે. મહાન માનવીના વ્યક્તિગત ગુણો સામાજિક જરૂરતોને જેટલા પૂર્ણ રૂપે બંધબેસતા હોય એટલા પ્રમાણમાં ઇતિહાસમાં તેની ભૂમિકા વધારે નોંધપાત્ર અને મહત્ત્વની બની રહે.

સર્વહારા વર્ગ અને તમામ મહેનતકશ લોકોના મહાનતમ નેતાઓ માર્ક્સ, એંગેલ્સ, અને લેનિન ઇતિહાસમાં ઊંડી છાપ અંકિત કરી જનારા અત્યંત તેજસ્વી માનવીઓ હતા. તેઓ ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારના આગેવાનો ઉત્તમ સિદ્ધાંતકારો, અને લોકસમુદાયોના અતિ મહાન આંદોલનના, સર્વહારા વર્ગના ક્રાંતિકારી આંદોલનના, સંગઠકો હતા. તેઓ મહાન સૈદ્ધાંતિક સામર્થ્ય, ઝળકતી સંગઠન શક્તિ, દૃઢ નિર્ધાર તથા બહાદુરી, સામ્યવાદી ધ્યેયના ઇનસાફી સ્વરૂપ વિશે ઊંડી આંતરિક પ્રતીતિ, અને લોકો તરફ પ્રેમ તથા દુશ્મનો તરફ નફરત જેવાં અદ્ભુત લક્ષણો ધરાવતા હતા. તેઓ લોકસમુદાયો જોડે ગાઢ રૂપે સંકળાયેલા હતા, લોકોને શીખવતા અને પાછા પોતે લોકો પાસેથી શીખતા, તેમના સમૃદ્ધ ક્રાંતિકારી અનુભવની સામાન્ય તારવણી કરતા.

તેમણે ઉપાડી લીધેલા મહાન ધ્યેયની કામગીરીને તેમના શિષ્યો તથા અનુયાયીઓ, આપણા યુગના અત્યંત જોરદાર આંદોલનનું—સામ્યવાદની દિશામાં પ્રજાઓની આગેકૂચનું—માર્ગદર્શન કરતી સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ

પાર્ટી અને બીજી સાથીભાવી કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓના નામાંકિત આગેવાનો, સફળતાથી આગળ ચલાવી રહ્યા છે.

માર્ક્સવાદ-લેનિનવાદ ઈતિહાસમાં તેજસ્વી વ્યક્તિઓની મોટી ભૂમિકાને માન્ય કરે છે, પરંતુ સાથે સાથે વ્યક્તિપૂજાનો, ઈતિહાસનું સર્જન પોતાની મરજી મુજબ કરવાની અલૌકિક શક્તિવાળા કલ્પી લેવામાં આવતા મહાન માનવીની આંધળી પૂજાનો, વિરોધ કરે છે. વ્યક્તિપૂજા સમાજવાદી વિચારસરણીથી વિપરીત છે અને સામ્યવાદી આંદોલનને ગંભીર હાનિ કરે છે. માર્ક્સ, એંગેલ્સ, અને લેનિને વ્યક્તિપૂજાનો, અલગ અલગ આગેવાનોની ભૂમિકાના અતિ-મૂલ્યાંકન અને તેમના ગુણગાન તથા ખુશામતની રેલમછેલનો, હંમેશાં વિરોધ કર્યો હતો. માર્ક્સવાદ-લેનિનવાદના સંસ્થાપકો માનતા કે માત્ર સામૂહિક આગેવાની જ ક્રાંતિકારી આંદોલનની સફળતાને સુનિશ્ચિત બનાવી શકે.

વ્યક્તિપૂજા હાનિકારક છે કારણ કે તેમાં ઈતિહાસના સર્જકો તરીકે લોકોની ભૂમિકાને, તેમ જ લોકોના સામૂહિક આગેવાન તરીકે કોમ્યુનિસ્ટ પાર્ટી તથા તેનાં કેંદ્રીય ઘટકોની ભૂમિકાને, ઉતારી પાડવામાં આવે છે. તે પાર્ટીના વૈચારિક જીવનના વિકાસને તથા મહેનતકશ લોકોની સર્જનાત્મક શક્તિઓને મર્યાદાઓમાં જકડી લે છે અને તેમને ઉપરથી દોરવણીનાં ફરમાનો આવવાની વાટ નિષ્ક્રિય હાલતમાં જોતા રહેવાની ટેવ પાડી દે છે. વ્યક્તિપૂજા અને તેના પરિણામે પાર્ટી તથા રાજ્યના જીવનનાં તેમ જ સમાજવાદી કાનૂન તથા લોકશાહીનાં લેનિનવાદી ધોરણોના ભંગ સમાજવાદના લોકશાહીવાદી સ્વરૂપથી એકદમ વિપરીત છે. સમાજવાદમાં એક વ્યક્તિની સર્વશક્તિમત્તા નહિ પરંતુ જનતાની સર્વોપરિતા લાક્ષણિક હોય છે. એટલે જ સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીએ વ્યક્તિપૂજાને વખોડી કાઢી અને તેની માઠી અસરોને મક્કમપણે ખતમ કરી નાખી.

માર્ક્સવાદ-લેનિનવાદ વ્યક્તિપૂજાને દૃઢતાથી વખોડી કાઢે છે પરંતુ તેને આગેવાનોના અખત્યારની બાબત જોડે ગોટાળે ચડાવી દેવાના વલણને ખોટું અને હાનિકારક ગણે છે. લેનિને લખ્યું છે કે "સંપૂર્ણ મુક્તિનો મુશ્કેલ અને ખંતીલો સંઘર્ષ આખી દુનિયામાં લડી રહેલા કામદાર વર્ગ માટે અખત્યાર ધરાવતા આગેવાનો આવશ્યક છે."* માર્ક્સવાદ-લેનિનવાદ લોકો તથા પાર્ટીની

---

*વ્લા. ઈ. લેનિન, 'કાર્લ કાઉત્સ્કીની રૂસી ક્રાંતિનાં પ્રેરક બળો અને સંભાવનાઓ' નામે પુસ્તિકાના રૂસી અનુવાદની પ્રસ્તાવના, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૧, પૃષ્ઠ ૪૧૨.

સેવા નિષ્ઠાપૂર્વક કરનારા આગેવાનોના, પોતાનું સમગ્ર જ્ઞાન તથા સર્જનાત્મક શક્તિઓ તેમ જ બહોળો અનુભવ સામ્યવાદના મહાન ધ્યેયમાં લગાવી દેનારા આગેવાનોના, અખત્યારને સલામત રાખવાની હાકલ કરે છે.

સમગ્ર ઐતિહાસિક વિકાસ બતાવે છે કે કોઈ વ્યક્તિ ગમે એટલી મહાન હોય તોપણ ઇતિહાસનો ક્રમ નિર્ધારિત કરવા અશક્ત હોય છે. લોકો જ, મહેનતકશ લોકસમુદાયો જ, ઇતિહાસનું સર્જન કરે છે, સામાજિક ક્રાંતિઓ કરે છે, અને માનવજાતિની સમગ્ર ભૌતિક તથા બૌદ્ધિક સંપત્તિ પેદા કરે છે.

### અભ્યાસ

૧. સામાજિક વિકાસમાં લોકસમુદાયોની નિર્ણાયક ભૂમિકા કેવી રીતે વ્યક્ત થાય છે?

૨. માનવીનું સામાજિક સારતત્ત્વ કેવું છે?

૩. વ્યક્તિ એટલે શું? તેના ગુણો શાના આધારે નિર્ધારિત થાય છે?

૪. ઇતિહાસમાં વ્યક્તિની ભૂમિકા કેવી હોય છે?

પ્રકરણ ૧૨

# વર્ગો અને વર્ગસંઘર્ષ

ગત પ્રકરણમાં અમે બતાવ્યું કે સમાજના વિકાસમાં મુખ્ય અને નિર્ણાયક પરિબળ લોકોનું, મહેનતકશ લોકસમુદાયનું હોય છે. પરંતુ સમાજ સમજાતીય નથી હોતો, તેમાં ચોક્કસ વર્ગો, સામાજિક જૂથો, તથા સામાજિક વિભાગો હોય છે.

વર્ગો એટલે શું? અને સમાજના વિકાસમાં તેમની ભૂમિકા કેવી હોય છે? તેનો જવાબ વર્ગો તથા વર્ગસંઘર્ષ વિશે માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતમાં મળે છે.

## ૧. વર્ગોનું સારતત્ત્વ અને ઉત્પત્તિ

માર્ક્સવાદના ઉદય પહેલાં વિદ્વાનો જાણતા હતા કે લોકો વર્ગોમાં વિભાજિત છે અને સમાજમાં વર્ગસંઘર્ષ અસ્તિત્વમાં છે. પરંતુ તેઓ સામાજિક જીવનની સમજણની બાબતમાં આદર્શવાદી હતા એટલે સમાજના વર્ગીય વિભાજનનો વસ્તુગત આધાર શોધી ન શક્યા. તેઓ સમજી ન શક્યા કે સમાજના વર્ગીય વિભાજનનું કારણ ભૌતિક ઉત્પાદનમાં, માનવીય પ્રવૃત્તિના મુખ્ય ક્ષેત્રમાં, શોધવું જોઈએ.

લેનિને 'મહાન પ્રારંભ' નામે કૃતિમાં વર્ગોની સર્વાંગી વ્યાખ્યા આપી છે. તેમણે લખ્યું છે કે "વર્ગો એટલે એવા મોટા જનસમૂહો કે જે ઐતિહાસિક રીતે નિર્ધારિત સામાજિક ઉત્પાદન પદ્ધતિમાં તેમનાં સ્થાન, ઉત્પાદનનાં સાધનો જોડે તેમના સંબંધો (મોટે ભાગે કાનૂનમાં નિશ્ચિત અને નિરૂપિત), શ્રમની સામાજિક સંઘટનામાં તેમની ભૂમિકા, અને એટલે સામાજિક સંપત્તિનો જે

18*

હિસ્સો તેઓ ઉપયોગમાં લેતા હોય તેના પરિમાણો તથા તેને હાંસલ કરવાની રીતના આધારે એકબીજાથી નોખા પડતા હોય."*

**ઉત્પાદનનાં સાધનો જોડે વર્ગનો સંબંધ** સામાજિક ઉત્પાદનમાં તેનું સ્થાન તથા ભૂમિકા તેમ જ તેની આવકની રીત તથા પરિમાણને નિર્ધારિત કરતું મુખ્ય લક્ષણ બની રહે છે.

સમાજનું વર્ગોમાં વિભાજન સનાતન નથી. આદિમ સમાજમાં વર્ગો નહોતા. ઉત્પાદન એટલી નીચી કક્ષાએ હતું કે લોકોને ભૂખમરાથી બચાવી લેવા માંડ પૂરતાં થાય એટલાં જ ગુજરાનાં સાધનો પેદા થતાં. ભૌતિક મૂલ્યોના સંચયની કે ખાનગી માલિકી, વર્ગો, તથા શોષણના ઉદયની કશી શક્યતા નહોતી.

પરંતુ આગળ જતાં જેમ જેમ ઉત્પાદક શક્તિઓ વિકસતી ગઈ અને શ્રમની ઉત્પાદકતા વધતી ગઈ તેમ તેમ લોકો વપરાશ કરતાં વધારે ઉત્પાદન કરવા લાગ્યા. ભૌતિક સંપત્તિનો સંચય કરવાનું અને ઉત્પાદનનાં સાધનો કબજે કરી લેવાનું શક્ય બન્યું. શ્રમના વધતા જતા વિભાજન અને વ્યાપારની વૃદ્ધિના પરિણામે ખાનગી માલિકી અસ્તિત્વમાં આવી.

સામુદાયિક માલિકીના સ્થાને ખાનગી માલિકીના વિકાસથી લોકોની આર્થિક અસમાનતા વધી ગઈ. કેટલાક લોકો, મુખ્યત્વે કબીલાના મોવડીઓ, અમીર બની ગયા અને તેમણે ઉત્પાદનમાં સામુદાયિક સાધનો કબજે કરી લીધાં. બીજા લોકો ઉત્પાદનનાં સાધનો વગરના થઈ ગયા એટલે એ સાધનોના માલિકો ખાતર કામ કરવાની દશામાં ધકેલાઈ ગયા. આદિમ સમુદાયનું વિઘટન અને વર્ગોમાં વિભાજન એવી રીતે થયું હતું. એ પ્રક્રિયા વિરોધી વર્ગો અને શોષણના ઉદયમાં પૂરી થઈ.

એ રીતે, આદિમ સામુદાયિક પદ્ધતિ તૂટવા લાગી અને ગુલામ-માલિકીનો સમાજ ઘાટ ધારણ કરવા લાગ્યો ત્યારે વર્ગો અસ્તિત્વમાં આવ્યા. વર્ગો વચ્ચે કારમા સંઘર્ષનું મૂળ સમાજમાં તેમનાં પરસ્પર વિરોધી સ્થાનોમાં હતું. ઘણી સદીઓ સુધી વર્ગસંઘર્ષ માનવજાતિના વિકાસનું મુખ્ય લક્ષણ બની રહ્યો.

## ૨. વર્ગસંઘર્ષ — વિષમ વર્ગો ધરાવતા સમાજના વિકાસનો સ્રોત

વિષમ વર્ગો ધરાવતા સમાજનો ઈતિહાસ વર્ગસંઘર્ષનો ઈતિહાસ છે. "મુક્ત નાગરિક અને ગુલામ, અમીર અને પૃથગ્જન, ઉમરાવ અને ખેતગુલામ,

---

* વ્લા. ઇ. લેનિન, 'મહાન પ્રારંભ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૯, પૃષ્ઠ ૪૨૦.

ગિલ્ડ-માસ્ટર (મહાજનનો સભ્ય માલિક) અને કારીગર (જર્નિમૅન), ટૂંકમાં પીડક અને પીડિત, નિરંતર એકબીજાનો સામનો કરતા રહ્યા છે, ક્યારેક છાની તો ક્યારેક ઉઘાડી લડાઈ અવિરત લડતા રહ્યા છે, જેનું પરિણામ કાં તો સમગ્ર સમાજની ક્રાંતિકારી પુનર્ઘટનામાં અથવા હરીફ વર્ગોની સામાન્ય પાયમાલીમાં આવતું રહ્યું છે.*"

વિષમ વર્ગો વચ્ચેનો સંઘર્ષ કટ્ટર હોય છે કારણ કે સમાજમાં તેમના આર્થિક તથા રાજકીય દરજ્જાઓમાં બુનિયાદી તફાવતો હોય છે. અનેકાનેક સદીઓ દરમિયાન શાસક વર્ગો મહેનતકશ લોકોનું, ગુલામો કે કિસાનો કે ઔદ્યોગિક કામદારોનું, પાશવી શોષણ કરતા રહ્યા છે. સ્વાભાવિક છે કે મહેનતકશ લોકો જુલમ સામે સંઘર્ષ લડે અને આઝાદ તથા સુખી જિંદગી હાંસલ કરવાની કોશિશ કરે.

વર્ગ-સમાજમાં મૂળભૂત અને બિન-મૂળભૂત વર્ગો હોય છે. **મૂળભૂત વર્ગો** એટલે સમાજમાં પ્રવર્તિત ઉત્પાદન પદ્ધતિ જોડે સંકળાયેલા વર્ગો. વિષમ વર્ગો ધરાવતા સમાજમાં એક તરફ તો ઉત્પાદનનાં સાધનોનો માલિક વર્ગ, અને બીજી તરફ તેનો વિરોધ કરતો શોષિત વર્ગ, મૂળભૂત વર્ગો હોય છે. ગુલામ-માલિકીના સમાજમાં ગુલામો અને ગુલામ-માલિકો, સામંતશાહીના સમાજમાં કિસાનો અને સામંતી ઉમરાવો, મૂડીવાદી સમાજમાં સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ — વિષમ વર્ગો ધરાવતા સમાજોના મૂળભૂત વર્ગો એ મુજબ છે.

વિષમ વર્ગો ધરાવતા સમાજોમાં પ્રવર્તિત ઉત્પાદન પદ્ધતિ જોડે સીધી રીતે ન સંકળાયેલા **બિન-મૂળભૂત વર્ગો** (ગુલામ-માલિકીના સમાજમાં મુક્ત કારીગરો, મૂડીવાદી સમાજમાં કિસાનો, વગેરે) અને વિવિધ સામાજિક જૂથો (બુદ્ધિજીવીઓ, ધર્મસંસ્થાઓના લોકો, વગેરે) પણ હોય છે. વિષમ વર્ગો ધરાવતા સમાજમાં વર્ગસંઘર્ષ મુખ્યત્વે તો મૂળભૂત સામાજિક વર્ગો વચ્ચે થાય છે. એ સંઘર્ષમાં બિન-મૂળભૂત વર્ગો તથા સામાજિક જૂથોની કશી આગવી નીતિ સામાન્ય રીતે નથી હોતી, તેઓ દુવિધામાં રહે છે અને લાંબે ગાળે મૂળભૂત વિષમ વર્ગોમાંથી એકની તરફદારી કરે છે તથા તેનાં હિતોનો બચાવ કરે છે.

**વર્ગસંઘર્ષ સમર્થ પ્રેરક બળ છે, વિષમ વર્ગો ધરાવતા સમાજના વિકાસનો સ્રોત છે.** પ્રમાણમાં "શાંતિમય" ગાળાઓમાં તેમ જ ખાસ કરીને તો ક્રાંતિકારી

---

*કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું,' મોસ્કો ૧૯૭૪, પૃષ્ઠ ૩૬.

ઝંઝાવાતો તથા ઊથલપાથલોના ગાળાઓમાં એ સંઘર્ષ વિષમ વર્ગો ધરાવતા સમાજના વિકાસને નિર્ધારિત કરે છે.

મૂડીવાદી સંજોગોમાં વર્ગસંઘર્ષ ઉત્પાદક શક્તિઓના વિકાસમાં મહત્ત્વની બાબત બની રહે છે. દાખલા તરીકે, કામદારો સંઘર્ષ ન લડતા હોત તો મૂડીદારો ટેક્નોલોજીના વિકાસની ફિકર ઓછી કરતા હોત. કામદિન લંબાવવાની અને વેતન ઘટાડવાની કસોટીપાર કારગત રીતો મારફત નફા હાંસલ કરવાનું તેમને માટે ઘણું વધારે સાદું અને સસ્તું બની રહ્યું હોત. પરંતુ મૂડીવાદારો વચ્ચેની હરીફાઈ ઉપરાંત કામદારોના મક્કમ સંઘર્ષને કારણે મૂડીદારોને નવી યંત્રસામગ્રી અને અદ્યતન ટેક્નોલોજીનો ઉપયોગ કરવો પડે છે. માર્ક્સે લખ્યું છે કે "...લગભગ બધી નવરચનાઓ માલિક અને કામદાર વચ્ચે ટકરામણના પરિણામે થઈ હતી... કશુંક મહત્ત્વ ધરાવતી દરેક હડતાલ પછી કોઈ ને કોઈ નવું યંત્ર અસ્તિત્વમાં આવ્યું છે."*

વિષમ વર્ગો ધરાવતા સમાજના રાજકીય જીવનમાં વર્ગસંઘર્ષનું મહત્ત્વ એથીયે વધારે હોય છે. દાખલા તરીકે, વર્તમાન ગાળામાં કામદાર વર્ગનો સંઘર્ષ સામ્રાજ્યવાદની સ્થિતિને નબળી બનાવે છે. સામ્રાજ્યવાદીઓનાં આક્રમક કારસ્તાનોમાં, રાષ્ટ્રીય મુક્તિ આંદોલનને કચડી નાખવાની કોશિશોમાં, લોકશાહીવાદી આઝાદીઓના અવશેષોને ખતમ કરી નાખવાના તથા એ રીતે સમાજના પ્રગતિશીલ વિકાસને મંદ બનાવી દેવાના પ્રયાસોમાં, તે મહત્ત્વનો અવરોધ બની રહે છે.

વર્ગસંઘર્ષ વગર કોઈ જાતની સામાજિક પ્રગતિ ન થાય. સામાન્ય રીતે, શોષકો અને શોષિતો વચ્ચેનો સંઘર્ષ જેમ જેમ વધારે મક્કમ અને સુસંગઠિત બનતો જાય તેમ તેમ સમાજનો પ્રગતિશીલ વિકાસ વધારે ઝડપી બનતો જાય છે.

વર્ગસંઘર્ષનું સર્વોચ્ચ રૂપ અંકિત કરતી સામાજિક ક્રાંતિ સામાજિક પ્રગતિમાં ખાસ મોટી ભૂમિકા ભજવે છે અને પુરાણી સામાજિક પદ્ધતિના ખાતમામાં તથા નવી વધારે પ્રગતિશીલ સામાજિક પદ્ધતિની સ્થાપનામાં પરિણમે છે.

વિષમ વર્ગો ધરાવતા સમાજોનો આખો ઇતિહાસ શોષિતો અને શોષકો વચ્ચે સંઘર્ષનો ઇતિહાસ છે.

---

*કાર્લ માર્ક્સ, 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૬, પૃષ્ઠ ૧૮૮, મોસ્કો, ૧૯૭૬.

ગુલામ-માલિકીના સમાજમાં ગુલામો અને ગુલામ-માલિકો વચ્ચે કારમો સંઘર્ષ લડાયો હતો અને તેણે ઉત્પાદનનાં ઓજારો તોડી નાખવાની રીતથી લઈને સ્પાર્ટાક્સની આગેવાની હેઠળ થયેલા એક લાખથી વધારે ગુલામોને આવરી લેતા વિદ્રોહ (ઈસુ પૂર્વની પહેલી સદી) જેવા વ્યાપક વિદ્રોહોનાં અત્યંત વિવિધ રૂપો ધારણ કર્યાં હતાં.

સામંતશાહીના યુગમાં વર્ગસંઘર્ષનાં વધારે જોરદાર રૂપો અસ્તિત્વમાં આવ્યાં. એ વખતે પરસ્પર લડતા મૂળભૂત વર્ગો કિસાનો અને સામંતી ઉમરાવોના હતા અને શહેરી મહેનતકશ લોકો, ખાસ કરીને કારીગરો, ઘણી વાર કિસાનોની તરફદારી કરતા. વિદ્રોહો લાખો લોકોને આવરી લેતાં કિસાન યુદ્ધોમાં પલટાઈ જતા. એવાં યુદ્ધો ઘણી વાર વિશાળ પ્રદેશોમાં ફેલાઈ જતાં અને કેટલાંય વરસ ચાલુ રહેતાં, દાખલા તરીકે ઇંગ્લૅંડમાં ટાઈલરનો વિદ્રોહ (૧૪મી સદી), ફ્રાંસમાં ઝાકેરી (૧૪—૧૫મી સદી), જર્મનીમાં કિસાન યુદ્ધ (૧૬મી સદી), રશિયામાં બોલોત્નિકોવ તથા રાઝિન (૧૭મી સદી) અને પુગાચોવની (૧૮મી સદી) આગેવાની હેઠળના વિદ્રોહો, ચીનમાં તાઈપિંગ વિદ્રોહ (૧૯મી સદી), વગેરે.

પરંતુ ગુલામ-માલિકીના તથા સામંતશાહીના સમાજોમાં પીડિતોના વિદ્રોહોથી શોષણ નાબૂદ ન થયું કારણ કે તેને માટે અનિવાર્ય સંજોગો હજુ પેદા નહોતા થયા. એ વખતની ઉત્પાદનની કક્ષાએ શોષણ અને જુલમ વગરની પદ્ધતિમાં પરિવર્તન શક્ય નહોતું. કિસાનોના વિદ્રોહો આપમેળે ફાટી નીકળતા અને ક્યારેક સાવ બિનસંગઠિત રીતે ચાલતા. વિદ્રોહીઓ સંઘર્ષનાં સામાન્ય લક્ષ્યો કે તેમને સિદ્ધ કરવાની રીતોનો કશો જ ખ્યાલ નહોતા ધરાવતા અને ધર્મના ઝંડા હેઠળ અથવા "સારા ઝાર"ની માંગ કરતાં સૂત્રોના આધારે લડાઈના મેદાનમાં કૂદી પડતા. તેઓ પોતાના પંથને ઉજાળતો પ્રગતિશીલ સિદ્ધાંત કે તેમની પોતાની પાર્ટી નહોતા ધરાવતા. આપણે આગળ જોઈશું કે એવા સંજોગો તો માત્ર મૂડીવાદી સમાજમાં જ પેદા થાય છે.

તેમ છતાં, ગુલામો તથા ખેતગુલામોના વિદ્રોહોએ ઇતિહાસમાં મોટી અને પ્રગતિશીલ ભૂમિકા ભજવી હતી. ગુલામોએ ગુલામ-માલિકીના સમાજના પાયા ખોદી નાખ્યા, અને સામંતશાહીની પડતી તથા વધારે પ્રગતિશીલ મૂડીવાદી પદ્ધતિમાં સંક્રમણનો આરંભ કરનારાં મુખ્ય પરિબળોમાંનું એક ખેતગુલામોનું હતું.

## ૩. મૂડીવાદી સમાજમાં વર્ગસંઘર્ષ

### મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેનો સંઘર્ષ મૂડીવાદી વિકાસનો નિયમ

મૂડીવાદી સમાજના મૂળભૂત વર્ગો મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ છે. મૂડીદાર વર્ગ નફો હાંસલ કરવાની તાલાવેલીમાં સર્વહારા વર્ગનું શોષણ કરે છે, અને મૂડીવાદ જેમ જેમ વિકાસ પામતો જાય તેમ તેમ એ શોષણ વધતું જાય છે. કામદારોની મહેનતને લગાતર વધારે વેગીલી બનાવવામાં આવે છે અને કામદાર જાણે યંત્રનો જ એક ભાગ બની રહે છે. આર્થિક તથા નાણાકીય કટોકટીઓ, ચલણનો ફુગાવો, બેકારી, તથા ધાડપાડુ યુદ્ધો જેવાં મૂડીવાદનાં અફર લક્ષણોને લીધે સર્વહારા વર્ગને ખાસ હાડમારીઓ વેઠવી પડે છે.

સાવ સ્વાભાવિક છે કે સર્વહારા વર્ગ માટે એ બધું મૂંગે મોંએ સાંખી લેવાનું શક્ય નથી. કામદારની મહેનતનાં ફળ લૂંટી લેનારા મૂડીવાદનાં ખુદ આંતરિક રૂપલક્ષણો તથા સમાજમાં સર્વહારા વર્ગની સ્થિતિ તેને મૂડીદાર વર્ગ સામે સંઘર્ષ લડવાની હાલતમાં ધકેલી દે છે. એટલે મૂડીવાદી સમાજનો ઇતિહાસ સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેના સંઘર્ષનો ઇતિહાસ છે. એ સંઘર્ષ નિયમ-સંચાલિત છે અને મૂડીવાદી વિકાસનો મુખ્ય સ્રોત છે. સામ્રાજ્યવાદના યુગમાં, મૂડીવાદના આર્થિક તથા રાજકીય આંતરવિરોધો અત્યંત ઉગ્ર બની જાય ત્યારે, મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગનો સંઘર્ષ ખાસ જોરદાર બની જાય છે.

**સદાને માટે શોષણ તથા મૂડીવાદને નાબૂદ કરી નાખવાની અને વર્ગવિહીન સામ્યવાદી સમાજનું નિર્માણ કરવાની** મહાન ઐતિહાસિક કામગીરી સર્વહારા વર્ગને શિરે છે. બીજો કોઈ સામાજિક વર્ગ એ મહાન અને ઉમદા કર્તવ્યને પાર પાડવાની શક્તિ નથી ધરાવતો કારણ કે બીજા વર્ગોની વસ્તુગત સ્થિતિને લીધે તેમાંથી એક પણ વર્ગ સુસંગત રીતે ક્રાંતિકારી નથી હોતો.

મૂડીદાર વર્ગ સમાજમાં વર્ચસ્વ હાંસલ કરી લેવા સામંતી ઉમરાવોની સામે લડતો હતો ત્યારે જ ક્રાંતિકારી હતો. પરંતુ સત્તા હાંસલ કરી લીધા પછી તે વધારે ને વધારે પ્રત્યાઘાતી બની રહ્યો છે, અને હવે તેનું એકમાત્ર લક્ષ્ય શોષણને સદાને માટે ચાલુ રાખવાનું છે.

મધ્યવર્તી વિભાગો, મૂડીવાદી સમાજમાં વિશેષ રૂપે બહુસંખ્યા બની રહેતા કિસાનો તથા કારીગરો, પણ આખર સુધી ક્રાંતિકારી નથી રહેતા. સમાજમાં તેમનું કોઈ જાતનું સ્વતંત્ર સ્થાન નથી હોતું, અને મૂડીવાદના વિકાસની સાથે સાથે તેમનું વિભાજન થતું જાય છે. ભારે મોટા ભાગના કિસાનો તથા કારીગરો પાયમાલીની દશામાં ધકેલાઈ જાય છે અને સર્વહારા વર્ગની હરોળોમાં સામેલ થઈ જાય છે. તેમનો નજીવો હિસ્સો ઉન્નતિ સાધીને મૂડીદાર વર્ગમાં પહોંચી જાય છે. ભીષણ વર્ગસંઘર્ષ દરમિયાન કિસાનો દુવિધામાં અટવાતા રહે છે. એટલે સર્વહારા વર્ગ માટે તેમને પોતાને પક્ષે ખેંચી લેવાનું તથા પોતાના ભરોસેદાર સંગાથીઓ બનાવી દેવાનું કર્તવ્ય જરૂરી બની જાય છે.

મૂડીવાદી સમાજમાં બુદ્ધિજીવીઓ (ઍંજિનિયરો તથા ટેકનિશ્યનો, ડૉક્ટરો, શિક્ષકો, વિજ્ઞાનીઓ, વગેરે) પણ સુસંગત ક્રાંતિકારીઓ ન બની શકે. બુદ્ધિજીવીઓનો કોઈ વર્ગ નથી હોતો અને તેઓ સમરૂપ નથી હોતા. ઉપલા સ્તરના બુદ્ધિજીવીઓ શાસક વર્ગોમાંથી આવેલા હોય છે અને મૂડીદાર વર્ગની સેવા વફાદારીથી બજાવે છે, જ્યારે મોટા ભાગના બુદ્ધિજીવીઓ વેતનના બદલામાં કામ કરનારા માણસો હોય છે અને તેમની સ્થિતિ કામદાર વર્ગને મળતી આવે છે, પરંતુ તેઓ મૂડીવાદી વિચારસરણીની અસરના ભોગ વધારે સહેલાઈથી બને છે.

મૂડીવાદી સમાજમાં સર્વહારા વર્ગ જ એકમાત્ર સુસંગત ક્રાંતિકારી વર્ગ હોય છે. તે ઉત્પાદનના એકદમ પ્રગતિશીલ રૂપ જોડે, યંત્ર ઉદ્યોગ જોડે, સંકળાયેલો હોય છે અને સતત વધી તથા વિકસી રહ્યો છે. મૂડીવાદી ઉત્પાદનનું સ્વરૂપ જ કામદાર વર્ગને એકતા સાધવામાં, સંગઠિત બનવામાં, તથા કેળવણી હાંસલ કરવામાં મદદગાર થાય છે. સર્વહારા વર્ગ પોતાની મુક્તિના સંઘર્ષ દરમિયાન મૂડીવાદી પદ્ધતિ તરફ નફરત ધરાવતા બીજા તમામ મહેનતકશ લોકોને સંગઠિત કરવાની શક્તિ ધરાવે છે. તે પોતાની મુક્તિ સાધીને બીજા તમામ મહેનતકશ લોકોને મુક્તિ અપાવે છે, અને માનવીના હાથે માનવીના શોષણને સદાને માટે નાબૂદ કરી નાખે છે. તે વિજય હાંસલ કરી લે એટલે મહેનતકશ લોકોના શ્રમનાં બધાં સુફળો તેમને સુપરત કરી દે છે, અને એ રીતે મોટામાં મોટા સામાજિક ગેરઈનસાફને—જેમાં ગણતર જુલમગારો લાખોકરોડો ઈન્સાનોની મહેનતનાં સુફળોને હડપ કરી જતા હોય છે એવી સામાજિક પદ્ધતિને—ખતમ કરી નાખે છે.

## સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનાં રૂપો

જેટલા પ્રમાણમાં મૂડીવાદનો વિકાસ થાય એટલા પ્રમાણમાં સર્વહારા વર્ગ પણ વિકસે છે અને મૂડીદાર વર્ગની સામે તેના સંઘર્ષનાં રૂપો વધારે વિવિધ તથા ઉગ્ર બને છે. સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનાં ત્રણ મુખ્ય રૂપો છે—આર્થિક, રાજકીય, અને વૈચારિક.

**આર્થિક સંઘર્ષનું**, ભૌતિક સ્થિતિ અને કામના સંજોગો સુધારવા માટે સર્વહારા વર્ગના સંઘર્ષનું, રૂપ સાદામાં સાદું અને કામદારોના બહોળા સમુદાયોની પહોંચમાં હોય છે. તેઓ માલિકો સામે વેતન વધારવાની, કામના બહેતર સંજોગો પૂરા પાડવાની, કામના કલાકો ઘટાડવાની, વગેરે માંગો રજૂ કરે છે અને એ માંગો સંતોષવામાં ન આવે તો હડતાલ પાડે છે.

આર્થિક સંઘર્ષ, ઐતિહાસિક દૃષ્ટિએ સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનું પ્રથમ રૂપ, ક્રાંતિકારી આંદોલનના વિકાસમાં મોટી ભૂમિકા ભજવે છે. તે બહોળા સર્વહારા સમુદાયોને વર્ગસંઘર્ષમાં ખેંચવામાં મદદ કરે છે, અને તેમને માટે સંગઠનની સરસ શાળાની કામગીરી બજાવે છે. એ સંઘર્ષ દરમિયાન કામદારોની વર્ગજાગૃતિ તથા વર્ગ-ઐક્ય વધે છે, અને પ્રથમ કામદાર સંગઠનો—ટ્રેડ યુનિયનો, સહકારી સંસ્થાઓ, પરસ્પર સહાય ભંડોળો—અસ્તિત્વમાં આવે છે.

સાથે સાથે જ, આર્થિક સંઘર્ષનું સ્વરૂપ મર્યાદિત હોય છે. તેમાં મૂડીદારોના વર્ગ સામે આખા કામદાર વર્ગનો સંઘર્ષ નહિ પરંતુ અમુક વિસ્તારના કોઈ કારખાનામાં એક મૂડીદાર સાથે અથવા ઉત્પાદનની એક યા બીજા શાખામાં કેટલાક મૂડીદારો સાથે કામદારોનાં જૂથોની ટકરામણો અંકિત હોય છે. એ ઉપરાંત—અને આ બાબત મુખ્ય છે—તે મૂડીવાદના પાયાને, ખાનગી માલિકીને, કશી અસર નથી કરતો, અને તેનું લક્ષ્ય મૂડીદાર વર્ગના રાજકીય શાસનને ઉથલાવી પાડવાનું નથી હોતું. એ સંઘર્ષનું ધ્યેય શોષણને નાબૂદ કરી નાખવાનું નહિ પરંતુ ખાલી અંકુશમાં રાખવાનું તથા હળવું બનાવવાનું હોય છે.

સર્વહારા વર્ગની વૃદ્ધિ અને વિકાસ થતાં અલગ અલગ કારખાનાં તથા જિલ્લાઓના કામદારોનો સંઘર્ષ સંકળાઈ જઈને આખા મૂડીદાર વર્ગની સામે કામદાર વર્ગનો સામાન્ય સંઘર્ષ બની જાય છે. એમ બને ત્યારે સંઘર્ષ વધારે ઊંચું, રાજકીય, રૂપ ધારણ કરી લે છે.

**રાજકીય સંઘર્ષ** આખરી પૃથક્કરણમાં મૂડીવાદી પદ્ધતિના પાયાઓને જ ખતમ કરી નાખવાનો, રાજ્ય સત્તા હાંસલ કરી લેવાનો, સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનો, સંઘર્ષ છે.

સર્વહારા વર્ગ આર્થિક સંઘર્ષ મારફત પોતાની ભૌતિક સ્થિતિમાં થોડીઘણી સુધારણા આણી શકે છે અને મૂડીદાર વર્ગ પાસેથી કેટલીક આર્થિક છૂટછાટો હાંસલ કરી શકે છે. પરંતુ તે પોતાનાં મૂળભૂત આર્થિક તથા રાજકીય હિતો સંતોષવાનું અને શોષણને સદાને માટે નાબૂદ કરી નાખવાનું લક્ષ્ય તો મૂડીદાર વર્ગના રાજકીય શાસનને ખતમ કરી નાખીને તથા ખુદ પોતાની સત્તા, સર્વહારા વર્ગની સરમુખત્યારી, સ્થાપીને જ સિદ્ધ કરી શકે.

સર્વહારા વર્ગ એ લક્ષ્ય સિદ્ધ કરવા માટે રાજકીય સંઘર્ષ લડે છે અને તેમાં અત્યંત વિવિધ રીતો—રાજકીય હડતાલો તથા દેખાવો, શાંતિમય સંસદીય સંઘર્ષ, અને હથિયારબંધ સંઘર્ષની રીતો—અજમાવે છે. પરંતુ એ બધી રીતો આખરી ગણતરીમાં તો સમાજવાદી ક્રાંતિની તૈયારી અને સિદ્ધિને લક્ષમાં રાખીને જ અજમાવવામાં આવે છે. સમાજવાદી ક્રાંતિ, સર્વહારા વર્ગીય ક્રાંતિ, સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની સર્વોચ્ચ કક્ષા છે, મૂડીવાદને નાબૂદ કરી નાખવાની તથા સર્વહારા વર્ગે રાજકીય સત્તા હાંસલ કરી લેવાની નિર્ણાયક અને એકમાત્ર રીત છે.

સર્વહારા વર્ગના ક્રાંતિકારી આંદોલનમાં **વૈચારિક સંઘર્ષ**, અર્થાત્ મૂડીવાદી સમાજમાં વર્ચસ્વ ધરાવતી મૂડીવાદી વિચારસરણી સામેનો અને સમાજવાદી સર્વહારા વર્ગીય વિચારસરણીના વિજય માટેનો સંઘર્ષ, ભારે મહત્ત્વનો છે.

મૂડીવાદના વિકાસથી સર્વહારા વર્ગ અનિવાર્ય રીતે એકસૂત્રે સંકળાય છે અને સંગઠિત બને છે. પરંતુ મૂડીવાદી પદ્ધતિને નાબૂદ કરી નાખવા માટે તો સર્વહારા વર્ગે વર્ગ તરીકે સંગઠિત બનવા ઉપરાંત પોતાનાં વર્ગ-હિતો વિશે, પોતાની મહાન ઐતિહાસિક કામગીરી વિશે, જાગૃત બનવું જોઈએ. તેને માટે સર્વહારા વર્ગને ક્રાંતિકારી સિદ્ધાંત જરૂરી છે. સર્વહારા વર્ગ મૂડીવાદના આર્થિક, રાજકીય, તથા બૌદ્ધિક જુલમનો ભોગ બનેલો હોવાથી પોતાનો સિદ્ધાંત ઘડી કાઢવા અશક્ત હતો. સર્વહારા વર્ગની તરફદારી કરનારા બુદ્ધિજીવીઓએ એ સિદ્ધાંત ઘડી આપ્યો. માર્ક્સ, ઍંગેલ્સ, અને લેનિને એ નવા ક્રાંતિકારી સિદ્ધાંતનું—માર્ક્સવાદ-લેનિનવાદનું—સર્જન કર્યું.

પરંતુ કર્તવ્ય પ્રગતિશીલ ક્રાંતિકારી સિદ્ધાંત ઘડી કાઢવા પૂરતું જ સીમિત નહોતું, તેને કામદારોની ચેતનામાં સામેલ કરવાનું પણ જરૂરી હતું. એટલે વૈચારિક સંઘર્ષ કામદાર વર્ગીય આંદોલનની અંદર સ્વતઃસ્ફૂર્તિ સામેનો સંઘર્ષ છે, બહોળા સર્વહારા સમુદાયોએ અગ્રગામી માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણીની ઉસ્તાદી હાંસલ કરી લેવાનો સંઘર્ષ છે.

મૂડીવાદી વિચારકો અને સુધારાવાદીઓ માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતની ઉપર સતત પ્રહારો કરતા રહે છે. એટલે માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતને વિશુદ્ધ રાખવાની અને તમામ દુશ્મનો સામે, સૌપ્રથમ તો સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતની વિચારસરણી સામે, તેની રક્ષા કરવાની જહેમતો વૈચારિક સંઘર્ષમાં સામેલ છે.

આર્થિક સંઘર્ષની જેમ જ વૈચારિક સંઘર્ષ પણ ખુદ કોઈ જાતનું લક્ષ્ય નથી બની રહેતો. તેની ભૂમિકા રાજકીય કર્તવ્યોને, મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવા તથા સર્વહારા વર્ગની સત્તા સ્થાપવાનાં કર્તવ્યોને અનુરૂપ હોય છે.

## માર્ક્સવાદી પાર્ટી — સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનું સંગઠક તથા આગેવાન પરિબળ

કેવળ સર્વહારા વર્ગની રાજકીય પાર્ટી જ મહેનતકશ લોકોના વર્ગસંઘર્ષની આગેવાની કાબેલિયતથી કરી શકે અને તેનાં બધાં રૂપોનો સુઘટ સમન્વય સાધી શકે. સામ્રાજ્યવાદી યુગમાં પાર્ટીની ભૂમિકા ખાસ મોટી હોય છે કારણ કે મૂડીવાદી આંતરવિરોધો એકદમ વધી જવાથી સમાજવાદી ક્રાંતિ તાત્કાલિક અમલી કર્તવ્ય બની જાય છે.

બીજી ઈન્ટરનૅશનલની પાર્ટીઓ તડજોડિયું તથા સુધારાવાદી ધોરણ ધરાવતી હતી. તેઓ નવા ઐતિહાસિક સંજોગોમાં સર્વહારા વર્ગના આંદોલનની સમુચિત આગેવાની ન કરી શકી. નવા પ્રકારની પાર્ટી, ક્રાંતિકારી માર્ક્સવાદી પાર્ટી, આવશ્યક બની ગઈ. લેનિને એવી પાર્ટીની સ્થાપના કરી.

માર્ક્સવાદી પાર્ટી સર્વહારા વર્ગની **અગ્રગામી ક્રાંતિકારી** ટુકડી છે, મોખરાની હરોળ છે. તે સર્વહારા વર્ગના સંગઠનનું સર્વોચ્ચ રૂપ અંકિત કરતી પાર્ટી તરીકે તેનાં બીજાં બધાં સંગઠનોને (ટ્રેડ યુનિયનો, સહકારી સંસ્થાઓ, વગેરે) એકસૂત્રે સાંકળી લે છે, તેમને રાજકીય આગેવાની પૂરી પાડે છે, અને તેમની જહેમતોને મૂડીવાદના ખાતમા તથા સમાજવાદી સમાજના નિર્માણના એક જ લક્ષ્ય ઉપર કેંદ્રિત કરે છે. લેનિને લખ્યું છે કે "માર્ક્સવાદ કામદારોની પાર્ટીને કેળવણી આપીને સર્વહારા વર્ગની મોખરાની હરોળને — સત્તા હાંસલ કરવાની તથા **સમગ્ર જનતાને** સમાજવાદની દિશામાં દોરી **જવાની**, નવી પદ્ધતિનું સંઘટન તથા સંચાલન કરવાની, મૂડીદાર વર્ગ વગર તથા મૂડીદાર વર્ગની વિરુદ્ધ સામાજિક

જીવનની સંઘટનામાં તમામ મહેનતકશ તથા શોષિત લોકોના ગુરુ, માર્ગદર્શક, તથા આગેવાનની ભૂમિકા બજાવવાની, શક્તિ ધરાવતી હરોળને — કેળવણી આપે છે."*

પાર્ટી વૈજ્ઞાનિક માર્ક્સવાદી સિદ્ધાંત, સામાજિક વિકાસના નિયમોની જાણકારી, અને સમાજની ક્રાંતિકારી સુધારણા માટે એ નિયમોનો ઉપયોગ અમલમાં કરવાની શક્તિ ધરાવે છે એટલે કામદાર વર્ગની મોખરાની હરોળ, અગ્રગામી ટુકડી, અને તમામ લોકોના માર્ગદર્શક તરીકેની ભૂમિકા સફળતાથી ભજવવા શક્તિમાન છે.

પાર્ટી સર્વહારા વર્ગની અગ્રગામી, રાજકીય જાગૃતિ ધરાવતી, ટુકડી તરીકે કામદારોમાં સમાજવાદી જાગૃતિ કેળવવાનું તથા કામદાર વર્ગને અધોગામી મૂડીવાદી વિચારસરણીની અસરથી બચાવવાનું કાર્ય નિરંતર કરતી રહે છે, માર્ક્સવાદની વિકૃતિ અથવા "સુધારણા"ની તમામ કોશિશો સામે અડગ સંઘર્ષ લડે છે, અને નવીનતમ વૈજ્ઞાનિક સિદ્ધિઓ તથા સમાજના વાસ્તવિક અનુભવના આધારે માર્ક્સવાદી સિદ્ધાંતને વિકસાવે છે.

માર્ક્સવાદી પાર્ટી કામદાર વર્ગની અગ્રગામી, જાગૃત, તથા સુસંગઠિત ટુકડી છે, અને માર્ક્સવાદ-લેનિનવાદના ક્રાંતિકારી વિચારો અમલી પ્રવૃત્તિમાં લાગુ કરવાની સહિયારી મુરાદના આધારે કામદાર વર્ગની જોડે સંકળાયેલી છે. તેની એકતાને ખતમ કરી નાખવાની, તેને અંદરથી કમજોર અને સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની આગેવાની કરવા અશક્ત બનાવી દેવાની, કોશિશ કરનારા તરેહવાર તકવાદીઓને તે કોઈ રીતે સાંખી નથી લેતી.

માર્ક્સવાદી પાર્ટી ખરેખરી જનતાની પાર્ટી છે, જનતાના સર્વોત્તમ પ્રતિનિધિઓની એકતા સાધે છે, અને મહેનતકશ લોકો જોડે હજારો તાણાવાણા વડે સંકળાયેલી છે. તે લોકોની અંતરતમ આકાંક્ષાઓને વ્યક્ત કરે છે અને તેમનાં પ્રાણભૂત હિતોની નિઃસ્વાર્થ હિમાયત કરે છે એટલે તેમનો અપાર વિશ્વાસ તથા ટેકો ધરાવે છે. માર્ક્સવાદી પાર્ટી જનતા જોડેના ગાઢ સંબંધોમાંથી અજેય સામર્થ્ય તથા સમર્થન મેળવે છે.

લેનિને સ્થાપેલી સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી એવી ખરેખરી ક્રાંતિકારી લોક પાર્ટી છે.

---

*વ્લા. ઇ. લેનિન, 'રાજ્ય અને ક્રાંતિ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૫, પૃષ્ઠ ૪૦૯.

## વર્ગો અને વર્ગસંઘર્ષ વિશે મૂડીવાદી
## તથા તકવાદી સિદ્ધાંતોની નાદારી

વર્ગો અને વર્ગસંઘર્ષ વિશે માર્ક્સવાદી સિદ્ધાંતની સામે મૂડીદાર વર્ગના વિચારકો મૂડીવાદી સમાજમાં વર્ગ-સુમેળનો ઉપદેશ કરે છે. તેઓ વર્તમાન મૂડીવાદી સમાજમાં વર્ગો તથા વર્ગસંઘર્ષના અસ્તિત્વને નકારવાના ધોરણને ખાસ વળગી રહે છે.

કેટલાક મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ બેધડક જણાવી દે છે કે આધુનિક મૂડીવાદી સમાજમાં શોષણ પણ નથી અને એકબીજાના વિરોધી વર્ગો પણ નથી, કેવળ વ્યવસાય, શિક્ષણ, આવક, ઉંમર, ધાર્મિક તથા રાજકીય વિચારો, અને બીજાં કેટલાંય લક્ષણોના આધારે રચાયેલાં સામાજિક જૂથો છે. એ જૂથોના લોકોને કોઈ જાતના મિલકત સંબંધો જાણે સાંકળતા જ નથી, અને તેમની વચ્ચેના સંબંધો એકદમ સુમેળના છે. કોઈ પણ માણસ મરજી પડે ત્યારે એક જૂથમાંથી બીજા જૂથમાં સહેલાઈથી સામેલ થઈ શકે છે.

બીજા મૂડીવાદી સમાજશાસ્ત્રીઓ કબૂલ કરે છે કે વર્ગો અસ્તિત્વમાં છે ખરા, પરંતુ તેઓ દલીલ કરે છે કે વર્તમાન મૂડીવાદી સમાજમાં વર્ગો વચ્ચેના તફાવતો ખતમ થઈ રહ્યા છે અને તેઓ ધીરે ધીરે વિશાળ "મધ્યમ" વર્ગમાં એકરૂપ બની રહ્યા છે. દાખલા તરીકે, તેઓ જણાવે છે કે અમેરિકામાં બહુ થોડા સમયમાં જ દરેક માણસ એવા "મધ્યમ" વર્ગનો બની જશે, અને આજના અમેરિકામાં શોષકો અને શોષિતો વચ્ચે કશો તફાવત પારખી કાઢવાનું મુશ્કેલ છે.

મૂડીદાર વર્ગના વિચારકો દાવો કરે છે કે અમેરિકી કામદાર હવે સર્વહારાઓ નથી રહ્યા, તેમનું જીવનધોરણ ઊંચું છે, તેઓ બચત કરીને શૅર ખરીદે છે એટલે તેમને પણ કારખાનાંના માલિકોની જેમ નફો મળે છે. બીજી તરફ, માલિકોના અધિકારોને રાજ્ય જાણે વધારે ને વધારે મર્યાદિત બનાવતું જાય છે, અને તેના પરિણામે તેઓ ઉત્પાદનમાં ઘટતી જતી ભૂમિકા ભજવે છે.

મૂડીવાદના હિમાયતીઓ વાર્તાઓ ઘડી કાઢે છે કે આધુનિક મૂડીવાદી સમાજમાં વર્ગો તથા વર્ગસંઘર્ષ છે જ નહિ, અને સુધારાવાદીઓ તથા સુધારણાવાદીઓ તેના પડઘા પાડીને જોરશોરથી દલીલ કરે છે કે અમેરિકામાં વર્ગો નથી, ત્યાં તો "સૌ કામદારો" જ છે, અને આખરી પૃથક્કરણમાં ખેડૂતો, ઔદ્યોગિક કામદારો, વેપારીઓ, ઑફિસ કર્મચારીઓ, બુદ્ધિજીવીઓ, વગેરે સૌનાં હિતોનો સુયોગ થઈ જાય છે.

વર્ગોની લેનિને આપેલી વ્યાખ્યાને તેઓ "જરીપુરાણી" ગણાવી દે છે અને તેના સ્થાને "જૂથ"ની તથા એવી જ બીજી વિભાવનાઓ મૂકી દે છે. તેઓ દલીલ કરે છે લોકોની એકતા જૂથોમાં, ઉત્પાદનનાં સાધનો જોડે તેમના સંબંધોના આધારે નહિ પણ બીજાં ગૌણ કારણોના આધારે, સધાય છે. સુધારણાવાદીઓ વર્ગોના અસ્તિત્વને નકારીને વર્ગસંઘર્ષને તિલાંજલિ આપી દે છે અને માને છે કે આપણા જમાના તથા યુગમાં કામદારોએ મૂડીદાર વર્ગની સામે લડવું ન જોઈએ પરંતુ ટેકનિકલ પ્રગતિને વધારે વેગીલી બનાવવી જોઈએ, એથી સત્તા જાણે વર્ગસંઘર્ષ તથા ક્રાંતિ વગર આપમેળે જ લોકોના હાથમાં આવી જશે.

મૂડીદાર વર્ગના હિમાયતીઓ અને તેમના સુધારાવાદી હજૂરિયાઓ આધુનિક મૂડીવાદી સમાજમાં વર્ગો તથા વર્ગસંઘર્ષ ન હોવા સંબંધી કપટી સિદ્ધાંતો ફેલાવે છે અને "વર્ગ-શાંતિ", "સામાજિક ભાગીદારી", તથા "શ્રમ અને મૂડી વચ્ચે સુમેળ"ના યુગની ઘોષણા કરે છે. તેમાં તેમનો આશય કામદાર વર્ગને ગલત માર્ગે ચડાવી દેવાનો, મૂડીદાર વર્ગ સામે વર્ગસંઘર્ષ નિરર્થક હોવાનો ખ્યાલ કામદારોનાં મનમાં ઠસાવી દેવાનો, અને કામદાર વર્ગીય આંદોલનને સુધારાવાદી પંથે વાળી દેવાનો છે.

હકીકતમાં હાલત કેવી છે?

સાવ સાચી વાત છે કે અમેરિકી કામદારોના અમુક હિસ્સાઓનું, સૌપ્રથમ તો ઉપલા હિસ્સાનું, જીવનધોરણ ઊંચું છે, ખાસ તો બીજા મૂડીવાદી દેશોના કામદાર વર્ગની સરખામણીમાં બેશક ઊંચું છે. પરંતુ ભૂલવું ન જોઈએ કે એવું ઊંચું જીવનધોરણ બધા અમેરિકી કામદારોને માણવા નથી મળતું.

૧૯૭૫માં અમેરિકામાં આશરે ૩૩.૨ મિલિયન અમેરિકીઓનું, અથવા વસતિના ૧૭.૩ ટકા હિસ્સાનું, જીવનધોરણ સત્તાવાર "ગરીબી રેખા"થી નીચે હતું. સાથે સાથે જ, રાષ્ટ્રીય સંપત્તિનો ચોથો ભાગ વસતિના એક ટકા હિસ્સાના હાથમાં હતો. ચાલીસ માણસો ૨૦૦ મિલિયનથી લઈને ૧૫૦૦ મિલિયન ડોલર સુધીની મૂડી ધરાવતા હતા.

કેટલાક અમેરિકી કામદારો બચત કરે છે ખરા. પરંતુ કુલ બચતમાં તેમનો હિસ્સો કેટલો છે? અરધા ભાગની વસતિ કુલ બચતના માત્ર એક ટકા હિસ્સાની માલિકી ધરાવે છે, અને વસતિનો બીજો અરધો ભાગ બાકીના ૯૯ ટકા હિસ્સાની માલિકી ધરાવે છે.

કેટલાક અમેરિકી કામદારો પાસે શૅર પણ છે. પરંતુ તેમને હસ્તક શૅરનું

બજાર-મૂલ્ય અમેરિકામાં સમગ્ર શૅર-મિલકતના મૂલ્યના માત્ર ૦.૨ ટકા જેટલું જ છે, અને નાણાકીય અલ્પતંત્રના ફક્ત એક પરિવારની, દ્યુપોં પરિવારની શૅર-મિલકતના મૂલ્યના માત્ર દસતા ભાગ જેટલું જ છે.

એ હકીકતોને લક્ષમાં રાખીએ તો વર્ગોના લોપની, "વિશાળ અમેરિકી મધ્યમ વર્ગની", વાતો કેવી રીતે થઈ શકે! અમેરિકા પારાવાર સામાજિક ભેદો અને ઊંડા સામાજિક આંતરવિરોધોનો દેશ છે. મોટા ભાગના બીજા મૂડીવાદી દેશોમાં મહેનતકશ લોકો અમેરિકાની સરખામણીએ ઘણી બદતર હાલતમાં છે અને મૂડીદાર વર્ગ તથા સર્વહારા વર્ગ વચ્ચેના આંતરવિરોધો વધારે ઊંડા તથા ઉગ્ર છે.

નિર્વિવાદ હકીકત છે કે વર્તમાન મૂડીવાદી સમાજમાં મૂડીવાદી માલિકી વર્ચસ્વી છે, એટલે વિષમ વર્ગો—મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ—અસ્તિત્વમાં છે અને તેમની વચ્ચે ભીષણ સંઘર્ષ સતત ચાલતો રહે છે.

## વર્તમાન મૂડીવાદી સમાજમાં વર્ગસંઘર્ષ

મૂડીવાદી દેશોમાં મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગનો વર્ગસંઘર્ષ હવે મૂડીવાદની સામાન્ય કટોકટીની નવી કક્ષાએ, વિશ્વ સમાજવાદી પદ્ધતિ વિશ્વ વિકાસનું નિર્ણાયક પરિબળ બની રહી છે ત્યારે, લડાઈ રહ્યો છે. એવી પરિસ્થિતિ સોવિયેત યુનિયન તથા સમગ્ર વિશ્વ સમાજવાદી પદ્ધતિની સફળતાઓને કારણે, વિશ્વ મૂડીવાદની કટોકટીની વધતી જતી તીવ્રતાને કારણે, લોકોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓની વધતી જતી અસરને કારણે, અને સુધારાવાદની વૈચારિક નાદારીને કારણે કામદાર વર્ગીય આંદોલન માટે વધારે સાનુકૂલ બની ગઈ છે. સામ્રાજ્યવાદીઓની પ્રત્યાઘાતી નીતિ અંગે, ખાસ કરીને તો યુદ્ધ-ઘેલછા તથા હથિયારોની હરીફાઈને—જેનો મોટા ભાગનો બોજો લોકોને સહેવો પડે છે—ઉત્તેજવાની નીતિ અંગે, લોકોના અસંતોષના પરિણામે કામદાર વર્ગીય આંદોલનની શક્યતાઓ વધારે વિસ્તરી છે. વધારે ને વધારે લોકોને ખાતરી થતી જાય છે કે પોતાની માઠી દશામાંથી છૂટવાનો એકમાત્ર ઉપાય સમાજવાદ અપનાવવાનો છે, એટલે તેમને મૂડીદાર વર્ગની સામે સક્રિય સંઘર્ષમાં ખેંચવાના સાનુકૂળ સંજોગો પેદા થાય છે. સમાજવાદી પદ્ધતિની સિદ્ધિઓને કારણે સર્વહારા વર્ગીય આંદોલનની તાકાત અનેક ગણી વધી જાય છે. એ સિદ્ધિઓ મૂડીવાદની સરખામણીમાં

સમાજવાદના લાભોને સાફ પ્રદર્શિત કરે છે, મૂડીવાદી દેશોમાં સંઘર્ષ લડતા કામદારોને પ્રેરણા આપે છે અને તેમનાં મનમાં સમાજવાદના આગામી વિજયની ખાતરી પેદા કરે છે.

સમાજવાદ માટે સર્વહારા વર્ગનો સંઘર્ષ હવે શાંતિ, રાષ્ટ્રીય સ્વતંત્રતા, અને લોકશાહી માટે પ્રજાઓના આંદોલન જોડે સંકળાઈ ગયો છે, અને એ હકીકતમાં આજના કામદાર વર્ગીય આંદોલનનું મુખ્ય વિશિષ્ટ લક્ષણ અંકિત છે. વર્તમાન લોકશાહીવાદી આંદોલનોનું વધારે વિગતવાર પરીક્ષણ અમે આગળ જતાં કરીશું.

સર્વહારા વર્ગ પોતાના અધિકારો, લોકશાહી, અને સમાજવાદ માટેના સંઘર્ષમાં અત્યંત વિવિધ રીતો અજમાવે છે: હડતાલો, દેખાવો, સભાઓ, સંમેલનો, વગેરે. તે સંસદીય સંઘર્ષ પણ લડે છે.

સંઘર્ષના પરંપરાગત રૂપનો, હડતાલનો, ઉપયોગ આજના સંજોગોમાં ખૂબ વ્યાપક પાયા પર કરવામાં આવે છે. મૂડીવાદી દેશોમાં હડતાલ આંદોલન વિસ્તરતું તથા જોર પકડતું જાય છે એ હકીકત મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગનાં હિતોના સુમેળ વિશે મૂડીવાદી તથા સુધારાવાદી લહિયાઓના દેકારાઓનું ખંડન કરે છે. મૂડીવાદી દુનિયામાં હડતાલોમાં ભાગ લેનારા મહેનતકશ લોકોની સંખ્યા ૧૯૬૫ના ૩૬ મિલિયનની સરખામણીએ ૧૯૭૬માં ૬૦ મિલિયન હતી.

એક બાબતની નોંધ લેવાનું જરૂરી છે કે કામદારોની માંગો વિશુદ્ધ આર્થિક સીમાઓને પાર કરી જાય છે અને રાજકીય સ્વરૂપ ધારણ કરી લે છે. કામદાર વર્ગ અને તેની ક્રાંતિકારી મોખરાની હરોળ, માર્ક્સવાદી પાર્ટીઓ, મુખ્ય ફટકો મૂડીવાદી ઈજારદારીઓને, પ્રત્યાઘાત તથા આક્રમણના ગઢને, લગાવે છે. હથિયારોની હરીફાઈ તેમ જ મહેનતકશ લોકોની કપરી દશાની સીધી જવાબદારી મૂડીવાદી ઈજારદારીઓની છે.

વર્તમાન કામદાર વર્ગીય આંદોલનની મહત્ત્વની વિશિષ્ટતા એ હકીકતમાં જોવા મળે છે કે કામદારો ઈજારદારી-વિરોધી સંઘર્ષમાં નિરંતર નવા નવા સાથીદારો મેળવતા જાય છે. તેમનો પરંપરાગત સાથીદાર મહત્ત્વનું રાજકીય પરિબળ બની રહેતો **કિસાન-સમુદાય** છે. **શહેરી મધ્યમ સ્તરો** (નાના કારખાનદારો, કારીગરો, તથા વેપારીઓ) પોતાનાં હિતોની રખેવાળી વધારે ને વધારે મક્કમપણે કરી રહ્યા છે. વૈજ્ઞાનિક તથા ટેકનિક્લ ક્રાંતિના પરિણામે રોજી કામદારોની સેનામાં બુદ્ધિજીવીઓ એકધારો ઉમેરો કરી રહ્યા છે. તેમનાં હિતો લોકશાહી તથા સમાજવાદ માટે કામદાર વર્ગના સંઘર્ષ જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલાં છે.

તરુણ લોકોની પ્રવૃત્તિ વધી રહી છે. પ્રગતિશીલ તરુણ લોકો તથા વિદ્યાર્થીઓ સમજતા જાય છે કે મૂડીવાદી સમાજમાં ઊજળા ભવિષ્યની આશા બિલકુલ નથી રહી, એટલે તેઓ પોતાના અધિકારો ખાતર લડવા ઉપરાંત મૂડીવાદી સમાજના મુખ્ય આધારો સામે પણ લડે છે. ભાવિક લોકો તથા સ્ત્રીઓના સમુદાયો પણ ઈજારદારીઓનો વિરોધ કરે છે.

સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતથી વિરુદ્ધ અને શાંતિ, લોકશાહી, તથા સમાજવાદ ખાતર સંઘર્ષમાં મહેનતકશ લોકોની રાજકીય પ્રવૃત્તિનો અસાધારણ બહોળો વ્યાપ અને નોંધપાત્ર વૃદ્ધિ પણ વર્તમાન કામદાર વર્ગીય આંદોલનની લાક્ષણિક વિશિષ્ટતા છે.

મહેનતકશ લોકોની જાગૃતિમાં થયેલા ઊંડા પરિવર્તનની સજ્જડ સાબિતી કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓની વૃદ્ધિમાં જોવા મળે છે. સાઠથી વધારે વર્ષો પહેલાં લેનિનની આગેવાની ધરાવતી બોલ્શેવિક પાર્ટીએ લોકોને મૂડીવાદ સામે લડવા તૈયાર કરેલા ત્યારે દુનિયામાં કેવળ ચાર લાખ કોમ્યુનિસ્ટો હતા. આજે સામ્યવાદી આંદોલન કરોડો લડવૈયાઓ ધરાવે છે અને અત્યંત વ્યાપક તથા અસરકારક રાજકીય પરિબળ છે.

પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી વર્તુળો સામ્યવાદી તથા લોકશાહીવાદી આંદોલનની સામે બેહદ પાશવી પગલાં લે છે. તેઓ ઈજારદારી મૂડીદાર વર્ગની ઉઘાડી સરમુખત્યારીની રીતો વધારે ને વધારે પ્રમાણમાં અજમાવે છે, લોકશાહીનાં બચેલાં તત્ત્વોને ખતમ કરી નાખે છે, અને જનતાને દબાવી દેવાની પુરાણી રીતનો, "લોખંડી પંજાવાળી" સરકારની રીતનો, ઉપયોગ કરે છે. કેટલાક મૂડીવાદી દેશોમાં ફાસીવાદની અમંગળ નિશાનીઓ નજરે પડે છે.

ક્રાંતિકારી આંદોલનના સામાજિક આધારને વધારે વ્યાપક બનાવવાથી સંયુક્ત ઈજારદારી-વિરોધી મોરચાનો મજબૂત પાયો ઘડાય છે. ૧૯૬૯માં મોસ્કો ખાતે ભરવામાં આવેલા કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓના આંતરરાષ્ટ્રીય સંમેલનના દસ્તાવેજમાં જણાવવામાં આવ્યું છે કે "ઈજારદારી-વિરોધી તથા સામ્રાજ્યવાદ-વિરોધી સંયુક્ત કદમો દરમિયાન, સંબંધિત દેશોનાં અર્થતંત્રોમાં ઈજારદારીઓની રાજકીય ભૂમિકાને નિર્ણાયક રીતે મર્યાદિત રાખવા, મોટી મૂડીની તાકાતને ખતમ કરી નાખવા, અને સમાજવાદનો સંઘર્ષ ચાલુ રાખવાની અત્યંત સાનુકૂળ પરિસ્થિતિ સુનિશ્ચિત બનાવનારાં મૂળગામી આર્થિક તથા રાજકીય પરિવર્તનો આણવા શક્તિમાન રાજકીય એકસંપોમાં, સઘળાં લોકશાહીવાદી

વહેણોની એકતા સાધવાના સાનુકૂળ સંજોગો પેદા થાય છે. એવી લોકશાહીવાદી એકસંપીમાં મુખ્ય પરિબળ કામદાર વર્ગનું છે."*

સામ્રાજ્યવાદી પ્રત્યાઘાત અને કામદાર આંદોલનમાં તેના ખાંધિયાઓ, સામ્યવાદ-વિરોધી મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી આગેવાનો તેમ જ તમામ રંગછાયાઓના તકવાદીઓ, કામદાર વર્ગની એકતાને અવરોધે છે, ફાટફૂટની નીતિ અખત્યાર કરે છે, માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતના સારતત્ત્વને વિકૃત બનાવી નાખે છે, અને સામ્યવાદી આંદોલનની બદનામીની કોશિશો કરે છે. એ હકીકતને લક્ષમાં લેતાં, હાલના તબક્કે કામદાર તથા સામ્યવાદી આંદોલનમાંનાં તકવાદી વહેણો સામે સંઘર્ષ ખૂબ મહત્ત્વનો છે, અને મવાળપંથી તેમ જ "ઉગ્રપંથી" સુધારણાવાદને નિર્ણાયક રીતે હરાવી દેવાનું કર્તવ્ય અનિવાર્ય છે કારણ કે માર્ક્સવાદ-લેનિનવાદના મૂળભૂત સિદ્ધાંતો જોડે તેમાંથી એકેયનો મેળ નથી બેસતો. માર્ક્સવાદી-લેનિનવાદી નીતિથી મવાળપંથી અથવા "ઉગ્રપંથી" ફાંટા રાષ્ટ્રવાદ તથા વર્ચસ્વવાદની નિશાનીઓ જોડે સંકળાયેલા હોય ત્યારે ખાસ જોખમી બની રહે છે.

રાષ્ટ્રીય સ્વતંત્રતા, લોકશાહી, તથા શાંતિના સંઘર્ષના વિજયની, સમાજવાદી ક્રાંતિનાં કર્તવ્યોની સફળ સિદ્ધિની, સમાજવાદ તથા સામ્યવાદના નિર્માણની, આવશ્યક શરતો આંતરરાષ્ટ્રીય કામદાર તથા સામ્યવાદી આંદોલનની એકતાનું દૃઢતાથી રક્ષણ કરવાની તથા એ એકતાને કમજોર બનાવે એવાં કોઈ પણ કૃત્યોને અટકાવવાની છે.

## ૪. મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં વર્ગો અને વર્ગસંઘર્ષ

આપણે જાણીએ છીએ કે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી તથા વિષમ વર્ગોનો ઉદય થયો ત્યારથી શોષિતો અને શોષકો વચ્ચે કટ્ટર સંઘર્ષ ચાલતો રહ્યો છે. એ સંઘર્ષ આખરે સમાજવાદી ક્રાંતિમાં પરિણમે છે, મૂડીદાર વર્ગના શાસનને ઉથલાવી પાડવામાં આવે છે અને તેના સ્થાને મહેનતકશ લોકોની

---

*કોમ્યુનિસ્ટ અને કામદાર પાર્ટીઓનું આંતરરાષ્ટ્રીય સંમેલન, મોસ્કો, ૧૯૬૯ પ્રાગ, ૧૯૬૯, પૃષ્ઠ ૨૭.

સરકાર, સર્વહારા વર્ગની સરમુખત્યારી, સ્થાપવામાં આવે છે. સર્વહારા વર્ગની સરમુખત્યારીની સ્થાપના મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળાનો આરંભ અંકિત કરે છે.

## મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણ દરમિયાન વર્ગસંઘર્ષ

મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં વર્ગસંઘર્ષ અનિવાર્ય છે. ઉથલાવી પાડવામાં આવેલો મૂડીદાર વર્ગ એવી હાલતને સાંખી નથી શકતો કે પોતાની સત્તા પોતાના જ હાથે દાયકાઓ સુધી શોષિત મહેનતકશ લોકોના કબજામાં રહે, પોતાની પુનિતમાં પુનિત ખાનગી માલિકી ઉપર તરાપ મારીને એ લોકો સહીસલામત રહે. મૂડીદાર વર્ગ પોતાની સનાતન અને સલામત લાગેલી એશઆરામની બેફિકર જિંદગી, ધનદોલત, વિશેષાધિકારો, તથા નિરંકુશ શાસનનો અંત આવી ગયો હોવાની વાત કોઈ રીતે માની જ નથી શકતો. એટલે તે ગાંડોતૂર થઈને ઝનૂની હઠીલાઈથી નવી સર્વહારા વર્ગીય સત્તાનો સામનો કરે છે.

સર્વહારા વર્ગ સામેના સંઘર્ષમાં મૂડીદાર વર્ગ દરેકે દરેક રીત અજમાવે છે. તે પોતાની આર્થિક સ્થિતિનો તેમ જ મોખરાના બુદ્ધિજીવીઓ, સરકારી નોકરો, તથા લશ્કરી આગેવાનો જોડેના અગાઉના સંબંધોનો ઉપયોગ કરીને દેશના અર્થતંત્રમાં તેમ જ રાજ્ય-સંસ્થાઓની તથા સંરક્ષણની કામગીરીમાં ભંગાણ પાડવાની કોશિશ કરે છે. તે લોકોનાં માનસ ઉપર અસર પાડવાની કોશિશ પણ કરે છે. છેલ્લે, ફરી મૂડીવાદ સ્થાપવાના આશયે તે આંતરરાષ્ટ્રીય મૂડીની મદદ ઉપર મુખ્ય મદાર રાખીને મહેનતકશ લોકોની સામે સીધી હથિયારબંધ લડાઈ શરૂ કરી દે છે. ઈતિહાસ બતાવે છે (નવોદિત સોવિયેત પ્રજાસત્તાક ઉપર ચૌદ સામ્રાજ્યવાદી સત્તાઓનો હુમલો, કોરિયામાં સામ્રાજ્યવાદીઓની દખલબાજી, ૧૯૫૬ના ઑક્ટોબરમાં હંગેરીના બનાવો, વગેરે) કે વિજયી સર્વહારા વર્ગને કેવળ પોતાના દેશના મૂડીદાર વર્ગની સામે જ નહિ પરંતુ પ્રત્યાઘાતી આંતરરાષ્ટ્રીય મૂડીદાર વર્ગની સામે પણ કારમો સંઘર્ષ લડવો પડે છે.

એટલે, સર્વહારા વર્ગની સરમુખત્યારીથી વર્ગસંઘર્ષ ખતમ નથી થઈ જતો, એ તો સંક્રમણના ગાળામાં પણ ચાલતો રહે છે. પરંતુ એ સંઘર્ષ એવા સંજોગોમાં

લડાય છે કે રાજકીય સત્તા સર્વહારા વર્ગના હાથમાં હોય છે અને અર્થતંત્રના અગત્યનાં કેંદ્રો ઉપર તેનો કાબૂ હોય છે. વર્ગસંઘર્ષનાં રૂપોમાં એવા સંજોગો જોડે બંધબેસતાં પરિવર્તનો થાય છે. લેનિને લખ્યું છે કે "સર્વહારા વર્ગની સરમુખત્યારી વર્ગસંઘર્ષનો અંત નહિ પરંતુ નવાં રૂપોમાં સાતત્ય અંકિત કરે છે. સર્વહારા વર્ગની સરમુખત્યારી તો મૂડીદાર વર્ગની — પરાજિત થઈ ગયેલા પરંતુ નાબૂદ ન થયેલા, અદૃશ્ય ન થયેલા, સામનો બંધ ન કરનારા પરંતુ સામનાને વધારે જોરદાર બનાવનારા મૂડીદાર વર્ગની — સામે વિજયી અને રાજકીય સત્તા પોતાને હસ્તક કરી લેનારા સર્વહારા વર્ગનો સંઘર્ષ છે."*

મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં વર્ગસંઘર્ષનાં નવાં રૂપો આ મુજબ છે: હથિયારોના ઉપયોગના કશા બાધ વગર શોષકોના સામનાનો ખાતમો, કિસાનને મૂડીદાર વર્ગની અસરથી છૂટો કરવાનો તથા સમાજવાદી નિર્માણમાં સામેલ કરી દેવાનો સંઘર્ષ, દેશના અર્થતંત્રમાં કામ કરવા માટે મૂડીવાદી વિશેષજ્ઞોની ભરતી, અને લોકોને સમાજવાદી શિસ્તની ભાવનાની કેળવણી.

## બળજોરીના ઉપયોગની બાબતમાં સર્વહારા વર્ગનું વલણ

પરાજિત પરંતુ સામનો કરતા મૂડીદાર વર્ગની સામે કામદાર વર્ગ તથા કિસાનોનો કટ્ટર સંઘર્ષ મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં સામાજિક વિકાસનું મહત્ત્વનું ઘટક બની રહે છે. એ સંઘર્ષ આખરે વર્ગ તરીકે મૂડીદાર વર્ગનાં સામાજિક મૂળિયાંના પૂરેપૂરા ખાતમામાં તેમ જ માનવીના હાથે માનવીના શોષણ વગરના સમાજની સ્થાપનામાં પરિણમે છે.

મૂડીદાર વર્ગના સામનાને પહોંચી વળવા માટે કામદાર વર્ગ કેવી રીતો અજમાવે છે? અને બળજોરીના ઉપયોગની બાબતમાં તેનું વલણ કેવું હોય છે?

મૂડીવાદી વિચારકો સર્વહારા વર્ગની સરમુખત્યારીનું ચિત્રણ નિરંકુશ ત્રાસ

---

*વ્લા. ઇ. લેનિન, 'પ્રકાશિત પ્રવચન "આઝાદી અને સમાનતાનાં સૂત્રોના આધારે જનતા જોડે કપટ"નું આમુખ,' સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૯, પૃષ્ઠ ૩૮૧.

તથા વિનાશની લીલા તરીકે કરે છે અને દલીલ કરે છે કે સર્વહારા વર્ગ મૂડીદાર વર્ગની સામે લડવામાં બળજોરીના ઉપયોગની, હથિયારબંધ સંઘર્ષની, એકમાત્ર રીત અજમાવે છે. પરંતુ વાસ્તવમાં માર્ક્સવાદ-લેનિનવાદ સિદ્ધાંત તેમ જ અમલમાં એવી નીતિ અપનાવે છે કે મૂડીદાર વર્ગના સામનાને પહોંચી વળવા માટે બળજોરીની તેમ જ શાંતિમય રીતોનો ઉપયોગ થઈ શકે.

સર્વહારા વર્ગ આપણા યુગનો વધારેમાં વધારે માનવતામય વર્ગ છે. તે માનવ સંસ્કૃતિની સિદ્ધિઓને જાળવી રાખવાની તથા વધારવાની, ઉત્પાદનના ધોરણનો ઉત્કર્ષ સાધવાની, અને મુખ્ય ઉત્પાદક શક્તિના—માનવીના, મહેનતકશ લોકોના—રક્ષણની કોશિશ કરે છે. એટલે જ સર્વહારા વર્ગ મૂડીવાદમાંથી સમાજવાદમાં શાંતિમય સંક્રમણ અંગે ઊંડી ઉત્સુકતા ધરાવે છે. શાંતિમય રીતથી પારાવાર ભૌતિક મૂલ્યો સલામત રહે છે, અનેકાનેક માનવ જિંદગીઓ ઊગરી જાય છે, એટલે—લેનિનના શબ્દોમાં—તે લોકો માટે એકદમ પીડારહિત, સરળ, તથા વધારેમાં વધારે લાભદાયક પંથ છે.

પરંતુ સર્વહારા વર્ગની સરમુખત્યારીની સ્થાપના પછી સમાજવાદી ક્રાંતિનો વિકાસ શાંતિમય કે બિન-શાંતિમય રીતે થાય તેનો આધાર એક અથવા બીજા વર્ગની મરજી ઉપર નહિ, અને વ્યક્તિની મરજી ઉપર તો જરાય નહિ, પરંતુ સૌપ્રથમ સંબંધિત દેશમાં **વર્ગ પરિબળોના વસ્તુગત સહસંબંધ** ઉપર, અને ખાસ કરીને મૂડીદાર વર્ગના સામનાના જોર ઉપર અથવા છૂટ મૂકવાની તેની તૈયારી ઉપર, હોય છે.

વિજયી કામદાર વર્ગ અને તેના સાથીદારોની તાકાત મૂડીદાર વર્ગની તાકાતથી ઘણી વધારે હોય તો મૂડીદાર વર્ગ સમજી જાય કે હથિયારબંધ સામનો નકામો છે અને—લેનિનના શબ્દોમાં—"પોતાનાં માથાં બચાવવાનું" વધારે પસંદ કરે, એટલે ક્રાંતિ શાંતિમય પંથે આગળ ધપે. પરંતુ મૂડીદાર વર્ગ નવી સત્તાની માગણીઓ માની લેવાનો ઇનકાર કરે અને હથિયારોના ઉપયોગ મારફત ઇતિહાસના ક્રમને ઊલટી દિશામાં વાળવાની મહેનત કરે તો કામદાર વર્ગ માટે હથિયારોની તાકાત વડે મૂડીદાર વર્ગના સામનાને કચડી નાખવા સિવાય બીજો કોઈ માર્ગ જ ન રહે કારણ કે એવા સંજોગોમાં તે પોતાની સિદ્ધિઓની તેમ જ તમામ મહેનતકશ લોકોનાં પ્રાણભૂત હિતોની રક્ષા કાજે માત્ર એ માર્ગ જ અપનાવી શકે.

સમાજવાદી ક્રાંતિ કરનારા પ્રથમ દેશ સોવિયેત યુનિયનમાં મૂડીદાર વર્ગે

ગુમાવેલી સત્તા, મિલકત, અને વિશેષાધિકારો હથિયારોની તાકાત વડે ફરી હાંસલ કરવાની કોશિશ કરી અને એ દિશામાં આંતરરાષ્ટ્રીય મૂડીની હથિયારબંધ મદદ મેળવી. એવા સંજોગોમાં મૂડીદાર વર્ગને ખતમ કરી નાખવા માટે કામદાર વર્ગને હથિયારોની તાકાત અજમાવવી પડી. સોવિયેત પ્રજાસત્તાકમાં સંક્રમણના ગાળા દરમિયાન વર્ગસંઘર્ષનું વિશિષ્ટ રૂપ મૂડીદાર વર્ગને હથિયારોની તાકાત વડે દબાવી દેવાનું હતું, આંતરવિગ્રહનું હતું.

પરંતુ યુરોપના સમાજવાદી દેશોના અનુભવે બતાવ્યું છે કે સંક્રમણના ગાળા દરમિયાન વર્ગસંઘર્ષમાં મૂડીદાર વર્ગને બળજોરીથી દબાવી દેવાનું રૂપ હંમેશાં જરૂરી નથી હોતું. એ દેશોમાં આંતરવિગ્રહ નહોતો થયો કારણ કે ખરી સત્તા સર્વહારા વર્ગના પક્ષે હતી. એ દેશોમાં પ્રત્યાઘાતી બળોના મુખ્ય અડ્ડાઓ જર્મન ફાસીવાદ સામેના મુક્તિ સંઘર્ષ દરમિયાન પહેલેથી જ ખતમ થઈ ચૂકેલા હતા, અને મૂડીદાર વર્ગનો બાકીનો હિસ્સો પૂરતી તાકાત ન ધરાવતો હોવાથી તેને જનતાની સરકારનો હથિયારબંધ સામનો કરવાની હિંમત ન પડી.

સંક્રમણના ગાળામાં વર્ગસંઘર્ષની ઉગ્રતાનું પ્રમાણ અલગ અલગ દેશોમાં જુદું જુદું હોય છે એટલું જ નહિ પરંતુ એક જ દેશની અંદર વિકાસના અલગ અલગ તબક્કાઓમાં પણ જુદું જુદું હોય છે. સોવિયેત યુનિયન અને બીજા સમાજવાદી દેશોનો અનુભવ બતાવે છે કે જેમ જેમ સર્વહારા વર્ગની સરમુખત્યારી મક્કમ બનતી જાય અને સમાજવાદી નિર્માણમાં પ્રગતિ થતી જાય તેમ તેમ વર્ગ પરિબળોનો સહસંબંધ સમાજવાદની તરફેણમાં એકધારો પલટાતો જાય છે, અને તેના પરિણામે દુશ્મન વર્ગોના અવશેષોનો સામનો કમજોર બનતો જાય છે. મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણ સાધી રહેલા દેશમાં વર્ગસંઘર્ષનું સામાન્ય વલણ એવું હોય છે.

સંક્રમણના ગાળામાં વર્ગસંઘર્ષ વિવિધ રૂપો ધારણ કરી શકે છે—એવા સિદ્ધાંતના આધારે સર્વહારા વર્ગ અને તેની માર્ક્સવાદી પાર્ટી વર્ગસંઘર્ષનાં સઘળાં રૂપોની ઉસ્તાદી હાંસલ કરી લેવાનું અને તેમાંથી વાસ્તવિક પરિસ્થિતિને, વર્ગ પરિબળોના વસ્તુગત સહસંબંધને, વધારેમાં વધારે બંધબેસતાં રૂપો લાગુ કરવાનું, લક્ષ્ય નિર્ધારિત કરે છે.

## ૫. સમાજવાદી સમાજનું વર્ગીય સંઘટન

સોવિયેત યુનિયનમાં સમાજવાદી નિર્માણ પૂરું થઈ જતાં સોવિયેત સમાજના વર્ગીય સંઘટનમાં મૂળગામી પરિવર્તન થઈ ગયું. ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી અને માનવીના હાથે માનવીનું શોષણ સદાને માટે નાબૂદ થઈ ગયાં. શહેરોમાં તેમ જ ગામોમાં શોષક વર્ગો અલોપ થઈ ગયા.

માત્ર બે મિત્ર વર્ગો—કામદાર વર્ગ અને **સામૂહિક ખેતરોના ખેડૂતો**—તથા કામ કરતા **બુદ્ધિજીવીઓ** બાકી રહ્યા, અને સોવિયેત સત્તાના સમય દરમિયાન એ સૌમાં મૂળભૂત પરિવર્તન થઈ ગયું.

કામદાર વર્ગ અગાઉ મૂડીવાદી સમાજમાં શોષિત અને બિલકુલ અધિકારો વગરનો હતો તેવો ન રહ્યો. તે બીજા બધા લોકોની સાથે ઉત્પાદનનાં સાધનોનો માલિક અને દેશનો ખરો સ્વામી બની ગયો. સોવિયેત સત્તાની સ્થાપના પછી કામદાર વર્ગની સંખ્યામાં વધારો થયો છે—કામદારોની સંખ્યા ૧૯૧૩માં ૯.૮ મિલિયન, ૧૯૪૦ માં ૨૩.૭ મિલિયન, અને ૧૯૭૦માં ૬૪.૩ મિલિયન હતી તેની સરખામણીએ ૧૯૭૫માં ૭૧.૬ મિલિયન થઈ ગઈ હતી. તેનાં સાંસ્કૃતિક, ટેકનિકલ, તથા શૈક્ષણિક ધોરણો બહુ ઊંચાં થઈ ગયાં છે અને તેની રાજકીય પ્રવૃત્તિ પણ ખૂબ વધી ગઈ છે. વિકસિત સમાજવાદી સમાજમાં કામદાર વર્ગ મુખ્ય ઉત્પાદક શક્તિ બની રહ્યો છે અને વધારેમાં વધારે ક્રાંતિકારી, શિસ્તબદ્ધ, સંગઠિત, તથા જાગૃત વર્ગ છે એટલે **સામાજિક તંત્રમાં, સામાજિક સંબંધોની આખી પદ્ધતિમાં, મોખરાનું સ્થાન** ધરાવે છે.

ખેતીવાડીના સમૂહીકરણ અને સાંસ્કૃતિક ક્રાંતિના પરિણામે સોવિયેત કિસાનોની હાલત ધરમૂળથી પલટાઈ ગઈ છે. તેઓ જમીનદારો તથા કુલકો તરફથી શોષિત વેરવિખેર કચડાયેલા વર્ગમાંથી ખરેખરા મુક્ત વર્ગમાં પલટાઈ ગયા છે.

દેશના લાભમાં સામૂહિક **શ્રમથી** કિસાનની યુગ-જૂની એકલતા ખતમ થઈ ગઈ છે, તેને ખાનગી માલિકીની મનોવૃત્તિ તજી દેવામાં મદદ મળી છે, અને તેનામાં સામૂહિક કામ, મિત્રતા, તથા સહકારની ભાવના કેળવાઈ છે. તેની સાંસ્કૃતિક તથા ટેકનિકલ જાણકારીમાં પારાવાર વધારો થયો છે. આધુનિક યંત્રસામગ્રીના વિસ્તૃત ઉપયોગને કારણે મોટી સંખ્યામાં કિસાનોને ખેતીનાં યંત્રો ચલાવવાની તાલીમ આપવાનું આવશ્યક બની ગયું એટલે હવે તેમની તથા કામદારોની મહેનત વચ્ચે બહુ ઓછો ફરક છે.

બુદ્ધિજીવીઓમાં પણ ભારે પરિવર્તન આવી ગયું છે. કામદાર વર્ગ અને કિસાનોની હરોળોમાંથી આવતા મોટા ભાગના સોવિયેત બુદ્ધિજીવીઓ જનતા જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલા છે અને તેની નિ:સ્વાર્થ સેવા વફાદારીથી બજાવે છે. ઉત્પાદનની વૃદ્ધિ તથા સુધારણા તેમ જ વિજ્ઞાન, ટેક્નોલોજી, તથા સંસ્કૃતિની પ્રગતિની પરિણામે બુદ્ધિજીવીઓની સંખ્યા, ખાસ કરીને ટેક્નોલોજી તથા વિજ્ઞાનનાં ક્ષેત્રોમાં, ઝડપથી વધી રહી છે. એકલા ૧૯૭૬ના વર્ષમાં દેશના અર્થતંત્રમાં ૧૮૪૩૦૦૦ નવા વિશેષજ્ઞોને સામેલ કરવામાં આવ્યા હતા. તેમાંથી ૭૩૫૦૦૦ ઉચ્ચતર શિક્ષણ પામેલા તથા ૧૧૦૮૦૦૦ વિશિષ્ટ માધ્યમિક શિક્ષણ પામેલા હતા.

સોવિયેત યુનિયનમાં વર્ચસ્વ અને તાબેદારીના વર્ગ-સંબંધો સદાને માટે નાબૂદ કરી નાખવામાં આવ્યા છે, દેશમાં કોઈ જાતના વિશેષાધિકારી વર્ગો અથવા જૂથો નથી, અને સમાજના સઘળા સભ્યો ઉત્પાદનનાં સાધનો જોડે એકસરખો સંબંધ ધરાવે છે. એટલે શોષણ, બીજા કોઈના શ્રમના ફળની હડપગીરી, અશક્ય છે. દરેક માણસને મળતી આવકનો આધાર તેના કામના પ્રમાણ ઉપર હોય છે, રોકવામાં આવેલી મૂડી ઉપર નથી હોતો.

સમાજવાદી સમાજમાં શોષકો તથા શોષિતો નથી પરંતુ કેવળ મહેનતકશ વર્ગો તથા સામાજિક જૂથો છે એટલે વર્ગસંઘર્ષ નથી. કામદાર વર્ગ, સામૂહિક ખેતી કરતા ખેડૂતો, અને જનતાના બુદ્ધિજીવીઓની મક્કમ એકસંપી સાધવામાં આવી છે.

સમાજવાદી સમાજમાં **સોવિયેત** જનતાની **સામાજિક**, રાજકીય, તથા વૈચારિક એકતા સાધવામાં આવી છે. એ એકતાનો સ્રોત કામદાર વર્ગ, કિસાનપ્રજા, તથા બુદ્ધિજીવીઓનાં સહિયારાં મુખ્ય આર્થિક તથા રાજકીય લક્ષ્યોમાં છે, તેમને વધારેમાં વધારે ભૌક્તિ તથા સાંસ્કૃતિક લાભો અપાવનારા સામ્યવાદી સમાજનું નિર્માણ કરવાની તેમની સર્વસામાન્ય જહેમતોમાં છે. એ સહિયારાં હિતો સોવિયેત લોકો માટે, સંયુક્ત પ્રયાસો મારફત કપરામાં કપરી કસોટીઓ પાર કરવાની તથા મહાન ઐતિહાસિક મહત્ત્વનાં કર્તવ્યો પાર પાડવાની દિશામાં, ભેગા મળીને સુમેળથી કદમ ઉઠાવવાનું શક્ય બનાવે છે. સહિયારાં હિતો વડે સંકળાયેલા, કદમની એકતાના આધારે મક્કમ જોડાયેલા, અને સામ્યવાદના સમર્થ વિચારોમાંથી પ્રેરણા મેળવતા લાખોકરોડો લોકોનું બળ મહાન અવિનાશી શક્તિ બની રહે છે.

સોવિયેત સમાજનું વર્ગીય સંઘટન ગતિશીલ છે, વર્ગ-ભેદમાંથી સામાજિક એકરૂપતાની દિશામાં આગેકૂચ કરી રહ્યું છે. વર્ગો વચ્ચેના તફાવતો ખતમ થઈ રહ્યા છે.

## ૬. વર્ગો વચ્ચેના તફાવતોને ખતમ કરવાની રીતો

અમે ઉપર બતાવ્યું કે સમાજવાદી સમાજમાં બે મિત્ર વર્ગો હોય છે — કામદાર વર્ગ અને કિસાનપ્રજા. તેનું કારણ એ છે કે સમાજવાદમાં સમાજવાદી મિલકતનાં બે રૂપો — સમગ્ર જનતાની મિલકત તથા સહકારી સામૂહિક ખેતરની મિલકત — જળવાઈ રહે છે, અને તેના પરિણામે શહેરો તથા ગામો વચ્ચેના તાત્ત્વિક તફાવતો ચાલુ રહે છે. સમાજવાદમાં બુદ્ધિજીવીઓનું વિશાળ તથા મહત્ત્વનું સામાજિક જૂથ પણ હોય છે, અને તેના અસ્તિત્વમાં શારીરિક અને માનસિક શ્રમ વચ્ચે ચાલુ રહેતા તાત્ત્વિક તફાવતો કારણભૂત હોય છે.

એટલે વર્ગ-ભેદો તેમ જ એક તરફ બુદ્ધિજીવીઓ અને બીજી તરફ કામદારો તથા કિસાનો વચ્ચેનો તફાવતોના નિવારણની પ્રક્રિયા વાસ્તવમાં શહેરો અને ગામો વચ્ચેના, શારીરિક અને માનસિક શ્રમ વચ્ચેના, તફાવતોની નાબૂદીને આવશ્યક બનાવે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ચોવીસમી કૉંગ્રેસમાં કેંદ્રીય સમિતિ તરફથી રજૂ કરવામાં આવેલા રિપોર્ટમાં નોંધ લેવામાં આવી છે કે "પાર્ટીની નીતિ કામદાર વર્ગ, સામૂહિક ખેતી કરતા ખેડૂતો, તથા બુદ્ધિજીવીઓને પરસ્પર વધારે નિકટ આણવાની અને શહેરો તથા ગામો વચ્ચેના તેમ જ માનસિક તથા શારીરિક શ્રમ વચ્ચેના તાત્ત્વિક તફાવતોને ધીરે ધીરે ખતમ કરી નાખવાની દિશામાં લક્ષ્યાંકિત છે. એ બાબત વર્ગવિહીન સામ્યવાદી સમાજના નિર્માણમાં અગત્યનાં ક્ષેત્રોમાંનું એક બની રહે છે."*

સોવિયેત સમાજમાં સામાજિક તફાવતોને ઉત્પાદક શક્તિઓ તથા સમાજવાદી ઉત્પાદન સંબંધોના વિકાસના આધારે તેમ જ સમાજવાદી સંબંધોને સામ્યવાદી સંબંધોમાં વિકસાવવાના આધારે ધીરે ધીરે ખતમ કરવામાં આવી રહ્યા છે.

---

*સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૪મી કૉંગ્રેસ. ૩૦ માર્ચ — ૯ એપ્રિલ, ૧૯૭૧. દસ્તાવેજો. મોસ્કો, ૧૯૭૧, પૃષ્ઠ ૮૭.

## શહેરો અને ગામો વચ્ચેના તાત્ત્વિક તફાવતોને ખતમ કરવાની રીતો

મૂડીવાદી સમાજમાં શહેરો તરફથી ગામોનું નિર્દય શોષણ કરવામાં આવે છે એટલે તેમનાં હિતો વચ્ચે કટ્ટર વિરોધ હોય છે. સમાજવાદમાં શહેરો અને ગામો વચ્ચેના વિરોધને ખતમ કરી નાખવામાં આવે છે પરંતુ સામાજિક-આર્થિક, સાંસ્કૃતિક, તથા જીવનની રીત સંબંધી તાત્ત્વિક તફાવતો ચાલુ રહે છે. તેનું મુખ્ય કારણ એ છે કે શહેરોમાં, ઉદ્યોગોમાં, મિલકત રાજ્યની હોય છે, સમગ્ર જનતાની હોય છે, પરંતુ ગામોમાં, સામૂહિક ખેતીવાડીના ઉત્પાદનમાં, મિલકત જૂથગત, સહકારી-સામૂહિક ખેતરોની, હોય છે. એ ઉપરાંત, ગામોમાં સાંસ્કૃતિક ધોરણ શહેરોની સરખામણીમાં થોડુંઘણું નીચું હોય છે અને જીવનની રીત જુદી હોય છે.

સામ્યવાદના નિર્માણ દરમિયાન સામૂહિક ખેતરની મિલકત વધારે દૃઢ બને છે તથા વિકસે છે, ધીરે ધીરે સમગ્ર જનતાની મિલકતનું રૂપ ધારણ કરતી જાય છે. સામૂહિક ખેતરની ટેકનિકલ સુવિધાઓ વધતી જાય અને ખેતીવાડીનો શ્રમ ઔદ્યોગિક શ્રમનો જ એક પ્રકાર બનતો જાય એટલે એવી પ્રક્રિયા થાય છે. વધતા જતા યંત્રીકરણથી શ્રમની ઉત્પાદકતા અને ખેતીવાડીના ઉત્પાદનની કાર્યક્ષમતા એકધારી વધતી જાય છે, તેના પરિણામે સામૂહિક ખેતરો તથા સામૂહિક ખેડૂતોની આવકો નિરંતર વધતી જાય છે. સામૂહિક ખેડૂતોના મહેનતાણાનાં પ્રમાણો તથા રૂપો અને ઔદ્યોગિક કામદારોના મહેનતાણાનાં પ્રમાણો તથા રૂપો વચ્ચે વધારે ને વધારે સમાનતા આવતી જાય છે.

ખેતીવાડીના ઉત્પાદનના સ્વરૂપમાં થતાં પરિવર્તનોથી ગામોની સૂરત પલટાઈ જાય છે, કિસાનોની જિંદગી સુધારે છે, તેમના સાંસ્કૃતિક ધોરણનો ઉત્કર્ષ થાય છે. હાલના સમયે ગામોમાં સામૂહિક ખેતરોનાં તેમ જ રાજ્ય-સહકારી મંડળો સ્થાપવામાં આવી રહ્યાં છે અને તેઓ ખેતીવાડીની ખાસ ખાસ પેદાશોના ઉત્પાદન તથા ક્રિયાવિધિની વિશિષ્ટ કામગીરી કરે છે. એ મંડળો ટેકનિકલ સરંજામ અને કામદારોની ઊંચી યોગ્યતાઓની દૃષ્ટિએ શહેરી ઉદ્યોગધંધાઓને ખૂબ મળતાં આવે છે.

ગ્રામવિસ્તારોમાં કેન્ટીનો, બાળમંદિરો તથા શિશુગૃહો, બેકરીઓ, દુકાનો, તથા તરેહવાર સાર્વજનિક સેવા કેંદ્રોનું બાંધકામ વિશાળ પાયા પર ચાલી રહ્યું છે. રહેવાનાં ઘરોનું બાંધકામ પણ વિસ્તૃત પ્રમાણમાં થઈ રહ્યું છે અને

ગરમાવાની કેંદ્ર-સંચાલિત વ્યવસ્થા, પાણીનો બંદોબસ્ત, તથા બીજી બધી સગવડોવાળાં શહેરી પ્રકારનાં ઘરો વધારે ને વધારે સંખ્યામાં બંધાઈ રહ્યાં છે. સામૂહિક ખેતરોનાં ગામો ધીરે ધીરે શહેરી પ્રકારના રહેણાક વિસ્તારોમાં પલટાઈ રહ્યાં છે.

સામૂહિક ખેતરો તરફથી સાંસ્કૃતિક કેંદ્રો, ક્લબો, પુસ્તકાલયો, શાળાઓ, સ્ટેડિયમો, રમતગમતનાં મેદાનો, વગેરે બાંધવામાં વિશાળ રકમોનાં રોકાણો થઈ રહ્યાં છે. પુસ્તક અને રેડિયો તેમ જ ટેલિફોન અને ટેલિવિઝન સામૂહિક ખેતરના જીવનનાં કાયમી લક્ષણો બની ગયાં છે. લોક સંસ્કૃતિનાં વિશ્વવિદ્યાલયો, લોક રંગભૂમિઓ, સંગીતશાળાઓ, અને બિનધંધાદારી કલાઓ ગ્રામવિસ્તારોમાં વધારે ને વધારે પ્રમાણમાં ફેલાતાં જાય છે.

વસતિના ધંધાકીય સંઘટનમાં થતાં પરિવર્તનોના પરિણામે પણ શહેરો અને ગામો પરસ્પર વધારે નિકટ આવતાં જાય છે. મોટી સંખ્યામાં ઍન્જિનિયરો, ટૅકનિશ્યનો, કૃષિવિજ્ઞાનીઓ, પશુપાલન નિષ્ણાતો, અને ખેતીનાં યંત્રો ચલાવનારાઓ ગામોમાં વસે છે. શિક્ષકો, ડૉક્ટરો, તથા બીજા વિશેષજ્ઞો વધતી જતી સંખ્યામાં ગ્રામવિસ્તારોની સેવા બજાવે છે.

સોવિયેત દેશ જેમ જેમ સામ્યવાદની વધારે નિકટતામાં પહોંચતો જશે તેમ તેમ શહેરી વસતિના જીવનસંજોગોમાં ખૂબ ખૂબ સુધારો થતો જશે. શહેરી જીવનનાં અનિષ્ટ અંગોને નિવારી લેવામાં આવશે અને લોકોને વધારે હવા, પ્રકાશ, તથા હરિયાળી માણવા મળશે. એ સંબંધમાં તેમના કામ તથા જીવનના સંજોગો વધારે ને વધારે પ્રમાણમાં ગ્રામવિસ્તારો જેવા બનતા જશે.

શહેરો અને ગામો વચ્ચેના તાત્ત્વિક તફાવતોને એવી રીતે ખતમ કરવામાં આવી રહ્યા છે. એ કાર્ય પાર પડી જાય એટલે કામદાર વર્ગ અને કિસાનપ્રજામાં સમાજનું વિભાજન સદાને માટે અદૃશ્ય થઈ જશે.

## માનસિક અને શારીરિક શ્રમ વચ્ચેના તાત્ત્વિક તફાવતોને ખતમ કરી નાખવાની રીતો

માનસિક કામ કરનારાઓનો, બુદ્ધિજીવીઓનો, ભારે મોટો ભાગ સદીઓથી શાસક વર્ગોની સેવા કરતો રહ્યો છે અને મહેનતકશ લોકોના, શારીરિક કામ કરનારાઓના, પીડનમાં મદદ કરતો રહ્યો છે. એથી માનસિક અને શારીરિક

શ્રમ વચ્ચેનો યુગજૂનો વિરોધ વધારે ઉગ્ર બની ગયો. સમાજવાદી સમાજમાં એ વિરોધને પણ નાબૂદ કરી નાખવામાં આવ્યો છે. સોવિયેત બુદ્ધિજીવીઓ શારીરિક કામ કરનારાઓની કામદારો તથા કિસાનોની, જોડાજોડ સમાજવાદી દેશના કલ્યાણની જહેમતો કરી રહ્યા છે. પરંતુ સમાજવાદી સમાજમાં શારીરિક અને માનસિક કામ કરનારાઓ વચ્ચેના તાત્ત્વિક તફાવતો ચાલુ રહે છે: બુદ્ધિજીવીઓની સરખામણીમાં કામદારો તથા કિસાનોનું સાંસ્કૃતિક તથા ટેકનિકલ ધોરણ નીચું રહે છે. એ તફાવતને નાબૂદ કરી નાખવા માટે આવશ્યક છે કે કામદારો તથા કિસાનોનું સાંસ્કૃતિક તથા ટેકનિકલ શિક્ષણ વધારીને તેને બુદ્ધિજીવીઓના શિક્ષણની કક્ષાએ પહોંચાડી દેવામાં આવે. એ કર્તવ્ય પુરજોસ સામ્યવાદી નિર્માણના ગાળામાં સિદ્ધ થઈ રહ્યું છે.

એ સમસ્યાને ઉકેલવાની મુખ્ય રીત ટેકનિકલ પ્રગતિ સાધવાની અને તેની સાથે સાથે શ્રમના સ્વરૂપમાં જ પરિવર્તન આણવાની છે. ટેકનોલોજિકલ પ્રગતિ, નવાં જટિલ તથા ખૂબ કાર્યક્ષમ યંત્રોનો ઉપયોગ, ઉત્પાદનનું સ્વચાલન તથા સંપૂર્ણ વિદ્યુતકરણ, પરમાણુ શક્તિનો ઉપયોગ, અને રસાયણવિજ્ઞાન તથા બીજાં વિજ્ઞાનોની સિદ્ધિઓનો વ્યાપક વિનિયોગ કામદારો માટે કેટલીય ખાસ ટેકનિકલ કાબેલિયતો આવશ્યક બનાવે છે એટલું જ નહિ પરંતુ અદ્યતન સામાન્ય શિક્ષણ તેમ જ વિજ્ઞાનનાં મૂળતત્ત્વોનું જ્ઞાન પણ આવશ્યક બનાવે છે. ટેકનિકલ પ્રગતિ કામદારો તથા કિસાનોની સામાન્ય સાંસ્કૃતિક તથા ટેકનિકલ ઉન્નતિ જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલી છે. સામ્યવાદી સમાજના સભ્યનું, સર્વાંગી વિકાસ ધરાવતી વ્યક્તિનું, ઘડતર સૌપ્રથમ તો શ્રમ દરમિયાન, માનવીય પ્રવૃત્તિના મુખ્ય ક્ષેત્રમાં, થાય છે.

માનસિક અને શારીરિક શ્રમ વચ્ચેના તફાવતોના નિવારણમાં સાર્વજનિક શિક્ષણની પદ્ધતિ પણ ભૂમિકા ભજવે છે. એ પદ્ધતિને ઉત્પાદક શ્રમ જોડે વધારે ને વધારે ગાઢ સંબંધોની સ્થિતિમાં વિકસાવવામાં તથા સુધારવામાં આવે છે, જેથી ઊગતી પેઢીનું શિક્ષણ તથા અર્થકારણની સઘળી શાખાઓ માટે વિશેષજ્ઞોની તાલીમ વિસ્તારી શકાય. સોવિયેત યુનિયનમાં પત્રવ્યવહાર મારફતની તથા સાંજના સમયની ઉચ્ચતર તથા માધ્યમિક વિશિષ્ટ શિક્ષણ સંસ્થાઓ, સામાન્ય શિક્ષણની શાળાઓ, નવી રીતો ઘડી કાઢનારાઓની તરેહવાર શાળાઓ, કૃષિવિજ્ઞાનીઓ તથા પશુપાલન નિષ્ણાતો માટેના અભ્યાસક્રમો, તેમ જ ખેતીવાડીનાં યંત્રો ચલાવનારાઓ માટેની શાળાઓના તંત્રને વિસ્તારવામાં આવી રહ્યું છે, જેથી નિરંતર વધતી જતી સંખ્યામાં કામદારો તથા કિસાનો પોતાની ધંધાકીય યોગ્યતાઓ

તથા સાંસ્કૃતિક ધોરણોનો ઉત્કર્ષ સાધી શકે. ૧૯૭૭માં દેશના અર્થતંત્રમાં કામ કરતા લોકોની કુલ સંખ્યામાંથી ૭૫ ટકા કરતાં વધારે માણસો ઉચ્ચતર અથવા માધ્યમિક શિક્ષણ (પૂર્ણ અથવા અપૂર્ણ) ધરાવતા હતા, તેમાં આકસ્મિક કશું જ નથી. સાર્વત્રિક માધ્યમિક શિક્ષણ દાખલ કરવાની યોજના મુખ્યત્વે અમલમાં મુકાઈ ગઈ છે.

કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત સરકારે લોકોને વધારે જ્ઞાન હાંસલ કરવા તથા સાંસ્કૃતિક ધોરણનો ઉત્કર્ષ સાધવા માટે જરૂરી સમય પૂરો પાડવાની પૂરી કાળજી રાખી છે. કામદિન ટૂંકો કરવાનાં પગલાં લેવાઈ રહ્યાં છે. સોવિયેત સંઘમાં ઔદ્યોગિક કામદારો તથા ઑફિસ કર્મચારીઓને ૪૧ કલાકના કામ-સપ્તાહમાં ઘટાડા વગર અઠવાડિયે બે દિવસની રજા આપવાનો નિર્ણય ૧૯૬૭માં અપનાવવામાં આવ્યો હતો.

સામ્યવાદનું નિર્માણ થઈ જશે ત્યારે માનસિક અને શારીરિક શ્રમ વચ્ચે કશા તાત્ત્વિક તફાવતો બાકી નહિ રહે. સામ્યવાદી સમાજમાં નિર્ભેળ શારીરિક શ્રમ અદૃશ્ય થઈ જશે. ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારના શ્રમનો ઉદય થશે, તેમાં સામ્યવાદી સમાજના સભ્યોની, સર્વાંગી વિકાસ ધરાવતા લોકોની, શારીરિક અને માનસિક પ્રવૃત્તિનો સુસંવાદી સમન્વય સધાયો હશે.

## અભ્યાસ

૧. વર્ગો એટલે શું? તેઓ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા?

૨. વર્ગસંઘર્ષ સામાજિક વિકાસની ઉપર કેવી રીતે અસર પાડે છે?

૩. સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનાં મૂળભૂત રૂપો તથા વર્તમાન યુગમાં તેનાં વિશિષ્ટ લક્ષણો કેવાં છે?

૪. મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં વર્ગસંઘર્ષનાં વિશિષ્ટ લક્ષણો કેવાં હોય છે?

૫. સમાજવાદી સમાજનું વર્ગીય સંઘટન કેવું હોય છે?

૬. વર્ગો વચ્ચેના તફાવતોને કેવી રીતે નાબૂદ કરી શકાય?

## પ્રકરણ ૧૩

# જનસમૂહોનાં ઐતિહાસિક રૂપો

આપણે જાણીએ છીએ કે સામાજિક-આર્થિક સંઘટનમાં ઉત્પાદન પદ્ધતિ, આધાર, અને ઉપલા માળખા ઉપરાંત ચોક્કસ ઐતિહાસિક જનસમૂહો—ગોત્ર, ટોળી, પ્રજા, અને રાષ્ટ્ર—સામેલ હોય છે. હવે અમે એ જનસમૂહોનું પરીક્ષણ કરીશું.

## ૧. ગોત્ર, ટોળી, પ્રજા, રાષ્ટ્ર

### ગોત્ર અને ટોળી

ગોત્ર એટલે લોહીની સગાઈ તથા અમુક આર્થિક સંબંધોના આધારે સંકળાયેલા અને ભેગા મળીને સહિયારાં હિતોની રક્ષા કરનારા તથા કુદરતી બળોનો સામનો કરનારા લોકોનો સમૂહ. ગોત્રની પદ્ધતિનો આધાર ઉત્પાદનનાં સાધનોની સામૂહિક માલિકી તથા ઉપયોગનો હતો. તેના સભ્યો ભેગા મળીને કામ કરતા અને ગુજરાનાં સાધનો પેદા કરીને ઉપયોગમાં લેતા. ગોત્રનો કારોબાર તમામ પુખ્ત સ્ત્રીપુરુષોની પરિષદ સંભાળતી. પરિષદ આગેવાનોને—મોવડીઓ તથા લશ્કરી સરદારોને—ચૂંટવાનો તથા બરતરફ કરવાનો અખત્યાર ધરાવતી.

ગોત્રના વિકાસની આરંભની કક્ષાએ માતાના વંશવેલામાં (માતૃપ્રધાન વ્યવસ્થા) ઊતરી આવેલા માણસોને સભ્યો ગણવામાં આવતા. આગળ જતાં, ખાસ કરીને પશુપાલન તથા ખેતીના ફેલાવાના પરિણામે, પુરુષોનો શ્રમ સામાજિક દૃષ્ટિએ વધારે મહત્ત્વનો અને નિર્ણાયક બની ગયો ત્યારે માતૃપ્રધાન વ્યવસ્થાનું સ્થાન પિતૃપ્રધાન વ્યવસ્થાએ લઈ લીધું. પિતા કૌટુંબિક મિલકત

પોતાના વારસદારોને સુપરત કરવા લાગ્યો એટલે તે ધીરે ધીરે સામૂહિક, ગોત્રની, મિલકતથી અલગ પડવા લાગી.

અમુક ગોત્રો ભેગાં ભળી જતાં ટોળી રચાઈ જતી. ટોળીની લાક્ષણિકતા કેવળ સહિયારા વંશવેલાની જ નહિ પરંતુ સહિયારી ભાષા તથા પ્રદેશની પણ હતી.

ગોત્રો તથા ટોળીઓનું અસ્તિત્વ આદિમ પદ્ધતિ ઉપર આધારિત હતું, અને તેમણે સમાજના વિકાસમાં જબ્બર ભૂમિકા ભજવી. લોકો લગભગ આખી પૃથ્વીમાં વસેલા હતા અને તેમણે માનવજાતિની ભૌતિક તથા બૌદ્ધિક સંસ્કૃતિના પાયા નાખ્યા.

ઉત્પાદનનો વિકાસ થયો અને વર્ગો ધરાવતા સમાજ તથા રાજ્યનો ઉદય થયો એટલે લોહીની સગાઈ ઉપર આધારિત વ્યવસ્થા ધીરે ધીરે તૂટતી ગઈ અને ગોત્ર તથા ટોળીનું સ્થાન નવા ઐતિહાસિક જનસમૂહે — પ્રજાએ — લઈ લીધું. પરંતુ ગોત્ર-પદ્ધતિના અવશેષો લાંબા સમય સુધી ટકી રહે છે, અને એશિયા તથા આફ્રિકાના કેટલાક દેશોમાં સામ્રાજ્યવાદી સાંસ્થાનિક નીતિને લીધે આજ સુધી ટકી રહ્યા છે.

## પ્રજા

ઐતિહાસિક જનસમૂહ તરીકે **પ્રજા** ગુલામ-માલિકીની તથા સામંતશાહીની પદ્ધતિઓની બાબતમાં વધારે લાક્ષણિક છે. ગોત્રથી વિપરીત પ્રજા લોહીની સગાઈ ઉપર નહિ પરંતુ સૌપ્રથમ સહિયારા પ્રદેશ, ભાષા, તથા સંસ્કૃતિ ઉપર આધારિત હોય છે. પ્રજાઓનો ઉદય મુખ્યત્વે તો સગપણથી સંકળાયેલી ટોળીઓના એકીકરણથી થયો હતો.

પ્રજાની બાબતમાં લાક્ષણિક સહિયારો પ્રદેશ અને સહિયારી ભાષા તથા સંસ્કૃતિ ચોક્કસ ભૌતિક પાયો ધરાવતાં હતાં — કશા ઉલ્લેખપાત્ર શ્રમ-વિભાજન વગરનું પ્રાકૃતિક, મુખ્યત્વે ખેતીવાડીનું, અર્થતંત્ર તથા કિસાન કારીગરીઓ અને આગળ જતાં મૅન્યુફૅક્ચર. તેમ છતાં પ્રજા પૂરતા પ્રમાણમાં સ્થાયી જનસમૂહને અંકિત નહોતી કરતી કારણ કે ગુલામ-માલિકીની તથા સામંતશાહીની પદ્ધતિઓમાં દેશવ્યાપી આર્થિક સંબંધો અશક્ય હતા, અને એવા સંબંધો વગર લોકો વચ્ચે સ્થાયી જોડાણોનો ઉદ્‌ભવ ન થઈ શકે. ગુલામ-માલિકીની તથા સામંતશાહીની પદ્ધતિઓમાં પણ્યોનો વિનિમય તથા બજારો બેશક હતાં, પરંતુ

તેઓ ખાલી સ્થાનિક મહત્ત્વ ધરાવતાં હતાં અને રાજકીય તથા આર્થિક દૃષ્ટિએ વેરવિખેર હાલતને પહોંચી વળવા અશક્ત હતાં.

ગુલામ-માલિકીની પદ્ધતિમાં અને કેટલાય દેશોમાં સામંતશાહીની પદ્ધતિમાં ઉદય પામેલી કેટલીક પ્રજાઓ મૂડીવાદ તથા સમાજવાદમાં ટકી રહી છે, પરંતુ તેમણે વિશિષ્ટ મૂડીવાદી કે સમાજવાદી લક્ષણો ધારણ કરી લીધાં છે.

## રાષ્ટ્ર

સામંતશાહીના સમાજની લાક્ષણિક વેરવિખેર હાલત મૂડીવાદી વિકાસ દરમિયાન ખતમ થઈ ગઈ અને એક જ બજાર અસ્તિત્વમાં આવ્યું. તેના પરિણામે પ્રજાઓ **રાષ્ટ્રોમાં** પલટાઈ ગઈ. લેનિને લખ્યું છે કે "સામાજિક વિકાસના મૂડીવાદી યુગમાં રાષ્ટ્રો અનિવાર્ય પેદાશ છે, અનિવાર્ય રૂપ છે."*

પ્રજાની જેમ રાષ્ટ્રને પણ સહિયારો પ્રદેશ અને સહિયારી ભાષા તથા સંસ્કૃતિ જેવાં લક્ષણો હોય છે. પરંતુ પ્રજાથી નિરાળું રાષ્ટ્ર સ્થાયી જનસમૂહને અંકિત કરે છે અને, લેનિનના કથન મુજબ, તેના સ્થાયિત્વનો યશ "ઊંડાં આર્થિક કારણો"ને** જાય છે. રાષ્ટ્રનું અગત્યનું લક્ષણ **સામાન્ય આર્થિક જીવનનું** છે. સહિયારા પ્રદેશમાં વસતા અને સહિયારી ભાષા ધરાવતા લોકોને અર્થતંત્ર, આર્થિક કડીઓ, એક જ સમગ્રતામાં, રાષ્ટ્રમાં, સાંકળી લે છે. આર્થિક અને રાજકીય વિકાસ સૌને આવરી લેતી મનોવૃત્તિ પેદા કરે છે. એ મનોવૃત્તિ રાષ્ટ્રની પરંપરાઓ અને વિશિષ્ટ સંસ્કૃતિ તથા જીવનની રીતમાં વ્યક્ત થાય છે.

રાષ્ટ્રો એટલે **જાતિઓ** નહિ. જાતિમૂલક તફાવતો એટલે અમુક બાહ્ય જૈવિક લક્ષણો, જેમ કે ચામડીનો રંગ, આંખોનો આકાર, વગેરે. માનવ જગતને એવા તફાવતોના આધારે ત્રણ મૂળભૂત જાતિઓમાં વિભાજિત કરવામાં આવ્યું છે—ગોરી, પીળી અને કાળી.

---

* વ્લા. ઇ. લેનિન, 'કાર્લ માર્ક્સ', *સંગૃહીત કૃતિઓ*, ગ્રંથ ૨૧, પૃષ્ઠ ૭૨.

** વ્લા. ઇ. લેનિન, 'રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર', *સંગૃહીત કૃતિઓ*, ગ્રંથ ૨૦, પૃષ્ઠ ૩૯૭.

સામ્રાજ્યવાદી વિચારકો દલીલ કરે છે કે એક અથવા બીજી પ્રજાના આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક ધોરણનો અથવા સમાજમાં વ્યક્તિના સ્થાનનો આધાર જાતિમૂલક લક્ષણો ઉપર હોય છે. તેઓ ગોરી જાતિ ચડિયાતી હોવા વિશે પુષ્કળ વાતો ચલાવે છે અને જણાવે છે કે "રંગીન જાતિઓ" ઉપર વર્ચસ્વ સ્થાપવાની કામગીરી તેને કુદરતે જ સોંપેલી છે. પરંતુ ઐતિહાસિક અનુભવ તથા વૈજ્ઞાનિક માહિતીમાં સાબિત થઈ ગયું છે કે બધી જાતિઓના લોકો એકસરખી શક્તિઓ ધરાવે છે. ગોરી જાતિમાં સામેલ ન હોય એવી કેટલીક પ્રજાઓની પછાત દશામાં કારણભૂત બાબત કંઈ મૂડીવાદી વિચારકો જણાવે છે તેમ ચામડી કે વાળના રંગની નથી પરંતુ ગોરા શોષકોના હાથે સદીઓના સાંસ્થાનિક જુલમની છે. અગાઉના સંસ્થાનો તથા પરાધીન દેશોની પ્રજાઓએ હવે સામ્રાજ્યવાદી ધૂંસરી ફગાવી દીધી છે એટલે તેઓ પોતાના અર્થતંત્ર તથા સંસ્કૃતિનો વિકાસ સફળતાથી સાધી રહી છે. સમાજવાદની દિશામાં અભિમુખ દેશો ખાસ ઝડપી પ્રગતિ કરી રહ્યા છે.

## ૨. મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રો અને રાષ્ટ્રીય સંબંધો

મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રની અંદર કામદાર વર્ગ તથા મહેનતકશ લોકોના બીજા વિભાગો ભારે મોટી બહુસંખ્યા બની રહેતા હોય છે, પરંતુ વર્ચસ્વની ભૂમિકા તો મૂડીદાર વર્ગ જ ભજવે છે. ઉત્પાદનનાં તમામ સાધનો, રાજ્ય સત્તા, અને વૈચારિક પ્રભાવનાં સાધનો તેના હાથમાં હોય છે. એટલે મૂડીવાદી સમાજમાં મૂડીવાદી અર્થતંત્ર, રાજકારણ, તથા વિચારસરણી જ રાષ્ટ્રના સ્વરૂપને મુખ્યત્વે નિર્ધારિત કરે છે. આર્થિક તથા લશ્કરી દૃષ્ટિએ નબળાં રાષ્ટ્રોની ઉપર વધારે તાકાતવાન રાષ્ટ્રોનું વર્ચસ્વ મૂડીવાદી રાષ્ટ્રોના વિકાસના નિયમોને અનુરૂપ છે. એ કારણે મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રોનો વિકાસ પીડિત પ્રજાઓના મુક્તિ સંઘર્ષની વધતી જતી ઉગ્રતા જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલો હોય છે. રાષ્ટ્રોનો સવાલ, અર્થાત્ પીડિત રાષ્ટ્રોની મુક્તિના, રાષ્ટ્રો ઉપર વરસાવવામાં આવતા જુલમને નાબૂદ કરી નાખવાના, તથા રાષ્ટ્રો વચ્ચે સમાનતાના સંબંધો સ્થાપવાના ઉપાયો તથા તરીકાઓનો સવાલ, મૂડીવાદી સમાજમાં ખાસ ઉગ્ર સ્વરૂપ ધરાવે છે અને સામાજિક પ્રગતિના મુખ્ય સવાલોમાંનો એક છે.

રાષ્ટ્રોના સવાલનું અંતસ્તત્ત્વ મૂડીવાદી વિકાસના જુદા જુદા તબક્કાઓમાં એકસરખું નથી હોતું. મૂડીવાદી સમાજના ઉદયના ગાળામાં એ સવાલ જાણે નિયમ મુજબ અલગ અલગ રાજ્યોની સીમાઓને પાર નહોતો કરતો. રશિયા, ઑસ્ટ્રિયા-હંગેરી, તથા બીજાં કેટલાંક બહુરાષ્ટ્રીય રાજ્યો — જેમાં અમુક રાષ્ટ્રો બીજાં રાષ્ટ્રોને જુલમની બેડીઓમાં જકડી રાખતાં હતાં — રાષ્ટ્રોના પીડનનાં તથા રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષનાં મુખ્ય મેદાનો હતાં. ત્યાં રાષ્ટ્રોનો સવાલ તાત્ત્વિક દૃષ્ટિએ રાષ્ટ્રીય લઘુસંખ્યાઓનો, તેમના મુક્તિ સંઘર્ષનો, અને પોતાનું રાજ્ય તથા અર્થતંત્ર સ્થાપવાના તેમ જ પોતાની સંસ્કૃતિ વિકસાવવાના તેમના અધિકારનો સવાલ હતો.

સામ્રાજ્યવાદના યુગનો આરંભ થતાં જ રાષ્ટ્રીય સંબંધો પલટાઈ ગયા. દુનિયા ગણતર વર્ચસ્વી રાષ્ટ્રો — વધારે વિકસિત સામ્રાજ્યવાદી દેશો — અને સંખ્યાબંધ સાંસ્થાનિક તથા પરાધીન રાષ્ટ્રો તથા દેશોમાં વિભાજિત થઈ ગઈ. જુલમ કરનારાં તથા જુલમ વેઠનારાં રાષ્ટ્રો તરીકેના વિભાજનને લેનિને "સામ્રાજ્યવાદમાં મૂળભૂત, મહત્ત્વનું, અને અનિવાર્ય"* ગણાવ્યું હતું. સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિ અસ્તિત્વમાં આવી ઇતિહાસના પ્રભાતિની વેળાએ પ્રજાઓને સામંતશાહીની ધૂંસરી ફગાવી દેવામાં તથા ધર્મસંસ્થાનું વર્ચસ્વ ખતમ કરી નાખવામાં મદદ કરનારો મૂડીવાદ, સામ્રાજ્યવાદી કક્ષામાં દાખલ થતાં જ, રાષ્ટ્રોના મોટામાં મોટા જુલમગારમાં પલટાઈ ગયો અને પ્રજાઓની સ્વતંત્રતાને નિર્દયતાથી ખતમ કરી નાખવા લાગ્યો. એ રીતે, રાષ્ટ્રોના સવાલનું અંતસ્તત્ત્વ બદલાઈને ઘણું વધારે વ્યાપક બની ગયું, એ સવાલ રાજ્યની આંતરિક બાબત ન રહ્યો, જગતના કરોડો લોકોના ભવિષ્ય જોડે સંકળાયેલા આંતરરાષ્ટ્રીય સવાલમાં પલટાઈ ગયો.

સામ્રાજ્યવાદના સંજોગોમાં રાષ્ટ્રોનો સવાલ એક જ રાજ્યની સીમાઓમાં રાષ્ટ્રીય લઘુસંખ્યાઓનો સવાલ નથી રહ્યો, પરંતુ **રાષ્ટ્રીય-સાંસ્થાનિક સવાલ** બની ગયો છે, અને સૌપ્રથમ તો રાષ્ટ્રીય પીડન સામે પ્રજાઓના સંઘર્ષનો, પ્રગતિના પંથે આગેકૂચનો, સવાલ બની ગયો છે.

માર્ક્સ, એંગેલ્સ, તથા લેનિને રાષ્ટ્રોના સવાલના મહત્ત્વને લક્ષમાં લીધું

---

*વ્લા. ઇ. લેનિન, 'સામાજિક ક્રાંતિ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૨, પૃષ્ઠ ૧૪૭.

પરંતુ તેને ક્રાંતિકારી આંદોલનનો મૂળભૂત સવાલ ન ગણાવ્યો. તેમણે હંમેશાં એ સવાલને માર્ક્સવાદના અત્યંત મહત્ત્વના તત્ત્વથી — સર્વહારા વર્ગની સરમુખત્યારીના સિદ્ધાંતથી — ગૌણ કક્ષાએ રાખ્યો, અને તેનું પરીક્ષણ આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગીય આંદોલનનાં, શાંતિ અને સમાજવાદ તેમ જ સામાજિક પ્રગતિના સંઘર્ષનાં, હિતોની દૃષ્ટિએ કર્યું. તેમણે ધોરણ અપનાવ્યું કે રાષ્ટ્રોના સવાલને સમગ્ર રૂપે તો મૂડીવાદી સમાજમાં નહિ પરંતુ સર્વહારા વર્ગના શાસનમાં જ, સમાજવાદી સમાજમાં જ, ઉકેલી શકાય.

લેનિને મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રીય સંબંધોના વિકાસમાં બે વિરોધી વહેણો શોધી કાઢયાં. તેમાંથી એક વહેણ રાષ્ટ્રીય જીવન સંબંધી જાગૃતિમાં તથા રાષ્ટ્રીય આંદોલનોમાં, સમગ્ર રાષ્ટ્રીય પીડન વિરુદ્ધ સંઘર્ષમાં તથા રાષ્ટ્રીય રાજ્યોના ઉદયમાં, વ્યક્ત થતું હતું. બીજું વહેણ જુદાં જુદાં રાષ્ટ્રો વચ્ચે સંબંધોના વિકાસમાં રાષ્ટ્રો વચ્ચેના અવરોધોના ખાતમામાં, અને એક જ અર્થતંત્રની, વિશ્વ બજારની, સ્થાપનામાં વ્યક્ત થતું હતું. પહેલું વહેણ મૂડીવાદના ઉદયના યુગમાં, અને બીજું વહેણ સામ્રાજ્યવાદના યુગમાં, વર્ચસ્વી છે.

બન્ને વહેણો સામાજિક વિકાસને અનુરૂપ છે અને પોતપોતાના ઐતિહાસિક મર્મની દૃષ્ટિએ પ્રગતિશીલ છે. પરંતુ મૂડીવાદના સંજોગોમાં તેઓ પોતાના વસ્તુગત પ્રગતિશીલ અંતસ્તત્ત્વ જોડે મેળ ન ખાતાં વિકૃત રૂપો ધારણ કરી લે છે. સામ્રાજ્યવાદ વિરાટ બૅંકો તથા ટ્રસ્ટોનું તેમ જ આખી દુનિયાને આવરી લેતા અર્થતંત્રનું સર્જન કરે છે અને સમાજના આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક જીવનની વધતી જતી એકતા, આંતરરાષ્ટ્રીયકરણ, સાધે છે. પરંતુ મૂડીવાદી ઈજારદારીઓના વર્ચસ્વના સંજોગોમાં રાષ્ટ્રોની એવી એકતા, એવો "મેળ", તો વધારે વિકસિત અને તાકાતવાન પ્રજાઓ તરફથી પ્રજાઓ ઉપર જોરજુલમ, સાંસ્થાનિક લૂંટફાટ, તથા પીડન લાદવામાં આવે ત્યારે જ શક્ય બને, બીજી કોઈ રીતે નહિ. સામ્રાજ્યવાદના જમાનામાં નાનાંમોટાં આખેઆખાં રાષ્ટ્રો અને વિશાળ ખંડો ગણતર સામ્રાજ્યવાદી લૂંટારાઓના સાંસ્થાનિક વિસ્તરણના ભોગ બની ગયા. સામ્રાજ્યવાદીઓએ પીડિત પ્રજાઓની મુક્તિની જહેમતોને કચડી નાખવા માટે અત્યંત પાશવી રીતો અખત્યાર કરી. એટલે એવો સાર નીકળે છે કે મૂડીવાદી સંજોગોમાં રાષ્ટ્રોની એકતાના, મેળના, વહેણ અને રાષ્ટ્રીય સ્વતંત્રતા તથા રાષ્ટ્રીય રાજ્યોની સ્થાપનાના વહેણ વચ્ચે કટ્ટર વિરોધ હોય છે.

રાષ્ટ્રીય સંબંધોના વિકાસનાં ઉપરોક્ત વહેણો મૂડીવાદી વિચારસરણી તથા નીતિમાં પ્રતિબિંબિત થાય છે અને **રાષ્ટ્રવાદના** રૂપમાં વ્યક્ત થાય છે. મૂડીવાદી રાષ્ટ્રવાદની કોઈ પણ નિશાનીને સાંખી ન શકતો માર્ક્સવાદ-લેનિનવાદ સાથે સાથે જ વર્ચસ્વી રાષ્ટ્રોના રાષ્ટ્રવાદ (મહાસત્તા અંધરાષ્ટ્રવાદ તથા જાતિવાદ) અને પીડિત રાષ્ટ્રોના રાષ્ટ્રવાદ વચ્ચે રેખા દોરીને તેમને એકબીજાથી અલગ તારવે છે. એક રાષ્ટ્રની ઉપર બીજા રાષ્ટ્રના વર્ચસ્વને વાજબી ઠરાવતી અંધરાષ્ટ્રવાદી તથા જાતિવાદી વિચારસરણી એકદમ પ્રત્યાઘાતી છે, અને કામદાર વર્ગ તેને બેધડક નકારી કાઢે છે. બીજી તરફ, પીડિત રાષ્ટ્રોના રાષ્ટ્રવાદમાં સ્વતંત્રતા કાજે તથા સામ્રાજ્યવાદની સામે લડતનું વહેણ સામેલ હોય છે. એ વહેણ પ્રગતિશીલ છે એટલે સર્વહારા વર્ગ તેને ટેકો આપે છે. લેનિને લખ્યું છે કે "કોઈ પણ પીડિત રાષ્ટ્રનો મૂડીવાદી રાષ્ટ્રવાદ પીડનની વિરુદ્ધ લક્ષ્યાંકિત સામાન્ય લોકશાહીવાદી અંતસ્તત્ત્વ ધરાવતો હોય છે, અને અમે એ અંતસ્તત્ત્વને બીનશરતી ટેકો આપીએ છીએ."* દાખલા તરીકે, આજે એશિયા અને આફ્રિકાના કેટલાક દેશોનો રાષ્ટ્રવાદ એવો છે. સામ્રાજ્યવાદ તથા સંસ્થાનવાદ તેમ જ સામંતી પ્રત્યાઘાત તથા પછાત દશાની વિરુદ્ધ સંઘર્ષને કારણે, જનતામાં અને સૌપ્રથમ તો લાખોકરોડો કિસાનોમાં આત્મભાનની જ્યોતિ પ્રગટાવતા સંઘર્ષને કારણે, એ રાષ્ટ્રવાદ પ્રગતિશીલ સ્વરૂપ ધરાવે છે.

એટલે ધ્યાનમાં રાખવું જોઈએ કે પીડિત રાષ્ટ્રોના રાષ્ટ્રવાદનું પ્રગતિશીલ વહેણ કાયમી ન હોઈ શકે. તે અસ્થાયી, અલ્પકાલીન, અનિત્ય, હોય છે કારણ કે રાષ્ટ્રીય મુક્તિ આંદોલનમાં રાષ્ટ્રીય મૂડીદાર વર્ગની ઐતિહાસિક પ્રગતિશીલ ભૂમિકા પણ અસ્થાયી હોય છે. એ કારણે કામદાર વર્ગની પાર્ટી પીડિત પ્રજાઓના મુક્તિ સંઘર્ષને ટેકો આપતી વેળા મહેનતકશ લોકોને રાષ્ટ્રવાદની અસરથી છોડાવવાની કોશિશ કરે છે કેમ કે મૂડીવાદી રાષ્ટ્રવાદ સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદથી સાવ વિપરીત છે. માર્ક્સવાદી પાર્ટી રાષ્ટ્રીય આંદોલન સમેત કોઈ પણ સામાજિક આંદોલનમાં વર્ગસંઘર્ષની નિર્ણાયક ભૂમિકાને પ્રકાશમાં આણીને, અને બધા દેશોના સર્વહારા વર્ગની એકતાની હાકલ કરીને, મૂડીવાદી રાષ્ટ્રવાદની વિચારસરણીને પરાજિત કરે છે અને મહેનતકશ લોકોની ચેતનામાં **સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદની** ભાવના સીંચે છે.

---

*વ્લા. ઇ. લેનિન, 'રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૦, પૃષ્ઠ ૪૧૨.

## સંસ્થાનવાદનું પતન — આપણા યુગની લાક્ષણિક વિશિષ્ટતા

સામ્રાજ્યવાદી લૂંટારાઓ તરફથી કરવામાં આવતા અમાનુષી શોષણના સંજોગોમાં સંસ્થાનો તથા પરાધીન દેશોની પ્રજાઓએ સાંસ્થાનિક જુલમની સામે અને આઝાદી તથા રાષ્ટ્રીય સ્વતંત્રતા કાજે મુક્તિ સંઘર્ષ શરૂ કર્યો.

સાંસ્થાનિક દુનિયાને જાગૃત કરી દેનારી અને સાંસ્થાનિક પ્રજાઓને વિશ્વ ક્રાંતિકારી આંદોલનના સામાન્ય પ્રવાહમાં ખેંચી લેનારી રશિયાની મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિએ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનને જોરદાર ઉત્તેજન પૂરું પાડ્યું. સોવિયેત યુનિયન, જગતનું પ્રથમ સમાજવાદી રાજ્ય, પીડિતો માટે રાજકીય તથા નૈતિક ટેકાનો અખૂટ સ્રોત બની રહ્યું.

બીજા વિશ્વયુદ્ધ પછી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે અસ્તિત્વમાં આવેલા પરિબળોના નવા સહસંબંધથી, યુરોપ તથા એશિયાના કેટલાય દેશોમાં સમાજવાદી ક્રાંતિના વિજયથી, અને વિશ્વ સમાજવાદી પદ્ધતિના ઉદયથી પ્રજાઓના સફળ રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષ માટે ખાસ સાનુકૂળ સંજોગો પેદા થયા. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે સામ્રાજ્યવાદે મોટા ભાગની પ્રજાઓની રાષ્ટ્રીય સ્વતંત્રતા તથા આઝાદીને કચડી નાખી અને તેમને પાશવી સાંસ્થાનિક ગુલામીની બેડીઓમાં જકડી લીધી, પરંતુ **સમાજવાદના ઉદયથી પીડિત પ્રજાઓની મુક્તિના યુગનો આરંભ અંકિત થયો છે.** રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓનું જોરદાર મોજું સાંસ્થાનિક પદ્ધતિને ખતમ કરી રહ્યું છે અને સામ્રાજ્યવાદના પાયાઓને હચમચાવી રહ્યું છે. એક જમાનાનાં સંસ્થાનો તથા અર્ધસંસ્થાનોમાં નવાં સાર્વભૌમ રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં છે અથવા આવી રહ્યાં છે.

એશિયા અને આફ્રિકામાં મૂળગામી પરિવર્તનો થયાં છે. જ્યાં દાયકાઓથી અમેરિકી સામ્રાજ્યવાદીઓની અખંડ આણ ફેલાયેલી હતી એ લૅટિન અમેરિકા પરદેશી ઇજારદારીઓના વર્ચસ્વ સામે લડવા ખડું થઈ ગયું છે. સફળ લોક-ક્રાંતિ કરનારું પરાક્રમી ક્યુબા લૅટિન અમેરિકાની પ્રજાઓ માટે રાષ્ટ્રીય આઝાદી તથા સામાજિક પ્રગતિના સંઘર્ષમાં પંથ ઉજાળતી જ્યોતિની કામગીરી બજાવે છે. એવો સમય હવે દૂર નથી કે જ્યારે સંસ્થાનવાદ, માનવ ઇતિહાસમાં કલંક સમી પરિઘટના, કાયમને માટે નાબૂદ થઈ જશે. ૧૯૬૦માં ભરવામાં આવેલા કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓના પ્રતિનિધિઓના સંમેલનની ઘોષણામાં

ભારપૂર્વક જણાવવામાં આવ્યું છે કે "**સંસ્થાનવાદનું પૂરેપૂરું પતન અનિવાર્ય છે. રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના હલ્લાના પરિણામે સાંસ્થાનિક ગુલામીની પદ્ધતિનું પતન ઐતિહાસિક મહત્ત્વના સંબંધમાં વિશ્વ સમાજવાદી પદ્ધતિની સ્થાપના પછી બીજા નંબરનું સ્થાન ધરાવે છે.**" સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિના વિઘટનનું મહત્ત્વ એ હકીકતમાં છે કે તે નવા કરોડો લોકોને પોતાના ઇતિહાસનું ઘડતર ખુદ કરવાના કર્તવ્ય અંગે જાગૃત કરે છે. સાંસ્થાનિક સામ્રાજ્યોનાં ખંડેરોમાંથી ઉદય પામેલાં નવોદિત સાર્વભૌમ રાજ્યોની પ્રજાઓ હવે નવા જીવનનું નિર્માણ કરી રહી છે તથા વિશ્વ રાજકારણમાં સક્રિય ભાગ લઈ રહી છે, અને સામ્રાજ્યવાદને ખતમ કરી રહેલાં સમર્થ ક્રાંતિકારી પરિબળોમાં સ્થાન ધરાવે છે.

સંસ્થાનવાદની ધૂંસરીને ફગાવી દેનારી પ્રજાઓ નવું વિશ્વયુદ્ધ અટકાવવામાં અને શાંતિને જાળવી રાખવા તથા મક્કમ બનાવવામાં મોટી ભૂમિકા ભજવવાનું ભવિષ્ય ધરાવે છે. તેઓ સમાજવાદી દેશોની પ્રજાઓ સાથે મળીને બે તૃતીયાંશ માનવજાતિ, સામ્રાજ્યવાદી આક્રમકોને પીછેહઠની હાલતમાં ધકેલી શકે એવું મહાન પરિબળ, બની રહે છે.

નવમુક્ત દેશોની પ્રજાઓ સામે અનેક જટિલ કર્તવ્યો છે. તેમાં સૌથી મહત્ત્વનું કર્તવ્ય ભાવિ વિકાસનો પંથ પસંદ કરવાનું છે. મૂડીદાર વર્ગ રાષ્ટ્રના વિકાસને મૂડીવાદી પંથે વાળવાની, અને એ રીતે ખાનગી માલિકી તથા શોષણને ચાલુ રાખવાની, કોશિશ કરે છે. પરંતુ લોકસમુદાયો, મહેનતકશ લોકો, સમજવા લાગ્યા છે કે **આઝાદી અને સુખની દિશામાં લઈ જતો એકમાત્ર પંથ સમાજવાદનો છે.**

પ્રજાઓએ પોતાના વિકાસનો પંથ જાતે જ પસંદ કરવાનો છે. આજે દુનિયામાં ક્રાંતિકારી પરિબળોની વૃદ્ધિને તેમ જ વિશ્વ સમાજવાદી પદ્ધતિના — નવમુક્ત પ્રજાઓ જેના ટેકા અને મદદની ખાતરી રાખી શકે છે — અસ્તિત્વને લક્ષમાં લેતાં તેઓ સમાજવાદની દિશામાં અભિમુખ પંથ અપનાવે તો મૂડીવાદને બાજુ પર રહેવા દઈને સમાજવાદ તરફ સીધી આગેકૂચ કરી શકે. એવી પછાત દશામાંથી પ્રગતિની જબરદસ્ત સામાજિક છલંગ સફળતાથી ભરવી હોય તો તેમને સંઘર્ષ લડવો પડશે અને પૂરી નિષ્ઠાથી જહેમતો કરીને સમાજના મૂળગામી સમાજવાદી રૂપાંતર માટે ભૌતિક (આધુનિક ઉત્પાદન) તથા સામાજિક (કામદાર વર્ગ અને તેની પાર્ટી) સંજોગો પેદા કરવા પડશે.

## ૩. સમાજવાદ અને રાષ્ટ્રો

### સોવિયેત સંઘમાં રાષ્ટ્રોના સવાલનો ઉકેલ

ખાનગી માલિકી તથા શોષણ ઉપર આધારિત, અને પ્રજાઓ વચ્ચે વિખવાદ તથા દુશ્મનાવટ પેદા કરતો, મૂડીવાદી સમાજ રાષ્ટ્રોના સવાલને ઉકેલી ન શકે. શોષણને તથા વર્ગીય વિષમતાઓને ખતમ કરી નાખતો સમાજવાદ જ રાષ્ટ્રો વચ્ચેના વિખવાદનો અંત આણે છે અને પ્રજાઓનો અસલ ખીલતો પરસ્પર વિશ્વાસ તથા સુમેળ સુનિશ્ચિત બનાવે છે. માર્ક્સ અને એંગેલ્સે લખ્યું છે કે "એક ઈન્સાનના હાથે બીજા ઈન્સાનના શોષણને જેટલા પ્રમાણમાં ખતમ કરી નાખવામાં આવે એટલા પ્રમાણમાં એક રાષ્ટ્રના હાથે બીજા રાષ્ટ્રના શોષણને પણ ખતમ કરવામાં આવશે. રાષ્ટ્રોની આંતરિક વર્ગીય વિષમતા ખતમ થઈ જશે એટલે સાથે સાથે જ રાષ્ટ્રો વચ્ચેના અદાવતી સંબંધો ખતમ થઈ જશે."*

સોવિયેત સંઘમાં સમાજવાદી ક્રાંતિએ રાષ્ટ્રોના પીડનની બેડીઓ તોડી નાખી, પ્રજાઓ વચ્ચેના યુગજૂના વિખવાદનો અંત આણ્યો, અને તેમના સર્વાંગી સહકાર તથા સુમેળનો માર્ગ તૈયાર કર્યો. ક્રાંતિએ લોકોને પોતાના ભવિષ્યનો ફેંસલો ખુદ કરવાનો અને પોતાનું રાષ્ટ્રીય રાજ્ય, અર્થતંત્ર, તથા સંસ્કૃતિ વિકસાવવાનો અધિકાર આપ્યો.

સોવિયેત પ્રજાસત્તાકની સ્થાપનાની ઘડીથી જ કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સમાજવાદી રાજ્ય રાષ્ટ્રોના સવાલને ખાસ મહત્ત્વનો ગણ્યો હતો. ૧૯૧૭ના નવેંબરની ૧૫મી તારીખે સોવિયેત સરકારે મહેનતકશ અને શોષિત લોકોના અધિકારોની ઘોષણા અપનાવી હતી. તેમાં દેશની સઘળી પ્રજાઓની સમાનતા તથા સાર્વભૌમતા તેમ જ પાર્થક્ય સુધી આત્મનિર્ણયનો અને સ્વતંત્ર રાજ્યો સ્થાપવાનો અસીમ અધિકાર ઘોષિત કરવામાં આવ્યાં હતાં. એ ઘોષણામાં તમામ રાષ્ટ્રીય વિશેષાધિકારો તથા પ્રતિબંધોને રદ કરી નાખવામાં આવ્યા હતા અને રાષ્ટ્રીય લઘુસંખ્યાઓ તથા જાતિમૂલક જૂથોના મુક્ત વિકાસની ગૅરંટી આપવામાં આવી હતી.

---

*કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું', મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૫૮.

એ ઘોષણા અપનાવવાથી રાષ્ટ્રીય પીડનની નાબૂદીનો અને દેશમાં વસતાં સંખ્યાબંધ રાષ્ટ્રો તથા પ્રજાઓની રાજકીય તથા કાનૂની સમાનતાની સ્થાપનાનો આરંભ થયો. સાથે સાથે જ, તમામ રાષ્ટ્રો તથા પ્રજાઓને એક જ રાજ્યમાં સાંકળી લેતા મરજિયાત જોડાણનો મજબૂત પાયો પણ નાખવામાં આવ્યો. એ એકીકરણ ૧૯૨૨ના ડિસેંબરની ૩૦મી તારીખે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘની, રાષ્ટ્રોની સમાનતા અને મરજિયાત જોડાણ ઉપર આધારિત જગતના પ્રથમ બહુરાષ્ટ્રીય રાજ્યની, સ્થાપનામાં પરિપૂર્ણ થયું. સોવિયેત સંઘની સ્થાપનાથી સોવિયેત પ્રજાસત્તાકોના આર્થિક તથા લશ્કરી સામર્થ્યમાં તેમ જ રાજકીય પ્રતિષ્ઠામાં વધારો થયો અને પ્રજાઓની વધારે ગાઢ એકતાના તેમ જ સમાજવાદ માટે સંયુક્ત સંઘર્ષના સંજોગો પેદા થયા.

સ્વાભાવિક છે કે રાષ્ટ્રોની મુક્તિ માત્ર રાષ્ટ્રીય પીડનની નાબૂદી અને રાજકીય તથા કાનૂની સમાનતાની બાંયધરી પૂરતી જ સીમિત ન રહી શકે. મોટી વાત તો એ હતી કે ઝારશાહી રશિયા પાસેથી નવા સમાજને વારસામાં મળેલી યુગજૂની આર્થિક તથા સાંસ્કૃતિક પછાત દશાનો અંત આણવાનું મુશ્કેલ કર્તવ્ય સોવિયેત સમાજવાદી રાજ્યે સફળતાથી પાર પાડ્યું. તેણે અગાઉનાં પીડિત રાષ્ટ્રોને મુક્ત વિકાસનો અધિકાર આપ્યો એટલું જ નહિ પરંતુ પછાત દશાને ખતમ કરી નાખવામાં અને રાષ્ટ્રીય અર્થતંત્ર તથા સંસ્કૃતિનાં ક્ષેત્રોમાં ઉન્નતિનાં ઊંચાં શિખરો સર કરવામાં મદદ પૂરી પાડી.

સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ અને આંતરવિગ્રહમાં તારાજ થઈ ગયેલા અર્થતંત્રનું પુનરુત્થાન સાધી લીધા પછી કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત સરકારે રાષ્ટ્રીય પ્રજાસત્તાકોનું ઉદ્યોગીકરણ તત્કાળ શરૂ કરી દીધું. પાર્ટી તથા રાજ્યની સતત કાળજી અને બીજાં રાષ્ટ્રોની, સૌપ્રથમ તો રૂસીઓની, નિઃસ્વાર્થ મદદના સુફળ રૂપે અગાઉનાં પછાત પ્રજાસત્તાકોમાં ઉદ્યોગની નવી નવી શાખાઓ સ્થાપવામાં આવી અને તેમનો વિકાસ અપૂર્વ વેગે થવા લાગ્યો. નોંધ લેવી ઘટે કે વૃદ્ધિના એ દરો સમગ્ર સોવિયેત સંઘના ઔદ્યોગિક વિકાસના દરથી સારી પેઠે ઊંચા હતા. દાખલા તરીકે, આખા સોવિયેત સંઘમાં કુલ ઔદ્યોગિક ઉત્પાદન ૧૯૧૩ની સરખામણીએ ૧૯૪૦માં ૧૧.૭ ગણું હતું, પરંતુ કિરગિઝિયા તથા તાજિકિસ્તાનમાં ક્રમવાર ૧૫૩ અને ૨૭૭ ગણું હતું. રાષ્ટ્રીય પ્રજાસત્તાકોમાં ઉદ્યોગની લોહમય તથા બિનલોહ ધાતુની, મોટરવાહનની, ઈલેક્ટ્રો-ટેકનિકલ, તથા બીજી નવી શાખાઓ અસ્તિત્વમાં આવી.

રાષ્ટ્રીય પ્રજાસત્તાકોમાં ખેતીવાડીની સૂરત પણ ધરમૂળથી પલટાઈ ગઈ. હવે તે સામૂહિક અને ખૂબ યંત્રીકૃત છે.

સોવિયેત પ્રજાસત્તાકોમાં ઉત્પાદક શક્તિઓના વિકાસથી કુશળ રાષ્ટ્રીય કાર્યકરો તથા બુધિજીવીઓની સંખ્યાની વૃદ્ધિને પ્રવેગ મળ્યો. સાંસ્કૃતિક પછાત દશા ખતમ થઈ ગઈ. **સોવિયેત યુનિયનની પ્રજાઓએ અર્થતંત્રમાં અત્યંત ગહન ક્રાંતિ સિદ્ધ કરી એટલું જ નહિ પરંતુ અત્યંત મહાન સાંસ્કૃતિક ક્રાંતિ પણ સિદ્ધ કરી.**

સઘળાં સોવિયેત પ્રજાસત્તાકોમાં સંખ્યાબંધ શાળાઓ, ઉચ્ચતર શિક્ષણ વિદ્યાલયો, તેમ જ સંશોધનની તથા સાંસ્કૃતિક સંસ્થાઓ છે, અને સમગ્ર વસતિ અક્ષરજ્ઞાન ધરાવે છે. તેઓ ખીલતી નવી સંસ્કૃતિ—અંતસ્તત્ત્વની દૃષ્ટિએ સમાજવાદી અને રૂપની દૃષ્ટિએ રાષ્ટ્રીય સંસ્કૃતિ—ધરાવે છે. સાંસ્કૃતિક પ્રગતિની બાબતમાં સોવિયેત રાષ્ટ્રીય પ્રજાસત્તાકો કેવળ પૂર્વના મૂડીવાદી દેશોથી જ નહિ પરંતુ પશ્ચિમના ઘણા ઉદ્યોગીકૃત દેશોથીયે આગળ વધી ગયા છે. એ રીતે, સોવિયેત સંઘમાં સમાજવાદના વિજયના પરિણામે, અગાઉના રશિયાના સરહદી વિસ્તારોનાં રાષ્ટ્રો, આર્થિક તથા સાંસ્કૃતિક પછાત દશામાં સબડતા અને ઝારશાહી માટે કાચા માલના ભંડારો બની રહેલા પ્રદેશો, ઉન્નત સાર્વભૌમ સમાજવાદી પ્રજાસત્તાકો બની ગયાં. તેઓ ખૂબ વિકસિત ઉદ્યોગ તથા ઉત્પાદક ખેતીવાડી, પોતાનો કામદાર વર્ગ, તથા બુદ્ધિજીવીઓની વિશાળ સંખ્યા ધરાવે છે.

મૂડીવાદી રાષ્ટ્રો ગુણાત્મક દૃષ્ટિએ નૂતન **સમાજવાદી રાષ્ટ્રો** બની ગયાં. સંખ્યાબંધ પ્રજાઓ પણ નવા સામાજિક-આર્થિક આધારે સમાજવાદી રાષ્ટ્રોમાં વિકાસ પામી. તેમાંની ઘણી પ્રજાઓ મૂડીવાદી કક્ષાને બાજુએ રાખી દઈને, બીજી વધારે વિકસિત પ્રજાઓની મદદના આધારે, ઉન્નત રાષ્ટ્રોની કક્ષાએ પહોંચી ગઈ.

સોવિયેત સંઘમાં રાષ્ટ્રોનો વિકાસ મૂડીવાદી સમાજની જેમ રાષ્ટ્રો વચ્ચેના અવરોધોને મજબૂત બનાવીને અને તેમની સંકુચિત વૃત્તિ તથા અહંતાને પોષીને નહિ પરંતુ રાષ્ટ્રોને પરસ્પર નિકટ આણીને તેમ જ તેમની વચ્ચે બંધુભાવી સહાય તથા મિત્રતાની ભાવના વિકસાવીને સાધવામાં આવે છે. સમાજવાદી સમાજમાં રાષ્ટ્રીય સંબંધોનાં બે પરસ્પર સંકળાયેલાં પ્રગતિશીલ વહેણો હોય છે—એક તરફ તો દરેક રાષ્ટ્રનો ઝડપી અને સર્વાંગી વિકાસ, અને બીજી તરફ સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના આધારે સમાજવાદી રાષ્ટ્રો વચ્ચે વધતો જતો સુમેળ. તેના પરિણામે નૂતન, ભૂતકાળમાં કદી જાણવામાં ન આવેલી, ઐતિહાસિક

બિરાદરી, "સોવિયેત જનતા, અસ્તિત્વમાં આવી છે, તે કામદાર વર્ગ, કિસાનપ્રજા, તથા બુદ્ધિજીવીઓની અતૂટ એકસંપી ઉપર... દેશનાં તમામ નાનાંમોટાં રાષ્ટ્રો તથા પ્રજાઓની મિત્રતા ઉપર, આધારિત છે."* એ બિરાદરીનો ઉદય ઉત્પાદનનાં સાધનોની સાર્વજનિક માલિકીના, આર્થિક તથા સામાજિક-રાજકીય તેમ જ સાંસ્કૃતિક જીવનની એકરૂપતાના, માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણીના, અને કામદાર વર્ગનાં હિતો તથા સામ્યવાદી આદર્શોના આધારે થયો છે. કોમ્યુનિસ્ટ પાર્ટી ફરતે એકત્રિત રાષ્ટ્રોનો એ મહાન પરિવાર સહિયારા લક્ષ્યની, સામ્યવાદની, દિશામાં આગેકૂચ કરી રહ્યો છે.

સોવિયેત સંઘમાં ઉત્પાદનના સમાજવાદી સંબંધોના સંપૂર્ણ વર્ચસ્વના આધારે પ્રજાઓ વચ્ચે **બંધુભાવી સહકાર અને પરસ્પર સહાયના સંબંધો**, જગતમાં અગાઉ કદી અસ્તિત્વમાં ન રહેલા સંબંધો, ઘડાયા છે. દેશમાં સમાજવાદના વિજયના પરિણામે સોવિયેત પ્રજાઓની મિત્રતા મક્કમ બની ગઈ છે, સોવિયેત વાસ્તવિકતાનું કાયમી ઘટક બની ગઈ છે, અને સમાજવાદી સમાજના પ્રેરક બળમાં તેમ જ તેની અવિનાશિતા અને સામર્થ્યના મુખ્ય સ્રોતમાં પલટાઈ ગઈ છે. સોવિયેત સંઘને પુરાણી પદ્ધતિમાંથી વારસામાં મળેલા બેહદ અટપટા રાષ્ટ્રોના સવાલનો સંપૂર્ણ અને સુસંગત ઉકેલ માર્ક્સવાદ-લેનિનવાદના વિચારોના, સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના, વિજયની ઝળકતી સાબિતી પૂરી પાડે છે.

સોવિયેત સંઘમાં રાષ્ટ્રો તથા પ્રજાઓના પારાવાર વિકાસનો અનુભવ સાફ બતાવે છે કે માત્ર સમાજવાદી ક્રાંતિ જ રાષ્ટ્રોના પીડનને તદ્દન નાબૂદ કરી નાખવાના, એક જ રાજ્યમાં મુક્ત અને સમાન પ્રજાઓના મરજિયાત એકીકરણના, રાષ્ટ્રોના ખરેખરા વિકાસ તથા સુમેળના, સંજોગો પેદા કરી શકે. આજે વિશ્વ સમાજવાદી પદ્ધતિનાં રાજ્યો અલગ અલગ દેશોની આંતરિક પરિસ્થિતિમાં, તેમ જ સમાજવાદી રાષ્ટ્રોની આખી બિરાદરીના તંત્રમાં, રાષ્ટ્રોનો સવાલ ઉકેલવાની કોશિશ કરતી વેળા સોવિયેત યુનિયનના અનુભવનો ઉપયોગ કરે છે. એ અમૂલ્ય અનુભવ સાંસ્થાનિક ધૂંસરીને ફગાવી ચૂકેલાં નવોદિત સાર્વભૌમ રાષ્ટ્રીય રાજ્યો માટે અને સંસ્થાનવાદની સામે લડતી પ્રજાઓ માટે પણ ભારે મહત્ત્વ ધરાવે છે. સોવિયેત સંઘની પ્રજાઓની સફળતાઓ તેમને

---

*'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કોંગ્રેસ', મોસ્કો, ૧૯૭૬, પૃષ્ઠ ૯૮.

માટે સામ્રાજ્યવાદ સામેની મુશ્કેલ લડાઈમાં પ્રેરણા તથા શક્તિનો સ્રોત બની રહે છે. તેઓ સમાજવાદી રાષ્ટ્રોના વર્તમાનમાં પોતાનું ભાવિ નીરખે છે.

સોવિયેત સંઘમાં વિકસિત સમાજવાદ અને સામ્યવાદના નિર્માણનું કાર્ય રાષ્ટ્રીય સંબંધોના વિકાસનો નવો તબક્કો અંકિત કરે છે. તેમાં રાષ્ટ્રોનો વધારે ગાઢ સુમેળ, તેમ જ સંપૂર્ણ એકતાની તથા ખાલી કાનૂની નહિ પરંતુ વાસ્તવિક સમાનતાની સિદ્ધિ, લાક્ષણિક છે.

સામ્યવાદના ભૌતિક તથા ટેકનિકલ આધારના સર્જનથી સંઘટક પ્રજાસત્તાકોના અર્થતંત્રનો સર્વાંગી વિકાસ વધારે ઝડપી બને છે, તેમની વચ્ચે શ્રમ-વિભાજન સતત સુધરે છે તથા ચાલુ આર્થિક સંબંધોના વિસ્તરણને અને નવા સંબંધોની સ્થાપનાને પ્રવેગ મળે છે. તેમાંનું દરેક પ્રજાસત્તાક દેશની ઉત્પાદક શક્તિઓમાં વધારો કરવાના તેમ જ સમાજવાદી રાષ્ટ્રોની આર્થિક એકતાને વધારે ગાઢ બનાવવાના સહિયારા ધ્યેયમાં ફાળો આપે છે.

સામ્યવાદી નિર્માણની સફળતાઓ, વર્ગો વચ્ચેના તફાવતોની નાબૂદી, અને સામ્યવાદી સામાજિક સંબંધોના વિકાસથી રાષ્ટ્રોની સામાજિક સમરૂપતા વધારે દૃઢ બને છે અને તેમની સંસ્કૃતિ, આચારવિચાર, તથા જીવનરીતિનાં સામાન્ય સામ્યવાદી લક્ષણોના વિકાસને પ્રવેગ મળે છે. એ બધું તેમના પરસ્પર વિશ્વાસ અને મિત્રતામાં વૃદ્ધિ કરે છે. સોવિયેત સંઘની પ્રજાઓની સમાજવાદી સંસ્કૃતિનો સર્વાંગી વિકાસ થઈ રહ્યો છે અને રાષ્ટ્રીય સંસ્કૃતિઓ એકબીજીને વધારે સમૃદ્ધ બનાવી રહી છે, પરસ્પર વધારે ગાઢ સુમેળ સાધી રહી છે.

પાર્ટી સોવિયેત રાજ્યનાં સામાન્ય હિતોને લક્ષમાં રાખીને સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘને વધારે મજબૂત બનાવવાની નીતિનો અમલ અડગતાથી ચાલુ રાખશે, અને દરેક સોવિયેત પ્રજાસત્તાકના વિકાસના વિશિષ્ટ સંજોગોને પણ લક્ષમાં રાખશે કારણ કે સઘળાં સમાજવાદી રાષ્ટ્રોની અધિક ખીલવણી તથા સુમેળની દિશામાં તે સુસંગત કામગીરી કરે છે.

સામ્યવાદી નિર્માણ દરમિયાન રાષ્ટ્રોનો વધારે ને વધારે સુમેળ તો વસ્તુગત પ્રક્રિયા છે. પાર્ટી તેને કૃત્રિમ રીતે વધારે ઝડપી બનાવવાનો વિરોધ કરે છે, અને સાથે સાથે જ તેને અટકાવવાની, ગમે તે બહાના હેઠળ તેના માર્ગમાં અવરોધો ઊભા કરવાની, અને રાષ્ટ્રીય એકલતાને કૃત્રિમ રીતે મજબૂત બનાવવાની કોઈ પણ કોશિશોનો વિરોધ કરે છે. પાર્ટી રાષ્ટ્રવાદ તથા અંધરાષ્ટ્રવાદની તમામ નિશાનીઓ તથા અવશેષોનો મક્કમ સામનો કરે છે અને રાષ્ટ્રીય અલગતા તથા એકલતાની વૃત્તિઓનો, અતીતના આદર્શીકરણનો તથા પ્રજાઓના ઇતિહાસમાંના

સામાજિક આંતરવિરોધોના ઢાંકપિછોડાનો, અને કાલગ્રસ્ત રીતરિવાજો તથા આચારવિચારનો વિરોધ કરે છે.

રાષ્ટ્રોના સુમેળની પ્રક્રિયા અંતે તેમની એકરૂપતામાં પરિણમશે. પરંતુ રાષ્ટ્રોની એકરૂપતાની અને તેમની વચ્ચેના તફાવતોની નાબૂદીની, પ્રક્રિયા વર્ગો વચ્ચેના તફાવતોની નાબૂદીની પ્રક્રિયાથી ઘણી વધારે લાંબી હોય છે. સામ્યવાદના વિજયથી વર્ગો વચ્ચેના તફાવતો ખતમ થઈ જશે, પરંતુ રાષ્ટ્રો વચ્ચેના તફાવતો, ખાસ કરીને ભાષાની બાબતમાં, લાંબા સમય સુધી ટકી રહેશે.

## ૪. પરિવાર

### સામાજિક જૂથ તરીકે પરિવાર

બીજું એક મહત્ત્વનું સામાજિક જૂથ **પરિવાર** છે. તે લોકોનું બહુ જટિલ તથા વિશિષ્ટ જૂથ છે, અને તેમાં સામાજિક કામગીરીઓ વર્ચસ્વી હોય છે પરંતુ પ્રાકૃતિક તથા સામાજિક કામગીરીઓની બારીક ગૂંથણી હોય છે. પ્રાકૃતિક (શરીરક્રિયા સંબંધી) કામગીરીઓ નરનારી વચ્ચેના સંબંધોમાં તથા બાળકોના જન્મમાં વ્યક્ત થાય છે. પરંતુ એ બધું સામાજિક અંતસ્તત્ત્વ, અને વર્ગો ધરાવતા સમાજમાં વર્ગીય અંતસ્તત્ત્વ, ધારણ કરી લે છે. પુરુષો અને સ્ત્રીઓ તેમ જ માતાપિતા અને સંતાનો વચ્ચેના સંબંધો, વસતિમાં વધારો, વગેરેનો આધાર સામાજિક, સૌપ્રથમ તો આર્થિક, સંબંધો ઉપર, ઉત્પાદનની પદ્ધતિ ઉપર, હોય છે.

પરિવાર લગન સાથે—પુરુષ અને સ્ત્રીના વધારે કે ઓછા આત્મીય અને અમુક રીતે તેમના સંબંધોનું સંચાલન કરતા તથા સંતતિ સુનિશ્ચિત બનાવતા સંબંધ સાથે—અવિભાજ્ય રીતે સંકળાયેલો હોય છે. એ જોડાણમાં પતિ અને પત્ની વચ્ચે પરસ્પર આકર્ષણ, સમાન રુચિઓ, અને બૌદ્ધિક નિકટતાની પૂર્વધારણા સામેલ હોય છે.

પરિવારનું સામાજિક અંતસ્તત્વ કેવું છે? તેની સામાજિક કામગીરીઓ કેવી છે?

વર્ગો ધરાવતા સમાજમાં પરિવારની ત્રણ સામાજિક કામગીરીઓ હોય છે.

એક—સમાજની વર્ચસ્વી આર્થિક તથા રાજકીય પદ્ધતિ અને વિશિષ્ટ

કાનૂની તથા નૈતિક ધોરણોના આધારે પુરુષ અને સ્ત્રી વચ્ચેના સંબંધોનું નિયમન.

બે — ભાવિ પેઢીઓનું, સામાજિક હસ્તીઓ હોય અને કામ કરવા શક્તિમાન હોય એવા લોકોનું, પુનરુત્પાદન તથા કેળવણી, અથવા બીજા શબ્દોમાં કહીએ તો શ્રમ-શક્તિનું પુનરુત્પાદન.

ત્રણ — ઘરનું કામકાજ અને પરિવારના સભ્યોની જીવન સંબંધી જરૂરિયાતો સંતોષવાની વ્યવસ્થા.

સ્પષ્ટ છે કે પરિવાર બહુ મહત્ત્વની સામાજિક કામગીરીઓ બજાવે છે અને સામાજિક સંબંધોની આખી પદ્ધતિ જોડે ગાઢ રૂપે સંકળાયેલો હોય છે. વર્ગો ધરાવતા સમાજમાં પરિવાર પાસે અમુક મિલકત (ઓછામાં ઓછું ઘરવખરી તો ખરી જ) હોય છે, તે પ્રાથમિક આર્થિક ઘટક હોય છે, અને પ્રમાણમાં સ્વતંત્ર હોવાની સાથે સાથે સમાજના આર્થિક સંબંધોની પદ્ધતિનો એક ભાગ હોય છે. પરિવારને કાનૂની તથા નૈતિક ધોરણોનું પાલન કરવાનું હોય છે એટલે તે વૈચારિક બૌદ્ધિક સંબંધોની પદ્ધતિનો એક ભાગ પણ બની રહે છે.

## પરિવારના પ્રકારો

પરિવાર ઐતિહાસિક પ્રવર્ગ છે. ઉત્પાદનની પદ્ધતિ અને સામાજિક સંબંધોની પૂરી સમગ્રતા જેમ જેમ પલટાતી અને વિકાસ પામતી ગઈ તેમ તેમ પરિવાર પણ પલટાતો અને વિકાસ પામતો ગયો. ટોળી-પદ્ધતિના પુરોગામી આદિમ માનવ-ઝુંડમાં નર અને નારી વચ્ચેના સંબંધો ઊડઝૂડ રૂપના હતા એટલે કોઈ જાતના પરિવારનું અસ્તિત્વ નહોતું. પરિવાર સામાજિક પરિઘટના તરીકે આદિમ સમાજમાં અસ્તિત્વમાં આવ્યો. આરંભમાં માતૃપ્રધાન વ્યવસ્થાના તબક્કામાં તે જૂથગત રૂપનો હતો. એક ગોત્રની બધી સ્ત્રીઓ બીજા ગોત્રના બધા પુરુષોની સંભવિત પત્નીઓ બની રહેતી. બાળકને ખબર ન પડતી કે પોતાનો બાપ કોણ છે. સંતાનો માતાના પરિવારના, માતાનાં એકદમ નજીકનાં સગાંના જૂથના, સભ્યો બની રહેતાં. જૂથ-લગ્નમાંથી ધીરે ધીરે જોડી-પરિવારનો ઉદ્‌ભવ થયો. શરૂઆતમાં તે ખાલી સંયોગ, અલગ અલગ જોડીઓનો અલ્પજીવી સહવાસ, અંકિત કરતો હતો, પછી તેનો વિકાસ ઓછાવત્તા દીર્ઘજીવી સહવાસમાં થયો. પોતાના ઘરબાર જેવું કશું ન ધરાવતા નાજુક જોડી-પરિવારનું સ્થાન

વધારે મક્કમ અને સ્થાયી એક-વિવાહી પરિવારે લઈ લીધું. તેનો ઉદ્‌ભવ માતૃપ્રધાન વ્યવસ્થામાંથી પિતૃપ્રધાન વ્યવસ્થામાં સંક્રમણ દરમિયાન થયો. પતિ અને પિતા પરિવારનો વડો બની ગયો, તની પત્ની અને બાળકો એક જ જગ્યાએ તેની ભેગાં રહેતાં. પરિવાર મિલકત હાંસલ કરવા લાગ્યો અને તે બાળકોને પિતા પાસેથી નામ ભેગી વારસામાં મળતી.

વિષમ વર્ગો ધરાવતા સમાજનો ઉદય થતાં પરિવારનો વિકાસ ખાનગી માલિકી અને શોષણના સંબંધોના વિકાસ જોડે ગાઢ રૂપે સંકળાઈ ગયો. પલટાતી સામાજિક-આર્થિક પદ્ધતિઓ અનુસાર તે શરૂઆતમાં ગુલામ-માલિકીની, પછી સામંતશાહીની, અને આગળ જતાં મૂડીવાદની પદ્ધતિનો પરિવાર બની રહ્યો.

ગુલામ-માલિકીના અને સામંતશાહીના સમાજોમાં ગુલામો તથા કિસાનો કેવળ માલિકની મરજી તથા પરવાનગીના આધારે જ પરિવાર ધરાવી શકતા. ગુલામોને તો ઘણી ઘણી વાર પરિવાર ધરાવવાની મનાઈ ફરમાવી દેવામાં આવતી. સામંતશાહીના સમાજમાં પરિવારની અંદરના સંબંધોએ સ્પષ્ટ વર્ગીય સ્વરૂપ ધારણ કરી લીધું. જુદી જુદી જાગીરોના લોકો વચ્ચે લગ્નની છૂટ નહોતી. ગુલામ-માલિકીના અથવા સામંતશાહીના સમાજમાં પરિવારની લાક્ષણિક વિશિષ્ટતા એવી હતી કે પરિવારનો વડો પોતાની પત્ની, બાળકો, તથા મિલકતની બાબતમાં નિરંકુશ અખત્યાર ધરાવતો હતો અને સ્ત્રીઓ નામોશી તથા પીડનની હાલતમાં ધકેલાઈ ગઈ હતી.

પરિવારના વડાનો અખત્યાર અને સ્ત્રીઓનો ઊતરતો દરજ્જો, મૂડીવાદી સમાજમાં લગ્ન-પરિવારના સંબંધોની ઔપચારિક આઝાદી છતાં, મૂડીવાદી પરિવારમાં જળવાઈ રહ્યા છે. સ્વાર્થી ગણતરીઓની ભૂમિકા મૂડીવાદી પરિવારમાં જેટલી છે એટલી અગાઉ કદી નહોતી. તેનું મુખ્ય લક્ષ્ય અને ધ્યેય સંપત્તિનો સંચય કરવાનું અને વંશજોને વારસામાં આપવાનું હોય છે. મૂડીવાદી પરિવારની રચના જાણે નિયમ મુજબ ચોક્કસ આર્થિક ગણતરીઓ ઉપર આધારિત હોય છે, અને લગ્ન મૂડીને અનેક ગણી વધારવાના અથવા જિંદગીમાં સફળ કારકિર્દી ઘડી કાઢવાના આશયે કરવામાં આવેલા વેપારી સોદાને મળતું આવે છે. એટલે પરિવારની પવિત્રતા અને લગ્નની અખંડતા વિશે મૂડીદાર વર્ગની વાતોમાં નર્યો દંભ જ છે. મૂડી પરિવારને વિકૃત બનાવી દે છે અને છળકપટ તથા અનીતિ, પતિ અને પત્નીની બેવફાઈ, વગેરેનું વાતાવરણ પેદા કરે છે.

મૂડીવાદી સમાજમાં બીજો એક પરિવાર મહેનતકશ ઇન્સાનનો, કામદારનો, હોય છે. તેમાં લગ્ન સંબંધો પતિ અને પત્નીના પરસ્પર પ્રેમ, આદર, તથા

સહકાર ઉપર આધારિત હોય છે. પરંતુ મૂડીની અનિષ્ટ અસર એ પરિવારની ઉપર પણ પડે છે. મૂડીવાદી સમાજમાં બેકારોનો ઉલ્લેખ તો ન કરીએ પરંતુ ઓછું વેતન મેળવતા ઘણા કામદારો પણ લગ્ન નથી કરી શકતા, અને મહેનતકશ લોકોની પત્નીઓ તથા પુત્રીઓને ગુજારા માટે વેશ્યાઓ બનીને કાયા વેચવી પડે છે. મૂડીવાદી સમાજમાં સ્ત્રીને માથે બેવડો બોજો લદાયેલો હોય છે—તેને મૂડીદારનું કામ કરવું પડે છે, વળી પુરુષની સરખામણીમાં ઓછા વેતને કરવું પડે છે, અને ઘરનું તથા બાળકોના ઉછેરનું મોટા ભાગનું કામ પણ કરવું પડે છે. સ્ત્રીઓના ઊતરતા દરજ્જાને કાનૂનમાં અંકિત કરી દેવામાં આવ્યો છે અને મૂડીવાદી નીતિનિયમો તથા ધર્મમાં પુનિત બનાવી દેવામાં આવ્યો છે.

## સમાજવાદી પરિવાર

સમાજવાદમાં ખાનગી માલિકી તથા શોષણને નાબૂદ કરી નાખીને દરેક જાતના પીડન તથા અસમાનતાનો, ભેગાભેગો સ્ત્રીઓની અસમાનતાનો પણ, અંત આણવામાં આવે છે. તે પરિવારને સુસંવાદી બનાવે છે, ખાનગી માલિકીના સિદ્ધાંતોની અસરથી મુક્ત કરે છે, અને પતિપત્નીના પરસ્પર પ્રેમ, મિત્રતા, તથા સહકાર ઉપર આધારિત પરિવાર તથા લગ્નજીવન માટે સાનુકૂળ સંજોગો પેદા કરે છે. સમાજવાદમાં સ્ત્રીઓ પુરુષોની જોડે સમાન અધિકારો ધરાવે છે. સ્ત્રીને કામ કરવાની તથા પુરુષ જેટલું જ વેતન મેળવવાની, જાહેર જીવનમાં તથા સમાજના કારોબારમાં સક્રિય ભાગ લેવાની, અને બૌદ્ધિક વિકાસ સાધવાની પૂરી સગવડો મળે છે. સોવિયેત સંઘમાં ઔદ્યોગિક કામદારો, સામૂહિક ખેડૂતો, તથા બુદ્ધિજીવીઓનો સારો એવો હિસ્સો સ્ત્રીઓનો છે. શાળાના શિક્ષકો, તબીબી ક્ષેત્રના કાર્યકરો, અને સાર્વજનિક સેવા ઉદ્યોગના કર્મચારીઓમાં સ્ત્રીઓની બહુસંખ્યા છે. સેંકડો સ્ત્રીઓ રાજ્ય સત્તાના સર્વોચ્ચ ઘટકનું, સોવિયેત સંઘની સર્વોચ્ચ સોવિયેતનું, સભ્યપદ ધરાવે છે. સમાજવાદી સમાજમાં સ્ત્રીઓ-માતાઓ તથા બાળકો વિશે લેવામાં આવતી કાળજીના સુફળ રૂપે સ્ત્રીઓ સામાજિક પ્રવૃત્તિનાં સઘળાં ક્ષેત્રોમાં સક્રિય છે. વિશાળ સંખ્યામાં શિશુગૃહો, બાળમંદિરો, બોર્ડિંગ સ્કૂલો, તથા સાર્વજનિક ભોજનાલયો બાંધવામાં આવ્યાં છે અને વ્યક્તિગત જરૂરતો સંતોષવાનાં બીજાં રૂપો અપનાવવામાં આવ્યાં છે. એ બધું પરિવારને વધારે દૃઢ બનાવવામાં મદદ કરે છે અને કૌટુંબિક સંબંધોમાં સમાજવાદી તથા

ખરેખરા માનવતામય સિદ્ધાંતો દાખલ કરે છે. સમાજવાદી પરિવાર સમાજવાદના સારતત્ત્વના, સમાજવાદી સામાજિક સંબંધોના, આધારે સર્જિત ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારનો પરિવાર છે.

ધ્યાનમાં રાખવું જોઈએ કે સમાજવાદી સમાજમાં કૌટુંબિક સંબંધોમાં ભૂતકાળના અવશેષો, સૌપ્રથમ તો જીવનમાં સ્ત્રીઓની અમુક પ્રમાણમાં અસમાનતા, ચાલુ રહે છે. સમાજવાદી સમાજમાં પરિવારનું ઘરેલુ અર્થતંત્ર હોય છે, તેને લગતું મોટા ભાગનું કામકાજ સ્ત્રીઓ કરે છે, અને જાણે નિયમ મુજબ બાળકોના ઉછેરમાં સ્ત્રીઓ મોટી ભૂમિકા ભજવે છે. કેટલાંક રાષ્ટ્રીય પ્રજાસત્તાકોમાં પુરાણા જીવનના અવશેષો, સ્ત્રીઓના સંબંધમાં સામંતશાહીના સમાજનું વલણ (નાની ઉંમરનાં લગ્ન, કરિયાવર, વગેરે), હજી અસ્તિત્વમાં છે. સ્ત્રીઓની અસમાનતાની આખરી નિશાનીઓ સામ્યવાદી નિર્માણ દરમિયાન ધીરે ધીરે લુપ્ત થઈ જશે. રોજિંદી સેવાઓના બંદોબસ્તનો અને બાળકોના ઉછેરનો મોટા ભાગનો બોજો સમાજ પોતાને શિરે લઈ લેશે. સામ્યવાદી સમાજમાં પરિવાર આર્થિક ઘટક નહિ રહે પરંતુ પુરુષો અને સ્ત્રીઓ વચ્ચેના સંબંધોના નિયમનની, પ્રજોત્પત્તિની, અને અમુક અંશે બાળકોના ઉછેરની કામગીરીઓ બજાવવાનું ચાલુ રાખશે. કૌટુંબિક સંબંધોનું વર્ગીય સ્વરૂપ ખતમ થઈ જશે અને તેમનું સંચાલન સામ્યવાદી આચરણનાં ધોરણોના આધારે થશે.

### અભ્યાસ

૧. જનસમૂહોનાં મૂળભૂત ઐતિહાસિક રૂપો કેવાં છે?
૨. રાષ્ટ્રોના-સંસ્થાનોના સવાલનું સારતત્ત્વ કેવું છે?
૩. સમાજવાદમાં રાષ્ટ્રોના સવાલને કેવી રીતે ઉકેલવામાં આવે છે?
૪. સામ્યવાદી નિર્માણ દરમિયાન રાષ્ટ્રોના વિકાસ અને સુમેળનો અર્થ શો છે?
૫. પરિવાર એટલે શું? તેની સામાજિક કામગીરીઓ કેવી છે?

21—2387

પ્રકરણ ૧૪

# રાજ્ય

લેનિને જણાવ્યું છે કે મૂડીવાદી સમાજશાસ્ત્રીઓએ જેટલો ગોટાળો રાજ્યની બાબતમાં પેદા કર્યો છે એટલો બીજા કોઈ સવાલની બાબતમાં નથી કર્યો. તેનું કારણ એ છે કે શાસક વર્ગોનાં હિતોની ઉપર તેનાથી વધારે અસર પાડનારો બીજો કોઈ સવાલ નથી. મૂડીવાદી વિચારકો રાજ્યની રજૂઆત અતીતના ઊંડાણમાં ક્યારેક માનવીને ઈશ્વર પાસેથી મળેલી એક જાતની અલૌકિક શક્તિ તરીકે કરે છે. તે જાણે કોઈ જાતનું વર્ગીય સ્વરૂપ નથી ધરાવતું, ખાલી "વ્યવસ્થાનું" નિર્દોષ "સાધન" છે, લોકો વચ્ચેના લડાઈઝઘડાઓની પતાવટ તેમના અલગ અલગ વર્ગીય જોડાણોને લક્ષમાં લીધા વગર કરનારું "લવાદ" છે. રાજ્ય વિશે એવો "સિદ્ધાંત" મૂડીદાર વર્ગના ખાસ હકોને તેમ જ શોષણ તથા મૂડીવાદના અસ્તિત્વને વાજબી ઠરાવવાની કામગીરી બજાવે છે.

કેવળ માર્ક્સવાદ-લેનિનવાદ જ રાજ્યની ઉત્પત્તિ, સારતત્ત્વ, તથા સમાજના જીવનમાં તેની ભૂમિકાની વૈજ્ઞાનિક સમજણ પૂરી પાડે છે.

## ૧. રાજ્યની ઉત્પત્તિ અને સારતત્ત્વ

### સમાજના ઐતિહાસિક વિકાસની પેદાશ તરીકે રાજ્ય

મૂડીવાદી વિચારકોથી ઊલટું માર્ક્સવાદે બતાવી આપ્યું છે કે રાજ્ય સમાજમાં બહારથી દાખલ કરવામાં આવેલું કશુંક નહિ પરંતુ સમાજના આંતરિક વિકાસની પેદાશ છે. રાજ્ય ભૌતિક ઉત્પાદનમાં પરિવર્તનોના પરિણામે અસ્તિત્વમાં

આવેલું છે. ઉત્પાદનની એક પદ્ધતિનું સ્થાન બીજી પદ્ધતિ લઈ લે ત્યારે રાજ્યની પદ્ધતિમાં પરિવર્તન થાય છે.

રાજ્ય સદૈવ અસ્તિત્વમાં નથી રહ્યું. ખાનગી મિલકત અને વર્ગો વગરના આદિમ સમાજમાં રાજ્ય પણ નહોતું. સ્વાભાવિક છે કે અમુક સામાજિક કામગીરીઓ જરૂર હતી, પરંતુ આખા સમાજ પસંદ કરેલા માણસો એ કામગીરીઓ બજાવતા, સમાજ એ માણસોને ગમે ત્યારે બરતરફ કરીને નવા માણસો નીમવાનો અખત્યાર ધરાવતો હતો. સુદૂર અતીતના એ જમાનામાં લોકો વચ્ચેના સંબંધોનું નિયમન લોકમત મારફત થતું.

આપણે જાણીએ છીએ કે ઉત્પાદક શક્તિઓના વધુ વિકાસના પરિણામે આદિમ સમાજનું વિઘટન થઈ ગયું. ખાનગી માલિકી અસ્તિત્વમાં આવી અને તેની સાથે સાથે વર્ગો — ગુલામો અને ગુલામ-માલિકો — અસ્તિત્વમાં આવ્યા. ખાનગી મિલકતની રખેવાળી, તેના માલિકોની સત્તા અને સલામતી, જરૂરી બની ગઈ. તેના પરિણામે રાજ્યનો ઉદ્ભવ થયો. રાજ્યના ઉદ્ભવ તથા વિકાસની સાથે સાથે ભીષણ વર્ગસંઘર્ષ ચાલતો રહ્યો.

રાજ્ય તો વર્ગો ધરાવતા સમાજની પેદાશ છે. વર્ગો અસ્તિત્વમાં આવ્યા એટલે તેનો ઉદ્ભવ થયો, અને વર્ગો ખતમ થઈ જશે ત્યારે રાજ્ય પણ વિલય પામી જશે. પરંતુ એમ તો કેવળ સામ્યવાદી સમાજમાં જ બનશે.

## રાજ્યનું સારતત્ત્વ

વિષમ વર્ગો ધરાવતા સમાજમાં રાજ્ય રાજકીય સાધન, "એક વર્ગની ઉપર બીજા વર્ગનું શાસન જાળવી રાખવાનું તંત્ર"* હોય છે. આર્થિક વર્ચસ્વ, અર્થાત્ ઉત્પાદનનાં સાધનોની માલિકી, ધરાવતો વર્ગ રાજ્યની રચના કરીને પીડિતો અને શોષિતોને કાબૂમાં રાખવાનું જોરદાર સાધન હાંસલ કરી લે છે. રાજ્ય સ્પષ્ટ નિરૂપિત વર્ગીય સ્વરૂપ ધરાવે છે. રાજ્ય સમાજના આર્થિક આધારની ઉપર રચાયેલા ઉપલા માળખાનાં મુખ્ય ઘટકોમાંનું એક હોય છે એટલે એ આધારની રક્ષા તથા વધારે મજબૂતીની દિશામાં તમામ કદમો ઉઠાવે છે.

રાજ્ય કેવાં લક્ષણો ધરાવે છે?

---

* વ્લા. ઇ. લેનિન, 'રાજ્ય', મોસ્કો, ૧૯૫૪, પૃષ્ઠ ૨૦.

રાજ્યનું મુખ્ય લક્ષણ પૂરી વસતિનાં નહિ પરંતુ આર્થિક વર્ચસ્વ ધરાવતા વર્ગનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતી **પ્રજાકીય** (સામાજિક) સત્તાના અસ્તિત્વનું છે. એ સત્તા હથિયારબંધ દળો — સેના અને પોલીસ — ઉપર આધારિત હોય છે.

આદિમ સમાજમાં તમામ લોકો હથિયારો રાખતા. પરંતુ એકબીજાના દુશ્મન વર્ગોમાં વિભાજિત સમાજમાં હથિયારબંધ દળો શાસક વર્ગના તાબામાં હોય છે અને તેમનો ઉપયોગ લોકોને દબાવી દેવા માટે, ગણતર શોષકોના કાબૂમાં રાખવા માટે, કરવામાં આવે છે. પ્રતિનિધિ સંઘટનો, અમલદારોની આખી સેના ધરાવતું વિશાળ નોકરશાહી વહીવટી તંત્ર, જાસૂસી ખાતાં, અદાલતો, સરકારી વકીલની ઑફિસો, કેદખાનાં, અત્યાચારનાં મથકો, વગેરેનો ઉપયોગ પણ એ જ હેતુ માટે કરવામાં આવે છે. એ બધું મળીને શોષક રાજ્યની પ્રજાકીય રાજકીય સત્તા બની રહે છે.

જેમ જેમ વર્ગો વચ્ચેના વિરોધો વધારે કટ્ટર બનતા જાય અને વર્ગસંઘર્ષ વધતો જાય તેમ તેમ રાજ્ય તંત્ર વિસ્તરતું જાય છે. વર્તમાન મૂડીવાદી સમાજમાં એ પ્રક્રિયા ખાસ જોરદાર છે, રાજ્ય તંત્ર અને હથિયારબંધ દળોનું વિસ્તરણ અપૂર્વ પ્રમાણમાં થયું છે. એ ગંજાવર રાજ્ય તંત્ર તથા હથિયારબંધ દળોની જાળવણી, ખાસ કરીને હાલ સામ્રાજ્યવાદી વર્તુળો હથિયારોની હરીફાઈ કરી રહ્યા છે ત્યારે, લોકોને માથે ભારે બોજો બની રહે છે.

આદિમ સમાજમાં લોકો લોહીની સગાઈ ઉપર આધારિત જૂથોમાં રહેતા. રાજ્યની પદ્ધતિમાં પ્રજાકીય સત્તાના અસ્તિત્વ ઉપરાંત વસતિ **પ્રાદેશિક** જૂથોમાં, એટલે કે તાલુકાઓ, જિલ્લાઓ, પ્રદેશો, વગેરેમાં, વહેંચાયેલી હોય છે. વસતિના પ્રાદેશિક વિભાજનમાં ઉત્પાદનના વિકાસનું, વધતા જતા શ્રમ-વિભાજનનું, અને વ્યાપાર તથા પણ્ય-વિનિમયની વૃદ્ધિનું પરિણામ અંકિત છે.

## ૨. શોષક સમાજમાં રાજ્ય

### શોષક રાજ્યોની કામગીરીઓ

કોઈ પણ શોષક સમાજના (ગુલામ-માલિકીના, સામંતશાહીના, અને મૂડીવાદી) રાજ્યનો ઉદ્દેશ શાસક વર્ગનાં હિતોને દેશની અંદર, બીજા વર્ગો જોડેના સંબંધોમાં, તેમ જ દેશની બહાર, બીજાં રાજ્યો જોડેના સંબંધોમાં, સલામત રાખવાનો હોય છે. રાજ્યની પ્રવૃત્તિઓનાં બે મુખ્ય વહેણો અથવા

કામગીરીઓ હોય છે—આંતરિક અને બાહ્ય. આંતરિક કામગીરી મુખ્ય સ્થાને હોય છે અને રાજ્યના તમામ વિદેશી મામલાઓને નિર્ધારિત કરે છે.

હવે આપણે એ કામગીરીઓનું પરીક્ષણ કરીએ.

શોષક રાજ્યની **આંતરિક** કામગીરી મહેનતકશ લોકોને દબાવી દેવાની, ગણતર જુલમગારોના તાબામાં રાખવાની, હોય છે. એ કામગીરી રાજ્યના સ્વરૂપને પ્રતિબિંબિત કરે છે અને તેની આંતરિક નીતિમાં, પીડિત વર્ગો સામેના સંઘર્ષમાં, વ્યક્ત થાય છે. શોષકો ઉત્પાદનનાં સાધનોની ઈજારદારી ધરાવતા હોવાથી આર્થિક જુલમ વરસાવી શકે છે પરંતુ સંઘર્ષમાં વિજય માટે એકલો આર્થિક જુલમ પૂરતો નથી. તેમને જુલમના ખાસ રાજકીય તંત્રની, શોષક રાજ્યની, જરૂર પડે છે.

પહેલું શોષક રાજ્ય ગુલામ-માલિકીની પદ્ધતિનું હતું. તેના પછી સામંતશાહીની પદ્ધતિનું અને ત્યાર બાદ મૂડીવાદી રાજ્ય આવ્યું. એ ત્રણ રાજ્યો વચ્ચે અમુક તફાવતો હોવા છતાં એક કામગીરી સમાન હતી—લોકોને કાબૂમાં રાખવા, અને શોષણથી છુટકારો મેળવવાની મહેનતકશ લોકોની દરેક કોશિશને કચડી નાખવી.

ગુલામ-માલિકીની પદ્ધતિમાં માલિકોની વિરુદ્ધ બળવો કરનારા ગુલામોની સામે રાજ્યે હથિયારોની તાકાતનો ઉપયોગ કર્યો. સામંતશાહીના રાજ્યે કિસાનોને જમીનદારી સાથે જકડી લીધા અને જમીનદાર ખાતર મહેનત કરવાની ના પાડનારા કિસાનોને નિર્દયતાથી સજા કરી. કેટલાય કિસાન વિદ્રોહોનો અંજામ કારમી ખૂનરેજીઓમાં આવ્યો. લોકશાહીવાદી ઠઠેરામાં રાચતું મૂડીવાદી રાજ્ય પણ મહેનતકશ લોકોને તાબામાં રાખવાનું તંત્ર જ છે. તેની અસલ નેમ તો તેનો આધાર બની રહેતી મૂડીવાદી ખાનગી મિલકતની રક્ષા કરવાની, રોજી-ગુલામી પર આધારિત પદ્ધતિ ચાલુ રાખવાની, અને સર્વહારા વર્ગના ક્રાંતિકારી આંદોલનને કચડી નાખવાની હોય છે.

શોષક રાજ્યની **બાહ્ય** કામગીરી વિદેશી ભૂમિ કબજે કરી લેવાની અથવા બહારના હુમલાઓ સામે પોતાના પ્રદેશનું રક્ષણ કરવાની હોય છે. એ કામગીરી બીજાં રાજ્યો સાથે તેના સંબંધોમાં પ્રતિબિંબિત થાય છે અને તેની વિદેશનીતિમાં અભિવ્યક્તિ પામે છે. વિદેશનીતિ ગૃહનીતિના આધારે ઘડાય છે અને તેનું સાતત્ય અંકિત કરે છે. વર્તમાન સામ્રાજ્યવાદની પ્રત્યાઘાતી ધાડપાડુ વિદેશનીતિ કામદાર વર્ગને તેમ જ બીજાં બધાં પ્રગતિશીલ પરિબળોને દબાવી દેવાની ગૃહનીતિની સ્વાભાવિક પુરવણી છે.

## રાજ્યના પ્રકારો અને શાસનનાં રૂપો

રાજ્યો જે વર્ગની સેવા બજાવતાં હોય અને જે આર્થિક આધારમાંથી ઉદય પામ્યાં હોય તે મુજબ જુદા જુદા પ્રકારનાં હોય છે. ઇતિહાસમાં રાજ્યના ચાર પ્રકારો જાણવામાં આવેલા છે: ગુલામ-માલિકીનું, સામંતશાહીનું, મૂડીવાદી, અને સમાજવાદી રાજ્ય. શોષકોનાં હિતોની રક્ષા કરનારાં પહેલાં ત્રણ રાજ્યોથી નિરાળું સમાજવાદી રાજ્ય **નવા પ્રકારનું**, ખરેખર લોકોનું, રાજ્ય છે.

દરેક પ્રકારનું રાજ્ય **સરકારનું** આગવું **રૂપ**, એટલે કે વ્યવસ્થાની તથા વર્ચસ્વી વર્ગના શાસનના સંઘટનની રીત, ધરાવતું હોય છે. સરકારના રૂપનો આધાર દરેક દેશના વિકાસના વાસ્તવિક ઐતિહાસિક સંજોગો ઉપર, વર્ગ-પરિબળોના સહસંબંધ તેમ જ બહારની પરિસ્થિતિ ઉપર, હોય છે. સરકારનાં રૂપો ગમે એટલાં વિવિધો હોય અને ગમે એટલાં પલટાતાં હોય તોપણ રાજ્યનો પ્રકાર, તેનું વર્ગીય સ્વરૂપ, સંબંધિત આર્થિક પદ્ધતિના માળખાની અંદર કશા ફેરફાર વગર જેમનું તેમ રહે છે.

લેનિને નિર્દેશ કર્યો છે કે ગુલામ-માલિકીના સમાજમાં સરકારનાં વિવિધ રૂપો હતાં: રાજશાહી—એક જ માણસની, સમ્રાટની કે રાજાની, સત્તા; પ્રજાસત્તાક—ચૂંટણી ઉપર આધારિત સત્તા; ઉમરાવશાહી—પ્રમાણમાં નાની લઘુસંખ્યાની સત્તા; લોકશાહી—બહુસંખ્યાની સત્તા. લેનિને જણાવ્યું છે કે ગુલામ-માલિકીના યુગમાં સરકારનાં એવાં વિવિધ રૂપો છતાં રાજ્ય તો ગુલામ-માલિકોનું જ હતું.

સામંતશાહીના સમાજમાં પણ ચિત્ર એવું જ હતું. સામંતશાહીના રાજ્યની સરકારનું અત્યંત પ્રચલિત રૂપ રાજશાહીનું હતું, પરંતુ ક્યારેક ક્યારેક બીજાં રૂપો પણ અસ્તિત્વમાં આવતાં, દાખલા તરીકે પ્રજાસત્તાક. સરકારનું રૂપ ગમે તે હોય તોપણ સામંતશાહીનું રાજ્ય ખેતગુલામો તથા કારીગરોને દબાવી દેવાના સાધનની કામગીરી બજાવતું હતું.

મૂડીવાદી રાજ્યની બાબતમાં પણ રૂપોની વિવિધતા જોવા મળે છે, પરંતુ મોટે ભાગે પ્રજાસત્તાકનું રૂપ પ્રચલિત છે (અમેરિકાનાં સંયુક્ત રાજ્યો, ફ્રાંસ, ઇટાલી, વગેરે). મૂડીવાદી સમાજમાં રાજશાહીનું રૂપ જવલ્લે જ અસ્તિત્વમાં હોય છે અને રાજાની સત્તાને બંધારણ મારફત એક યા બીજી રીતે મર્યાદિત

રાખવામાં આવે છે (બ્રિટન અને બેલ્જિયમ). સામ્રાજ્યવાદના યુગમાં મૂડીદાર વર્ગ ફાસિસ્ટ સરમુખત્યારીનો ઉપયોગ પણ કરે છે (જર્મનીમાં હિટલરની સરકાર, સ્પેનમાં ફ્રાંકોની સરકાર, વગેરે). મૂડીવાદી રાજ્યના કોઈ પણ રૂપમાં મૂડીદાર વર્ગની નિરંકુશ સત્તા ચાલતી હોય છે.

સમાજના વિકાસના પરિણામે રાજ્યના પ્રકારો તથા રૂપોમાં પરિવર્તનો થયાં પરંતુ એથી તેના સારતત્ત્વ—શોષણ—ઉપર કશી અસર ન પડી. માત્ર રૂપો જ બદલાયાં, પણ શોષણ ચાલુ રહ્યું.

## વર્તમાન મૂડીવાદી રાજ્યનું પ્રત્યાઘાતી સ્વરૂપ

મૂડીવાદી વિચારકો તથા રાજકારણીઓને મૂડીવાદી રાજ્યની પ્રગતિશીલ ભૂમિકા વિશે વાતો કરવાનું બહુ ગમે છે. તેઓ દલીલ કરે છે કે માત્ર એ રાજ્યે જ લોકોને પૂરી આઝાદી આપી છે અને તે સર્વોત્તમ પ્રકારની, ખરેખરી, લોકશાહી અંકિત કરે છે. એ સંબંધમાં વર્તમાન સુધારાવાદીઓ તો ખાસ દેકારા કરે છે. તેઓ મૂડીવાદી રાજ્યનું ચિત્રણ વર્ગોથી ઊંચી કક્ષાએ સ્થિત, કામદાર વર્ગને તથા ખાનગી મૂડીને એકસરખી રીતે અંકુશમાં રાખતા, બળ તરીકે કરે છે. તેમના ખ્યાલ મુજબ તો મૂડીવાદી રાજ્ય હવે એક જ વર્ગનું, મૂડીદાર વર્ગનું, સાધન નથી રહ્યું પરંતુ સમાજના સઘળા વર્ગોની સેવા બજાવે છે. પરંતુ વર્તમાન મૂડીવાદી રાજ્યના પ્રગતિશીલ લોકશાહીવાદી સ્વરૂપ વિશે સુધારાવાદીઓનાં વિધાનોનું સમર્થન કરતી સાબિતીઓ મુદ્દલ નથી મળતી.

મૂડીવાદના ઉદયના સમયે મૂડીવાદી રાજ્ય વાસ્તવમાં અમુક પ્રગતિશીલ લક્ષણો ધરાવતું હતું. સામંતશાહીના ઉત્પાદન સંબંધોની સરખામણીમાં વધારે પ્રગતિ અંકિત કરતા મૂડીવાદી ઉત્પાદન સંબંધોની સ્થાપના તથા વિકાસમાં તે મદદગાર બન્યું હતું. પરંતુ મૂડીવાદી રાજ્ય તેની ચડતી કળા દરમિયાન પણ સૌને માટે લોકશાહી ક્યારેય નહોતું, માત્ર અમુક ખાસ લોકો માટે, મૂડીદારો માટે, લોકશાહી હતું. લેનિને લખ્યું છે કે મૂડીવાદી સમાજની લોકશાહી નજીવી લઘુસંખ્યા માટેની, અમીરો માટેની, લોકશાહી જ હોય છે.

મૂડીવાદી રાજ્યનું રૂપ ગમે તે હોય તોપણ તે મૂડીદારોની સરમુખત્યારી, કામદાર વર્ગ તથા તમામ મહેનતકશ લોકોને દબાવી દેવાનું તંત્ર, હોય છે.

પ્રમાણ અને રૂપની બાબતમાં તફાવતો હોઈ શકે, પરંતુ તે વર્ગ-દુશ્મનોની સામે હંમેશાં જોરજુલમનો ઉપયોગ કરે જ છે. સામ્રાજ્યવાદનું આગમન થતાં મૂડીવાદી રાજ્ય એકદમ પ્રત્યાઘાત તરફ વળી જાય છે અને સામ્રાજ્યવાદના આર્થિક આધારની, લાંબા વખત પહેલાં ઐતિહાસિક પ્રગતિ આડો અવરોધ બની ગયેલા આર્થિક આધારની, રક્ષા કરવાની નામોશીભરી ઐતિહાસિક ભૂમિકા અપનાવી લે છે.

લેનિને લખ્યું છે કે સામ્રાજ્યવાદ બધી રીતે અને સૌપ્રથમ તો રાજ્યની નીતિની બાબતમાં પ્રત્યાઘાત જ છે. "સામ્રાજ્યવાદ વિદેશનીતિમાં તેમ જ ગૃહનીતિમાં લોકશાહીના ભંગની, પ્રત્યાઘાતની તરફેણની, એકસરખી કોશિશો કરે છે. એ દૃષ્ટિએ સામ્રાજ્યવાદમાં **સામાન્ય રૂપે લોકશાહીનો, સમગ્ર લોકશાહીનો,** 'નિષેધ' નિર્વિવાદ રીતે અંકિત છે."*

સામ્રાજ્યવાદમાં રાજ્ય-ઈજારદારી મૂડીવાદ વ્યાપક બની જાય છે. તે ઈજારદારીઓની તાકાતને રાજ્યની સત્તા જોડે સાંકળી લઈને ઈજારદારીઓને વધારે સમૃદ્ધ બનાવવાનું, સર્વહારા વર્ગીય આંદોલન તથા રાષ્ટ્રીય-મુક્તિ સંઘર્ષને કચડી નાખવાનું, મૂડીવાદી પદ્ધતિને ઉગારી લેવાની કોશિશોનું, અને આક્રમક યુદ્ધો શરૂ કરવાનું એક જ તંત્ર રચે છે. રાજ્ય ઈજારદારી ઉપલા સ્તરના મામલાઓના કારોબારની સમિતિ જેવું બની જાય છે. ઈજારદારીઓના હિતમાં રાજ્ય મૂડીવાદી ઉત્પાદનની પ્રક્રિયામાં વારંવાર દખલગીરી કરે છે, ઈજારદારીઓ માટે વધારેમાં વધારે નફો સુનિશ્ચિત બનાવવાના આશયે નિયંત્રણનાં તરેહવાર પગલાં લે છે અને અર્થતંત્રની અલગ અલગ શાખાઓ પોતાને હસ્તક લઈ લે છે.

વર્તમાન મૂડીવાદી રાજ્યની વિદેશ તથા ગૃહ નીતિઓના પ્રત્યાઘાતી સ્વરૂપને આઝાદી, લોકશાહી, તથા માનવીય અધિકારો વિશે ભાષણખોરી વડે, મૂડીવાદી બંધારણોના ઉલ્લેખો વડે, કે સભ્યતા ફેલાવવાની મૂડીવાદની કામગીરી સંબંધી જાહેરાતો વડે, (સામ્રાજ્યવાદના રાજકારણીઓ તથા સિદ્ધાંતકારોને ગમતી એવી બધી રીતો વડે,) છુપાવી શકાય એમ નથી. ઘણાં સામ્રાજ્યવાદી રાજ્યોનાં બંધારણોમાં તમામ નાગરિકો માટે તરેહવાર આઝાદીઓ તથા અધિકારોની— સાર્વજનીન મતાધિકાર, મુક્ત ચૂંટણીઓ, વાણીસ્વાતંત્ર્ય, અખબારી આઝાદી, વગેરેની—ઘોષણા કરતી કલમોની ખોટ નથી. પરંતુ વાસ્તવમાં એ બધી

---

*વ્લા. ઈ. લેનિન, 'માર્ક્સવાદની વિકૃતિ અને સામ્રાજ્યવાદી અર્થવાદ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૩, પૃષ્ઠ ૪૩.

આઝાદીઓ ખાલી ઔપચારિક રૂપની હોય છે અને નાગરિકોની ભારે મોટી બહુસંખ્યા માટે, મહેનતકશ લોકો માટે, તો મોટે ભાગે ખાલી નામ પૂરતી જ હોય છે. કેવળ મૂડીદાર વર્ગ જ, આર્થિક તથા રાજકીય વર્ચસ્વનાં તમામ સાધનો ઉપર કાબૂ ધરાવતો વર્ગ જ, એ આઝાદીઓનો પૂરો ઉપયોગ કરે છે.

મૂડીવાદની "મુક્ત" દુનિયામાં કરોડો બેકારો છે. બીજા શબ્દોમાં કહીએ તો મૂડીવાદી શાસન કોઈને વિશ્રામ તથા સામાજિક સુરક્ષાના અધિકારની ખાતરી નથી આપી શકતું એટલું જ નહિ પરંતુ દરેક માણસને કામ મેળવવાના અધિકારની ખાતરી પણ નથી આપી શકતું.

મૂડીવાદીઓ તથા તેમના ખાંધિયાઓ મૂડીવાદી સ્વર્ગ વિશે ગમે એટલાં બણગાં ફૂંકે તોપણ મૂડીવાદ ગણતર શોષકોના હાથે લોકોની ભારે મોટી બહુસંખ્યાના પીડનની પદ્ધતિ જ, કરોડો મહેનતકશ લોકોને અધિકારો વગરની, ગરીબીની, તથા બેકારીની દશામાં જકડી રાખતો સમાજ જ, રહે છે. કામદાર વર્ગનું અને તમામ મહેનતકશ લોકોનું શોષણ કેવળ દેશની અંદર જ નહિ પરંતુ બીજા દેશોમાં પણ કરવાની આઝાદી — સામ્રાજ્યવાદી દુનિયાની "આઝાદી"નું સારતત્ત્વ એવું છે.

સામ્રાજ્યવાદમાં નાણાકીય અલ્પતંત્ર સરકારની અત્યંત પ્રત્યાઘાતી રીતો — ઉઘાડી ત્રાસવાદી સરમુખત્યારી, ફાસીવાદ — વધારે ને વધારે પ્રમાણમાં અજમાવે છે, લોકોના કોપ સામે પોતાની સલામતીના, પોતાના અનિવાર્ય ખાતમાને મોકૂફ કરાવી દેવાના, આખરી ઉપાય તરીકે સેના તથા પોલીસ ઉપર આધાર રાખે છે.

યુરોપમાં હિટલર, મુસ્સોલીની, અને તેમના સંગાથીઓનાં ફાસીવાદી શાસનોની ભયાનકતાઓને, ફાસીવાદે શરૂ કરેલા બીજા વિશ્વયુદ્ધની ભયાનકતાઓને, માનવજાતિ ભૂલી નથી. પરંતુ કેટલાક મૂડીવાદી દેશોમાં ફાસીવાદની જોખમી નિશાનીઓ ફરી જોવા મળે છે. રાજ્ય ઉપર જંગી ઈજારદારીઓનો પૂરો કાબૂ, અર્થતંત્રનું લશ્કરીકરણ, રાજ્ય તંત્રનું વિસ્તરણ, કામદાર વર્ગીય તથા સામ્યવાદી આંદોલનની સામે ઝનૂની જેહાદ, શાંતિના સમર્થકો તેમ જ બીજી પ્રગતિશીલ સંસ્થાઓના સભ્યો ઉપર દમન, જાતિ-ભેદની નીતિ, અને લોકશાહીવાદી આઝાદીઓના અવશેષોનો ખાતમો — વર્તમાન સામ્રાજ્યવાદી રાજ્યોની ગૃહનીતિનું અંતસ્તત્ત્વ એવું છે.

વર્તમાન સામ્રાજ્યવાદી રાજ્યોની વિદેશનીતિ પણ પ્રત્યાઘાતી છે. સામ્રાજ્યવાદીઓ સાંસ્થાનિક પ્રજાઓની "મુક્તિના" સમર્થકો હોવાનો ઢોંગ

કરે છે પરંતુ હકીકતમાં તો રાષ્ટ્રીય મુક્તિ આંદોલનની સામે ઝેરીલો સંઘર્ષ લડે છે, અને પ્રજાઓ જેને બેહદ નફરત કરે છે એ જ સંસ્થાનવાદ નવાં રૂપોમાં ફરી લાદી રહ્યા છે. રીતસરની સ્વતંત્રતા હાંસલ કરી ચૂકેલા દેશોની ઉપર કાબૂ જમાવી દેવાના આશયે સામ્રાજ્યવાદીઓ તેમને આક્રમક જૂથોમાં સંડોવી લે છે, ઓછા વિકસિત દેશોને કહેવાતી આર્થિક "સહાય"નો તથા બીજી રીતોની ઉપયોગ કરે છે. તેઓ પ્રત્યાઘાતી શાસનોને ટેકો આપે છે, હથિયારોની હરીફાઈ કરે છે, અને તેમણે સોવિયેત યુનિયન તથા બીજા સમાજવાદી દેશોને લશ્કરી અડ્ડાઓના કૂંડાળામાં ઘેરી લીધા છે.

સોવિયેત યુનિયન કે બીજો કોઈ સમાજવાદી દેશ કોઈને માટે કશું જોખમ ઊભું ન કરતા હોવા છતાં, સામ્રાજ્યવાદી રાજ્યો પોતાની પ્રત્યાઘાતી ગૃહ તથા વિદેશ નીતિઓ, બરાબર લાક્ષણિક રીતે જ, સોવિયેત યુનિયન તથા બીજા સમાજવાદી દેશો તરફના "સામ્યવાદી જોખમ" સામે સંઘર્ષના નેજા હેઠળ ચલાવે છે. સમાજવાદી પદ્ધતિનાં રાજ્યો તો ઊલટાં આખી દુનિયામાં શાંતિનું, મૂડીવાદી દેશો જોડે શાંતિમય સહઅસ્તિત્વનું, એકદમ સુસંગત સમર્થન કરે છે.

કામદાર વર્ગ પોતાના દેશની અંદર મૂડીવાદી રાજ્યના રૂપની બાબતમાં ઉદાસીન ન જ રહી શકે. મૂડીવાદી લોકશાહી મર્યાદિત સ્વરૂપની હોવા છતાં, ઉઘાડી સરમુખત્યારીની સરખામણીમાં તો કામદાર વર્ગને મૂડીદાર વર્ગ વિરુદ્ધ અને સર્વહારા વર્ગની સરમુખત્યારી તથા સમાજવાદ ખાતર સફળ સંઘર્ષ લડવાના વધારે સાનુકૂળ સંજોગો પૂરા પાડે છે. એટલે જ મૂડીવાદી દેશોની અંદર સઘળાં પ્રગતિશીલ પરિબળોની આગેવાની કરતો કામદાર વર્ગ પ્રત્યાઘાતીઓના હલ્લાનો મક્કમ સામનો કરે છે, લોકશાહી ખાતર તેમ જ ઇજારદારીના શાસનને અંકુશમાં રાખવા ખાતર સતત લડે છે.

## ૩. સર્વહારા વર્ગની સરમુખત્યારી

સર્વહારા વર્ગને શિરે મૂડીવાદને ખતમ કરી નાખવાની અને વર્ગવિહીન સામ્યવાદી સમાજનું નિર્માણ કરવાની મહાન ઐતિહાસિક કામગીરી છે. પરંતુ એ નવો સમાજ મૂડીવાદમાંથી સીધો અને તત્કાળ ઉદ્ભવ નથી પામતો. માર્ક્સે નિર્દેશ કર્યો છે કે મૂડીવાદ અને સમાજવાદ — સામ્યવાદની નીચલી કક્ષા —

વચ્ચે "એકમાંથી બીજામાં રૂપાંતરનો ક્રાંતિકારી ગાળો હોય છે. તેને અનુરૂપ રાજકીય સંક્રમણનો ગાળો પણ હોય છે, અને એ ગાળામાં રાજ્ય સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારી સિવાય બીજું કશું હોઈ જ ન શકે."*.

## સર્વહારા વર્ગની સરમુખત્યારી
## ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારનું રાજ્ય

સર્વહારા વર્ગની સરમુખત્યારીની સ્થાપના સફળ સમાજવાદી ક્રાંતિના પરિણામે અને મૂડીવાદી રાજ્ય તંત્રના ખાતમા મારફત થાય છે. તે ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારનું રાજ્ય છે અને વર્ગીય સ્વરૂપ, રાજ્યની સંઘટનાનાં રૂપો, તથા નિર્ધારિત ભૂમિકાની બાબતમાં અગાઉનાં રાજ્યોથી મૂળભૂત રીતે જુદું પડે છે.

રાજ્યના સઘળા પુરોગામી પ્રકારો મહેનતકશ લોકોને તાબામાં જકડી રાખવા માટે શોષક વર્ગોનાં સાધનો સમા હતા, અને શોષણની પદ્ધતિને વધારે મજબૂત બનાવવાના તેમ જ પીડકો તથા પીડિતોમાં સમાજનું વિભાજન ચાલુ રાખવાના આશયે ઘડી કાઢવામાં આવેલા હતા. પરંતુ સર્વહારા વર્ગની સરમુખત્યારી તો કામદાર વર્ગનું શાસન છે, તેમાં કામદાર વર્ગ બીજા મહેનતકશ લોકોની સાથે મળીને મૂડીવાદને ખતમ કરી નાખે છે અને નવા સમાજનું, વિષમ વર્ગો તથા શોષણ વગરના સમાજનું, નિર્માણ કરે છે.

લેનિને લખ્યું છે કે "આપણે સર્વહારા વર્ગની સરમુખત્યારીના લૅટિન, વૈજ્ઞાનિક, ઐતિહાસિક-દાર્શનિક શબ્દોનો અર્થ સાદી ભાષામાં તારવીએ તો બરાબર નીચે મુજબનો મતલબ નીકળે છે:

"મૂડીની ધૂંસરીને ફગાવી દેવાના સંઘર્ષમાં, ફગાવી દેવાના વાસ્તવિક કાર્યમાં, વિજયને જાળવી રાખવાના તથા દૃઢ બનાવવાના સંઘર્ષમાં, નૂતન સમાજવાદી સામાજિક પદ્ધતિના નિર્માણની જહેમતોમાં, વર્ગોને તદ્દન નાબૂદ કરી નાખવાના પૂરા સંઘર્ષમાં, મહેનતકશ તથા શોષિત લોકોના સમગ્ર સમુદાયની આગેવાની કરવાની શક્તિ માત્ર એક ચોક્કસ વર્ગ જ, એટલે કે શહેરોના

---

*કાર્લ માર્ક્સ, 'ગોથા કાર્યક્રમની મીમાંસા', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩, પૃષ્ઠ ૨૬.

અને સામાન્ય રૂપે પ્લાંટ-કારખાનાંના, ઔદ્યોગિક, કામદારો જ, ધરાવે છે."*

સર્વહારા વર્ગની સરમુખત્યારીનો સિદ્ધાંત માર્ક્સવાદમાં મુખ્ય સ્થાન ધરાવે છે. કેવળ સર્વહારા વર્ગની સરમુખત્યારી જ, અખંડ સત્તા જ, મૂડીવાદનો અંત આણવાનું તથા સમાજવાદનું નિર્માણ કરવાનું સર્વહારા વર્ગ માટે શક્ય બનાવે છે. એટલે સ્વાભાવિક છે કે સર્વહારા વર્ગની સરમુખત્યારીનો સવાલ સુધારાવાદ તથા સુધારણાવાદ સામે માર્ક્સવાદ-લેનિનવાદના વૈચારિક સંઘર્ષમાં સદા કેંદ્રસ્થાને રહ્યો છે અને હાલ પણ છે. લેનિને સર્વહારા વર્ગની સરમુખત્યારીને માર્ક્સવાદની ખરી સમજણ તથા સ્વીકૃતિની કસોટી તરીકે ગણાવી છે. તેમણે જણાવ્યું છે કે માર્ક્સવાદી બનવા માટે ખાલી વર્ગસંઘર્ષને માન્ય કરી લેવાનું જ પૂરતું નથી. વર્ગસંઘર્ષની સ્વીકૃતિને વિસ્તારીને સર્વહારા વર્ગની સરમુખત્યારીને માન્ય કરી લેવામાં આવે તો જ માર્ક્સવાદી બની શકાય.

સર્વહારા વર્ગની સરમુખત્યારીની અનિવાર્યતાને નકારનારા બીજી ઈન્ટરનેશનલના સુધારાવાદી આગેવાનો તથા સુધારણાવાદીઓની સામે લેનિન અડગ સંઘર્ષ લડયા હતા. તેમણે અવિરત નિર્દેશો કર્યા હતા કે સમાજવાદના નિર્માણની એકમાત્ર રીત સર્વહારા વર્ગની સરમુખત્યારીની છે. ઈતિહાસે તેમના વિધાનને પૂરી પુષ્ટિ આપી છે. સોવિયેત યુનિયનમાં સમાજવાદ સંપૂર્ણ તથા અંતિમ રૂપે વિજયી બની ગયો અને બીજા દેશો સમાજવાદના પંથે સફળ આગેકૂચ કરી રહ્યા છે, તેનો યશ સર્વહારા વર્ગની સરમુખત્યારીને જાય છે.

પરંતુ હાલના સુધારણાવાદીઓએ સર્વહારા વર્ગની સરમુખત્યારીની અનિવાર્યતાને નકારવાનું, ભલે પોતાના પુરોગામીઓ કરતાં વધારે સુઘડ રીતો અપનાવીને, ચાલુ રાખ્યું છે. તેઓ સમાજવાદી દુનિયાના દેશોમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીના અસ્તિત્વની અવગણના નથી કરી શકતા, પરંતુ તેને મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણનું સાર્વત્રિક સ્વાભાવિક રૂપ નથી ગણતા, ક્રાંતિ પૂર્વેના રશિયા જેવા આર્થિક દૃષ્ટિએ પછાત દેશોમાં જ લાગુ થઈ શકે એવું રાષ્ટ્રીય રૂપ ગણે છે. તેઓ દલીલ કરે છે કે સર્વહારા વર્ગની સરમુખત્યારી તો કેવળ આર્થિક દૃષ્ટિએ પછાત, ઉત્પાદક શક્તિઓના વિકાસની નીચી કક્ષા ધરાવતા, અને રાજકીય લોકશાહીનાં રૂપો લગભગ બિલકુલ ન ધરાવતા દેશોમાં જ લાગુ થઈ શકે. સુધારણાવાદીઓના મત મુજબ, ઉદ્યોગીકૃત દેશોમાં

---

*વ્લા. ઈ. લેનિન, 'મહાન પ્રારંભ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૯, પૃષ્ઠ ૪૨૦.

સમાજવાદની દિશાનું સંક્રમણ "વિશુદ્ધ લોકશાહી" મારફત, મતલબ કે મૂડીવાદી લોકશાહી મારફત, થાય છે.

સુધારાવાદીઓ તથા સુધારણાવાદીઓના વિચારો બિનપાયાદાર તથા ઈતિહાસના અનુભવથી ઊલટા છે. ઈતિહાસે સાફ બતાવી આપ્યું છે કે સમાજવાદનું નિર્માણ સર્વહારા વર્ગની સરમુખત્યારી વગર અશક્ય છે. સમાજવાદી નિર્માણ દરમિયાન સર્વહારા વર્ગની સરમુખત્યારી ચોક્કસ કામગીરીઓ મારફત—પોતાની પ્રવૃત્તિનાં મૂળભૂત અને મુખ્ય અંગો મારફત—હારબંધ મહત્ત્વનાં કર્તવ્યો પાર પાડે છે. હવે અમે એ કામગીરીઓનું પરીક્ષણ કરીશું.

## સર્વહારા વર્ગની સરમુખત્યારીની કામગીરીઓ

સર્વહારા વર્ગની સરમુખત્યારીનું રાજ્ય એટલે મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં અસ્તિત્વ ધરાવતું રાજ્ય. એ ગાળામાં બહુમુખી અર્થતંત્ર તેમ જ સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેનો કટ્ટર સંઘર્ષ લાક્ષણિક હોય છે. એ વખતે સર્વહારા વર્ગની સામે મહત્ત્વનું કર્તવ્ય—મૂડીદાર વર્ગના પ્રતિકારને ખતમ કરી નાખવાનું અને તમામ મહેનતકશ લોકો જોડે મળીને સમાજવાદનું નિર્માણ કરવાનું કર્તવ્ય—ખડું હોય છે. એ કર્તવ્ય સર્વહારા વર્ગીય રાજ્યની કામગીરીઓને નિર્ધારિત કરે છે.

સંક્રમણના ગાળામાં સર્વહારા વર્ગીય રાજ્યની મહત્ત્વની આંતરિક કામગીરીઓમાંની એક શોષક વર્ગોને, સૌપ્રથમ તો મૂડીદાર વર્ગને, દબાવી દેવાની છે. કોઈ પણ દેશમાં મૂડીદાર વર્ગના વર્ચસ્વને ખતમ કરી નાખવામાં આવે ત્યારે તે પરાજયની તેમ જ સત્તા તથા વિશેષાધિકારો ગુમાવી બેસવાની હાલતને સાંખી નથી શકતો એટલે વિજયી સર્વહારા વર્ગનો ઝેરીલો સામનો કરે છે.

મૂડીદાર વર્ગના સામનાને પહોંચી વળવા માટે, તેને ભીષણ વર્ગીય લડાઈઓમાં હરાવી દેવા માટે, સર્વહારા વર્ગની સરમુખત્યારી અનિવાર્ય છે. લેનિને લખ્યું છે કે "સર્વહારા વર્ગની સરમુખત્યારીનો અર્થ વધારે તાકાતવાન દુશ્મન સામે, મૂડીદાર વર્ગ સામે, ઊથલી પડ્યા પછી જેનો પ્રતિકાર દસ ગણો

વધી જાય છે એવા વર્ગ સામે, નવા વર્ગના એકદમ અડગ અને એકદમ કટ્ટર જંગનો થાય છે..."*

સર્વહારા વર્ગીય રાજ્ય ગમે તે રૂપ ધરાવતું હોય તોપણ શોષકોને દબાવી દેવાનું કર્તવ્ય તેને માટે ફરજિયાત હોય છે, પરંતુ ઐતિહાસિક સંજોગોના આધારે વિવિધ રૂપો મારફત તેને પાર પાડી શકાય છે.

સર્વહારા વર્ગનું લક્ષ્ય મૂડીદાર વર્ગને દબાવી દેવાની કામગીરીમાં પૂરું નથી થઈ જતું. તેનું મુખ્ય કર્તવ્ય તો **સમાજવાદના નિર્માણનું** છે, નૂતન સમાજવાદી અર્થતંત્રની રચનાનું છે. એ કર્તવ્ય મુશ્કેલ બની રહે છે કારણ કે સમાજવાદી ક્રાંતિ શરૂ થાય ત્યારે સમાજવાદનાં આર્થિક રૂપો મોજૂદ નથી હોતાં. સર્વહારા વર્ગની સરમુખત્યારીનું, સર્વહારા વર્ગીય રાજ્યનું, કર્તવ્ય સમાજના આર્થિક જીવનની સંઘટના કરવાનું છે, મૂડીવાદથી ચડિયાતા નવા પ્રકારના અર્થતંત્રની, સમાજવાદના અર્થતંત્રની, રચના કરવાનું છે. લેનિને લખ્યું છે કે "સર્વહારા વર્ગની સરમુખત્યારી શોષકો સામે બળના ઉપયોગ પૂરતી જ સીમિત નથી, તેમાં મુખ્યત્વે બળનો ઉપયોગ પણ સૂચિત નથી... સર્વહારા વર્ગ મૂડીવાદની સરખામણીમાં શ્રમના વધારે ઊંચી કક્ષાના સામાજિક સંઘટનનું પ્રતિનિધિત્વ કરે છે અને એવું સંઘટન સાધે છે. મહત્ત્વની વાત તો એ જ છે. તેમાં જ સામ્યવાદના સામર્થ્યનો સ્રોત અને અંતિમ રૂપે સામ્યવાદના વિજયની ગૅરંટી છે."**

સમાજવાદી અર્થકારણની સ્થાપના તથા દેશના સમગ્ર આર્થિક કારોબારના સંચાલનની પ્રવૃત્તિઓ સર્વહારા વર્ગની સરમુખત્યારીના રાજ્યની મુખ્ય **આર્થિક તથા સંગઠનાત્મક કામગીરી** બની રહે છે. એ કામગીરી પાર પાડવાની દિશામાં સર્વહારા વર્ગીય રાજ્યનું કર્તવ્ય મૂડીવાદની ઉપર સમાજવાદનો આર્થિક વિજય તેમ જ મૂડીવાદની સરખામણીમાં શ્રમનું વધારે ઊંચી કક્ષાનું સંઘટન સિદ્ધ કરી લેવાનું છે. સર્વહારા વર્ગીય રાજ્ય ઉત્પાદનનાં બુનિયાદી સાધનોના રાષ્ટ્રીયકરણનું કદમ એક વાર ઉઠાવી લે એટલે તરત અર્થકારણમાં અગત્યનાં સ્થાનો પોતાને હસ્તક કરી લે છે અને અર્થતંત્રના આયોજિત, વિજ્ઞાન ઉપર આધારિત, નિયંત્રણની સંઘટના કરે છે. રાજ્ય માર્ક્સવાદી પાર્ટીની દોરવણી હેઠળ દેશનું

---

*વ્લા. ઇ. લેનિન, '"ઉગ્રવાદી" સામ્યવાદ—બાલિશ બીમારી'. સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૧, પૃષ્ઠ ૨૩-૨૪.

**વ્લા. ઇ. લેનિન, 'મહાન પ્રારંભ', ગ્રંથ ૨૯, પૃષ્ઠ ૪૧૯.

સમાજવાદી ઉદ્યોગીકરણ તથા ખેતીવાડીનું સમૂહીકરણ સાધે છે અને ઉત્પાદનના એકધારા વિકાસ તથા સુધારણાના આધારે લોકોનાં ભૌતિક સુખસગવડમાં વધારો કરે છે. જેમ જેમ સમાજવાદની પ્રગતિ થતી જાય તેમ તેમ રાજ્યની આર્થિક તથા સંગઠનાત્મક કામગીરીનો વ્યાપ વધતો જાય છે. અને સમાજવાદનો વિજય થાય ત્યારે એ કામગીરી વાસ્તવમાં દેશના અર્થતંત્રની તમામ શાખાઓને આવરી લે છે.

તેમ છતાં, સમાજવાદી નિર્માણ સમાજવાદી અર્થતંત્રની સ્થાપના પૂરતું જ સીમિત નથી હોતું. લોકોની જાગૃતિ તથા સંસ્કૃતિના પદ્ધતિસર ઉત્કર્ષ વગર અને તેમની ચેતનામાં બચેલા મૂડીવાદ અવશેષોની નાબૂદી વગર તો સમાજવાદી નિર્માણની કલ્પના પણ અશક્ય છે. એટલે સાવ સ્વાભાવિક છે કે સર્વહારા વર્ગીય રાજ્યનાં અગત્યનાં કર્તવ્યોમાંનું એક મહેનતકશ લોકોને, ખાસ કરીને અર્ધ-સર્વહારા સ્તર તથા કિસાનપ્રજાને, સમાજવાદની ભાવનાની કેળવણી આપવાનું અને તેમના સામાન્ય શૈક્ષણિક તથા ધંધાકીય તેમ જ સાંસ્કૃતિક ધોરણનો ઉત્કર્ષ સાધવાનું છે. શોષકોએ સદીઓથી મહેનતકશ લોકોને ગુલામીમાં જકડી રાખેલા હોવાથી અને સંસ્કૃતિ તથા જ્ઞાન સંબંધી તેમની ઉત્સુકતાને રૂંધી રાખી હોવાથી, એ સમસ્યાનો ઉકેલ વધારે મહત્ત્વનો બની રહે છે. સમાજવાદી ક્રાંતિનું મહત્ત્વનું તત્ત્વ અંકિત કરતી સાંસ્કૃતિક ક્રાંતિમાં સર્વહારા વર્ગીય રાજ્ય માર્ગદર્શન પૂરું પાડે છે. લોકોના સાંસ્કૃતિક વિકાસ તથા કેળવણીમાં રાજ્યની ભૂમિકા તેની **સાંસ્કૃતિક તથા કેળવણી સંબંધી કામગીરીમાં** વ્યક્ત થાય છે.

**વિદેશનીતિના** ક્ષેત્રે સર્વહારા વર્ગીય રાજ્યની પ્રવૃત્તિઓમાં પ્રજાઓ વચ્ચે **શાંતિના સંઘર્ષની કામગીરી** તથા સામ્રાજ્યવાદી આક્રમણ સામે **દેશના સંરક્ષણની કામગીરી** અંકિત હોય છે. સર્વહારા વર્ગની સરમુખત્યારીનું રાજ્ય શાંતિની દિશામાં અવિરત જહેમતો કરતી વેળા દેશના સંરક્ષણને વધારે દૃઢ અને હથિયારબંધ દળોને વધારે તાકાતવાન બનાવે છે.

## સર્વહારા વર્ગની સરમુખત્યારી નવા પ્રકારની લોકશાહી

મૂડીવાદી વિચારકો અને તેમના સુધારાવાદી હજૂરિયાઓ મૂડીવાદી દુનિયાની ધારી લેવામાં આવેલી "સાર્વજનીન લોકશાહી", "સૌને માટેની લોકશાહી", વિશે જોરશોરથી દેકારા કરતા રહે છે. નોકરશાહી તરીકે તથા બિનલોકશાહી

શાસન તરીકે ગણાવી દેવામાં આવતી સર્વહારા વર્ગની સરમુખત્યારીની સામે તેઓ એ "વિશુદ્ધ" મૂડીવાદી લોકશાહી પેશ કરે છે.

વાસ્તવમાં વાત એથી ઊલટી જ છે. આપણે જોઈ ગયા કે બેહદ ઢોલ વગાડીને વખાણવામાં આવતી મૂડીવાદી લોકશાહી તો નાણાસમ્રાટોની સર્વશક્તિમત્તાને તેમ જ મહેનતકશ લોકોની વાસ્તવિક અધિકારહીન દશાને છુપાવી રાખવાનો ખાલી પડદો જ છે. મૂડીવાદી લોકશાહીનું લક્ષ્ય મૂડીવાદી પદ્ધતિને, અમીરોની નજીવી લઘુસંખ્યા તરફથી લાખોકરોડો મહેનતકશ લોકોના શોષણને, ચાલુ રાખવાનું છે.

કેવળ સર્વહારા વર્ગીય રાજ્ય જ ખરેખર લોકશાહીવાદી હોય છે. સર્વહારા વર્ગની સરમુખત્યારી ગુણાત્મક દૃષ્ટિએ **નવા પ્રકારની લોકશાહી** છે. લેનિને લખ્યું છે કે તે લોકોની ભારે બહુસંખ્યાની લોકશાહી છે અને તેમાં શોષકો તથા જુલમગારોને સ્થાન નથી હોતું. તે વિકાસની પ્રક્રિયા દરમિયાન **સમગ્ર જનતાની** સમાજવાદી લોકશાહીનું રૂપ વધારે ને વધારે પ્રમાણમાં ધારણ કરતી જાય છે.

સર્વહારા વર્ગની સરમુખત્યારીના સંજોગોમાં ખુદ તેના સ્વરૂપમાંથી, તેણે નિર્ધારિત કરેલાં લક્ષ્યો તથા કર્તવ્યોમાંથી, ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારની લોકશાહી ઉદ્‌ભવ પામે છે. સર્વહારા વર્ગ તમામ મહેનતકશ લોકો જોડે તથા લોકશાહીવાદી પરિબળો જોડે મક્કમ એકસંપીના આધારે જ, બહોળા લોકસમુદાયોના ટેકાના આધારે જ, શોષક વર્ગના પ્રતિકારને ખતમ કરી શકે, સત્તા જાળવી શકે, સમાજવાદનું નિર્માણ કરી શકે, અને એ રીતે લોકોનું જીવન સુખી બનાવી શકે. એટલે જ, **કામદાર વર્ગ** અને શહેરો તથા ગામોના બિનસર્વહારા વિભાગોની, સૌપ્રથમ તો **કિસાનોની**, **એકસંપી** સર્વહારા વર્ગની સરમુખત્યારીનો, સર્વહારા વર્ગીય રાજ્યની ખરેખરી લોકશાહીની એકદમ પરિપૂર્ણ તથા સર્વાંગી અભિવ્યક્તિનો, આધાર બની રહે છે, **સર્વોપરી સિદ્ધાંત** બની રહે છે.

કામદાર વર્ગ અને શહેરો તથા ગામોના મહેનતકશ લોકોની એકસંપી તેમનાં મૂળભૂત રાજકીય તથા આર્થિક હિતોની સમાનતા ઉપર, શોષણને નાબૂદ કરી નાખવાની તથા સમાજવાદનું નિર્માણ કરવાની સહસંબંધિત ઉત્સુકતા ઉપર, આધારિત હોય છે. કેવળ સમાજવાદ જ કામદારોને મૂડીવાદી રોજી-ગુલામીથી અને કિસાનો તથા બીજા બિનસર્વહારા મહેનતકશ વિભાગોને પાયમાલી તથા કંગાલિયતથી છુટકારો અપાવવા શક્તિમાન છે. શોષણની સામે તથા નૂતન સમાજવાદી પદ્ધતિ ખાતર સહિયારા સંઘર્ષ દરમિયાન જ કામદાર વર્ગ અને

મહેનતકશ લોકો તથા લોકશાહીવાદી પરિબળોની એકસંપી ઉદ્ભવ પામી હતી અને વિકસી રહી છે. તેમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીના અજેય સામર્થ્યનો સ્રોત અંકિત છે.

લેનિને નિર્દેશ કર્યો છે કે સર્વહારા વર્ગ માટે અર્ધ-સર્વહારા સ્તરો જોડે ખાલી એકસંપી જ નહિ પરંતુ પોતે જેમાં આગેવાનીની ભૂમિકા ભજવે એવી એકસંપી જરૂરી હોય છે. કિસાનો અને શહેરી નાના મૂડીદારો દુવિધામાં અટવાતા હોય છે. તેઓ એકીવેળાએ મહેનતકશ લોકો તથા નાના માલિકો હોય છે અને સર્વહારા વર્ગ તથા મૂડીદાર વર્ગ વચ્ચે ડોલતા રહે છે. માત્ર સર્વહારા વર્ગ, માર્ક્સવાદી પાર્ટીની આગેવાની ધરાવતો અને વધારેમાં વધારે અગ્રગામી તેમ જ સુસંગત રીતે ક્રાંતિકારી તથા સંગઠિત વર્ગ, તેમની દુવિધાઓને ખતમ કરી નાખવા, તેમને મૂડીદાર વર્ગથી અળગા ખેંચી લેવા તથા સમાજવાદના પંથે દોરી જવા, શક્તિમાન હોય છે.

સર્વહારા વર્ગીય લોકશાહીની અત્યંત મહત્ત્વની વિશિષ્ટતા એવી છે કે તે મહેનતકશ લોકોના અધિકારો ઘોષિત કરે છે એટલું જ નહિ પરંતુ એ અધિકારોના અમલ માટે સાનુકૂળ સંજોગો પણ પૂરા પાડે છે. સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં મહેનતકશ લોકોના અધિકારો મૂડીવાદી રાજ્યમાંના અધિકારો જેવા ખાલી નામ પૂરતા નથી હોતા પરંતુ મહેનતકશ લોકો વાસ્તવમાં દેશનો કારોબાર ચલાવે છે અને સમગ્ર આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક જીવનનું સંચાલન કરે છે.

સર્વહારા વર્ગીય રાજ્ય લોકશાહીવાદી અધિકારોના અમલ માટે જરૂરી ભૌતિક સવલતો પૂરી પાડીને તેની ખાતરી ઊભી કરે છે. ઉત્પાદનનાં તમામ સાધનો મહેનતકશ લોકોની માલિકીનાં હોય છે એટલે તેમને માટે દેશના અર્થતંત્રનું સંચાલન કરવાનું તથા કામ મેળવવાના અધિકારનો ઉપયોગ કરવાનું શક્ય બને છે. શાળાઓ, યુનિવર્સિટીઓ, વૈજ્ઞાનિક તથા સાંસ્કૃતિક સંસ્થાઓ, તેમ જ આરોગ્ય તથા વિશ્રામ કેંદ્રોના બંદોબસ્તમાં તેમને શિક્ષણ તેમ જ વિશ્રામના અધિકારોના અમલનું બહોળું ક્ષેત્ર સાંપડે છે. મહેનતકશ લોકોને છાપખાનાં, કાગળના જથ્થા, રેડિયો સ્ટેશનો, સર્વોત્તમ ઇમારતો, વગેરેની સગવડો પૂરી પાડવામાં આવે છે. એથી તેમને માટે અખબારી આઝાદી, વાણીસ્વાતંત્ર્ય, સંમેલનનો અધિકાર, સંગઠનની આઝાદી, વગેરે માણવાનું શક્ય બને છે.

મહેનતકશ લોકો સોવિયેતોમાં તથા રાજ્યનાં બીજાં ઘટકોમાં, સોવિયેતો

તરફથી સ્થાપવામાં આવેલ સંખ્યાબંધ સમિતિઓ તથા પંચોમાં, તેમ જ વિવિધ સામાજિક સંસ્થાઓમાં વ્યાપક પ્રવૃત્તિ મારફત દેશના રાજકીય જીવનમાં, રાજ્યના કારોબારમાં, સક્રિય ભાગ લે છે. ટૂંકામાં, લેનિને જણાવ્યું છે તેમ સર્વહારા વર્ગીય લોકશાહી કોઈ પણ મૂડીવાદી લોકશાહી કરતાં લાખો ગણી લોકશાહીવાદી છે.

## સર્વહારા વર્ગની સરમુખત્યારીનાં વિવિધ રૂપો

મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણ માત્ર સર્વહારા વર્ગની સરમુખત્યારી મારફત જ થઈ શકે. પરંતુ સંક્રમણના ગાળાનું અનિવાર્ય અંતસ્તત્ત્વ બની રહેતી સર્વહારા વર્ગની સરમુખત્યારી જુદા જુદા દેશોમાં જુદાં જુદાં રૂપો ધારણ કરી શકે. લેનિને જણાવ્યું છે કે "બધાં રાષ્ટ્રો સમાજવાદ અપનાવશે — એ તો અનિવાર્ય છે, પરંતુ સૌ બરાબર એકસરખી રીતે નહિ અપનાવે, દરેક રાષ્ટ્ર લોકશાહીના કોઈ ને કોઈ રૂપમાં, સર્વહારા વર્ગની સરમુખત્યારીના કોઈ ને કોઈ પ્રકારમાં, સામાજિક જીવનનાં વિવિધ પાસાંમાં સમાજવાદી રૂપાંતરોના નિરનિરાળા વેગમાં, પોતાનો કશોક ફાળો આપશે."*

સર્વહારા વર્ગની સરમુખત્યારીના રૂપનો આધાર સૌપ્રથમ તો સંબંધિત દેશના વાસ્તવિક ઐતિહાસિક સંજોગો ઉપર, એટલે કે આર્થિક વિકાસની કક્ષા, વર્ગ-પરિબળોની ગોઠવણી, વર્ગસંઘર્ષની ઉગ્રતા, તથા લોકોની રાષ્ટ્રીય અને ઐતિહાસિક પરંપરાઓ ઉપર, તેમ જ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઉપર હોય છે.

૧૯૧૭માં રશિયાના કામદાર વર્ગના ક્રાંતિકારી કદમના પરિણામે સર્વહારા વર્ગની સરમુખત્યારી **કામદારો, કિસાનો, અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોનો** રૂપમાં અસ્તિત્વમાં આવી. યુરોપ તથા એશિયાના બીજા કેટલાય દેશોમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીનું જુદું રૂપ, **જનતાની લોકશાહીનું** રૂપ, ઉદ્‌ભવ પામ્યું.

---

*વ્લા. ઈ. લેનિન, 'માર્ક્સવાદની વિકૃતિ અને સામ્રાજ્યવાદી અર્થવાદ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૩, પૃષ્ઠ ૬૯-૭૦.

સર્વહારા વર્ગની સરમુખત્યારીનાં જનતાની લોકશાહી તથા સોવિયેતો જેવાં રૂપો વચ્ચે શો ફરક છે?

પહેલી વાત — જનતાની લોકશાહીમાં બહુ-પાર્ટી પદ્ધતિ હોય છે, એટલે કે સમાજવાદી નિર્માણનું ધોરણ ધરાવતી અને કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાનીની ભૂમિકાને માન્ય કરતી ઘણી પાર્ટીઓ હોઈ શકે છે. દાખલા તરીકે બલ્ગારિયા, જર્મન લોકશાહી પ્રજાસત્તાક, પોલૅંડ, તથા ઝેકોસ્લોવાકિયામાં બહુ-પાર્ટી પદ્ધતિ છે. પરંતુ સોવિયેત યુનિયનમાં એક-પાર્ટી પદ્ધતિ છે કારણ કે રશિયાની નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓએ — દાખલા તરીકે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ — કોમ્યુનિસ્ટો જોડે સહકારનો ઇનકાર કરી દીધો હતો અને પ્રતિક્રાંતિકારીઓનો પક્ષ લીધો હતો.

બીજી વાત — જનતાની લોકશાહીની પદ્ધતિમાં પ્રજાકીય (રાષ્ટ્રીય) મોરચો, લોકોના અત્યંત વિવિધ વિભાગોને સમાજવાદના નિર્માણ માટે એકસૂત્રે સાંકળી લેતું લોકવ્યાપી સંગઠન, હોય છે. પ્રજાકીય મોરચામાં કામદાર વર્ગ, કિસાનો, બુદ્ધિજીવીઓ, તેમ જ નાના મૂડીદારો તથા મધ્યમ મૂડીદાર વર્ગના અમુક હિસ્સાની એકસંપી અંકિત હોય છે, અને કામદાર વર્ગ તથા તેની પાર્ટી તેમાં આગેવાનીની ભૂમિકા ભજવે છે.

ત્રીજી વાત — યુરોપમાં જનતાની લોકશાહીઓમાં પહેલેથી પ્રવર્તિત સંસદીય રૂપો તથા પરંપરાઓનો ઉપયોગ મૂડીવાદની સામે તથા સમાજવાદ માટેના સંઘર્ષમાં કરવામાં આવે છે. પરંતુ રશિયામાં આપખુદશાહી હતી, સંસદીય પદ્ધતિનો બહોળો વિકાસ નહોતો થયો, અને સ્થાપિત સંસદીય પરંપરાઓ જેવું કશું નહોતું.

સામ્રાજ્યવાદ કમજોર બની ગયો છે અને દુનિયામાં પરિબળોનો સહસંબંધ સમાજવાદની તરફેણમાં પલટાઈ રહ્યો છે ત્યારે, એવા સંજોગોમાં, સર્વહારા વર્ગની સરમુખત્યારીના રૂપ તરીકે જનતાની લોકશાહી સમાજવાદી ક્રાંતિના વિશિષ્ટ વિકાસને પ્રતિબિંબિત કરે છે. વળી તે વિકાસનો સમાજવાદી પંથ અપનાવનારા દેશોની ઐતિહાસિક તથા રાષ્ટ્રીય પરંપરાઓ ઉપર પણ આધારિત છે.

હાલ સુધી ઇતિહાસમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીનાં બે રૂપો — સોવિયેતો અને જનતાની લોકશાહી — અસ્તિત્વમાં આવ્યાં છે. પરંતુ સર્વહારા વર્ગની સરમુખત્યારીનાં બીજાં રૂપોનો ઉદ્ભવ પણ શક્ય છે. એવા દાખલાઓમાં પણ કામદાર વર્ગ તથા તેની માર્ક્સવાદી પાર્ટીની આગેવાનીની ભૂમિકા એકદમ

અનિવાર્ય છે. લેનિને નિર્દેશ કર્યો છે કે "મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણ રાજકીય રૂપોની ભારે વિપુલતા અને વિવિધતા પેદા કર્યા વગર બેશક ન જ રહી શકે, પરંતુ સારતત્ત્વ તો અનિવાર્ય રીતે એકનું એક જ રહેવાનું—સર્વહારા વર્ગની સરમુખત્યારી".*

## સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં માર્ક્સવાદી પાર્ટીની આગેવાનીની ભૂમિકા

કામદાર વર્ગની અગ્રગામી, રાજકીય જાગૃતિ ધરાવતી, અને સુસંગઠિત ટુકડી તરીકે માર્ક્સવાદી પાર્ટી મૂડીદાર વર્ગના રાજકીય શાસનને ઉથલાવી પાડનારું તથા સર્વહારા વર્ગની સ્થાપના કરનારું અગ્રિમ પરિબળ બની રહે છે. સત્તા કબજે કરી લેવાનું કામ મુશ્કેલ હોય છે, પરંતુ તેને જાળવી રાખવાનું, ઉથલાવી પાડવામાં આવેલા મૂડીદાર વર્ગને અંતિમ રૂપે પરાજિત કરી દેવાનું, કામ એથી ઘણું વધારે મુશ્કેલ હોય છે, અને લાખોકરોડો કિસાનો તથા બીજા નાના માલિકોની ખાનગી મિલકત ધરાવવાની સહજવૃત્તિઓને ખતમ કરી નાખવાનું, તેમને મૂડીદાર વર્ગથી અળગા ખેંચી લેવાનું અને રાજકીય જાગૃતિના આધારે સમાજવાદનું નિર્માણ કરનારા ઈન્સાનોમાં પલટાવી નાખવાનું, કામ તો કલ્પી પણ ન શકાય એટલું વધારે મુશ્કેલ છે (લેનિનના શબ્દોમાં હજાર ગણું મુશ્કેલ છે). કામદાર વર્ગ એકદમ પાકું સંગઠન ધરાવતો હોય તથા કડકમાં કડક શિસ્તનું પાલન કરતો હોય અને પોતે પસંદ કરેલો પંથ ખરો હોવાનો આત્મવિશ્વાસ ધરાવતો હોય તો જ એવાં અત્યંત મુશ્કેલ કર્તવ્યો પાર પાડી શકે અને સમાજવાદ તથા સામ્યવાદનું નિર્માણ કરી શકે. કેવળ **માર્ક્સવાદી પાર્ટી** જ સર્વહારા વર્ગનું સંગઠન સાધી શકે, તેની હરોળોમાં લોખંડી શિસ્ત જાળવી શકે, કામદાર વર્ગને કેળવણી આપી શકે તથા નિમ્ન-મૂડીવાદી અસરથી બચાવી શકે, તેની રાજકીય પ્રવૃત્તિઓનું સંચાલન કરી શકે અને એ રીતે તમામ મહેનતકશ લોકોની ઉપર પ્રભાવ પાડી શકે. એટલે "લોખંડી અને સંઘર્ષમાં ઘડાયેલી પાર્ટી વગર, સંબંધિત વર્ગના તમામ ઈમાનદાર લોકોનો પૂરો વિશ્વાસ

*વ્લા. ઇ. લેનિન, ચૂંટેલી કૃતિઓ, ગ્રંથ ૨, ખંડ ૧, ૧૯૫૧, પૃષ્ઠ ૨૩૪.

ધરાવતી પાર્ટી વગર, લોકસમુદાયોના મનોભાવને પારખી લેવા તથા પ્રભાવિત કરવા શક્તિમાન પાર્ટી વગર...* સમાજવાદના સફળ નિર્માણની કલ્પના પણ અશક્ય છે.

માર્ક્સવાદી-લેનિનવાદી પાર્ટી સમાજવાદી ક્રાંતિના વિજય પછી શાસક વર્ગની પાર્ટી બની જાય છે. એથી તેને શિરે ખાસ જવાબદારી આવી જાય છે અને કામદાર વર્ગની આગેવાનીની તેની ભૂમિકા બેહદ વધી જાય છે. પાર્ટી સામાજિક વિકાસના વસ્તુગત નિયમોનું જ્ઞાન લાગુ કરીને અને લોકોના ક્રાંતિકારી અનુભવની તારવણી તથા ઉપયોગ કરીને સર્વહારા વર્ગીય રાજ્યની સમગ્ર આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું સંચાલન કરે છે. તે દેશના જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં એકસરખી રાજકીય નીતિ ઘડી કાઢે છે અને તેના અમલને સુનિશ્ચિત બનાવવાની કામગીરી કરે છે.

સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં માર્ક્સવાદી પાર્ટીની એકતાનું મહત્ત્વ અગાઉ ક્યારેય ન રહ્યું હોય એટલું વધી જાય છે. પાર્ટીના બધા સભ્યોમાં નિર્ધાર તથા કદમની એકતા હોય તો જ તે સમાજની આગેવાની કરી શકે, કામદાર વર્ગના શાસનને જાળવી તથા મક્કમ બનાવી શકે, અને સમાજવાદ તથા સામ્યવાદના નિર્માણની સંઘટના કરી શકે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી અને બીજા બધા સમાજવાદી દેશોની કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓ પાર્ટીની એકતાને નબળી પાડી દેવાની કોશિશ કરનારા તમામ જૂથવાદીઓ તથા મતભેદ-શૂરાઓનો કટ્ટર સામનો કરે છે.

માર્ક્સવાદી પાર્ટી આગેવાનીની ભૂમિકા રાજ્યનાં સંઘટનો તથા સંખ્યાબંધ સામાજિક સંગઠનોની—ટ્રેડ યુનિયનો, સહકારીઓ, તેમ જ તરુણોની, કલાકારોની, તથા બીજી તરેહવાર સંસ્થાઓની—પદ્ધતિ મારફત ભજવે છે. પાર્ટી એ સંઘટનોની જહેમતોને એકસૂત્રે સાંકળી લે છે અને લક્ષ્યની દિશામાં વાળે છે. તે રાજ્યનાં તથા બીજાં સંઘટનોનું સ્થાન ખુદ નથી લઈ લેતી પરંતુ તેમની પહેલકદમીને બને એટલો વધારેમાં વધારે પ્રવેગ આપે છે અને તેમની પ્રવૃત્તિઓમાં લોકશાહીના વધારેમાં વધારે વ્યાપક અમલની કોશિશ કરે છે. રાજ્યનાં સંઘટનો તથા સામાજિક સંગઠનોના તંત્ર મારફત પાર્ટી લાખોક્રોડો મહેનતકશ લોકો જોડે સંકળાયેલી રહે છે, તેમને શીખવે છે તથા કેળવે છે,

---

*વ્લા. ઇ. લેનિન, '"ઉગ્રવાદી" સામ્યવાદ—બાલિશ બીમારી', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૧, પૃષ્ઠ ૪૪.

અને તેમની પાસેથી શીખે છે. પાર્ટી લોકોની જોડે તેમ જ લોકોનું બહોળું પ્રતિનિધિત્વ અંકિત કરતા સમગ્ર સર્વહારા વર્ગીય રાજ્યની જોડે મળીને સમાજવાદી નિર્માણની મુખ્ય સમસ્યાઓને ઉકેલે છે.

માર્ક્સવાદી પાર્ટી સર્વહારા વર્ગીય રાજ્યને વધારે મજબૂત બનાવવાની, લોકશાહીને વિકસાવવાની, દેશના કારોબારમાં વધારે ને વધારે લોકોને સાંકળી લેવાની, કામગીરી સતત કરતી રહે છે. સામ્રાજ્યવાદની સામે સંઘર્ષ દરમિયાન પાર્ટી અને લોકો વચ્ચે ઘડાયેલા બહોળા સંબંધો સર્વહારા વર્ગની સરમુખત્યારીના ગાળામાં વિકસીને **પાર્ટી અને લોકોની મક્કમ એકતા**નું રૂપ ધારણ કરી લે છે. માર્ક્સવાદી પાર્ટીના સામર્થ્યનો સ્રોત અને તેના મહાન ધ્યેયની સફળતાની બાંયધરી તેમાં જ છે.

## ૪. સમાજવાદી રાજ્ય

આર્થિક આધારના દૃઢીકરણથી સમાજવાદી ઉપલા માળખામાં, ખાસ કરીને રાજ્ય તથા તેની કામગીરીઓમાં, પરિવર્તનો થયાં. હવે અમે એ પરિવર્તનોનું પરીક્ષણ કરીશું.

### સમગ્ર જનતાનું રાજ્ય

સમાજવાદી નિર્માણ પૂરું થઈ જાય એટલે સર્વહારા વર્ગની સરમુખત્યારી **સમગ્ર જનતાના રાજ્યમાં** પલટાઈ જાય છે, સમગ્ર જનતાનું રાજકીય સંઘટન બની જાય છે, અને તેમાં કામદાર વર્ગ તથા તેની મોખરાની હરોળ, કોમ્યુનિસ્ટ પાર્ટી, આગેવાનીની ભૂમિકા ભજવે છે.

સોવિયેત સંઘના બંધારણમાં જણાવવામાં આવ્યું છે કે એ રાજ્યનાં મુખ્ય કર્તવ્યોમાં "સામ્યવાદના ભૌતિક તથા ટેકનિકલ આધારનું સર્જન કરવાની, સમાજવાદી સામાજિક સંબંધોને પૂર્ણ રૂપે વિકસાવવાની તથા સામ્યવાદી સંબંધોમાં રૂપાંતરિત કરવાની, સામ્યવાદી સમાજના નાગરિકનું ઘડતર કરવાની, મહેનતકશ લોકોનાં જીવનધોરણો તથા સાંસ્કૃતિક ધોરણોનો ઉત્કર્ષ સાધવાની, દેશની સલામતીની પાકી ખાતરી ઊભી કરવાની, તેમ જ શાંતિને વધારે મક્કમ બનાવવાની તથા આંતરરાષ્ટ્રીય સહકારને વધારે વિકસાવવાની"* બાબતો સામેલ છે.

* 'સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘનું બંધારણ (મૂળભૂત કાનૂન)', મોસ્કો, ૧૯૭૭, પૃષ્ઠ ૧૪–૧૫.

સમગ્ર જનતાના રાજ્યનું એક વિશિષ્ટ લક્ષણ એવું છે કે શોષક વર્ગોને દબાવી દેવાની કામગીરી તેને નથી કરવી પડતી કારણ કે એવા વર્ગોનું અસ્તિત્વ સમાજવાદના વિજયના પરિણામે ખતમ થઈ ગયું હોય છે. પરંતુ તેનો અર્થ એવો નથી કે કામદાર વર્ગ વર્ગસંઘર્ષથી તદ્દન અળગો થઈ ગયો હોય — સહકારી ખેતીના કિસાનો તથા મહેનત કરતા બુદ્ધિજીવીઓ સાથે ગાઢ એકતા સાધીને **આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ** તેમ જ **મૂડીવાદી તથા નિમ્ન-મૂડીવાદી વિચારસરણી સામે** વર્ગસંઘર્ષ લડે છે. એ ઉપરાંત, સમાજવાદી સમાજના કાનૂનો, ધોરણો, તથા સિદ્ધાંતોનો ભંગ કરનારા માણસોના સંબંધમાં તે સમગ્ર જનતાના પીઠબળ, જાગૃતિ, તથા સંગઠનના આધારે **બળજબરીનાં** જરૂરી કદમો ઉઠાવે છે.

સર્વહારા વર્ગની સરમુખત્યારી અને સમગ્ર જનતાનું રાજ્ય ગુણાત્મક દૃષ્ટિએ જુદા જુદા પ્રકારોનાં રાજ્યો નથી. વાસ્તવમાં તેઓ સમાજવાદી પ્રકારના રાજ્યના તબક્કાઓ જ છે. સમગ્ર જનતાનું રાજ્ય સર્વહારા વર્ગની સરમુખત્યારીના ધ્યેયને ચાલુ રાખે છે અને સામ્યવાદી સમાજના નિર્માણની સંઘટના કરે છે. તેનો સામાજિક આધાર કામદાર વર્ગ, સામૂહિક ખેતીના કિસાનો, તથા બુદ્ધિજીવીઓનો છે, અને તેમાં કામદાર વર્ગ — સમાજવાદી સમાજનું વધારેમાં વધારે અગ્રગામી, સંગઠિત, તથા જાગૃત પરિબળ — આગેવાનીની ભૂમિકા ભજવે છે. સમગ્ર જનતાનું રાજ્ય સર્વહારા વર્ગની સરમુખત્યારીના મુખ્ય અંતસ્તત્ત્વને — સર્વહારા વર્ગીય સમાજવાદી લોકશાહીને — વિકાસની નવી ઉચ્ચતર કક્ષાએ પહોંચાડી દે છે. તે સર્વહારા વર્ગની સરમુખત્યારીની બુનિયાદી કામગીરીઓને — આપણે જોઈ ગયા તેમ શોષકોને દબાવી દેવાના કાર્ય સિવાય બાકીની કામગીરીઓને — ચાલુ રાખે છે તથા વિકસાવે છે.

એટલે સમાજવાદી રાજ્ય લોકોના અધિકારો તથા આઝાદીઓની તેમ જ સમાજવાદી ધારાધોરણની અચૂક રખેવાળી કરે છે. રાજ્ય સમાજવાદના આર્થિક આધારની, સમાજવાદી મિલકતની, સલામતીની ખાસ તકેદારી રાખે છે કારણ કે તેના સર્વાંગી વિકાસ તથા વૃદ્ધિમાં સફળ સામ્યવાદી નિર્માણની અનિવાર્ય શરત અંકિત છે. **સમાજવાદી મિલકતની તેમ જ સોવિયેત નાગરિકોના અધિકારો તથા આઝાદીઓની રક્ષા અને સમાજવાદી કાનૂન તથા વ્યવસ્થાની જાળવણી** સમાજવાદી રાજ્યની મહત્ત્વની કામગીરીઓ છે. તેના અસ્તિત્વની આરંભિક કક્ષામાં ઉદ્ભવ પામેલી એ કામગીરીઓ સમાજવાદમાં પૂર્ણ રૂપે વિકાસ પામી છે.

સોવિયેત સંઘમાં સમાજવાદનો વિજય થતાં સમાજવાદી રાજ્યની મુખ્ય

કામગીરીઓનો, અર્થતંત્રની સંઘટના તથા સાંસ્કૃતિક કેળવણીની કામગીરીઓનો, સર્વાંગી વિકાસ થયો.

ઝડપી આર્થિક વિકાસને કારણે **અર્થતંત્રની સંઘટનાની કામગીરી** ઘણી વધારે જટિલ તથા બહુમુખી બની ગઈ. મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળામાં અર્થતંત્રની સંઘટનાના ક્ષેત્રે રાજ્યની પ્રવૃત્તિઓનું લક્ષ્ય મૂડીવાદી પરિબળોની ઉપર સમાજવાદી પરિબળોનો વિજય સુનિશ્ચિત બનાવવાનું હતું, પરંતુ સમાજવાદનું નિર્માણ થઈ જતાં હવે લક્ષ્ય સામ્યવાદના ભૌતિક તથા ટેકનિકલ આધારનું સર્જન કરવાનું, સમાજવાદી સંબંધોને સામ્યવાદી સંબંધોમાં રૂપાંતરિત કરવાનું, અને લોકોનાં સુખસગવડમાં વધારો કરવાનું છે. શ્રમના પ્રમાણ તથા ઉપભોગના પ્રમાણના નિયંત્રણમાં રાજ્ય વધતી જતી ભૂમિકા ભજવી રહ્યું છે.

સમાજવાદનું નિર્માણ થઈ ગયું એટલે **સાંસ્કૃતિક કેળવણીના સંબંધમાં** સોવિયેત રાજ્યની કામગીરીમાં મોટું પરિવર્તન થયું. લોકોની જાગૃતિ અને વિકાસની કક્ષા જેમ જેમ ઊંચી બનતી જાય તેમ તેમ સામ્યવાદમાં સંક્રમણ વધારે ઝડપી બનતું જાય. ભૂતકાળના અવશેષોના બોજાથી મુક્ત નૂતન માનવીનું ઘડતર, સર્વાંગી તથા ગહન શિક્ષણ ધરાવતા અને દેશના લાભમાં પોતાના કામને ફરજ નહિ પરંતુ પોતાની પ્રાણભૂત જરૂરિયાત, જીવનનું ધ્યેય, ગણતા જાગૃત મહેનતકશ ઇન્સાનનું ઘડતર—સામ્યવાદી નિર્માણના મુખ્ય કર્તવ્યોમાંનું એક એવું છે.

સમાજવાદમાંથી સામ્યવાદમાં ધીરે ધીરે સંક્રમણના ગાળામાં સોવિયેત રાજ્યની **વિદેશનીતિ સંબંધી કામગીરીઓ** આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ગંભીર પરિવર્તનોને કારણે વિસ્તૃત બને છે. **સમાજવાદી દેશો સાથે બંધુભાવી સહકારને વધારે મક્કમ બનાવવો તથા વિકસાવવો**—વિશ્વ સમાજવાદી પદ્ધતિના ઉદયના કારણે સોવિયેત રાજ્યે બજાવવાની નવી કામગીરી એવી છે. બીજી એક નવી કામગીરી **સાંસ્થાનિક તથા નવસાંસ્થાનિક પીડનથી છુટકારો મેળવવાના પ્રજાઓના સંઘર્ષને ટેકો આપવાની** છે. સોવિયેત રાજ્યે **સાર્વત્રિક શાંતિ માટે જહેમતો કરવાની** તેમ જ **બધા દેશો જોડે ધોરણસરના સંબંધો જાળવી રાખવાની** કામગીરીને ચાલુ રાખી છે તથા વિસ્તારી છે.

સાથે સાથે જ, રાજ્ય દેશના સંરક્ષણ સામર્થ્યમાં દરેક રીતે વધારો કરતું રહે છે કારણ કે આક્રમક યુદ્ધોનું જોખમ અંકિત કરતો સામ્રાજ્યવાદ જ્યાં સુધી અસ્તિત્વમાં છે ત્યાં સુધી કોઈ પણ સમાજવાદી દેશ પોતાને આક્રમણના ભયથી

મુક્ત ન જ ગણી શકે. સમાજવાદી માતૃભૂમિનું રક્ષણ, ખાતરીબંધ સંરક્ષણ તથા સલામતીનો પાકો બંદોબસ્ત, અને સોવિયેત સશસ્ત્ર દળોના સામર્થ્યમાં વૃદ્ધિની બાબતો સમાજવાદી રાજ્યની મહત્ત્વની કામગીરીઓ બની રહે છે. સાથે સાથે જ, સોવિયેત યુનિયન બીજા સમાજવાદી દેશો જોડે મળીને સમગ્ર સમાજવાદી પદ્ધતિની સલામતી તથા સંરક્ષણ સુનિશ્ચિત બનાવવાની બાબતને પોતાની આંતરરાષ્ટ્રવાદી ફરજ ગણે છે.

## સમાજવાદી લોકશાહીનો અધિક વિકાસ

લોકશાહીના અધિક વિકાસ વગર, સમાજવાદી નિર્માણમાં તમામ લોકોની સક્રિય સામેલગીરી વગર, તો સામ્યવાદના નિર્માણની જબ્બર સમસ્યાઓના ઉકેલની કલ્પના પણ ન થઈ શકે.

સમાજવાદમાંથી સામ્યવાદમાં ધીરે ધીરે સંક્રમણના ગાળામાં સમાજવાદી રાજ્ય લોકશાહીને વધારે વિસ્તારવાની તેમ જ અર્થતંત્રની સંઘટના તથા સાંસ્કૃતિક કેળવણી સંબંધી પ્રવૃત્તિમાં સુધારણા આણવાની દિશામાં વિકાસ પામે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે **"સમાજવાદી લોકશાહીનું સર્વાંગી વિસ્તરણ તથા સુધારણા, રાજ્યના કારોબારમાં તેમ જ આર્થિક તથા સાંસ્કૃતિક નિર્માણના સંચાલનમાં તમામ નાગરિકોની સક્રિય સામેલગીરી, રાજ્યના તંત્રમાં સુધારણા, અને રાજ્યની પ્રવૃત્તિનું લોકો તરફથી વધારે ને વધારે નિયંત્રણ સામ્યવાદના નિર્માણના ગાળામાં સમાજવાદી રાજ્યત્વના વિકાસની મુખ્ય દિશા બની રહે છે."***

તાજેતરનાં વર્ષોમાં પાર્ટી તથા સરકારે પાર્ટી-જીવન તથા સરકારી પ્રવૃત્તિઓનાં લેનિનવાદી ધોરણો ફરી સ્થાપ્યાં છે અને સોવિયેત લોકશાહીને વધારે વિસ્તારવામાં આવી રહી છે. સ્થાનિક પહેલકદમીને વધારેમાં વધારે પ્રોત્સાહનની સાથે કેંદ્રીકૃત નેતાગીરીનો સમુચિત સમન્વય તેમ જ સંઘટક પ્રજાસત્તાકો, સ્થાનિક સરકારી ઘટકો, તથા આર્થિક કારોબારના સંચાલકોના અધિકારોનું વિસ્તરણ સુનિશ્ચિત બનાવતા લોકશાહી કેંદ્રવાદના લેનિનવાદી સિદ્ધાંતનો સર્વાંગી વિકાસ સાધવામાં આવ્યો છે.

---

*'સામ્યવાદનો પંથ', મોસ્કો, ૧૯૬૨, પૃષ્ઠ ૫૪૮.

ધારાકીય, વહીવટી-પ્રાદેશિક તંત્ર સંબંધી, અને આર્થિક, રાજ્ય સંબંધી, તથા સાંસ્કૃતિક વિકાસનાં બીજાં મહત્ત્વનાં ક્ષેત્રોમાં વિધાન ઘડવાની જવાબદારી સંઘટક પ્રજાસત્તાકોને આપવામાં આવી છે. જનતાના પ્રતિનિધિઓની સોવિયેતો સામ્યવાદી નિર્માણમાં વધતી જતી ભૂમિકા ભજવી રહી છે. સોવિયેતોનું સ્વરૂપ જ એવું છે કે તેઓ સદા કેવળ રાજ્યનાં સંઘટનો જ નહિ પરંતુ સાર્વજનિક સંગઠનો પણ બની રહી છે, આજે પણ છે, અને સમાજ જેમ જેમ સામ્યવાદની દિશામાં આગેકૂચ કરતો જાય છે તેમ તેમ તેમની પ્રવૃત્તિઓમાં લોકોની વધતી જતી તથા પ્રત્યક્ષ સામેલગીરીને કારણે વધારે ને વધારે પ્રમાણમાં એવી બનતી જાય છે. દાખલા તરીકે, સોવિયેતોની કાર્યવાહક સમિતિઓ તરફથી સ્થાપવામાં આવેલ સ્થાયી પંચો, બિન-સ્ટાફ વિભાગો, જનતાનાં સ્વૈચ્છિક નિરીક્ષણ સંઘટનો, વિદ્યાલયો, અવેતન શિક્ષક જૂથો, વગેરેની પ્રવૃત્તિઓમાં ૩૧ મિલિયનથી વધારે કાર્યકરો ભાગ લે છે.

સોવિયેત યુનિયનની ૨૪મી કૉંગ્રેસમાં રજૂ થયેલી દરખાસ્તો મુજબ, પ્રતિનિધિના દરજ્જા સંબંધી કાનૂન અપનાવવામાં આવ્યો હતો. તેમાં પ્રતિનિધિઓના અધિકારો તથા ફરજોનું અને તેમના સંબંધમાં રાજ્યનાં તથા સાર્વજનિક સંઘટનોની ફરજોનું સ્પષ્ટ નિરૂપણ કરવામાં આવ્યું હતું. ગામની, કસબાની, જિલ્લાની, તથા શહેરની સોવિયેતો વિશે કાનૂનો અપનાવીને તેમના વહીવટ હેઠળના પ્રદેશોમાં આર્થિક, સામાજિક, તથા સાંસ્કૃતિક જીવનના સંચાલનમાં તેમની ભૂમિકા વધારવામાં આવી હતી. પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં નિર્દેશ કરવામાં આવ્યો હતો કે પ્રદેશ, ક્ષેત્ર, તથા વિસ્તારની સોવિયેતોના અખત્યારનું નિરૂપણ કરતા કાનૂનો અપનાવવાની યોજનાઓ ઘડવામાં આવી છે.

૧૯૭૭ના ઑક્ટોબરની ૭મી તારીખે **સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘનું બંધારણ (મૂળભૂત કાનૂન) — વિકસિત સમાજવાદના જીવનનો કાનૂન —** અપનાવવામાં આવ્યું હતું. તેમાં વિકસિત સમાજવાદનું, તેની આર્થિક તથા રાજકીય પદ્ધતિ અને સામાજિક તંત્ર તથા બૌદ્ધિક વિકાસ તેમ જ વિદેશનીતિનું, સંપૂર્ણ ચિત્ર આપવામાં આવ્યું છે અને સમાજવાદી લોકશાહીની મહાન સિદ્ધિઓ, નાગરિકોના વિસ્તૃત અધિકારો તથા આઝાદીઓ તેમ જ ફરજો, સોવિયેત સંઘનું રાષ્ટ્રીય-રાજ્ય તંત્ર, સત્તા તથા વહીવટનાં ઘટકોની પદ્ધતિ, અને રાજ્યત્વના બીજા મહત્ત્વના સિદ્ધાંતો નિર્દેશિત છે.

સમાજવાદી સમાજમાં લોકશાહીનો વિકાસ **મહેનતકશ લોકોનાં વ્યાપક સાર્વજનિક સંગઠનોની** — ટ્રેડ યુનિયનો, લેનિનવાદી તરુણ સામ્યવાદી લીગ,

સહકારીઓ, અને સાંસ્કૃતિક તથા શૈક્ષણિક સંસ્થાઓની—**ભૂમિકાની વૃદ્ધિમાં** વ્યક્ત થાય છે. સાર્વજનિક સંગઠનો હંમેશાં કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત સરકારના વફાદાર સહાયકો, તેમની નીતિનાં વાહનો, રહ્યાં છે, અને સામ્યવાદી નિર્માણ દરમિયાન રાજ્યની મહત્ત્વની સમસ્યાઓના ઉકેલમાં એ સંગઠનોની કામગીરીઓ નિરંતર વધતી રહેશે.

ટ્રેડ **યુનિયનો** આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસના ક્ષેત્રોમાં વધતી જતી ભૂમિકા ભજવે છે. તેઓ સામ્યવાદી કેળવણીની શાળા, આર્થિક કારોબારની શાળા, બની રહ્યાં છે.

પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં કેંદ્રીય સમિતિ તરફથી રજૂ કરવામાં આવેલા રિપોર્ટમાં જણાવવામાં આવ્યું હતું કે ટ્રેડ યુનિયનો ઉત્પાદનમાં, માનવીની સર્જનાત્મક શક્તિઓના ઉપયોગના મૂળભૂત ક્ષેત્રમાં, લોકશાહીના અમલને સીધી રીતે વિસ્તારે છે. તેમનું મુખ્ય કર્તવ્ય મહેનતકશ લોકોના અધિકારો તથા હિતોની રક્ષા કરવાનું અને રોજિંદા સામાજિક સવાલોને ઉકેલવાની પ્રવૃત્તિ સતત ચલાવવાનું છે. ટ્રેડ યુનિયનોની પૂરી જહેમતો મહેનતકશ ઇન્સાનનાં હિતોની રક્ષામાં લગાવવામાં આવે છે એટલે તેઓ ઉત્પાદન વધારવાની, શ્રમ-શિસ્તના પાલનનો બંદોબસ્ત વધારે પાકો બનાવવાની, તથા શ્રમની ઉત્પાદકતા વધારવાની બાબતો જોડે સંકળાયેલાં હોય છે.

**તરુણ સામ્યવાદી લીગના** સભ્યો સામ્યવાદી નિર્માણમાં તથા તરુણ લોકોની સામ્યવાદી કેળવણીમાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે. હાલ તરુણ સામ્યવાદી લીગ સમક્ષ ઉપસ્થિત કર્તવ્ય આર્થિક તથા સાંસ્કૃતિક નિર્માણમાં, દેશના રાજકીય કારોબારમાં, તરુણ લોકોની સામેલગીરી વધુ વિસ્તારવાનું તેમ જ તરુણ નરનારીઓમાં ઊંચી કક્ષાની વૈચારિક જાગૃતિ તથા પાર્ટીના ધ્યેય અંગે નિષ્ઠા, સમાજવાદી માતૃભૂમિ તરફ પ્રેમ, તેનું રક્ષણ કરવાની તત્પરતા, સમાજવાદી દેશોના લોકો તરફ બંધુભાવી મિત્રતાની લાગણી, અને તમામ શોષિત તથા પીડિત લોકો જોડે આંતરરાષ્ટ્રીય ઐક્યની ભાવના કેળવવાનું છે.

**સહકારીઓનું** (સામૂહિક ખેતરો, ઉપભોક્તા અને બીજી સહકારી સંસ્થાઓ) મહત્ત્વ વધી રહ્યું છે, અને સર્જનાત્મક સંઘોની તેમ જ વૈજ્ઞાનિક, વૈજ્ઞાનિક-ટેકનિકલ, સાંસ્કૃતિક તથા શૈક્ષણિક, અને ખેલકૂદનાં તથા બીજાં મંડળો તથા સમાજોની સંખ્યા વધી રહી છે.

કામનાં સામૂહિક સંઘટનોની ભૂમિકા પણ સતત વધી રહી છે. સોવિયેત સંઘના બંધારણમાં નોંધ લેવામાં આવી છે કે તેઓ રાજ્યની તથા સાર્વજનિક

બાબતોના પરીક્ષણ તથા નિરાકરણમાં, ઉત્પાદન તથા સામાજિક વિકાસના આયોજનમાં, માણસોની તાલીમ તથા ગોઠવણીમાં, ઉદ્યોગધંધાઓ તથા કાર્યાલયોના સંચાલનને લગતા સવાલો પતાવવામાં, કામના તથા જીવનના સંજોગો સુધારવાના, તેમ જ ઉત્પાદન વધારવા અને સામાજિક તથા સાંસ્કૃતિક હેતુઓ અને ભૌતિક ઉત્તેજનો માટે ફાળવવામાં આવતાં નાણાભંડોળોના વહીવટમાં ભાગ લે છે. કામનાં સામૂહિક સંઘટનો સમાજવાદી સ્પર્ધાને, કામની અદ્યતન રીતોના ફેલાવાને, તથા શ્રમ-શિસ્તના વધારે અસરકારક પાલનને પ્રવેગ આપે છે, સભ્યોમાં સામ્યવાદી આચરણની ભાવના કેળવે છે, અને તેમની રાજકીય જાગૃતિ, સાંસ્કૃતિક ધોરણ, તથા ધંધાકીય કુશળતાનો ઉત્કર્ષ સાધે છે.

જેમ જેમ સમાજ સામ્યવાદની દિશામાં આગેકૂચ કરતો જશે તેમ તેમ રાજ્યનાં સંઘટનોની હાલની કેટલીક કામગીરીઓ ધીરે ધીરે કામનાં સામૂહિક સંઘટનોની સાર્વજનિક સંસ્થાઓને સુપરત થતી જશે.

સમાજવાદી લોકશાહીનો વિકાસ રાજ્યની વધારે મજબૂતી ઉપર, સમાજની વધારે વ્યાપક સંઘટના ઉપર, તેમ જ સમાજવાદી કાનૂન અને વ્યવસ્થા તથા શિસ્તના વધારે અસરકારક પાલન જોડે સીધી રીતે સંકળાયેલો છે. પાર્ટી એ લક્ષ્યને ધ્યાનમાં રાખીને સોવિયેત કાનૂનોમાં તેમ જ મિલિશિયા, સરકારી વકીલો, અદાલતો, તથા ન્યાય સંબંધી ઘટકોની કામગીરીમાં સુધારણા કરવાની જહેમતો હંમેશાં કરતી રહે છે.

## સામ્યવાદી નિર્માણમાં સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની વધતી જતી ભૂમિકા

સોવિયેત સંઘના બંધારણમાં નિર્દેશ કરવામાં આવ્યો છે કે સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી સોવિયેત સમાજનું માર્ગદર્શક તથા સંચાલક પરિબળ છે અને તેની રાજ્ય પદ્ધતિ તેમ જ રાજ્યનાં તથા સાર્વજનિક સંગઠનોનું કેંદ્રક છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી જનતા ખાતર અસ્તિત્વમાં છે અને જનતાની સેવા બજાવે છે. માર્ક્સવાદ-લેનિનવાદના સિદ્ધાંતનું સાધન ધરાવતી કોમ્યુનિસ્ટ પાર્ટી સમાજના વિકાસની સામાન્ય દિશાઓને તેમ જ સોવિયેત સંઘની ગૃહ તથા વિદેશ નીતિનાં લક્ષ્યોને નિર્ધારિત કરે છે, સોવિયેત જનતાના

મહાન રચનાત્મક કાર્યનું સંચાલન કરે છે, અને સામ્યવાદના વિજય માટે તેના સંઘર્ષને આયોજિત, પદ્ધતિસર, તથા સિદ્ધાંતો પર આધારિત રૂપ આપે છે. સઘળાં પાર્ટી સંઘટનો સોવિયેત સંઘના બંધારણના માળખાની અંદર કામગીરી કરે છે. પાર્ટી સામ્યવાદ ખાતર સંઘર્ષ લડવાના વિચારને ચોક્કસ તથા વાસ્તવિક કર્તવ્યોના રૂપમાં રાજ્યનાં તથા સાર્વજનિક સંગઠનોની પદ્ધતિ મારફત લોકસમુદાયોની ચેતનામાં પહોંચાડે છે, અને દરેક સામૂહિક સંઘટનની, સમગ્ર સોવિયેત જનતાની, જહેમતોને એ કર્તવ્યોની સિદ્ધિની દિશામાં વાળે છે.

આગળ વિકાસ દરમિયાન કોમ્યુનિસ્ટ પાર્ટીની ભૂમિકા વધતી જાય છે. તેમાં સામ્યવાદી નિર્માણનાં કર્તવ્યોનો વધતો જતો વ્યાપ તથા જટિલતા, લોકસમુદાયોની વધતી જતી સર્જનાત્મક પ્રવૃત્તિ, સમાજવાદી લોકશાહીનો સતત વિકાસ, વૈજ્ઞાનિક સિદ્ધાંતનું વધતું જતું મહત્ત્વ, અને મહેનતકશ લોકોની સામ્યવાદી કેળવણીમાં સુધારણા આણવાની આવશ્યકતા કારણભૂત છે.

પાર્ટી ચેતનમય વિકસતું ક્રિયાતંત્ર છે, પોતાની હરોળોને એકધારી વિસ્તારતી જાય છે, અને તકેદારી રાખે છે કે પોતાની સામાજિક સંઘટનામાં કામદાર વર્ગ મુખ્ય સ્થાને રહે. પાર્ટી પોતાની પ્રવૃત્તિનાં રૂપો તથા રીતોને સુધારતી રહે છે, જીવનની આવશ્યકતાઓ જોડે તથા સામ્યવાદના નિર્માણની અમલી પ્રવૃત્તિ જોડે બંધબેસતાં બનાવતી રહે છે. કોમ્યુનિસ્ટ પાર્ટીની પ્રવૃત્તિમાં મુખ્ય કર્તવ્ય સામાજિક વિકાસની સામાન્ય દિશા, ખરી રાજકીય નીતિ, નિર્ધારિત કરવાનું અને તેને વાસ્તવિકતામાં પલટાવી નાખવાની જહેમતો માટે લોકોને સંગઠિત કરવાનું છે. પાર્ટી લોકોની સામ્યવાદી કેળવણીનું સંચાલન કરે છે, કાર્યકરોની વરણી તથા ગોઠવણીની દેખરેખ રાખે છે, અને પોતાના તથા રાજ્યના નિર્ણયોના અમલની ચકાસણી કરે છે.

પાર્ટી પોતાના જીવન તથા પ્રવૃત્તિમાં લેનિનના સિદ્ધાંતો તથા ધોરણોનું અચૂક પાલન કરે છે. એ સિદ્ધાંતો તથા ધોરણો દાયકાઓના ઐતિહાસિક અનુભવ દરમિયાન કસોટીમાં પાર ઊતરેલાં, ખરાં સાબિત થયેલાં, અને સમૃદ્ધ બનેલાં છે. તેમાં સામૂહિક આગેવાનીનો સિદ્ધાંત સૌથી મહત્ત્વનો છે, કસોટીપાર હથિયાર છે, પાર્ટીનો મોટામાં મોટો ખજાનો છે. પાર્ટી તથા સમગ્ર જનતાની સર્જનાત્મક પહેલકદમીનું સફળ સંચાલન કરવાનું, પરિસ્થિતિનું સાચું પૃથક્કરણ કરવાનું, સફળતાઓની ગંભીર તથા વસ્તુગત મુલવણી કરવાનું, અને ખામીઓને વેળાસર પારખી લઈને હઠાવી દેવાનું સામૂહિક આગેવાનીના લેનિનવાદી સિદ્ધાંતના

આધારે જ શક્ય છે. પોતાની સફળતાઓના સંબંધમાં આત્મતુષ્ટિ અને ગુણગાનની વૃત્તિ પાર્ટીની ભાવનાથી વિપરીત છે. પાર્ટી પોતાની પ્રવૃત્તિઓની મુલવણી ટીકાત્મક દૃષ્ટિએ કરે છે, ખામીઓ ઉપર તથા ઉકેલવામાં ન આવેલા સવાલો ઉપર ધ્યાન કેંદ્રિત કરવાની તેમ જ કાર્યની સંઘટના, રૂપો, તથા રીતોને સતત સુધારવાની જહેમતો કરે છે.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં કેંદ્રીય સમિતિએ રજૂ કરેલા રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "સોવિયેત સમાજનો ચેતનમય વિકાસ, સામ્યવાદી નિર્માણનો વધતો જતો વ્યાપ, અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આપણી પ્રવૃત્તિ **આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસમાં તેમ જ આપણા દેશનાં નરનારીઓની કેળવણીમાં પાર્ટીના માર્ગદર્શનના ધોરણનો એકધારો ઉત્કર્ષ સાધવાનો અને લોકસમુદાયોની અંદર સંગઠનાત્મક તથા રાજકીય કાર્યમાં સુધારણા આણવાનો** જોરદાર તકાદો કરે છે."*

સામ્યવાદના નિર્માણમાં પાર્ટીનું કસોટીપાર સંગઠનાત્મક સાધન પાર્ટી-નિયમાવલિનું છે. તેમાં દરેક સભ્ય પાસેથી આચરણનાં ઊંચા ધોરણોની અપેક્ષા અંકિત છે—કોમ્યુનિસ્ટ માટે શ્રમ તરફ ઉદાહરણીય વલણ, ઉદાત્ત નૈતિક ચારિત્ર, ખામીઓ તેમ જ ધનલોલુપતા અને બેઠાખાઉપણાને ચલાવી ન લેવાનું મક્કમ વલણ, લોકોની બાબતમાં વિવેક તથા કાળજીનું વર્તન, અને પાર્ટી તથા જનતામાં નિષ્ઠા આવશ્યક છે. નિયમાવલિમાં પાર્ટીની આંતરિક લોકશાહીને વધુ વિકસાવવાની તેમ જ પાર્ટીનાં સ્થાનિક સંઘટનો તથા પ્રાથમિક ઘટકોની ભૂમિકા વધારવાની જોગવાઈ પણ સામેલ છે.

જનતા સાથે પાર્ટીના સંબંધોને વધારે વિસ્તારવાની તથા વધારે ગાઢ બનાવવાની બાબત સફળ સામ્યવાદી નિર્માણની આવશ્યક શરત બની રહે છે. ગૃહ તથા વિદેશ નીતિઓના સઘળા અગત્યના સવાલો અંગે લોકોની સલાહ લેવાના તેમ જ બિન-પાર્ટી લોકસમુદાયોને પાર્ટીની પ્રવૃત્તિઓમાં સાંકળી લેવાના કાર્યને પાર્ટી પોતાની પુનિત ફરજ ગણે છે.

**સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની તથા દોરવણીની તેમ જ સંગઠનાત્મક તથા કેળવણી સંબંધી પ્રવૃત્તિ સામ્યવાદના નિકટવર્તી વિજયમાં અગત્યનું કારણ બની રહે છે.**

---

* 'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસ', મોસ્કો, ૧૯૭૬, પૃષ્ઠ ૭૯.

## ૫. સામ્યવાદમાં રાજ્યનો વિલય

સમાજવાદી રાજ્યને વધારે મજબૂત બનાવવાની તથા વિકસાવવાની અનિવાર્યતાનો અર્થ એવો નથી કે તે સદા અસ્તિત્વમાં રહેશે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે **સમાજવાદી રાજ્ય જેમ જેમ વિકાસ પામતું જશે તેમ તેમ ધીરે ધીરે સાર્વજનિક સામ્યવાદી સ્વશાસન બનતું જશે**. એ સ્વશાસન સોવિયેતો, ટ્રેડ યુનિયનો, સહકારીઓ, અને લોકોનાં બીજાં વ્યાપક સંગઠનોને આવરી લેશે.

સ્વાભાવિક છે કે હાલ રાજ્ય તરફથી કરવામાં આવતી આર્થિક તથા સાંસ્કૃતિક જીવનના સંચાલનની કામગીરીઓ જેવી સામાજિક કારોબારની કામગીરીઓ સામ્યવાદી સમાજમાં ચાલુ રહેશે. એ ઉપરાંત, સમાજના વિકાસની સાથે સાથે તેમને સુધારવામાં તથા અવિરત વિકસાવવામાં આવશે. પરંતુ સમાજવાદી સમાજની સરખામણીમાં તેમનું સ્વરૂપ તથા અમલની રીતો બદલાઈ જશે. જેમ જેમ સમાજ સામ્યવાદની દિશામાં આગેકૂચ કરતો જાય તેમ તેમ રાજ્યનાં સંઘટનોનું રાજકીય સ્વરૂપ ઓસરતું જશે. વખત જતાં તેઓ સમાજની સાથે એકરૂપ થઈ જશે તથા સાર્વજનિક સ્વશાસનનાં સંઘટનો બની જશે, અને **સમાજના સઘળા સભ્યો** તેમની મારફત આર્થિક તથા સામાજિક જીવનના કારોબારમાં ભાગ લેશે. રાજ્ય વિલય પામી જશે.

પરંતુ એવી ધારણા ગલત ગણાશે કે સામ્યવાદમાં રાજ્યનો વિલય અને રાજ્યના કારોબારનું સાર્વજનિક સ્વશાસનમાં રૂપાંતર એકાએક અને તત્કાળ થઈ જશે. રાજ્યનો વિલય તો લાંબી, ધીરે ધીરે થતી, આખા ઐતિહાસિક યુગને આવરી લેતી, પ્રક્રિયા છે. અમુક સમય સુધી રાજ્યના કારોબારનાં તેમ જ સાર્વજનિક સ્વશાસનનાં લક્ષણો ભેગાં અસ્તિત્વમાં રહેશે તથા પરસ્પર ગૂંથાઈ જશે. અને સમાજ વિકસીને સ્વશાસન માટે પૂરો તૈયાર થઈ જાય ત્યારે જ, અર્થાત્ વિકસિત સામ્યવાદી સમાજમાં જ, રાજ્યની આવશ્યકતા, ખતમ થઈ જશે. "'દરેક પાસેથી તેની શક્તિ અનુસાર, દરેકને તેની જરૂરિયાત અનુસાર'નો નિયમ સમાજ અપનાવી લે ત્યારે, એટલે કે લોકો સામાજિક સંબંધોના મૂળભૂત નિયમોનું પાલન કરવા ટેવાઈ જાય અને તેમના શ્રમની ઉત્પાદકતા તેમને સ્વેચ્છાએ **પોતપોતાની શક્તિ અનુસાર** કામ કરવા પ્રેરે એટલી વધી જાય ત્યારે, રાજ્યનો સંપૂર્ણ વિલય શક્ય બનશે."*

---

*વ્લા. ઇ. લેનિન 'રાજ્ય અને ક્રાંતિ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૫, પૃષ્ઠ ૪૭૪.

રાજ્યના વિલય માટે આવશ્યક **આંતરિક સંજોગો** વિકસિત સામ્યવાદી સમાજના છે. પરંતુ રાજ્યના વિલય માટે **બાહ્ય સંજોગો**, અર્થાત્ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સમાજવાદનો વિજય અને મક્કમ સ્થાપના, પણ આવશ્યક છે. રાજ્યના વિલયની વાત કરતી વેળા આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને લક્ષમાં રાખવાનું આવશ્યક છે. સામ્યવાદ એક યા બીજા દેશમાં અથવા દેશોના જૂથમાં વિજયી બની જાય પરંતુ દુનિયામાં હથિયારબંધ સામ્રાજ્યવાદી લૂંટારાઓની હયાતી ચાલુ હોય તો સામ્યવાદી સમાજ દેશનું રક્ષણ કરવાની રાજ્યની કામગીરીને બેશક ચાલુ રાખશે જ. પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી તાકાતોના હુમલાનું જોખમ સદાને માટે ખતમ થઈ જાય ત્યારે જ એ કામગીરી નિરર્થક બનીને અતીતમાં સમાઈ જશે.

### અભ્યાસ

૧. રાજ્ય એટલે શું? તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ?

૨. શોષણના સમાજમાં રાજ્યનું સારતત્ત્વ અને ભૂમિકા કેવાં છે?

૩. સર્વહારા વર્ગની સરમુખત્યારીનાં વિશિષ્ટ લક્ષણો અને કર્તવ્યો કેવાં છે?

૪. સમાજવાદમાં રાજ્યનાં કર્તવ્યો કેવાં છે?

૫. રાજ્ય ક્યારે અને કેમ વિલય પામશે?

## પ્રકરણ ૧૫

# સામાજિક ક્રાંતિ

પુરોગામી પ્રકરણમાં આપણે જોયું કે રાજ્ય એટલે શું, તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ, અને ઇતિહાસમાં કેવા કેવા પ્રકારનાં રાજ્યો જાણવામાં આવ્યાં છે. હવે આવા સવાલો ઊભા થાય છે: એક પ્રકારના રાજ્યનું સ્થાન બીજા પ્રકારનું રાજ્ય કેમ લઈ લે છે? સામાજિક પદ્ધતિ પલટાતી કેમ રહે છે? એક શાસક વર્ગનું સ્થાન બીજો શાસક વર્ગ કેમ લઈ લે છે? સામાજિક પદ્ધતિ અને રાજ્યનો પ્રકાર કેવી રીતે પલટાય છે? સામાજિક ક્રાંતિ વિશે માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંત એ સવાલોના જવાબ પૂરા પાડે છે.

## ૧. સામાજિક ક્રાંતિ વિષમ વર્ગો ધરાવતા સમાજના વિકાસનો નિયમ

### સામાજિક ક્રાંતિનું સારતત્ત્વ, કારણો, અને મહત્ત્વ

**સામાજિક ક્રાંતિ** એટલે સમાજના રાજકીય, આર્થિક, તથા વૈચારિક જીવનમાં ગહનગામી પરિવર્તન. એવી ક્રાંતિના પરિણામે જુદા જુદા શાસક વર્ગો અને વિવિધ પ્રકારોનાં રાજ્યો એક પછી એક અસ્તિત્વમાં આવે છે, પુરાણા ઉત્પાદન સંબંધોને નાબૂદ કરીને નવા સંબંધો સ્થાપવામાં આવે છે, અને સામાજિક વિચારો તથા સંસ્થાઓમાં મૂળગામી પરિવર્તનો થાય છે.

સામાજિક ક્રાંતિ અકસ્માત્ નથી થઈ જતી પરંતુ સમાજના વિકાસની અમુક કક્ષાઓએ જીવનના ભૌતિક સંજોગોમાંથી, આંતરિક આંતરવિરોધોમાંથી,

પરિણમતી **સ્વાભાવિક નિયમ-સંચાલિત** પરિઘટના હોય છે. માર્ક્સે 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' નામે કૃતિમાં સામાજિક ક્રાંતિનાં કારણો નિર્દેશિત કરતાં લખ્યું છે કે સમાજની ઉત્પાદક શક્તિઓ વિકાસની ચોક્કસ કક્ષાએ પહોંચે ત્યારે, જે પ્રવર્તિત ઉત્પાદન સંબંધોની ભીતર પોતે એ વખત સુધી સક્રિય રહી હોય તેની સાથે, ઘર્ષણમાં આવે છે. કાલગ્રસ્ત બની ચૂકેલા એ સંબંધો ઉત્પાદક શક્તિઓના વિકાસનાં રૂપોમાંથી એ શક્તિઓને જકડી રાખતી જંજીરોમાં પલટાઈ જાય છે. એમ બને ત્યારે સામાજિક ક્રાંતિના યુગનો આરંભ થાય છે.

**નવી ઉત્પાદક શક્તિઓ અને પુરાણા ઉત્પાદન સંબંધો વચ્ચેનું ઘર્ષણ સામાજિક ક્રાંતિનો વસ્તુગત આર્થિક આધાર બની રહે છે.** આપણે અગાઉ જોઈ ગયા કે ઉત્પાદન સંબંધો અનિશ્ચિત સમય સુધી ઉત્પાદક શક્તિઓના વિકાસની પાછળ ઘસડાતા ન રહી શકે. તેમને વહેલા કે મોડા ઉત્પાદક શક્તિઓને અનુરૂપ બની જવું જ પડે, અને તેમને સામાજિક ક્રાંતિ મારફત અનુરૂપ બનાવવામાં આવે છે.

ઉત્પાદનના ક્ષેત્રમાંનું ઘર્ષણ હંમેશાં વર્ગ-હિતો વચ્ચેના ઘર્ષણમાં વ્યક્ત થાય છે. ઉત્પાદનના નવા સંબંધોનો વાહક પ્રગતિશીલ વર્ગ ઉત્પાદનના પુરાણા સંબંધોના વાહક પ્રત્યાઘાતી વર્ગનો વિરોધ કરે છે. એટલે પ્રગતિશીલ વર્ગ અને પ્રત્યાઘાતી વર્ગ વચ્ચે કટ્ટર સંઘર્ષ થાય છે. સામાજિક ક્રાંતિમાં એ સંઘર્ષની પરાકાષ્ઠા તથા સમાપન અંકિત હોય છે.

પુરાણો પ્રત્યાઘાતી વર્ગ પોતાનું શાસન સ્વેચ્છાએ કદી નથી છોડી દેતો. તે પુરાણા ઉત્પાદન સંબંધોને જાળવી રાખવા માટે રાજ્યની પૂરી સત્તાનો ઉપયોગ કરે છે. એટલે પ્રગતિશીલ વર્ગે પુરાણા ઉત્પાદન સંબંધોને નાબૂદ કરી નાખવા અને નવા સંબંધો સ્થાપવા માટે રાજકીય સત્તા હાંસલ કરી લેવી જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો નવા ઉત્પાદન સંબંધોની જીત થાય કે ન થાય તેનો આધાર આખરી પરિસ્થિતિમાં એ બાબત ઉપર હોય છે કે ક્રાંતિકારી વર્ગ સત્તા હાંસલ કરી લે છે યા નથી કરી લેતો. એટલે **કોઈ પણ ક્રાંતિમાં બુનિયાદી સવાલ રાજ્ય સત્તાનો હોય છે.**

સામાજિક ક્રાંતિઓ સમાજના જીવનમાં ભારે મહત્ત્વની હોય છે. પુરાણી પ્રત્યાઘાતી સામાજિક પદ્ધતિને નાબૂદ કરી નાખવાનું અને નવી પ્રગતિશીલ પદ્ધતિ સ્થાપવાનું કેવળ મૂળગામી ક્રાંતિકારી પરિવર્તનો મારફત જ શક્ય છે. માત્ર સામાજિક ક્રાંતિઓ જ પુરોગામી સામાજિક વિકાસના લાંબા ગાળા દરમિયાન પાકટ બની ગયેલા આર્થિક તથા વર્ગીય આંતરવિરોધોનો અંત આણે છે.

માત્ર ક્રાંતિ જ આર્થિક, રાજકીય, તથા સાંસ્કૃતિક પ્રગતિના માર્ગમાં અવરોધો બની રહેતા કાલગ્રસ્ત ઉત્પાદન સંબંધોને તેમ જ તેમના પ્રત્યાઘાતી વાહકોને, પુરાણા વર્ગોને, ખતમ કરી નાખવામાં સહાયક બને છે. સામાજિક ક્રાંતિના સમયમાં લોકોની સર્જનાત્મક શક્તિઓ સતેજ બની જાય છે અને લાખોકરોડો લોકો સક્રિય સામાજિક જીવનમાં સામેલ થઈ જાય છે. તેના પરિણામે સામાજિક વિકાસની પ્રક્રિયાનો વેગ ખૂબ વધી જાય છે. એટલે જ માર્ક્સે ક્રાંતિને ઇતિહાસના એંજિન તરીકે ગણાવી છે.

## ક્રાંતિકારી પરિસ્થિતિ. ક્રાંતિમાં ભાવગત કારણની ભૂમિકા

ક્રાંતિ કોઈની મરજી કે મુખત્યારીથી "ફરમાન મુજબ" નથી થઈ શકતી. ક્રાંતિ માટે ચોક્કસ ઐતિહાસિક સંજોગો, વસ્તુગત અને ભાવગત સંજોગો, અનિવાર્ય હોય છે.

ક્રાંતિ માટે અનિવાર્ય વસ્તુગત સંજોગોની સમગ્રતાને **ક્રાંતિકારી પરિસ્થિતિ** કહેવામાં આવે છે. લેનિને ક્રાંતિકારી પરિસ્થિતિની નિશાનીઓ નીચે મુજબ ગણાવી છે:

૧. એક તરફ તો શાસક વર્ગો માટે પુરાણી રીતે જીવન ગુજારવાની તથા શાસન ચલાવવાની અશક્યતા—"ઉપરની કટોકટી" તરીકે ઓળખાતી હાલત—અને બીજી તરફ પુરાણી રીતે જીવન ગુજારવા ન માગતા પીડિત લોકોના રોષની જ્વાળા—"નીચેની કટોકટી". લેનિને લખ્યું છે કે "રાષ્ટ્રવ્યાપી કટોકટી (શોષિતોને તેમ જ શોષકોને આવરી લેતી) વગર ક્રાંતિ અશક્ય છે."*

૨. પીડિત વર્ગોની કંગાલિયત અને હાડમારીમાં બેહદ વધારો.

૩. લોકોની પ્રવૃત્તિઓમાં સારી પેઠે વધારો. સાધારણ સમયમાં લોકસમુદાયો પ્રમાણમાં શાંત હોય છે પરંતુ કટોકટીના સંજોગોમાં ખુદ પરિસ્થિતિ જ તેમને સ્વતંત્ર ક્રાંતિકારી કદમ ઉઠાવવાની ફરજ પાડે છે.

પરંતુ દરેક ક્રાંતિકારી પરિસ્થિતિ ક્રાંતિમાં નથી પરિણમતી. રશિયામાં

---

*વ્લા. ઇ. લેનિન, ચૂંટેલી કૃતિઓ, ગ્રંથ ૨, ખંડ ૨, ૧૯૫૧, પૃષ્ઠ ૪૧૩.

૧૮૫૯થી ૧૮૬૧ સુધી ક્રાંતિકારી પરિસ્થિતિ અસ્તિત્વમાં હતી પરંતુ ક્રાંતિ ન થઈ. ક્રાંતિકારી પરિસ્થિતિ, વસ્તુગત કારણની પરિપક્વતા, તો વિજયી ક્રાંતિની કેવળ શક્યતાને જ પેદા કરે છે. પરંતુ એ શક્યતાને વાસ્તવિકતામાં પલટાવી નાખવા માટે **ભાવગત કારણ** પણ પરિપક્વ બનવું જ જોઈએ, અર્થાત્ પુરાણી સરકારને ઉથલાવી પાડવા (અથવા કમજોર બનાવી દેવા) માટે પૂરતું જોરદાર ક્રાંતિકારી લોકવ્યાપી કદમ ઉઠાવવા ક્રાંતિકારી વર્ગ તૈયાર અને શક્તિમાન હોવો જોઈએ. લેનિને લખ્યું છે કે પુરાણી સરકારને "ધક્કો ન મારવામાં આવે" ત્યાં સુધી તે કોઈ રીતે "પડે" નહિ. કામદાર વર્ગ સંગઠિત અને રાજકીય દૃષ્ટિએ જાગૃત હોય, ભરોસેદાર સંગાથીઓ ધરાવતો હોય, અને અનુભવી કસોટીપાર માર્ક્સવાદી પાર્ટી ક્રાંતિની આગેવાની કરતી હોય તો જ વિજયી સમાજવાદી ક્રાંતિ શક્ય બને છે.

## ક્રાંતિનું સ્વરૂપ અને પ્રેરક પરિબળો

સામાજિક ક્રાંતિઓ સ્વરૂપ અને પ્રેરક પરિબળોની દૃષ્ટિએ નિરનિરાળી હોય છે. ક્રાંતિના **સ્વરૂપના** આધાર એ હકીકત ઉપર હોય છે કે તેના પરિણામે કયો વર્ગ સત્તા કબજે કરી લે છે અને કેવા ઉત્પાદન સંબંધો સ્થાપવામાં આવે છે. દાખલા તરીકે, જે ક્રાંતિ દરમિયાન સામંતી ઉમરાવોના શાસનનું સ્થાન મૂડીદાર વર્ગનું શાસન લઈ લે, અને તેની સાથે સાથે સામંતશાહીના ઉત્પાદન સંબંધોના સ્થાને નવા મૂડીવાદી ઉત્પાદન સંબંધો સ્થાપવામાં આવે, તેનું સ્વરૂપ મૂડીવાદી ક્રાંતિનું હોય છે.

ક્રાંતિ કરનારા અને નવા ઉત્પાદન સંબંધોના વિજય માટે પ્રત્યાઘાતી વર્ગોની સામે લડનારા સામાજિક વર્ગો ક્રાંતિનાં **પ્રેરક પરિબળો** હોય છે. ક્રાંતિ કરનારા વર્ગોમાંનો એક આગેવાન હોય છે અને ક્રાંતિમાં ભાગ લેનારા બાકીના બધા વર્ગો તથા સામાજિક જૂથો તેને અનુસરે છે.

ક્રાંતિનાં પ્રેરક પરિબળો કયાં કયાં છે અને કયો વર્ગ આગેવાન છે તેનો આધાર ક્રાંતિના સ્વરૂપ ઉપર તેમ જ જે ઐતિહાસિક સંજોગોમાં ક્રાંતિ થાય તેની ઉપર હોય છે. પશ્ચિમમાં મૂડીવાદની ચડતીના ગાળામાં (૧૭મી સદીથી લઈને ૧૯મી સદીના પૂર્વાર્ધ સુધી) થયેલી મૂડીવાદી ક્રાંતિઓમાં પ્રેરક પરિબળો કિસાનો તથા કારીગરોનાં હતાં અને આગેવાન મૂડીદાર વર્ગ હતો, સામંતશાહીની સામે લડનારા બીજા સૌની આગેવાની તેણે કરી હતી.

સામ્રાજ્યવાદના જમાનામાં મૂડીવાદી ક્રાંતિઓ ઘણી વાર ખૂબ સ્પષ્ટ લોકશાહીવાદી સ્વરૂપ ધારણ કરી લે છે (રશિયામાં ૧૯૦૫-૦૭ની ક્રાંતિ અને ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ). લોકોના અત્યંત વ્યાપક વિભાગો તેમાં ભાગ લે છે, પોતાની માંગો રજૂ કરે છે, સ્વતંત્ર નીતિને અનુસરે છે, અને ક્રાંતિના ક્રમ ઉપર ભારે પ્રભાવ પાડે છે. એવી ક્રાંતિઓમાં સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ પ્રત્યાઘાતી વર્ગ તરીકે વર્તે છે. તેને ક્રાંતિના પૂરા વિજયની, વ્યાપક લોકશાહીકરણની, બીક લાગે છે કારણ કે જેટલા પ્રમાણમાં આઝાદી વધારે પરિપૂર્ણ અને લોકશાહી વધારે વ્યાપક હોય એટલા પ્રમાણમાં કામદાર વર્ગને તેના શાસન સામે સંઘર્ષના વધારે સાનુકૂળ સંજોગો મળે. ઈજારદારી મૂડીદાર વર્ગ જમીનદારોની તેમ જ પુરાણી સત્તાની સાથે સોદો કરીને ક્રાંતિને અધવચ્ચે જ અટકાવી દેવાની કોશિશ કરે છે. એટલે નવા સંજોગોમાં ઈજારદારી મૂડીદાર વર્ગ ક્રાંતિનો આગેવાન તથા પ્રેરક પરિબળ નથી રહેતો, કેટલાય દેશોમાં પ્રતિક્રાંતિને ઉઘાડો ટેકો આપે છે. સામ્રાજ્યવાદના જમાનામાં મૂડીવાદી ક્રાંતિમાં પ્રેરક પરિબળો સર્વહારા વર્ગ તથા કિસાનોનાં હોય છે, અને આગેવાનીના સ્થાને સર્વહારા વર્ગ હોય છે.

## ૨. સમાજવાદી ક્રાંતિ

સર્વહારા વર્ગને શોષણ તથા રાષ્ટ્રીય પીડનથી તેમ જ બેકારી તથા કંગાલિયતથી છુટકારો મેળવવા માટે મૂડીવાદને ખતમ કરી નાખવો પડે છે અને સમાજવાદી સમાજની સ્થાપના કરવી પડે છે. **માત્ર સમાજવાદી ક્રાંતિ મારફત જ એ શક્ય બને છે.**

### સમાજવાદી ક્રાંતિનું સારતત્ત્વ

સમાજવાદી ક્રાંતિ સઘળા પુરોગામી પ્રકારોની સામાજિક ક્રાંતિથી મૂળભૂત દૃષ્ટિએ નિરાળી હોય છે.

કઈ રીતે નિરાળી હોય છે?

પહેલી વાત—અગાઉની બધી ક્રાંતિઓનું લક્ષ્ય શોષણને નાબૂદ કરી નાખવાનું નહિ પરંતુ ખાલી તેનાં રૂપોમાં ફેરફાર કરવાનું હતું. પરંતુ સમાજવાદી **ક્રાંતિ સમગ્ર શોષણને સદાને માટે ખતમ કરી નાખે** છે અને વર્ગવિહીન સમાજના નિર્માણના યુગનો આરંભ કરે છે.

બીજી વાત—અગાઉની ક્રાંતિઓએ નવા અર્થતંત્રની રચનાની સમસ્યા નહોતી ઉકેલી, ખાલી રાજકીય સત્તામાં નવા આર્થિક સંબંધોને અનુરૂપ, પુરાણા સમાજની અંદર ઉદ્ભવ પામેલા નવા સંબંધોને અનુરૂપ, ફેરફાર જ કર્યા હતા. સમાજવાદી ક્રાંતિનાં મુખ્ય કર્તવ્યોમાંનું **એક નવા અર્થતંત્રની**, સમાજવાદના અર્થતંત્રની, **રચના કરવાનું** છે. એ અર્થતંત્ર મૂડીવાદની ભીતર ઉદ્ભવ નથી પામતું.

ત્રીજી વાત—સમાજવાદી ક્રાંતિમાં **લોકોની** જેટલી જબરદસ્ત **પ્રવૃત્તિઓ** ચાલે છે એટલી બીજી કોઈ ક્રાંતિમાં નથી ચાલતી. સમાજવાદી ક્રાંતિ દરમિયાન સર્વહારા વર્ગ મૂડીવાદની સામે અને સમાજવાદ ખાતર લડતા મહેનતકશ લોકોના બહોળા વિભાગો તથા લોકશાહીવાદી પરિબળોને પોતાની આસપાસ એકત્રિત કરે છે.

કામદાર વર્ગ સમાજવાદી ક્રાંતિનું નિર્ણાયક પરિબળ છે. માર્ક્સવાદી પાર્ટીનું માર્ગદર્શન મેળવતો સર્વહારા વર્ગ સૌથી વધારે અગ્રગામી તથા ક્રાંતિકારી વર્ગ હોવાથી પુરાણા મૂડીવાદી સમાજની સામે લડતા તમામ મહેનતકશ લોકોની આગેવાની કરે છે. તે રાજકીય વર્ચસ્વ ધરાવતા મૂડીવાદની ઉપર હલ્લો કરે છે અને પોતાના શાસનની સ્થાપના કરે છે. કામદાર વર્ગ રાજકીય સત્તા કબજે કરી લીધા પછી સમાજવાદના પંથે મહેનતકશ લોકોની આગેવાની કરવાનું ચાલુ રાખે છે.

સમાજવાદી ક્રાંતિનો મુખ્ય સવાલ **સર્વહારા વર્ગે રાજકીય સત્તા કબજે કરી લેવાનો** અને તેને વિકસાવવા તથા મક્કમ બનાવવાનો છે. આપણે જાણીએ છીએ કે કામદાર વર્ગ પોતાના સર્વહારા વર્ગીય રાજ્યની રચના કરે તો જ પોતાની કામગીરી—મૂડીવાદની નાબૂદી તથા નવા સમાજના નિર્માણની કામગીરી—પાર પાડી શકે. મૂડીવાદી રાજ્ય તંત્રનો ખાતમો અને નૂતન સર્વહારા વર્ગીય રાજ્યની રચના સમાજવાદી ક્રાંતિનાં મુખ્ય કર્તવ્યો બની રહે છે.

## સામ્રાજ્યવાદના યુગમાં સમાજવાદી ક્રાંતિની અનિવાર્યતા

સુધારાવાદીઓ હંમેશાં સમાજવાદી ક્રાંતિનો વિરોધ કરતા રહ્યા છે. તેઓ સમાજવાદી ક્રાંતિ વિશે માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતના ખંડનની કોશિશો હાલના સમયે, ઈતિહાસનું મુખ્ય લક્ષણ મૂડીવાદમાંથી સમાજવાદ તરફ

માનવજાતિની આગેકૂચનું છે ત્યારે, ખાસ હઠીલાઈથી કરે છે. સુધારાવાદીઓ ગમે તે ભોગે એ નિયમ-સંચાલિત પ્રક્રિયાને અટકાવવાના, મૂડીવાદને જાળવી રાખવાના, તથા કામદાર વર્ગને ક્રાંતિકારી સંઘર્ષના માર્ગથી જુદી દિશામાં વાળી દેવાના આશયે દલીલ કરે છે કે વર્તમાન સંજોગોમાં સમાજવાદી ક્રાંતિ જરૂરી નથી, સુધારાઓ મારફત મૂડીવાદમાંથી સમાજવાદમાં ઉત્ક્રાંતિની શક્યતા પેદા થઈ છે. તેમની દૃષ્ટિએ વર્તમાન મૂડીવાદ માર્ક્સે 'મૂડી' ગ્રંથમાં નિરૂપિત કરેલો મૂડીવાદ હવે નથી રહ્યો, "લોક મૂડીવાદ" બની ગયો છે, શોષકો અને શોષિતો વગરનો સમાજ બની ગયો છે. તેમના ધોરણ મુજબ તો મૂડીવાદી રાજ્ય પણ બદલાઈ ગયું છે, તેનું વર્ગીય સ્વરૂપ ખતમ થઈ ગયું છે, અને તે ચાલુ રાજકીય પદ્ધતિના માળખાની અંદર જ સુધારાઓ મારફત સમાજવાદ સ્થાપવા શક્તિમાન "સર્વસામાન્ય કલ્યાણ રાજ્ય" બની ગયું છે.

સમાજવાદી ક્રાંતિની અનિવાર્યતાને નકારનારા સુધારાવાદીઓના વિચારોને વર્તમાન સુધારણાવાદીઓએ અપનાવી લીધા છે. કેટલાય મૂડીવાદી દેશોમાં રાજ્ય-ઈજારદારી નિયમનની વૃદ્ધિને મુખ્ય દલીલ તરીકે રજૂ કરીને તેઓ સાબિત કરવા માગે છે કે વર્તમાન મૂડીવાદનું રૂપાંતર સમાજવાદમાં થઈ રહ્યું છે. મૂડીવાદી દેશોમાં વધતી જતી રાજ્ય-ઈજારદારી વૃત્તિઓને તેઓ સમાજવાદના યુગમાં માનવજાતિના પ્રવેશની સચોટ સાબિતી ગણાવે છે.

સુધારણાવાદીઓ તો મૂડીવાદના મૂળ આધારને — ખાનગી મિલકતને — ખતમ કરી નાખવાનો વિચાર પણ મનમાં નથી લાવતા. તેઓ સમજવાનો ઈનકાર કરે છે કે પોતે જેનાં ગુણગાન ગઈ રહ્યા છે એ રાજ્ય-ઈજારદારી મૂડીવાદ મિલકતને નાબૂદ નથી કરી નાખતો, ખાલી મૂડીવાદી રાજ્યના હાથમાં કેંદ્રિત કરે છે, અને કોઈ જાતની યોજનાઓ ધરાવતો હોય તો તેમાં એકમાત્ર નેમ મહેનતકશ લોકોનું શોષણ હજી વધારે "આયોજિત રીતે" કરવાની છે. તેઓ ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીની ભૂમિકાને અને સર્વહારા વર્ગીય રાજ્યની અનિવાર્યતાને નકારે છે.

હકીકતો બતાવે છે કે સામ્રાજ્યવાદમાં કોઈ જાતના "લોક મૂડીવાદ"નું, શોષકો વગરના મૂડીવાદનું, "સર્વસામાન્ય કલ્યાણ રાજ્ય"નું અસ્તિત્વ નથી અને હોઈ શકે નહિ. સામ્રાજ્યવાદનું સ્વરૂપ અત્યંત પ્રત્યાઘાતી છે અને તે કામદાર વર્ગના વધારે શોષણમાં, મહેનતકશ લોકોના જીવનધોરણ તથા લોકશાહીવાદી અધિકારો ઉપર ઝનૂની તરાપમાં, હથિયારોની હરીફાઈમાં, તથા બીજા વિશ્વયુદ્ધની તૈયારીઓમાં વ્યક્ત થાય છે. એ બધું કામદાર વર્ગ અને

મૂડીદાર વર્ગ વચ્ચેની વિષમતાને વધારે ઉગ્ર બનાવે છે, અને તેના પરિણામે વર્ગસંઘર્ષ વધારે જોર પકડે છે, સામ્રાજ્યવાદની વિરુદ્ધ તેમ જ જીવનધોરણોના ઉત્કર્ષ, શાંતિ, લોકશાહી, તથા સમાજવાદ ખાતર પ્રજાકીય આંદોલનો વધારે વ્યાપક બને છે. એ સંઘર્ષ સ્વાભાવિક રીતે જ વિજયી સમાજવાદી ક્રાંતિમાં, મૂડીવાદની નાબૂદીમાં, અને સમાજવાદના વિજયમાં પરિણમે છે.

**સામ્રાજ્યવાદના યુગમાં સમાજવાદી ક્રાંતિ અનિવાર્ય છે.** કેવળ સર્વહારા વર્ગીય ક્રાંતિ જ મૂડીવાદી ઉત્પાદન સંબંધોને, આધુનિક ઉત્પાદક શક્તિઓના વિકાસ તથા માનવજાતિની પ્રગતિમાં ભયંકર અવરોધ બની રહેતા સંબંધોને, ખતમ્ કરી શકે અને ઐતિહાસિક વિકાસની અત્યંત તાકીદની આવશ્યકતાઓ પૂરી કરી શકે. સામ્રાજ્યવાદ હજી સારી પેઠે તાકાતવાન હોવા છતાં અને અતિનફાઓને કારણે કામદાર વર્ગના ઉપલા સ્તરને લાંચરુશવતથી ફોડી શકતો હોવા છતાં, મૂડીવાદી વિચારકો અને તેમના સુધારણાવાદી મદદનીશો મહેનતકશ લોકોના અમુક હિસ્સાની મતિ ભ્રષ્ટ કરવામાં હાલ સુધી સફળ બનતા હોવા છતાં, મૂડીવાદની ઐતિહાસિક નાબૂદી નિર્વિવાદ છે.

## સમાજવાદી ક્રાંતિ વિશે લેનિનનો સિદ્ધાંત

વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપકો માર્ક્સ અને એંગેલ્સે સાબિત કરી દીધું કે મૂડીવાદની નાબૂદી અને સમાજવાદનો વિજય અનિવાર્ય છે. તેમણે મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેની વિષમતાને પ્રકાશમાં આણી અને નિષ્કર્ષ તારવ્યો કે એ વિષમતા વધારે ઉગ્ર બની જાય ત્યારે તેનું અચૂક પરિણામ સમાજવાદી ક્રાંતિમાં આવે જ.

પરંતુ તેમનું જીવન મૂડીવાદની ચડતીના, વધારે કે ઓછા સપ્રમાણ વિકાસના, યુગમાં વીત્યું હતું. એવા સંજોગોના આધારે તેમણે ધોરણ લીધું કે સર્વહારા વર્ગીય ક્રાંતિ સઘળા અથવા મોટા ભાગના દેશોમાં એકીસાથે થાય તો જ વિજયી બની શકે, કારણ કે એ વખતે એક જ દેશમાં સમાજવાદ સ્થાપવાના પ્રયાસને તમામ મૂડીદારોની સંયુક્ત તાકાત વડે કચડી નાખવામાં આવ્યો હોત.

સદીપલટાના સમયે મૂડીવાદ આખરી તબક્કામાં, સામ્રાજ્યવાદમાં, પહોંચી

ગયો અને સમાજવાદી ક્રાંતિ માટેના પૂર્વસંજોગોમાં તાત્ત્વિક પરિવર્તન થઈ ગયું ત્યારે લેનિને ક્રાંતિનો નવો સિદ્ધાંત, સામ્રાજ્યવાદના યુગને અનુરૂપ સિદ્ધાંત, રજૂ કર્યો.

તેમણે 'લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદની બે કાર્યનીતિઓ' નામે કૃતિમાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિના વિકાસ તથા સમાજવાદી ક્રાંતિમાં રૂપાંતરના મહત્ત્વના સવાલનું વિગતવાર નિરૂપણ કર્યું. નવી ઐતિહાસિક પરિસ્થિતિમાં કામદાર વર્ગના ક્રાંતિકારી આંદોલનનાં વિશિષ્ટ લક્ષણોનું, સૌપ્રથમ તો રશિયાની ૧૯૦૫-૦૭ની ક્રાંતિનાં વિશિષ્ટ લક્ષણોનું, પૃથક્કરણ કરીને તેમણે નિષ્કર્ષ તારવ્યો કે માત્ર સર્વહારા વર્ગ જ, ક્રાંતિને છેક આખર સુધી ચાલુ રાખવાની પ્રત્યક્ષ ઉત્સુકતા ધરાવતો વર્ગ જ, સામ્રાજ્યવાદના ગાળામાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિની આગેવાની કરી શકે અને તેણે કરવી જ જોઈએ. ક્રાંતિ દરમિયાન સર્વહારા વર્ગ પહેલાં તો લોકશાહીવાદી પરિવર્તનો આણે અને પછી, લેનિને નિર્દેશ કર્યો છે તેમ, તરત લોકશાહીવાદી ક્રાંતિમાંથી સમાજવાદી ક્રાંતિ શરૂ કરી દે.

**સમાજવાદી ક્રાંતિ પહેલાં એક જ દેશમાં અથવા કેટલાક દેશોમાં વિજયી બનવાની શક્યતાનું** લેનિને કરેલું નિરૂપણ ક્રાંતિ વિશે તેમના સિદ્ધાંતનું અત્યંત **મહત્ત્વનું તત્ત્વ છે**. તેમણે એ નિરૂપણની સાબિતીમાં હકીકત ટાંકી કે સામ્રાજ્યવાદમાં મૂડીવાદી દેશોનો વિકાસ અસમાન હોય છે, આડેધડ થાય છે. અગાઉ પાછળ રહી ગયેલા અમુક દેશો આર્થિક દૃષ્ટિએ ઉન્નત દેશોને આંબી જાય છે, તેમનાથી આગળ નીકળી જાય છે. પરિબળોના સંતુલનમાં ભંગાણ પડે છે અને દુનિયાના ભાગલા નવેસરથી પાડવા માટે ઘર્ષણો તથા યુદ્ધો ફાટી નીકળે છે. તેના પરિણામે વિશ્વ મૂડીવાદની સ્થિતિ કમજોર બની જાય છે અને સામ્રાજ્યવાદની સાંકળને સૌથી નબળી કડીએ તોડી નાખવાની શક્યતા પેદા થાય છે. લેનિને લખ્યું છે કે "મૂડીવાદનો વિકાસ જુદા જુદા દેશોમાં એકદમ અસમાન રીતે થાય છે. પણ્ય ઉત્પાદનના સંજોગોમાં બીજી કોઈ રીતે શક્ય જ નથી. તેમાંથી નિર્વિવાદ સાર નીકળે છે કે સમાજવાદ બધા દેશોમાં એકીસાથે વિજયી ન બની શકે. તે પહેલાં એક અથવા કેટલાક દેશોમાં વિજયી બનશે અને બાકીના દેશો અમુક સમય સુધી મૂડીવાદની અથવા મૂડીવાદ પૂર્વેની સ્થિતિમાં રહેશે."*

---

*વ્લા. ઈ. લેનિન, 'સર્વહારા વર્ગીય ક્રાંતિનો લશ્કરી કાર્યક્રમ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૩, પૃષ્ઠ ૭૯.

સમાજવાદી ક્રાંતિ વિશે લેનિનનો સિદ્ધાંત ભારે અમલી મહત્ત્વ ધરાવે છે. તે મહેનતકશ લોકોની ક્રાંતિકારી પહેલકદમીને મર્યાદાઓથી મુક્તિ કરે છે અને દરેક દેશના કામદાર વર્ગમાં તેના મહાન ધ્યેય સંબંધી, મૂડીવાદની અનિવાર્ય નાબૂદી અને સમાજવાદ તથા સામ્યવાદના વિજય સંબંધી, આત્મવિશ્વાસ પ્રેરે છે.

## ૩. વર્તમાન યુગમાં સમાજવાદી ક્રાંતિ વિશે લેનિનના સિદ્ધાંતનો વિજય

સમાજવાદી ક્રાંતિ વિશે લેનિનના સિદ્ધાંતમાંથી માર્ગદર્શન મેળવતા રૂસી કામદાર વર્ગે મહેનતકશ કિસાનો જોડે એકસંપી સાધીને, બોલ્શેવિક પાર્ટીની આગેવાની હેઠળ, જમીનદારો તથા મૂડીદારોના શાસનને ખતમ કરી નાખ્યું અને રાજકીય સત્તા પોતાના હાથમાં લઈ લીધી. ૧૯૧૭ના નવેંબરની ૭મી તારીખ માનવજાતિના ઈતિહાસમાં નવા યુગના, મૂડીવાદના પતન અને નૂતન સમાજવાદી સમાજના વિજયના યુગના, આરંભ તરીકે અંકિત થઈ ગઈ છે. એ ઐતિહાસિક દિવસે લેનિને જણાવ્યું હતું કે "આ ઘડીથી રશિયાના ઈતિહાસમાં નવો તબક્કો શરૂ થાય છે, અને આ ક્રાંતિ, ત્રીજી રૂસી ક્રાંતિ, અંતે સમાજવાદના વિજયમાં પરિણમશે."*

તેમના શબ્દો પયગંબરી હતા. એ દિવસ પછી વીતેલા સાઠ વરસથી વધારે સમય દરમિયાન માર્ક્સવાદ-લેનિનવાદ તથા સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના વિચારોની સચ્ચાઈ સચોટ રીતે સાબિત થઈ ગઈ છે. માનવજાતિએ ખરા સમાજવાદી સમાજનો ઉદય નીરખ્યો છે. એ સમાજની ખુદ હયાતી જ શોષણનું તથા તમામ રૂપોના સામાજિક પીડનનું ખંડન કરે છે. મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી સોવિયેત સમાજના વિકાસનું મૂખ્ય સુફળ સોવિયેત યુનિયનમાં વિકસિત સમાજવાદના નિર્માણમાં તથા સામ્યવાદના નિર્માણના આરંભમાં જોવા મળે છે.

એ ક્રાંતિએ વિશ્વ ક્રાંતિકારી આંદોલનને પ્રબળ પ્રવેગ આપ્યો, મૂડીવાદી

---

*વ્લા. ઈ. લેનિન, 'કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતનું અધિવેશન, ૨૫ ઑક્ટોબર (૭ નવેંબર), ૧૯૧૭', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૬, પૃષ્ઠ ૨૩૯.

પદ્ધતિના વધુ વિઘટનમાં ફાળો આપ્યો, અને મૂડીવાદની સામાન્ય કટોકટીને વધારે ઉગ્ર બનાવી. તેણે મૂડીવાદમાંથી સમાજવાદમાં માનવજાતિના સંક્રમણનો આરંભ કર્યો.

બીજા વિશ્વયુદ્ધ પછી મધ્ય તથા દક્ષિણપૂર્વ યુરોપના અને એશિયાના કેટલાય દેશો મૂડીવાદી પદ્ધતિથી અલગ થઈ ગયા. મૂડીવાદ એકમાત્ર વિશ્વ સામાજિક-આર્થિક પદ્ધતિ ન રહ્યો. હવે દુનિયામાં બે પદ્ધતિઓ અસ્તિત્વમાં છે—મરવા પડેલો મૂડીવાદ અને નવોદિત ખીલતો સમાજવાદ.

## વિશ્વ સમાજવાદી પદ્ધતિ

વિશ્વ સમાજવાદી પદ્ધતિ સમાજવાદ તથા સામ્યવાદના પંથે આગેકૂચ કરતી, હિતો તથા લક્ષ્યોની એકરૂપતા તેમ જ આંતરરાષ્ટ્રીય સમાજવાદી ઐક્યના ગાઢ સંબંધોના આધારે એકસૂત્રે સંકળાયેલી, મુક્ત સાર્વભૌમ પ્રજાઓની સામાજિક, આર્થિક, તથા રાજકીય બિરાદરી છે. એ પદ્ધતિનાં રાજ્યો યુરોપ, એશિયા, તથા લૅટિન અમેરિકાના વિશાળ પ્રદેશોમાં, પૃથ્વીની સપાટીના ચોથા ભાગથી વધારે વિસ્તારમાં, પથરાયેલાં છે. તેમાં શુમારે ૧૨૫૦ મિલિયન લોકો (માનવજાતિનો ત્રીજો ભાગ) વસે છે. સમાજવાદી દેશો ભારે આર્થિક સામર્થ્ય ધરાવે છે, આખી દુનિયાના ઔદ્યોગિક ઉત્પાદનમાં હાલ તેમનો ફાળો ચાળીસ ટકાથી વધારે છે.

વિશ્વ સમાજવાદી પદ્ધતિમાં દેશો વચ્ચે ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારના આર્થિક તથા રાજકીય સંબંધો અંકિત છે. એ સંબંધો તેમનાં આર્થિક તથા રાજકીય હિતોની એકરૂપતા અને એક જ માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી ઉપર આધારિત છે. સમાજવાદી પદ્ધતિનો આર્થિક આધાર ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીનો છે. તેનો રાજકીય આધાર કામદાર વર્ગની આગેવાની હેઠળ જનતાના શાસનનો છે. તેનો વૈચારિક આધાર માર્ક્સવાદ-લેનિનવાદના સિદ્ધાંતનો છે. સમાજવાદી દેશોનું લક્ષ્ય એકસરખું છે—સમાજવાદ તથા સામ્યવાદના નિર્માણનું.

નાનાંમોટાં રાજ્યોની પૂરી સમાનતા, એકબીજાની આંતરિક બાબતોમાં દખલગીરી નહિ, રાષ્ટ્રીય સાર્વભૌમતા અને પ્રાદેશિક અખંડતાની સ્વીકૃતિ, બંધુભાવી આર્થિક સહાય, આર્થિક તથા રાજકીય તેમ જ સાંસ્કૃતિક ક્ષેત્રોમાં ગાઢ સહકાર—સમાજવાદી દેશો વચ્ચેના સંબંધો એવા મૂળભૂત સિદ્ધાંતો ઉપર આધારિત છે.

સમાજવાદી દેશોના સહકાર તથા પરસ્પર આર્થિક સહાયનાં રૂપો બહુવિધ છે. આર્થિક ક્ષેત્રમાં એ રૂપો સમાજવાદી આર્થિક એકીકરણ, દેશવ્યાપી આર્થિક યોજનાઓનો સમન્વય, ઉત્પાદનમાં વિશિષ્ટીકરણ તથા સહકાર, સર્વાંગી વૈજ્ઞાનિક તથા ટૅકનિકલ સહકાર, વગેરેમાં વ્યક્ત થાય છે. રાજકીય ક્ષેત્રોમાં એ રૂપો સામ્રાજ્યવાદી પ્રત્યાઘાત સામે તેમ જ શાંતિ, સમાજવાદ, તથા સામાજિક પ્રગતિ ખાતર સંયુક્ત સંઘર્ષમાં વ્યક્ત થાય છે. સંસ્કૃતિના ક્ષેત્રમાં એ રૂપો સમાજવાદી દેશો વચ્ચે નિરંતર વધારે બહોળા તથા બહુમુખી બની રહેલા સાંસ્કૃતિક સહકારમાં, તેમની રાષ્ટ્રીય સંસ્કૃતિઓને પરસ્પર વધારે સમૃદ્ધ બનાવતા સહકારમાં, વ્યક્ત થાય છે.

સમાજવાદી દેશો વચ્ચે નવા પ્રકારના સંબંધો તથા સહકારની સ્થાપનાની પ્રક્રિયા સારી પેઠે જટિલ છે, તેમાં ચોક્કસ મુશ્કેલીઓ તથા સમસ્યાઓ ઊભી થાય છે. એ દેશોના આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસની જુદી જુદી કક્ષાઓ, નિરનિરાળા ઇતિહાસો, પરંપરાઓ, તથા રીતરિવાજો તેમાં કારણભૂત છે. એ ઉપરાંત, પ્રજાઓ જેમ જેમ પરસ્પર વધારે નજીક આવતી જાય તેમ તેમ તેમને પોતપોતાની ચેતનામાં રહેલા ભૂતકાળના અવશેષોને, ખાસ કરીને રાષ્ટ્રવાદના અવશેષોને, ખતમ કરી નાખવાના હોય છે. એટલે સમાજવાદી દેશોની એકતાને વધારે મક્કમ બનાવવાનું આવશ્યક બની જાય છે, એથી સમાજવાદનું સામર્થ્ય અનેક ગણું વધી જાય છે અને સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતની તાકાતોનો સફળ સામનો કરવામાં મદદ મળે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી માર્ક્સવાદ-લેનિનવાદના આધારે સમાજવાદી બિરાદરીના સુમેળને પ્રોત્સાહન આપવાની અને તેનું સામર્થ્ય તથા પ્રભાવ વધારવાની પૂરી કોશિશો કરે છે, આર્થિક, વૈજ્ઞાનિક, ટેકનિકલ, તથા વૈચારિક સહકારને તેમ જ સાંસ્કૃતિક સંબંધોને વિસ્તારે છે, અને સોવિયેત જનતાને બંધુભાવી દેશોની પ્રજાઓ જોડે મિત્રતા તથા આંતરરાષ્ટ્રીય ઐક્યની ભાવનાની કેળવણી આપે છે.

## વિશ્વ સમાજવાદી પદ્ધતિનું વિશ્વ વિકાસના નિર્ણાયક ઘટકમાં રૂપાંતર

ઇતિહાસમાં જુદી જુદી સામાજિક પદ્ધતિઓ વચ્ચે અનેક ટકરામણો જોવા મળે છે, અને એવો સંઘર્ષ આખરે વધારે પ્રગતિશીલ પદ્ધતિઓના વિજયમાં પરિણમ્યો છે. પરસ્પર વિરોધી બે પદ્ધતિઓ — સમાજવાદ અને મૂડીવાદ —

વચ્ચે હાલ ચાલતો સંઘર્ષ પણ સમાજવાદી પદ્ધતિના સંપૂર્ણ વિજયમાં પરિણમશે, એ વાતમાં શંકાને મુદ્દલ સ્થાન નથી. એવી પાકી ખાતરી સામાજિક વિકાસના નિયમોના પૃથક્કરણ ઉપર, જીવનનાં તથ્યો ઉપર, આધારિત છે. સમાજવાદના સામર્થ્ય અને ચૈતન્યની બાબતમાં મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય અને સોવિયેત સંઘમાં સમાજવાદની દૃઢ સ્થાપના તેમ જ વિશ્વ સમાજવાદી પદ્ધતિના વિકાસ જેવી વિશ્વ ઐતિહાસિક મહત્ત્વની ઘટનાઓથી બહેતર સાબિતી શક્ય જ નથી. સાથે સાથે જ, મૂડીવાદની સામાન્ય કટોકટીની વધતી જતી ઉગ્રતા, કેટલાય દેશોએ મૂડીવાદી પદ્ધતિને આપેલી તિલાંજલિ, અને સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિનું પતન મૂડીવાદની અનિવાર્ય નાબૂદી વિશે કોઈ જાતની શંકા બાકી નથી રહેવા દેતાં.

સમાજવાદની દુનિયા વિસ્તાર પામી રહી છે અને મૂડીવાદની દુનિયા સંકોડાઈ રહી છે. દરેક ઠેકાણે મૂડીવાદનું સ્થાન સમાજવાદ અનિવાર્ય રીતે લઈ લેશે. આપણા સમય અને યુગનું મુખ્ય અંતસ્તત્ત્વ મૂડીવાદમાંથી સમાજવાદમાં માનવજાતિના સંક્રમણનું છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે "જેનું મુખ્ય અંતસ્તત્ત્વ મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણનું છે એવો આપણો યુગ પરસ્પર વિરોધી બે સામાજિક પદ્ધતિઓ વચ્ચે સંઘર્ષનો યુગ છે, સમાજવાદી તેમ જ રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓનો અને સામ્રાજ્યવાદની પડતી તથા સાંસ્થાનિક પદ્ધતિની નાબૂદીનો યુગ છે, સમાજવાદના પંથે વધારે ને વધારે પ્રજાઓની આગેકૂચનો તેમ જ વિશ્વવ્યાપી પાયા પર સમાજવાદ તથા સામ્યવાદના વિજયનો યુગ છે. આપણા યુગનું કેંદ્રવર્તી ઘટક આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ અને તેનું મુખ્ય સર્જન — વિશ્વ સમાજવાદી પદ્ધતિ — છે."*

આપણા યુગમાં માનવજાતિના વિકાસનો પૂરો ક્રમ પ્રતીતિજનક રીતે બતાવે છે કે વિશ્વ સમાજવાદી પદ્ધતિ હવે દુનિયાનાં સમાજવાદી અને સામાન્ય રૂપે સઘળાં પ્રગતિશીલ પરિબળોના કેંદ્રમાં છે. વિશ્વ સમાજવાદી પદ્ધતિ માનવજાતિના પ્રગતિશીલ આંદોલનનો પંથ ઉજાળતી તથા વિશ્વ વિકાસના ક્રમ ઉપર જબ્બર ક્રાંતિકારી પ્રભાવ પાડતી જ્યોતિ છે, અને સાથે સાથે માર્ક્સવાદ-લેનિનવાદના અમર વિચારોને મૂર્ત કરતું મહાન ભૌતિક પરિબળ છે, સામ્રાજ્યવાદ સામેના સંઘર્ષનો મુખ્ય બોજો અને દુનિયાના ભાવિ અંગે મોટા ભાગની જવાબદારી ઉઠાવતું પરિબળ છે.

---

*'સામ્યવાદનો પંથ', મોસ્કો, ૧૯૬૨, પૃષ્ઠ ૪૪૯.

સમાજવાદી પદ્ધતિ વિશ્વ વિકાસના ક્રમ ઉપર સૌપ્રથમ તો પોતાની આર્થિક પ્રગતિ મારફત પ્રભાવ પાડે છે. તેની આર્થિક વૃદ્ધિના દરો દુનિયાના ઔદ્યોગિક તેમ જ ખેતીવાડીના ઉત્પાદનનાં તેનો ફાળો નિરંતર વધારતા રહે છે. સમાજવાદી પદ્ધતિ જેમ જેમ આર્થિક વિકાસમાં વધારે સફળતાઓ હાંસલ કરતી જાય અને તેનું આર્થિક તથા રાજકીય સામર્થ્ય વધતું જાય તેમ તેમ અગત્યના આંતરરાષ્ટ્રીય સવાલોના, ખાસ કરીને યુદ્ધ અને શાંતિની સમસ્યાના, ઉકેલમાં તેની ભૂમિકા વધતી જાય છે. સમાજવાદ તથા શાંતિનાં પરિબળોના સામર્થ્યને કારણે હવે સામ્રાજ્યવાદીઓના પ્રત્યાઘાતી કાવાદાવાઓને કેવળ ઉઘાડા પાડવાનું જ નહિ પરંતુ વારંવાર નાકામયાબ કરી દેવાનું પણ શક્ય બન્યું છે.

વિશ્વ સમાજવાદી પદ્ધતિ બિન-સમાજવાદી રાજ્યોની પ્રજાઓના સંઘર્ષ ઉપર તેના નિરંતર વધતા જતા પ્રભાવને કારણે પણ આધુનિક ઇતિહાસમાં ભારે મોટી ભૂમિકા ભજવે છે. તે ઉદાહરણની અસર મારફત મૂડીવાદી દેશોના મહેનતકશ લોકોમાં ક્રાંતિકારી ચેતના રેડે છે અને તેમને મૂડીવાદની સામે અને શાંતિ તથા રાષ્ટ્રીય પ્રગતિ માટે તેમ જ લોકશાહી તથા સમાજવાદના વિજય માટે લડવા પ્રેરે છે. આજે ક્રાંતિકારી કદમ ઉઠાવવા સળવળી રહેલી પ્રજાઓ વિશ્વ પ્રત્યાઘાત તરફથી પ્રતિક્રાંતિની નિકાસ વિરુદ્ધ તેમના સંઘર્ષમાં સમાજવાદી પદ્ધતિના ટેકાની ખાતરી રાખી શકે છે. સમાજવાદી દેશો તેમને નવા સમાજના નિર્માણમાં પણ મદદ કરે છે.

સમાજવાદી દેશો સંસ્થાનવાદના એકદમ કટ્ટર વિરોધીઓ છે અને પ્રજાઓની રાષ્ટ્રીય સમાનતા તેમ જ રાજ્ય-સ્વતંત્રતાના અડગ સમર્થકો છે. વિશ્વ સમાજવાદી પદ્ધતિ સાંસ્થાનિક વર્ચસ્વનો વિરોધ કરે છે અને પ્રજાઓની સ્વતંત્રતાની લડતને પૂરો ટેકો આપે છે. તે રાષ્ટ્રીય મુક્તિ આંદોલનની વધારે ને વધારે સફળતાઓનું પ્રબળ કારણ બની રહે છે.

### પરસ્પર વિરોધી બે પદ્ધતિઓ વચ્ચેના આંતરવિરોધોના ઉકેલના રૂપ તરીકે શાંતિમય સહઅસ્તિત્વ

વિશ્વ સમાજવાદી અને મૂડીવાદી પદ્ધતિઓ વચ્ચેના આંતરવિરોધોના ઉકેલનું વિશિષ્ટ રૂપ વિવિધ સામાજિક પદ્ધતિઓ ધરાવતાં રાજ્યના શાંતિમય સહઅસ્તિત્વનું છે.

શાંતિમય સહઅસ્તિત્વના સિદ્ધાંતને લેનિને નિરૂપિત અને સાબિત કર્યો

હતો. લેનિનને પાકી ખાતરી હતી કે સમાજવાદ વહેલો કે મોડો આખી દુનિયામાં વિજયી બની જશે. પરંતુ તેમણે સમજાવ્યું હતું કે એ વિજય બધા દેશોમાં એકીવેળાએ નહિ થાય. આર્થિક વિકાસની કક્ષા, વર્ગસંઘર્ષની ઉગ્રતા, સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગનાં પરિબળોનો સહસંબંધ, તથા બીજા સંજોગોના આધારે કેટલાક દેશો સમાજવાદને બીજા દેશોથી વહેલો અપનાવી લેશે. તેમાંથી લેનિને નિષ્કર્ષ તારવ્યો કે અમુક ઐતિહાસિક ગાળા દરમિયાન જ્યારે દુનિયામાં સમાજવાદી રાજ્યોની જોડાજોડ મૂડીવાદી રાજ્યો પણ અસ્તિત્વમાં હશે ત્યારે **સમાજવાદી અને મૂડીવાદી દેશોનું સહઅસ્તિત્વ અનિવાર્ય છે**. લેનિન **શાંતિમય** સહઅસ્તિત્વના હિમાયતી હતા. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત સરકાર વિદેશનીતિમાં એ સિદ્ધાંતને મક્કમપણે વળગી રહે છે. તેમની વિદેશનીતિનું મુખ્ય લક્ષ્ય સોવિયેત સંઘમાં સામ્યવાદના નિર્માણ માટે તથા વિશ્વ સમાજવાદી પદ્ધતિના વિકાસ માટે શાંતિમય સંજોગો સુનિશ્ચિત બનાવવાનું તેમ જ બધી શાંતિપ્રેમી પ્રજાઓની સાથે મળીને માનવજાતિને વિનાશક વિશ્વયુદ્ધના જોખમથી ઉગારી લેવાનું છે.

આજે વ્યાપક હત્યાકાંડનાં રાક્ષસી હથિયારો અને તેમને પૃથ્વીની કોઈ પણ જગ્યાએ પહોંચાડવાનાં સાધનો છે ત્યારે, નવા વિશ્વયુદ્ધમાં પારાવાર જિંદગીઓના ખાતમાનું તથા ભયાનક વિનાશલીલાનું જોખમ છે ત્યારે, યુદ્ધ અને શાંતિની સમસ્યા આપણા યુગની એકદમ વાસ્તવિક સમસ્યા બની ગઈ છે. યુદ્ધ અને શાંતિની સમસ્યા કરોડો લોકો માટે જિંદગી અને મોતની સમસ્યા છે, આખેઆખાં રાષ્ટ્રો તથા રાજ્યોની હયાતીની સમસ્યા છે. એટલે જ પ્રજાઓ યુદ્ધનો વિરોધ અને શાંતિનું સમર્થન કરે છે.

શાંતિમય સહઅસ્તિત્વમાં આવી પૂર્વધારણાઓ સામેલ છે: રાજ્યો વચ્ચેના ઝઘડાઓમાં યુદ્ધની રીત તજી દેવી અને વાટાઘાટોની રીત અપનાવવી; રાજ્યો વચ્ચે સમાનતા અને પરસ્પર સમજણ તથા વિશ્વાસનું વાતાવરણ જાળવવું તેમ જ એકબીજાનાં હિતોને લક્ષમાં રાખવાં; એકબીજાના આંતરિક મામલાઓમાં દખલગીરી ન કરવી અને પોતાની બધી સમસ્યાઓ ખુદ ઉકેલવાના દરેક રાષ્ટ્રના અધિકારને માન્ય રાખવો; તમામ દેશોની સાર્વભૌમતા અને પ્રાદેશિક અખંડતાના સિદ્ધાંતનું કડક પાલન કરવું; અને સંપૂર્ણ સમાનતા તથા પરસ્પર લાભના આધારે આર્થિક તથા સાંસ્કૃતિક સહકારને પ્રવેગ આપવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી અને બીજી બધી માર્ક્સવાદી પાર્ટીઓ એ બધાં ઉમદા કર્તવ્યો ઉપર ખૂબ ધ્યાન આપે છે.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી, સાથીભાવી કોમ્યુનિસ્ટ પાર્ટીઓ, અને દુનિયામાં બધાં શાંતિપ્રેમી પરિબળોના પ્રયાસોના સુફળ રૂપે આંતરરાષ્ટ્રીય સુમેળનું વલણ જોર પકડી રહ્યું છે અને "શીતયુદ્ધ"ની હાલત વિવિધ સામાજિક પદ્ધતિઓ ધરાવતાં રાજ્યોના સહઅસ્તિત્વમાં પલટાઈ રહી છે. સોવિયેત સંઘ સુમેળને અફર બનાવી દેવાનો, રાજકીય સુમેળમાં લશ્કરી સુમેળ ઉમેરવાનો, અને તેને માટે વિશ્વાસપાત્ર ભૌતિક આધાર ઊભો કરવાનો પાકો નિર્ધાર ધરાવે છે.

તેની સાબિતી સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની પચીસમી કોંગ્રેસના નિર્ણયોમાં જોવા મળે છે. એ કોંગ્રેસમાં શાંતિ અને આંતરરાષ્ટ્રીય સહકારના તેમ જ પ્રજાઓની આઝાદી અને સ્વતંત્રતાના સંઘર્ષને આગળ ધપાવવાનો કાર્યક્રમ અપનાવવામાં આવ્યો હતો. ૨૫મી કોંગ્રેસમાં ૨૪મી કોંગ્રેસના શાંતિ કાર્યક્રમનાં પગલાંને (નિ:શસ્ત્રીકરણ, સામરિક શસ્ત્રોમાં ઘટાડો અને તેમની મર્યાદાનું નિર્ધારણ, મધ્ય યુરોપમાં સશસ્ત્ર દળો તથા શસ્ત્રસરંજામમાં ઘટાડો, વગેરે) વધારે અસરકારક બનાવવા તથા વિકસાવવા ઉપરાંત મહત્ત્વનાં નવાં પગલાં અપનાવવામાં આવ્યાં હતાં. તેમાં આંતરરાષ્ટ્રીય સંબંધોના ક્ષેત્રે તાકાતનો ઉપયોગ ન કરવાની વિશ્વ સંધિ અંગે કામગીરીની તેમ જ એશિયા ખંડનાં રાજ્યોની સંયુક્ત જહેમતો મારફત એશિયાઈ સલામતીના બંદોબસ્તને પ્રવેગ આપવાની બાબતો સામેલ હતી. એ પગલાં વિશે આખીદુ નિયામાં ભારે ઉત્સુકતા અને બહાલીની લાગણી ફેલાઈ ગઈ હતી.

શાંતિમય સહઅસ્તિત્વના સિદ્ધાંતનો સુસંગત અમલ કરતી માર્ક્સવાદી પાર્ટીઓ લક્ષમાં રાખે છે કે શાંતિને સલામત રાખી શકે અને વધારે દૃઢ બનાવી શકે એવાં સમર્થ પરિબળો દુનિયામાં અસ્તિત્વમાં આવ્યાં છે અને વિકસી રહ્યાં છે. શાંતિના વિસ્તૃત ક્ષેત્રમાં વિશ્વ સમાજવાદી પદ્ધતિની—એકધારી વિકસી તથા વધારે તાકાતવાન બની રહેલી અને દુનિયાનાં સઘળાં શાંતિપ્રેમી પરિબળો માટે આકર્ષણનું સ્વાભાવિક કેંદ્ર બની રહેતી વિશ્વ સમાજવાદી પદ્ધતિની—જોડાજોડ શાંતિમય બિનસમાજવાદી દેશોનું મોટું જૂથ પણ સામેલ છે. એ જૂથના ઘણા દેશો સાંસ્થાનિક ધૂંસરીને ફગાવી દઈને સ્વતંત્ર બનેલા છે. યુદ્ધ અને શાંતિની સમસ્યાના ઉકેલની બાબત વધારે ને વધારે સક્રિય રીતે પોતાના હાથમાં લઈ લેતા વ્યાપક લોકસમુદાયોનું યુદ્ધ-વિરોધી આંદોલન શાંતિના સંઘર્ષનું મહત્ત્વનું ઘટક છે.

એ બધાં સમર્થ શાંતિપ્રેમી પરિબળોના અસ્તિત્વને કારણે સોવિયેત કોમ્યુનિસ્ટ

પાર્ટી તથા બીજા દેશોની માર્ક્સવાદી પાર્ટીઓ એવો નિષ્કર્ષ તારવી શકે છે કે આપણા યુગમાં નવા યુદ્ધના જોખમથી બચવાનું શક્ય છે.

પરંતુ શાંતિપ્રેમી પરિબળો નવા વિશ્વયુદ્ધને અટકાવવા શક્તિમાન હોવાનો અર્થ એવો નથી કે યુદ્ધ ફાટી નીકળવાની બધી શક્યતાઓ ખતમ થઈ ગઈ હોય. જ્યાં સુધી મૂડીવાદ અસ્તિત્વમાં રહેશે ત્યાં સુધી એવી શક્યતા રહેવાની જ. કેવળ સામ્યવાદી સમાજ જ દુનિયામાં સનાતન શાંતિ સ્થાપશે. પરંતુ હાલના સંજોગોમાં તો પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી વર્તુળો, ખાસ કરીને લશ્કરી ઔદ્યોગિક સંકુલો, પ્રજાઓની શાંતિ અને સલામતી ખાતર સોવિયેત સંઘ તથા બીજા સમાજવાદી દેશોના એકધારા સુસંગત સંઘર્ષનો, કટ્ટર સામનો કરે છે. નવા વિશ્વયુદ્ધના જોખમને કારણે સોવિયેત યુનિયનને પોતાનું સંરક્ષણ સામર્થ્ય વધારવાનાં અને સોવિયેત જનતાનું તથા આખી સમાજવાદી બિરાદરીનું રક્ષણ કરવાનાં જરૂરી પગલાં લેવાં પડે છે.

## વર્ગસંઘર્ષના રૂપ તરીકે શાંતિમય સહઅસ્તિત્વ

વર્તમાન તકવાદીઓ શાંતિમય સહઅસ્તિત્વના સિદ્ધાંતના સારતત્ત્વને વિકૃત બનાવી નાખે છે. તેઓ દલીલ કરે છે કે શાંતિમય સહઅસ્તિત્વ સમાજવાદી અને મૂડીવાદી પદ્ધતિઓ વચ્ચેના વિરોધોનો નિવેડો આણે છે, સમાજવાદી અને મૂડીવાદી વિચારસરણીઓ વચ્ચેના સંઘર્ષનો અંત સૂચિત કરે છે.

પરંતુ વાસ્તવમાં શાંતિમય સહઅસ્તિત્વ સમાજવાદ અને મૂડીવાદ વચ્ચેના વિરોધોનો નિવેડો અને તેમની વચ્ચેના સંઘર્ષનો અંત કોઈ રીતે સૂચિત નથી કરતું. શાંતિમય સહઅસ્તિત્વ અને આંતરરાષ્ટ્રીય સુમેળ રાજ્યો વચ્ચેના સંબંધોને લગતી બાબતો છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા કેંદ્રીય સમિતિના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "આંતરરાષ્ટ્રીય સુમેળ વર્ગસંઘર્ષના નિયમોને કોઈ રીતે ખતમ નથી કરી નાખતો, ખતમ કરી શકે નહિ, અથવા તેમાં ફેરફાર પણ કરી શકે નહિ."* એ ઉપરાંત,

---

*'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસ', મોસ્કો, ૧૯૭૬, પૃષ્ઠ ૩૯.

શાંતિમય સહઅસ્તિત્વ પરસ્પર વિરોધી બે વિશ્વ પદ્ધતિઓ વચ્ચેના વર્ગસંઘર્ષનું ખાસ રૂપ છે. તેમાં પરસ્પર વિરોધી બે વિશ્વ પદ્ધતિઓ, સમાજવાદ અને મૂડીવાદ, વચ્ચેના સંઘર્ષનું આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સાતત્ય અંકિત છે. એ સંઘર્ષ આર્થિક, રાજકીય, અને વૈચારિક છે, લશ્કરી કોઈ રીતે નથી. તેને શાંતિમય રીતે, યુદ્ધનાં હથિયારો વગર, એકબીજાના આંતરિક મામલાઓમાં દખલગીરી વગર, લડવામાં આવે છે.

શાંતિમય સહઅસ્તિત્વ સમાજવાદ અને મૂડીવાદ વચ્ચે આંતરરાષ્ટ્રીય પાયા પર આર્થિક હરીફાઈનો આધાર બની રહે છે. તે સમાજવાદ અને મૂડીવાદ વચ્ચે આર્થિક તથા સાંસ્કૃતિક પ્રગતિનાં વલણો, દરો, તથા વ્યાપનો સંઘર્ષ છે. એ સંઘર્ષ દરમિયાન લોકો પોતાના અનુભવ મારફત સમજે છે કે કઈ પદ્ધતિ તેમની જરૂરિયાતોને વધારે પૂર્ણ રૂપે સંતોષી શકે એવી છે.

વર્તમાન વિશ્વ વિકાસ એ હરીફાઈના, પરસ્પર વિરોધી બે પદ્ધતિઓ વચ્ચે સંઘર્ષના, ક્રમ તથા પરિણામોના આધારે નિર્ધારિત થાય છે. ભારપૂર્વક ઉલ્લેખ કરવો જોઈએ કે શાંતિમય સહઅસ્તિત્વમાં રાજકીય સંઘર્ષનો, મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગના ક્રાંતિકારી વર્ગસંઘર્ષનો, મૂડીવાદી શોષણથી છુટકારા માટે મહેનતકશ લોકોના સંઘર્ષનો, અને રાષ્ટ્રીય સ્વતંત્રતા ખાતર તેમ જ સંસ્થાનવાદ તથા નવ-સંસ્થાનવાદની સામે પીડિત પ્રજાઓની લડતનો ત્યાગ સૂચિત નથી.

પરસ્પર વિરોધી બે પદ્ધતિઓના શાંતિમય સહઅસ્તિત્વમાં કટ્ટર વૈચારિક સંઘર્ષ, સમાજવાદી અને મૂડીવાદી વિચારસરણીઓ વચ્ચે લડાઈ, પણ સૂચિત છે. કામદાર વર્ગનાં તેમ જ તમામ મહેનતકશ લોકોનાં હિતોને વ્યક્ત કરતી, અને મૂડીદાર વર્ગની સામે તેમ જ સમાજવાદ તથા સામ્યવાદ માટે સર્વહારા વર્ગના સંઘર્ષની ઐતિહાસિક અનિવાર્યતા સાબિત કરતી, સમાજવાદી વિચારસરણી મૂડીવાદી વિચારસરણીથી તદ્દન વિપરીત છે. તે મૂડીવાદી વિચારસરણીનો સામનો કરે છે કારણ કે મૂડીવાદી વિચારસરણી સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતી પરિબળોનાં હિતોને વ્યક્ત કરે છે, સામ્રાજ્યવાદના અસ્તિત્વને વાજબી ઠરાવવાની કોશિશ કરે છે, અને શાંતિ, લોકશાહી, તથા સમાજવાદની સામે સંઘર્ષમાં હથિયાર તરીકે વપરાય છે. એવી મુરાદો પાર પાડવા માટે વૈચારિક પ્રભાવની તમામ રીતો અજમાવવામાં આવે છે. તેમાંની મુખ્ય રીત મોટે ભાગે સમાજવાદની નાલેશી ઉપર તેમ જ કોમ્યુનિસ્ટ પાર્ટીઓની નીતિઓ તથા લક્ષ્યના અને માર્ક્સવાદ-લેનિનવાદના અર્થ વિશે જૂઠી રજૂઆત ઉપર આધારિત

**સામ્યવાદ-વિરોધની** છે. મૂડીવાદ સાથે શાંતિમય હરીફાઈમાં સમાજવાદના વિજયની અનિવાર્ય શરત મૂડીવાદી વિચારસરણી સામે સુસંગત તથા કટ્ટર સંઘર્ષની છે.

એ રીતે, મૂડીવાદી પદ્ધતિનો વધારે ને વધારે સફળ સામનો કરતી સમાજવાદી પદ્ધતિનું અસ્તિત્વ અને વિકાસ વિશ્વ ક્રાંતિકારી આંદોલનની વૃદ્ધિ માટે નિરંતર વધારે સાનુકૂળ **આંતરરાષ્ટ્રીય સંજોગો** પેદા કરે છે.

વર્તમાન સમયે સમાજવાદની દિશામાં નવા નવા દેશોના સંક્રમણ માટે **આંતરિક સંજોગો** પણ વધારે સાનુકૂળ બન્યા છે. તેમાં એ હકીકત કારણભૂત છે કે મૂડીવાદની સામાન્ય કટોકટી વધારે ઉગ્ર બની છે અને તેના બધા અંતર્ભૂત આંતરવિરોધો વધારે જોરદાર બન્યા છે.

## મૂડીવાદની સામાન્ય કટોકટીની વધતી જતી ઉગ્રતા

ભરપૂર શક્તિ, જોમ, અને તાજગી ધરાવતી સમાજવાદની દુનિયા વિકસી રહી છે અને આગેકૂચ કરી રહી છે ત્યારે મૂડીવાદી પદ્ધતિ પડતી અને વિઘટનની ગહનગામી પ્રક્રિયામાં જકડાઈ ગઈ છે. તે સામાન્ય કટોકટીના વમળમાં સપડાઈ ગઈ છે.

એ કટોકટીની શરૂઆત સોવિયેત સંઘની, જગતના પ્રથમ સમાજવાદી રાજ્યની, સ્થાપનામાં પરિણમેલી મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિથી થઈ હતી. એ વખતે દુનિયામાં મૂડીવાદના અખંડ શાસનનો અંત આવી ગયો.

યુરોપ અને એશિયાના કેટલાય દેશોમાં સમાજવાદી ક્રાંતિના વિજયથી, સમાજવાદને વિશ્વ પદ્ધતિમાં પલટાવી નાખનારા વિજયથી, સામ્રાજ્યવાદની ઉપર બીજો એક જોરદાર ફટકો પડયો.

મૂડીવાદની સામાન્ય કટોકટીના હાલના તબક્કાની મુખ્ય લાક્ષણિકતા એ છે કે દુનિયામાં પરિબળોના સહસહસંબંધમાં વિશ્વ સમાજવાદી પદ્ધતિની તરફેણનું મૂળભૂત પરિવર્તન થયું છે. વધારે ને વધારે દેશો મૂડીવાદને તિલાંજલિ આપી રહ્યા છે, અને સમાજવાદ તથા સામાજિક પ્રગતિ ખાતર લડતાં પરિબળો આખી દુનિયામાં ઝડપથી વધી રહ્યાં છે. સમાજવાદ સાથે શાંતિમય આર્થિક હરીફાઈમાં સામ્રાજ્યવાદની સ્થિતિ એકધારી નબળી પડતી જાય છે. રાષ્ટ્રીય

મુક્તિ આંદોલનની અપૂર્વ પ્રગતિના પરિણામે સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિ ભાંગી પડી છે.

પરંતુ વર્તમાન મૂડીવાદ દુનિયાની નવી પરિસ્થિતિને અનુરૂપ બનવાની કોશિશ કરી રહ્યો છે. સમાજવાદનો સામનો કરવાના સંજોગોમાં મૂડીવાદી દેશોના શાસક વર્તુળોને અગાઉ કદી નહોતી લાગી એવી ભયંકર બીક લાગે છે કે વર્ગસંઘર્ષ વિકાસ પામતો ક્યાંક લોકવ્યાપી ક્રાંતિકારી આંદોલનમાં પલટાઈ જાય. એટલે મૂડીદાર વર્ગ મહેનતકશ લોકોના શોષણનાં વધારે છૂપાં રૂપો અજમાવવાની કોશિશ કરે છે, અને લોકસમુદાયોને બને એટલા પ્રમાણમાં પોતાના વૈચારિક તથા રાજકીય કાબૂમાં રાખવાના આશયે ક્યારેક ક્યારેક થોડાઘણા સુધારાઓ અમલમાં મૂકવા તૈયાર થઈ જાય છે. "ઇજારદારીઓ પોતાની સ્થિતિ વધારે મજબૂત બનાવવા માટે, ઉત્પાદનની કાર્યક્ષમતા વધારવા તથા તેના વિકાસના વેગને વધારે ઝડપી બનાવવા માટે, અને મહેનતકશ લોકોનું શોષણ તથા પીડન વધારે કારમું બનાવવા માટે વૈજ્ઞાનિક તથા ટેકનિકલ સિદ્ધિઓનો વિસ્તૃત ઉપયોગ કરે છે.

"પરંતુ નવા સંજોગોને અનુરૂપ બનવાનો અર્થ એવો નથી કે મૂડીવાદ પદ્ધતિ તરીકે સ્થાયી બની ગયો હોય. મૂડીવાદની સામાન્ય કટોકટી વધારે ને વધારે ઉગ્ર બની રહી છે."* છેલ્લાં થોડાંક વર્ષોની ઘટનાઓ આ નિરૂપણને પાકે પાયે સાબિત કરી દે છે.

સોવિયેત યુનિયનની ૨૫મી કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા કેંદ્રીય સમિતિના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે મૂડીવાદની સામાન્ય કટોકટી સર્વાંગી બની ગઈ છે. મૂડીવાદી અર્થકારણ તથા રાજકારણ તેમ જ વિચારસરણી તથા નીતિનિયમો ગહનગામી કટોકટીમાં જકડાઈ ગયાં છે. તાજેતરનાં વર્ષોમાં મૂડીવાદી દુનિયામાં ફાટી નીકળેલી આર્થિક કટોકટીને ઉગ્રતા અને વ્યાપની દૃષ્ટિએ કેવળ ચોથા દાયકાના આરંભની કટોકટી સાથે જ સરખાવી શકાય એમ છે. હાલની કટોકટી આખી દુનિયામાં મૂડીવાદી અર્થકારણનાં સઘળાં મુખ્ય કેંદ્રોમાં એકીસાથે ફેલાઈ ગઈ છે, અને તેણે યુદ્ધોત્તર ગાળામાં અસ્તિત્વમાં આવેલા ખૂબ વિકસિત રાજ્ય-ઇજારદારી અર્થતંત્રને આવરી લીધું છે. મોટા ભાગના મૂડીવાદી દેશોમાં નાણાકીય, ઊર્જા સંબંધી, અને કાચા માલની કટોકટીની સાથે ઉત્પાદનમાં

---

*સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૪મી કૉંગ્રેસ, મોસ્કો, ૧૯૭૧, પૃષ્ઠ ૨૦.

ઘટાડો અને વધતી જતી બેકારી સંકળાયેલાં છે. સતત વધતા જતા લશ્કરી ખર્ચને લીધે પેદા થયેલા ફુગાવાથી કટોકટીની પ્રક્રિયાઓ ખાસ ઉગ્ર થઈ ગઈ છે. "સહિયારા બજારમાં" અને "નાટો" લશ્કરી સંગઠનમાં સામ્રાજ્યવાદીઓ વચ્ચેની ચડસાચડસી તથા વિખવાદ વધારે જોરદાર બની ગયાં છે. આંતરરાષ્ટ્રીય ઈજારદારીઓની વધી ગયેલી તાકાતને લીધે હરીફાઈનો સંઘર્ષ વધારે નિષ્ઠુર બની ગયો છે. મૂડીવાદની અસ્થિરતા વધારે ને વધારે સ્પષ્ટ બનતી જાય છે. વર્તમાન સમયનો મૂડીવાદ કટોકટીઓથી છુટકારો મેળવવા શક્તિમાન હોવાની સુધારાવાદી કપોળકલ્પિત દલીલો પડી ભાંગી છે.

મૂડીવાદની સામાન્ય કટોકટીના હાલના તબક્કાનાં લક્ષણોમાંનું એક એ છે કે સામ્રાજ્યવાદની ગૃહનીતિ અને વિદેશનીતિની કટોકટી વધારે ઉગ્ર બની રહી છે. તેના પરિણામે સઘળાં ક્ષેત્રોમાં રાજકીય પ્રત્યાઘાતનું જોર વધી ગયું છે, મૂડીવાદી આઝાદીઓમાં કાપ મુકાઈ રહ્યો છે, અમુક દેશોમાં ફાસીવાદી જુલમી સત્તાઓ સ્થાપવામાં આવી છે, અને આંતરરાષ્ટ્રીય મામલાઓમાં સામ્રાજ્યવાદની નિર્ણાયક ભૂમિકા ખતમ થઈ ગઈ છે.

સામ્રજ્યવાદની રાજકીય-વૈચારિક કટોકટી પણ વધારે ઉગ્ર બની ગઈ છે. તેણે સત્તાનાં સંઘટનો તેમ જ મૂડીવાદી રાજકીય પાર્ટીઓને આવરી લીધાં છે, અને પ્રાથમિક નૈતિક ધોરણોને નબળાં પાડી દીધાં છે. ભ્રષ્ટાચાર વધારે ને વધારે પ્રમાણમાં નજરે પડે છે અને રાજ્ય તંત્રનાં ઉપલાં સોપાનોમાં પણ ફેલાઈ ગયો છે. બૌદ્ધિક સંસ્કૃતિની અવનતિ સતત ચાલુ છે અને ગુનાઓનું પ્રમાણ વધી રહ્યું છે.

મૂડીવાદી વિચારસરણી પણ કારમી કટોકટીના પાશમાં જકડાઈ ગઈ છે. નિરાશાવાદ અને ભવિષ્ય અંગે બીક, રહસ્યવાદ, વિજ્ઞાનમાં તેમ જ માનવીની સર્જન શક્તિ તથા કાર્યશક્તિમાં અવિશ્વાસની લાગણી, પ્રગતિનો નિષેધ, સામ્યવાદ-વિરોધી નાલેશી, લોકો જેને નફરત કરે છે એ રોજી-ગુલામી તથા જુલમની પદ્ધતિ — મૂડીવાદી વિચારસરણીનાં મુખ્ય લક્ષણો એવાં છે. મૂડીવાદી વિચારસરણી બહોળા લોકસમુદાયોમાં ઉત્સાહ પ્રેરે એવા વિચારો લાંબા સમયથી રજૂ નથી કરી શકી. તે ઇતિહાસના મેદાનમાંથી બહાર ખસી રહેલા વર્ગની વિચારસરણી છે. એટલે તેની પૂરી નાદારી અનિવાર્ય છે.

આપણા યુગમાં મૂડીવાદી સમાજમાં ઉત્પાદક શક્તિઓ અને ઉત્પાદન વચ્ચેનું ઘર્ષણ ઉગ્રતાની આખરી કક્ષાએ પહોંચી ગયું છે. માનવજાતિ મહાન વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિના ગાળામાં દાખલ થઈ છે. પરંતુ મૂડીવાદી

ઉત્પાદન સંબંધો એ ક્રાંતિ માટે વધારે પડતા સાંકડા છે. મૂડીવાદ ઉત્પાદક શક્તિઓના વિકાસને તેમ જ સામાજિક પ્રગતિના હિતમાં માનવીય બુદ્ધિના ઉપયોગને અવરોધવા ઉપરાંત તેમને વિનાશક યુદ્ધનાં રાક્ષસી હથિયારોમાં પલટાવી નાખીને વારંવાર ખુદ માનવીની જ વિરુદ્ધ વાપરે છે. મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિનો એ ઊંડો આંતરવિરોધ માનવજાતિ સમક્ષ મૂડીવાદી ઉત્પાદન સંબંધોની સાંકડી સીમાઓને તોડી નાખવાનું, માનવીએ સર્જેલી પ્રચંડ ઉત્પાદક શક્તિઓને બંધનમુક્ત કરીને આખા સમાજના હિતમાં કામે લગાવી દેવાનું, કર્તવ્ય રજૂ કરે છે. એ કર્તવ્ય પાર પાડવાનો એકમાત્ર માર્ગ સમાજવાદી ક્રાંતિનો છે.

મોસ્કોમાં ભરવામાં આવેલા કોમ્યુનિસ્ટ અને કામદાર પાર્ટીઓના આંતરરાષ્ટ્રીય સંમેલનના દસ્તાવેજમાં જણાવવામાં આવ્યું છે કે "**સામ્રાજ્યવાદ પોતે ગુમાવેલી ઐતિહાસિક પહેલકદમી પાછી હાંસલ કરી શકે એમ નથી અને વિશ્વ વિકાસના ક્રમને ઊલટી દિશામાં વાળી શકે એમ નથી. હવે વિશ્વ સમાજવાદી પદ્ધતિ, આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ, તમામ ક્રાંતિકારી પરિબળો, માનવજાતિના વિકાસની મુખ્ય દિશાને નિર્ધારિત કરે છે.**"*

## લોકશાહી ખાતર સંઘર્ષ સમાજવાદ ખાતર સંઘર્ષનો અંતર્ગત ભાગ

વધારે ને વધારે દેશો મૂડીવાદી પદ્ધતિથી અલગ થતા જશે અને એ રીતે સમાજવાદી દુનિયાનું વિસ્તરણ તથા વિકાસ ચાલુ રહેશે.

ક્રાંતિ દરમિયાન સમાજવાદી પરિવર્તનો લોકશાહીવાદી, સામ્રાજ્યવાદ-વિરોધી, પરિવર્તનો જોડે ગૂંથાયેલાં હોય છે. મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિનો વિકાસ સમાજવાદી ક્રાંતિમાં થવા સંબંધી સિદ્ધાંતના નિરૂપણ તથા વિવરણમાં લેનિને જણાવ્યું છે કે સામ્રાજ્યવાદના યુગમાં અત્યંત વિવિધ સામાજિક જૂથોના લોકશાહીવાદી તથા સામ્રાજ્યવાદ-વિરોધી આંદોલન જોડે સંકળાયેલી ન હોય એવી "વિશુદ્ધ" ક્રાંતિઓ શક્ય જ નથી. એવા સંજોગોમાં સર્વહારા વર્ગે, લોકવ્યાપી સામ્રાજ્યવાદ-વિરોધી આકાંક્ષાઓના એકદમ સુસંગત સમર્થક વર્ગે, લોકશાહીવાદી

---

*કોમ્યુનિસ્ટ અને કામદાર પાર્ટીઓનું આંતરરાષ્ટ્રીય સંમેલન, મોસ્કો, ૧૯૬૯, પ્રાગ ૧૯૬૯, પૃષ્ઠ ૧૩.

આંદોલનની આગેવાની કરવી જોઈએ, તેમાં ભાગ લેનારા વિવિધ વર્ગોની એકતા સાધવી જોઈએ અને મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં તથા સમાજવાદનો વિજય સિદ્ધ કરવામાં તેમને માર્ગદર્શન આપવું જોઈએ.

શક્ય છે કે કેટલાક દેશોમાં ક્રાંતિ પ્રમાણમાં સ્વતંત્ર બે તબક્કાઓમાં થાય—એક સામાન્ય લોકશાહીવાદી અને બીજો સમાજવાદી. સોવિયેત યુનિયનમાં અને બીજા કેટલાક દેશોમાં ક્રાંતિ એવી રીતે થઈ હતી. સોવિયેત યુનિયનમાં મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પહેલાં ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ થઈ હતી. બીજા કેટલાક સમાજવાદી દેશોમાં ક્રાંતિ સમાજવાદી તબક્કામાં દાખલ થતાં પહેલાં સામ્રાજ્યવાદ-વિરોધી લોકશાહીવાદી તબક્કામાંથી પસાર થઈ હતી. હાલ જ્યાં મૂડીવાદનું વર્ચસ્વ છે એવા દેશોમાંથી કેટલાકમાં પણ ક્રાંતિનો વિકાસ કદાચ એવી રીતે થાય.

બીજા વિશ્વયુદ્ધ પછી જોરદાર લોકશાહીવાદી આંદોલનો વિકાસ પામ્યાં છે—રાષ્ટ્રીય મુક્તિ આંદોલન અને રાષ્ટ્રીય સાર્વભૌમતાની રક્ષાનો સંઘર્ષ, શાંતિ અને સલામતી માટે પ્રજાઓનું આંદોલન, અને કેટલાય મૂડીવાદી દેશોમાં લોકશાહી ખાતર સંઘર્ષ. વર્તમાન લોકશાહીવાદી આંદોલનો અસાધારણ બહોળા વ્યાપ તથા સંગઠનની લાક્ષણિકતા ધરાવે છે. એ આંદોલનો સામ્રાજ્યવાદનો, ઈજારદારીઓની પ્રત્યાઘાતી ગૃહ તથા વિદેશ નીતિઓનો, જોરદાર સામનો કરે છે.

ઈજારદારીઓની સામે તેમ જ શાંતિ અને લોકશાહીવાદી સુધારાઓ ખાતર સંઘર્ષ બેશક સમાજવાદી સ્વરૂપનો નથી, ખાનગી મિલકત અને માનવીના હાથે માનવીના શોષણને નાબૂદ કરી નાખવાનું લક્ષ્ય નથી ધરાવતો. પરંતુ તે ઈજારદારીઓના શાસનને નબળું પાડી દે છે તથા રાષ્ટ્રીય સ્વતંત્રતા અને લોકશાહી સિદ્ધ કરવામાં સહાયક બને છે, અને એ રીતે સમાજવાદી ક્રાંતિનાં કર્તવ્યો હાથમાં લેવા માટે જરૂરી સંજોગો પેદા કરે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે "ઈજારદારીઓ સામેના સામાન્ય લોકશાહીવાદી સંઘર્ષ સમાજવાદી ક્રાંતિમાં ઢીલ નથી પાડતાં પરંતુ તેને વધારે નજીક આણે છે. **લોકશાહી માટેનો સંઘર્ષ સમાજવાદ માટેના સંઘર્ષનો એક ભાગ છે.**"*

મૂડીવાદી ઈજારદારીઓની સામે અને લોકશાહી તથા શાંતિ ખાતર સંઘર્ષ દરમિયાન કામદાર વર્ગ અને બીજા તમામ મહેનતકશ લોકોની, સૌપ્રથમ તો

---

*'સામ્યવાદનો પંથ', મોસ્કો, ૧૯૬૨, પૃષ્ઠ ૪૮૪.

તેના મુખ્ય સંગાથી કિસાનોની, એકસંપી ઘડાઈ રહી છે. કામદાર વર્ગ અને તેની માર્ક્સવાદી પાર્ટી ફરતે એકસૂત્રે સંકળાયેલા મહેનતકશ લોકો—કિસાનો, કર્મચારીઓના બહોળા સ્તરો, બુદ્ધિજીવીઓનો મોટો ભાગ—પ્રત્યાઘાત સામે સંઘર્ષમાં અનુભવ હાંસલ કરે છે. એ સંઘર્ષ દરમિયાન તેમને વધારે ને વધારે ખાતરી થતી જાય છે કે મૂડીવાદી સમાજમાં ઈજારદારીઓના જુલમથી છુટકારો મેળવવાનું અશક્ય છે, તેઓ ધીરે ધીરે સમજતા જાય છે કે ઉગારાનો એકમાત્ર ઉપાય મૂડીવાદને નાબૂદ કરી નાખવાનો છે. એવી રીતે મવાળપંથી સમાજવાદી તથા સુધારાવાદી ભ્રમો ભાંગે છે અને સમાજવાદી ક્રાંતિની રાજકીય સેનાનું ઘડતર થાય છે.

એ બધું સાફ બતાવે છે કે આપણા જમાનામાં મૂડીવાદના અડ્ડાઓને કેવળ સર્વહારા વર્ગની પ્રત્યક્ષ સામાજિક ક્રાંતિમાં જ ખતમ કરવામાં આવતા હોય એવું નથી. સમાજવાદી ક્રાંતિઓ, રાષ્ટ્રીય મુક્તિની અને સામ્રાજ્યવાદ-વિરોધી ક્રાંતિઓ, રાષ્ટ્રીય લોકશાહીવાદી ક્રાંતિઓ, બહોળાં કિસાન આંદોલનો, ફાસીવાદી તથા બીજાં જુલમી શાસનો સામે જનતાનો સંઘર્ષ, અને રાષ્ટ્રીય પીડનની સામે સામાન્ય લોકશાહીવાદી આંદોલન—એ બધું એક જ વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયામાં સંકળાઈ જઈને મૂડીવાદને કમજોર બનાવે છે તથા ખતમ કરી નાખે છે.

## સમાજવાદની દિશામાં વિવિધ દેશોના સંક્રમણનાં રૂપો

સમાજવાદની દિશામાં વિવિધ દેશોના સંક્રમણનાં વાસ્તવિક રૂપોનો સવાલ આપણા યુગમાં, સમાજવાદની દિશામાં માનવજાતિની આગેકૂચના યુગમાં, ભારે મહત્ત્વનો બની રહે છે. એ રૂપો કેવાં છે? તેમનો આધાર કેવો છે?

માર્ક્સવાદ એવું ધોરણ અપનાવે છે કે મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણનાં રૂપો સૌપ્રથમ તો જે તે દેશની અંદર વર્ગ-પરિબળોના સહસંબંધ ઉપર આધારિત હોય છે. કામદાર વર્ગ તથા તેના સંગાથીઓનાં બળો મૂડીદાર વર્ગનાં બળોથી નિર્ણાયક ચડિયાતું સ્થાન હાંસલ કરી લે અને મૂડીદાર વર્ગને સામનો નિરર્થક હોવાની ખાતરી થઈ જાય તો તે સત્તા શાંતિથી સુપરત કરી દે. પરંતુ ઈતિહાસ બતાવે છે કે મૂડીદાર વર્ગ પરિબળોના સહસંબંધની મુલવણી સમજદારીથી નથી

કરી શકતો, પોતાની સત્તા અને ખાસ અધિકારો આપમેળે નથી છોડી દેતો, તેમને જાળવી રાખવા માટે બને એવી બધી રીતો, હથિયારોની તાકાત પણ, અજમાવે છે. એટલે કામદાર વર્ગે મૂડીદાર વર્ગના હથિયારબંધ હુમલાને મારી હઠાવવા અને પોતાના અધિકારોની રક્ષા કાજે હથિયારો વાપરવા સદા તૈયાર રહેવું જ જોઈએ.

પરંતુ તેનો અર્થ એવો તો બેશક નથી કે રાજકીય સત્તા શાંતિમય રીતે કામદાર વર્ગના હાથમાં સુપરત થઈ જવાની શક્યતા બિલકુલ હોય જ નહિ. એવી શક્યતા હંમેશાં અસ્તિત્વમાં રહી છે, પરંતુ મૂડીદાર વર્ગના અખંડ શાસનના યુગમાં તે બહુ મર્યાદિત હતી.

રશિયામાં ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી લેનિન તથા બોલ્શેવિકોએ ક્રાંતિના શાંતિમય વિકાસનો સવાલ ઉઠાવ્યો હતો. એ વખતે એમ ન બન્યું, પરંતુ તેમાં સર્વહારા વર્ગનો જરાય વાંક નહોતો.

હવે પરિસ્થિતિ જુદી છે. બીજા વિશ્વયુદ્ધ પછી દુનિયામાં મૂડીવાદ અને સમાજવાદ વચ્ચે પરિબળોનો નવો સહસંબંધ અસ્તિત્વમાં આવ્યો અને સમાજવાદમાં શાંતિમય સંક્રમણની શક્યતાઓ ખૂબ વધી ગઈ. મૂડીવાદી દેશોની અંદર લોકશાહી તથા સમાજવાદનાં પરિબળોની વૃદ્ધિ તેમ જ લોકોમાં કામદાર વર્ગ તથા માર્ક્સવાદી પાર્ટીઓની વધારે વ્યાપક અસરને કારણે એ શક્યતાઓ ઝડપથી વધી રહી છે. એવા સંજોગોમાં કેટલાક દેશોમાં કામદાર વર્ગ માટે, સામ્રાજ્યવાદની સામે જનતાના બહોળા આંદોલનના આધારે, ખૂનરેજી વગર સત્તા પોતાના હાથમાં લઈ લેવાની શક્યતાઓ અગાઉ કરતાં ઘણા વધારે પ્રમાણમાં પેદા થઈ છે.

**સંસદીય** પંથ સમાજવાદી ક્રાંતિના શાંતિમય વિકાસના પંથોમાંનો એક બની રહે એવી શક્યતા છે. કેટલાક મૂડીવાદી દેશોમાં કામદાર વર્ગ લોકોની બહુસંખ્યાનો ટેકો હાંસલ કરી લે અને તકવાદીઓની સામે મક્કમ લડત ચલાવે તો સંસદમાં સ્થાયી બહુમતી જીતી શકે, સંસદને મહેનતકશ લોકોની સેવાનું સાધન બનાવી શકે, અને પ્રત્યાઘાતી બળોના પ્રતિકારને તોડી નાખીને શાંતિમય સમાજવાદી ક્રાંતિ માટે જરૂરી સંજોગો પેદા કરી શકે. એવા દાખલાઓમાં સંસદીય પંથ કોઈ રીતે સુધારાવાદી પંથ નથી. એ તો કટ્ટર વર્ગસંઘર્ષનો, નૂતન સમાજવાદી સમાજના નિર્માણની દિશામાં લઈ જતાં મૂળગામી ક્રાંતિકારી પરિવર્તનોનો, પંથ છે.

પરંતુ સમાજવાદના શાંતિમય પંથને નિરપેક્ષ ન ગણી લેવો જોઈએ.

હંમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ કે દુનિયાના મોટા ભાગમાં હજી મૂડીદાર વર્ગની સત્તા છે, તે હથિયારો ધરાવે છે અને તેમનો ઉપયોગ કામદાર વર્ગની સામે, મહેનતકશ લોકોની સામે, કરે છે અને કરતો રહેશે.

તેની સચોટ સાબિતી ચીલીની કરુણ ઘટનામાં જોવા મળે છે. ચીલીમાં લશ્કરી-ફાસીવાદી સરમુખત્યારીએ જનતાની ક્રાંતિને મહેનતકશ તથા પ્રગતિશીલ લોકોના લોહીની નદીમાં ડુબાડી દીધી. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા કેંદ્રીય સમિતિના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "તેમ છતાં, ચીલીની કરુણ ઘટના ક્રાંતિના વિવિધ પંથોની, જરૂરી સંજોગો અસ્તિત્વમાં હોય તો શાંતિમય પંથની પણ, શક્યતા સંબંધી સામ્યવાદી વિધાનને ગલત કોઈ રીતે સાબિત નથી કરતી. પરંતુ એ ઘટના ભારપૂર્વક યાદ કરાવે છે કે ક્રાંતિ પોતાની રક્ષા કરવા શક્તિમાન હોવી જ જોઈએ. એ ઘટનામાં વર્તમાન ફાસીવાદની સામે તથા પરદેશી પ્રત્યાઘાતના કાવાદાવાઓની સામે સાવધાનીનો બોધપાઠ તેમ જ આઝાદી તથા પ્રગતિનો પંથ અપનાવનારા સૌની જોડે વધારે ગાઢ આંતરરાષ્ટ્રીય ઐક્યની હાકલ અંકિત છે."*

કામદાર વર્ગે સંઘર્ષનાં બિનશાંતિમય તેમ જ શાંતિમય રૂપોનો ઉપયોગ કરવા હંમેશાં તૈયાર રહેવું જોઈએ. તમામ રૂપોની ઉસ્તાદી, વાસ્તવિક પરિસ્થિતિને વધારે અનુરૂપ હોય એવાં રૂપોનો કુશળતાભર્યો ઉપયોગ, અને એક રૂપને બદલે બીજું રૂપ ઝડપથી તથા એકાએક અપનાવી લેવાની શક્તિ—એ બધું સઘળા દેશોમાં સમાજવાદના વિજય માટે આવશ્યક છે.

### અભ્યાસ

૧. સામાજિક ક્રાંતિનું સારતત્ત્વ અને કારણો કેવાં છે? તેનું મહત્ત્વ કેવું છે?

૨. સમાજવાદી ક્રાંતિનાં વિશિષ્ટ લક્ષણો કેવાં છે?

૩. સમાજવાદી ક્રાંતિ વિશે લેનિનના સિદ્ધાંતનાં મૂળભૂત લક્ષણો કેવાં છે?

૪. આપણા યુગમાં સમાજવાદી ક્રાંતિ વિશે લેનિનના સિદ્ધાંતની સચ્ચાઈની સાબિતીઓ શેમાં જોવા મળે છે?

---

*'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસ', મોસ્કો, ૧૯૭૬, પૃષ્ઠ ૩૫-૩૬.

## પ્રકરણ ૧૬

# રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિ

સમાજવાદમાં માનવીના હાથે માનવીના શોષણની પૂરેપૂરી નાબૂદી અને રાષ્ટ્રીય તથા સાંસ્થાનિક પીડન સમેત સમગ્ર પીડનનો ખાતમો સૂચિત છે. વિશ્વ મૂડીના વર્ચસ્વની સામે અને નૂતન સમાજવાદી પદ્ધતિ માટેના સંઘર્ષમાં સંસ્થાનવાદની નાબૂદીની, સ્વતંત્રતાના સંઘર્ષની, અને અગાઉ સામ્રાજ્યવાદના જુલમમાં સબડતાં રાષ્ટ્રોના પુનરુત્થાન તથા ખીલવણીની પૂર્વધારણા સામેલ છે. આ પ્રકરણમાં અમે **રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓ**, તેમનું સ્વરૂપ, મૂળભૂત લક્ષ્યો, તથા તેમના મહત્ત્વનું પરીક્ષણ કરીશું. પહેલાં સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિના પતનના સવાલની, તેના મહત્ત્વની, છણાવટ કરીએ.

## ૧. સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિનું પતન અને તેનું મહત્ત્વ

### સાંસ્થાનિક પદ્ધતિનું પતન — વર્તમાન યુગનું વિશિષ્ટ લક્ષણ

ઉન્નત દેશોના નાનકડા જૂથના સામ્રાજ્યવાદીઓ પોતપોતાના દેશોના લોકોનું શોષણ કરે છે એટલું જ નહિ પરંતુ બીજા દેશોના લાખોકરોડો લોકોને પણ ગુલામીમાં જકડી લે છે. તેમણે પોતાની ચડતીના જમાનામાં હથિયારો વડે ખૂનખાર જુલમ વરસાવીને તેમ જ કપટ, ધાકધમકી, તથા લાંચરુશ્વતની રીતો અજમાવીને આખા આફ્રિકામાં, લૅટિન અમેરિકામાં, તથા એશિયાના સારા એવા ભાગમાં કબજો જમાવી દીધો અને સંસ્થાનવાદની પદ્ધતિ સ્થાપી દીધી. એ પદ્ધતિમાં હજી તો તાજેતરના સમય સુધી માનવજાતિના અરધા ભાગ ઉપર જુલમ વરસાવવામાં આવતો હતો.

સામ્રાજ્યવાદની સાંસ્થાનિક પદ્ધતિ માનવજાતિના ઈતિહાસનાં અત્યંત ભયંકર પ્રકરણોમાંનું એક બની રહેલી છે. અસંખ્ય ઇન્સાનોની હત્યા, અમાનુષી શોષણ, ગરીબી અને ભૂખમરો, રોગચાળા અને અજ્ઞાન — સામ્રાજ્યવાદીઓએ સાંસ્થાનિક પ્રજાઓને માથે લાદેલી દશા એવી હતી. એટલો જ ઉલ્લેખ પૂરતો થશે કે ૧૦ કરોડથી વધારે આફ્રિકીઓની ગુલામી અથવા મોતની જવાબદારી સંસ્થાનવાદીઓની છે.

સામ્રાજ્યવાદીઓ તથા તેમના વિચારકો પોતાની માનવતા વિશે અને સભ્યતાના પ્રસારની કામગીરી વિશે હંમેશાં પુષ્કળ બણગાં ફૂંકતા રહ્યા છે. તેઓ દલીલ કરે છે કે પોતે જ પછાત પ્રજાઓને જાણે સભ્યતા, આધુનિક ટેકનોલોજી, સંસ્કૃતિ, નવી તથા બહેતર જિંદગી, વગેરેની બક્ષીસ આપી છે. પરંતુ પીડિત પ્રજાઓ એવાં ગપ્પાંથી ભોળવાઈ નથી જતી. તેઓ સંસ્થાનવાદની અસલી જંગલી સૂરત બરાબર જાણે છે. તેઓ જાણે છે કે સંસ્થાનો સામ્રાજ્યવાદીઓને મૂડીના રોકાણનું નફાકારક ક્ષેત્ર, સસ્તા કાચા માલ તથા શ્રમ-શક્તિનો ભંડાર, પણ્ય બજારો, અને વિસ્તૃત લશ્કરી મથકો પૂરાં પાડે છે. વધારેમાં વધારે નફા હાંસલ કરવાની એકમાત્ર મુરાદ ખાતર ગુલામ પ્રજાઓનું શોષણ — સંસ્થાનવાદનું સારતત્ત્વ એવું છે.

સ્વાભાવિક છે કે પ્રજાઓ સાંસ્થાનિક શાસનને સાંખી લઈને મૂંગી બેસી ન રહે. તેમણે સામ્રાજ્યવાદી લૂંટારાઓની સામે આઝાદી તથા રાષ્ટ્રીય સ્વતંત્રતાની પરાક્રમી લડત ચલાવી, અને એ લડત હાલ પણ ચાલુ છે.

મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિથી રાષ્ટ્રીય મુક્તિ આંદોલનને જબ્બર પ્રવેગ મળ્યો. એ ક્રાંતિએ પીડિત પ્રજાઓને જાગૃત કરી, ઊઠીને લડવાની પ્રેરણા આપી, અને વિશ્વ ક્રાંતિકારી આંદોલનના સામાન્ય પ્રવાહમાં ખેંચી લીધી. સોવિયેત સંઘ, જગતનો પ્રથમ સમાજવાદી દેશ, પીડિત પ્રજાઓ માટે રાજકીય તથા નૈતિક ટેકાનો અખૂટ સ્રોત બની રહ્યો.

સોવિયેત સંઘમાં સમાજવાદનો વિજય અને તેના સુફળ રૂપે એકસોથી વધારે રાષ્ટ્રો તથા પ્રજાઓને સામાજિક તથા સાંસ્થાનિક પીડનથી મળેલી મુક્તિ, જર્મન ફાસીવાદ તથા જાપાની સામ્રાજ્યવાદનો પરાજય અને બીજા વિશ્વયુદ્ધ પછી દુનિયામાં પરિબળોનો નવો સહસંબંધ, વિશ્વ સમાજવાદી પદ્ધતિનો ઉદય, કામદાર વર્ગના ક્રાંતિકારી આંદોલનની વૃદ્ધિ, અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓની વધતી જતી અસરથી પ્રજાઓના રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષ માટે ખાસ સાનુકૂળ સંજોગો પેદા થયા. સામ્રાજ્યવાદે મોટા ભાગની પ્રજાઓની આઝાદી તથા રાષ્ટ્રીય

સ્વતંત્રતાને કચડી નાખી હતી અને તેમને નિર્દય સાંસ્થાનિક ગુલામીની બેડીઓમાં જકડી લીધી હતી, પરંતુ **સમાજવાદના ઉદયથી પીડિત પ્રજાઓની મુક્તિના યુગનો આરંભ થયો**. રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓનો જોરદાર જુવાળ સાંસ્થાનિક પદ્ધતિને ખતમ કરી રહ્યો છે અને સામ્રાજ્યવાદના અડ્ડાઓને નબળા પાડી રહ્યો છે. અગાઉનાં સંસ્થાનો, અર્ધસંસ્થાનો, તથા પરાધીન દેશોના સ્થાને નવાં સાર્વભૌમ રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં છે અને આવી રહ્યાં છે.

એવો સમય હવે બહુ દૂર નથી કે જ્યારે દુનિયામાં સંસ્થાનવાદની, માનવ ઇતિહાસની નામોશીભરી પરિઘટનાની, એક પણ નિશાની બાકી નહિ રહે. સંસ્થાનવાદનો ખાતમો અનિવાર્ય છે.

## નવસંસ્થાનવાદનું જોખમ

મોટા ભાગનાં સંસ્થાનો તથા પરાધીન દેશોએ રાજકીય સ્વતંત્રતા હાંસલ કરી લીધી છે, પરંતુ નવમુક્ત પ્રજાઓ સલામતીની લાગણી નથી અનુભવી શકતી. સામ્રાજ્યવાદીઓ સાંસ્થાનિક વ્યવસ્થા ફરી સ્થાપવાની, અને નવાં સાર્વભૌમ રાજ્યોનું શોષણ કેવળ ચાલુ રાખવાની જ નહિ પરંતુ વધારી દેવાની, કોશિશો કરે છે. કરોડો ઇન્સાનો (આફ્રિકાના દક્ષિણ ભાગમાં) સાંસ્થાનિક પીડનની હાલતમાં સબડી રહ્યા છે. સામ્રાજ્યવાદ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના મુખ્ય દુશ્મન તરીકે ચાલુ છે. એટલે જ દુનિયાની શાંતિપ્રેમી પ્રજાઓ સામ્રાજ્યવાદની સામે, ખરી આઝાદી અને સ્વતંત્રતા ખાતર, લડવાનો મક્કમ નિર્ધાર ધરાવે છે. આફ્રિકા, એશિયા, અને લૅટિન અમેરિકાની પ્રજાઓનાં અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક સાંસ્થાનિક પીડનનાં નવાં રૂપો સામે, નવસંસ્થાનવાદ સામે, સંઘર્ષ લડવાનું છે.

**નવસંસ્થાનવાદ** એટલે સામ્રાજ્યવાદીઓ તરફથી વિકસતા દેશોમાં પોતાનું વર્ચસ્વ તથા રાજકીય કાબૂ ચાલુ રાખવા તથા તેમના અર્થતંત્રનું શોષણ કરવા માટે ઉઠાવવામાં આવતાં આર્થિક તથા રાજકીય તેમ જ લશ્કરી તથા વૈચારિક પગલાંની પદ્ધતિ. નવસંસ્થાનવાદ એટલે સાંસ્થાનિક વર્ચસ્વથી મુક્ત બની ચૂકેલા અથવા મુક્તિ ખાતર લડી રહેલા લોકોના દેશોમાં સામ્રાજ્યવાદીઓનું આર્થિક, લશ્કરી, રાજકીય, તથા વૈચારિક વિસ્તરણ.

દાખલા તરીકે, હજી આ કે તે દેશના અર્થતંત્ર ઉપર કાબૂ જાળવીને બેઠેલી

સામ્રાજ્યવાદી સત્તાઓ સંબંધિત દેશનું આર્થિક શોષણ વધારવાની કોશિશ કરે છે. એશિયા, આફ્રિકા, અને લૅટિન અમેરિકાના મોટા ભાગના દેશોએ રાજકીય સ્વતંત્રતા હાંસલ કરી લીધી હોવા છતાં તેમાંના ઘણા હજી આર્થિક દૃષ્ટિએ સામ્રાજ્યવાદી સત્તાઓ પર અવલંબિત છે. એ દેશોમાં ઔદ્યોગિક તથા બીજા કારોબારનો સારો એવો હિસ્સો તેમ જ મોટા ભાગની કુદરતી સાધનસંપત્તિ પરદેશી ઈજારદારીઓના હાથમાં છે એટલે તેઓ આર્થિક દૃષ્ટિએ પરાધીન દેશોનું શોષણ કરીને પારાવાર નફા કમાતી રહે છે. હાલના સમયે સામ્રાજ્યવાદીઓ એવા દેશોમાંથી ખાલી નફાના રૂપમાં દર વરસે લગભગ ૬૦૦૦ મિલિયન ડૉલર લૂંટી જાય છે. સહેલાઈથી ધારણા કરી શકાય કે એવાં જબ્બર નાણાભંડોળો એ દેશોને જ હસ્તક રહે તો રાષ્ટ્રીય અર્થતંત્રમાં તેમ જ લોકોનાં સુખસગવડમાં કેવાં ઈષ્ટ પરિવર્તનો આણી શકાય.

નવસંસ્થાનવાદ વિકસતા દેશોને સામ્રાજ્યવાદીઓની આર્થિક "સહાય"માં પણ વ્યક્ત થાય છે. નવસંસ્થાનવાદી વિચારકો તથા રાજકારણીઓ એ "સહાય"ને નિ:સ્વાર્થ ગણાવે છે પરંતુ વાસ્તવમાં તે નિ:સ્વાર્થ કોઈ રીતે નથી હોતી, તેમાં ચોક્કસ નેમ હોય છે—સહાય મેળવનારા દેશોને માથે એવા આર્થિક કરારો લાદવામાં આવે છે કે જે પરદેશી ઈજારદારીઓ માટે પોતાની સ્થિતિ જાળવી રાખવાનું તથા વધારે મજબૂત બનાવવાનું અને એવી રીતે એ દેશોના આર્થિક તથા રાજકીય વિકાસને પોતાનાં સ્વાર્થી હિતો સાથે જકડી લેવાનું શક્ય બનાવે છે. સામાન્ય રીતે "સહાય"ની શરતો સહાય લેનારા દેશોના મોભાનો ભંગ કરે એવી હોય છે, તેમને માટે વિકાસનો પોતાનો પંથ પસંદ કરવાની જરાય ગુંજાશ નથી રહેવા દેતી, તેમની આંતરિક તથા વિદેશ નીતિઓના સંબંધમાં તેમને દબાણના ભોગ બનાવવાનું સાધન હોય છે. સામ્રાજ્યવાદીઓ નવમુક્ત દેશોની આર્થિક ખીલવણીના સમર્થકો હોવાનો ઢોંગ કરીને તેમને વિકાસનો મૂડીવાદી પંથ અપનાવવાની ફરજ પાડે છે અને એ રીતે સામ્રાજ્યવાદી બંધનમાં જકડી રાખે છે.

સામ્રાજ્યવાદીઓ નવમુક્ત પ્રજાઓ વિરુદ્ધ સંઘર્ષમાં પ્રતિક્રાંતિની નિકાસ તેમ જ નવમુક્ત રાજ્યોના આંતરિક મામલાઓમાં સીધી હથિયારબંધ દખલબાજીની રીત પણ અજમાવે છે. હથિયારબંધ પ્રતિક્રાંતિકારી દળો ઈથિયોપિયાની ક્રાંતિને રૂંધી નાખવાની કોશિશો કરતા રહ્યા છે, હજી કરે છે, અને અંગોલા, મોઝામ્બીક, દક્ષિણ યેમેન, તથા બીજા દેશોની પ્રજાઓ માટે જોખમ પેદા કરે છે.

નવસંસ્થાનવાદીઓ તરફથી અજમાવવામાં આવતાં અનેક પગલાંમાં પ્રગતિ,

સમાજવાદ, તથા શાંતિનાં પરિબળો ઉપર વૈચારિક આક્રમણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. વિકસતા દેશોનું શોષણ ચાલુ રાખવાના તથા વધારવાના સામ્રાજ્યવાદીઓના પ્રયાસોને પ્રત્યાઘાતી મૂડીવાદી વિચારસરણીનો અને સૌપ્રથમ તો રાષ્ટ્રવાદનો, પ્રત્યઘાતના કસોટીપાર સાધનનો, ટેકો મળે છે.

લેનિને લખ્યું છે કે "કોઈ પણ પીડિત રાષ્ટ્રનો મૂડીવાદી રાષ્ટ્રવાદ પીડનની વિરુદ્ધ લક્ષ્યાંકિત સામાન્ય લોકશાહીવાદી અંતસ્તત્ત્વ ધરાવતો હોય છે, અને અમે એ અંતસ્તત્ત્વને બિનશરતી ટેકો આપીએ છીએ."* આજે આફ્રિકા અને એશિયાના કેટલાક દેશોનો રાષ્ટ્રવાદ એવો છે. તેનું પ્રગતિશીલ વલણ સામ્રાજ્યવાદ તથા સંસ્થાનવાદ તેમ જ સામંતી પ્રત્યાઘાત તથા પછાતપણાની સામે સંઘર્ષમાં વ્યક્ત થાય છે, એ સંઘર્ષ લોકોમાં અને સૌપ્રથમ તો લાખોકરોડો કિસાનોમાં જાગૃતિ પેદા કરે છે.

સાથે સાથે જ, એવું જોખમ હંમેશાં હોય જ છે કે રાષ્ટ્રવાદ લોકશાહીવાદી અંતસ્તત્ત્વને તજી દે અને પ્રત્યાઘાતી મૂડીવાદી રાષ્ટ્રવાદમાં, મહાસત્તા અંધરાષ્ટ્રવાદ તથા જાતિવાદમાં, પલટાઈ જાય. એટલે જ કોમ્યુનિસ્ટો પીડિત પ્રજાઓના રાષ્ટ્રવાદનાં મુક્તિલક્ષી વલણોને ટેકો આપવાની સાથે સાથે તમામ જાતિઓ તથા પ્રજાઓના મહેનતકશ લોકોના આંતરરાષ્ટ્રીય ઐક્ય તથા મિત્રતાની ઘોષણા કરતા સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદનું સુસંગત સમર્થન કરે છે. માર્ક્સવાદી-લેનિનવાદીઓ કોઈ પણ સામાજિક આંદોલનમાં, રાષ્ટ્રીય આંદોલનમાં પણ, વર્ગસંઘર્ષની નિર્ણાયક ભૂમિકા પ્રકાશમાં આણીને અને સઘળા દેશોના મહેનતકશ લોકોની એકતાની હાકલ કરીને મૂડીવાદી રાષ્ટ્રવાદની વિચારસરણીનો સામનો કરે છે અને લોકોની ચેતનામાં સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદની ભાવના સીંચે છે.

## ૨. રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓનું સ્વરૂપ અને પ્રેરક પરિબળો

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિ (ઇથિયોપિયામાં તેને રાષ્ટ્રીય-લોકશાહીવાદી ક્રાંતિ કહેવામાં આવે છે) રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષની સર્વોચ્ચ કક્ષાને અંકિત કરે છે.

---

*વ્લા ઇ.. લેનિન, 'રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૦, પૃષ્ઠ ૪૧૨.

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિ સમેત કોઈ પણ ક્રાંતિનો કેંદ્રવર્તી સવાલ રાજ્ય સત્તાનો હોય છે. પરદેશી ઈજારદારીઓ અથવા તેમના દલાલોના હાથમાંથી અગાઉની પીડિત પ્રજાનાં દેશાભિમાની રાષ્ટ્રીય પરિબળોના હાથમાં રાજ્ય સત્તાની ફેરબદલી રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિની સચોટ નિશાની છે.

બીજી કોઈ ક્રાંતિની જેમ જ રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિ પણ ચોક્કસ સામાજિક તથા આર્થિક આધારે ફાટી નીકળે છે અને વિકસે છે. તે ચોક્કસ કર્તવ્યો પાર પાડે છે અને પોતાનાં પ્રેરક પરિબળો, અર્થાત્ તેમાં સક્રિય ભાગ લેતા વર્ગો તથા સામાજિક સ્તરો, ધરાવતી હોય છે.

## રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનું સ્વરૂપ

સંસ્થાનો તથા પરાધીન દેશોના આર્થિક તથા રાજકીય કારોબારમાં પરદેશી મૂડીનું વર્ચસ્વ હતું. તે રાજકીય તથા આર્થિક સ્વાધીનતાની કોઈ પણ નિશાનીને તત્કાળ દબાવી દેતી, અર્થતંત્રના વિકાસને મંદ તથા વિકૃત બનાવી દેતી, અને એ દેશોને પોતાને માટે ખેતીવાડીની પેદાશો તથા કાચા માલના ભંડારોમાં પલટાવી નાખતી.

સંસ્થાનો તથા પરાધીન દેશોને સામ્રાજ્યવાદના અત્યંત અગત્યના સામરિક અનામત વિસ્તારોમાં પલટાવી નાખવામાં આવતાં. ઘણી ઘણી વાર તેમનો ઉપયોગ વિશ્વ સમાજવાદનાં વધતાં જતાં પરિબળો સામે ગઢ તરીકે અને સામ્રાજ્યવાદી આક્રમણના લશ્કરી મથક તરીકે કરવામાં આવતો. તેઓ સસ્તા કાચા માલનો તથા મફતના ભાવની શ્રમ-શક્તિનો અખૂટ સ્રોત તેમ જ વિસ્તૃત અને અત્યંત નફાકારક વપરાશી બજાર બની રહેતાં.

સામ્રાજ્યવાદ સંસ્થાનો તથા પરાધીન દેશોના લોકોની ઉપર સીધો જુલમ વરસાવે છે અને તેમની રાજકીય તથા આર્થિક સ્વાધીનતાની તમામ નિશાનીઓને દબાવી દે છે એટલું જ નહિ પરંતુ આંતરિક પ્રત્યાઘાતી બળોનો અને સૌપ્રથમ તો ધનવાન જમીનદારો તથા ટોળીઓના સરદારોનો, સામંતશાહીના તથા સામંતશાહી પૂર્વેના સંબંધોના મુખ્ય વાહકોનો, મહત્ત્વનો ગઢ બની રહે છે.

એટલે જ સામ્રાજ્યવાદ તથા પરદેશી ઈજારદારીઓ પીડિત પ્રજાઓના સૌથી મોટા દુશ્મનો છે, એટલે જ રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓ સ્પષ્ટ સામ્રાજ્યવાદ-વિરોધી સ્વરૂપ ધરાવતી હોય છે.

એ ક્રાંતિઓનું મુખ્ય લક્ષ્ય પરદેશી સામ્રાજ્યવાદના રાજકીય તથા આર્થિક

વર્ચસ્વને નાબુદ કરી નાખવાનું, રાજકીય તથા આર્થિક સ્વતંત્રતા હાંસલ કરવાનું, અને તેના સુફળ રૂપે સાર્વભૌમ રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના કરવાનું હોય છે.

તેમ છતાં, સામંતશાહીના તથા ટોળી પદ્ધતિના, સામંતશાહી પૂર્વેના, સંબંધોના અવશેષોને — જેના વાહકો સંસ્થાનો તથા પરાધીન દેશોમાં સામ્રાજ્યવાદનો મુખ્ય સામાજિક આધાર હતા એ સંબંધોના અવશેષોને — પહેલાં ખતમ કરી નાખ્યા વગર તો ઈજારદારીઓના જુલમથી છુટકારો મેળવવાનું અશક્ય જ છે. એટલે રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓ **સામંતશાહી-વિરોધી** સ્વરૂપ પણ ધરાવતી હોય છે. રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓનું બીજું એક મહત્ત્વનું કર્તવ્ય આર્થિક તથા રાજકીય વિકાસને અવરોધતા મૂડીવાદ-પૂર્વેના સંબંધોના અવશેષોને ખતમ કરી નાખવાનું છે.

ઈતિહાસના ખરા સર્જક લોકસમુદાયોની સામેલગીરી વગર તો એવી વ્યાપક અને અટપટી સમસ્યાઓના ઉકેલની કલ્પના પણ ન થઈ શકે. એટલે **રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનું ત્રીજું મહત્ત્વનું કર્તવ્ય ગૃહનીતિમાંથી સાંસ્થાનિક વર્ચસ્વના અવશેષોને સાફ કરી નાખવાનું અને સામાજિક જીવનનું લોકશાહીકરણ સાધવાનું** છે, એ રીતે ક્રાંતિ **લોકશાહીવાદી** સ્વરૂપ ધારણ કરે છે.

તેમાંથી એવો સાર નીકળે છે કે રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનું સ્વરૂપ સામ્રાજ્યવાદ-વિરોધી, સામંતશાહી-વિરોધી, અને લોકશાહીવાદી હોય છે. લેનિને લખ્યું છે કે તે "લોકશાહીવાદી કર્તવ્યો, પરદેશી જુલમશાહીને ઉથલાવી પાડવાનાં કર્તવ્યો",* પાર પાડે છે.

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિના સામાન્ય લોકશાહીવાદી, સામ્રાજ્યાવાદ-વિરોધી, તથા સામંતશાહી-વિરોધી સ્વરૂપમાં કેવળ તેનાં કર્તવ્યો જ નહિ પરંતુ એ કર્તવ્યોને પાર પાડનારાં પરિબળો, ક્રાંતિનાં પ્રેરક પરિબળો, પણ કારણભૂત હોય છે. હવે અમે એ પરિબળોનું પરીક્ષણ કરીશું.

## રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનાં પ્રેરક પરિબળો

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનાં પ્રેરક પરિબળોનું પરીક્ષણ કરતાં પહેલાં યાદ કરીએ કે સાંસ્થાનિક તથા પરાધીન દેશો આર્થિક તથા રાજકીય વિકાસની વિધવિધ કક્ષાએ હતા. તેમાંના કેટલાક ખેતીપ્રધાન-ઔદ્યોગિક દેશો હતા, બીજા કેટલાક

---

* વ્લા. ઈ. લેનિન, 'માર્ક્સવાદની વિકૃતિ અને સામ્રાજ્યવાદી અર્થવાદ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૩, પૃષ્ઠ ૫૯.

કશા નોંધપાત્ર ઉદ્યોગ વગરના ખેતીપ્રધાન દેશો હતા, અને મોટા ભાગના તો એકદમ પછાત ખેતીપ્રધાન — સામંતશાહીના અને ક્યાંક ક્યાંક સામંતશાહી પૂર્વેના (પિતૃસત્તાક) સંબંધોના હજી જોરદાર અવશેષો ધરાવતા — દેશો હતા.

વિકસતા દેશોની વસતિના સામાજિક સંઘટનમાં અપાર વિવિધતા છે. સઘળા વિકસતા દેશોમાં કામદાર વર્ગ, કિસાનપ્રજા, રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ, નીચલો શહેરી મૂડીદાર વર્ગ, રાષ્ટ્રીય બુદ્ધિજીવીઓ (નાગરિક તથા લશ્કરી તેમ જ વિદ્યાર્થીઓ), સામંતી ઉમરાવો, અને સામ્રાજ્યવાદ-તરફી (પરદેશીઓનો મારફતિયો) મૂડીદાર વર્ગ છે. તેમાંથી સામ્રાજ્યવાદ-તરફી મૂડીદાર વર્ગ તથા સામંતી ઉમરાવો સિવાય બાકીના બધા વર્ગો તથા સામાજિક જૂથોને પરદેશી ઇજારદારીઓનો જુલમ સહેવો પડતો હોય છે એટલે તેઓ એક અથવા બીજા રૂપમાં રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિમાં ભાગ લે છે. સ્વાભાવિક છે કે દરેક વર્ગ તથા સામાજિક જૂથને ક્રાંતિનાં કર્તવ્યો વિશે પોતાની આગવી સમજણ હોય છે અને તે રાષ્ટ્રીય ધ્યેયો ઉપરાંત પોતાનાં આગવાં સામાજિક ધ્યેયોની કામગીરી કરે છે.

ક્રાંતિનાં મુખ્ય પ્રેરક પરિબળોમાંનું એક નિરંતર વધતા જતા કામદાર વર્ગનું છે. પરંતુ ધ્યાનમાં રાખવું જોઈએ કે તેની સંખ્યા, સંગઠનાત્મક એકતા, અને જાગૃતિની કક્ષા જુદા જુદા દેશોમાં નિરનિરાળી હોય છે. એટલે રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓમાં તેની ભૂમિકા તથા મહત્ત્વ પણ જુદા જુદા દેશોમાં વિધવિધ હોય છે. કેટલાક દેશોમાં સર્વહારાઓના વિકાસ વર્ગના રૂપમાં થઈ ચૂક્યો છે અને તેમણે સંગઠનાત્મક તથા વૈચારિક એકતા સાધી લીધી છે એટલું જ નહિ પરંતુ માર્ક્સવાદી પાર્ટીઓના માર્ગદર્શન હેઠળ રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓમાં આગેવાનીની ભૂમિકા અખત્યાર કરી લીધી છે અને તેમને સમાજવાદી ક્રાંતિઓમાં વિકસાવવાની ખાતરી ઊભી કરી છે (એશિયાના સમાજવાદી દેશો). બીજા કેટલાક દેશોમાં સર્વહારા વર્ગ ક્રાંતિનું મહત્ત્વનું પ્રેરક પરિબળ છે અને પોતાની ફરતે રાષ્ટ્રના સઘળા પ્રગતિશીલ વિભાગોને, સૌપ્રથમ તો કિસાનોને, એકત્રિત કરે છે. વળી કેટલાક દેશોમાં સર્વહારાઓનો વિકાસ વર્ગના રૂપમાં થઈ ગયો છે પરંતુ એ વર્ગ હજી સમાજમાં આગેવાનીની ભૂમિકા નથી ભજવતો અને રાષ્ટ્રનાં પ્રગતિશીલ પરિબળોને પોતાની ફરતે એકત્રિત નથી કરી શક્યો. છેલ્લે — કેટલાક દેશોમાં, મુખ્યત્વે આફ્રિકામાં, સર્વહારાઓ હજી વર્ગના રૂપમાં સાકાર તથા સંગઠિત બની જ રહ્યા છે. તેઓ સંખ્યાની દૃષ્ટિએ ઓછા અને સંગઠનાત્મક તેમ જ વૈચારિક દૃષ્ટિએ નબળા હોવાથી રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષના ક્રમ તથા પરિણામો ઉપર નિર્ણાયક પ્રભાવ હજી નથી પાડી શકતા.

પરંતુ એક પણ અપવાદ વગર બધા દેશોમાં સમાજની વસ્તુગત પરિસ્થિતિને કારણે સર્વહારા વર્ગ વધારેમાં વધારે ક્રાંતિકારી સામાજિક પરિબળ છે અને રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિના વિજયી સમાપન વિશે બીજા કોઈ વર્ગ કરતાં વધારે ઉત્સુક છે. તેનું કારણ સાફ છે—પરદેશી ઇજારદારીઓના જુલમથી છુટકારાના અને સમગ્ર સામાજિક તથા રાજ્ય પ્રવૃત્તિના લોકશાહીકરણના પરિણામે સર્વહારા વર્ગ માટે પોતાના ઐતિહાસિક લક્ષ્યની—સમાજવાદની—સિદ્ધિના સાનુકૂળ સંજોગો પેદા થાય છે.

રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષ દરમિયાન કામદાર વર્ગની હરોળો ફૂલેફાલે છે, સંગઠિત બને છે, અને રાજકીય અનુભવ હાંસલ કરે છે. તેની વર્ગજાગૃતિ વધે છે અને બિનસર્વહારા મહેનતકશ લોકોના વિભાગો જોડે તેની એકસંપી વિકસે છે તથા વધારે મજબૂત બને છે. તે પોતાનાં ટ્રેડ યુનિયન, તરુણ, તથા બીજાં સંગઠનો રચે છે અને તેમને મજબૂત બનાવે છે. રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિઓ સર્વહારા વર્ગને સમાજવાદની આગામી સામાજિક લડાઈઓ માટે તાલીમ આપતી ઉત્તમ શાળાની કામગીરી બજાવે છે.

**કિસાનપ્રજા** રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનું સંખ્યાની દૃષ્ટિએ સૌથી મોટું અને કેટલાક દેશોમાં મુખ્ય પ્રેરક પરિબળ છે.

સંસ્થાનો તથા પરાધીન દેશોમાં કિસાનોની દશા કારમી હતી, ખરેખર ભયંકર હતી. કિસાનો જમીન વગરના હતા એટલે તેમને જમીન બેહદ દોલતમંદ જમીનદારો પાસેથી પટ્ટે લેવી પડતી અને બદલામાં ૪૦થી ૮૦ ટકા જેટલો પાક આપી દેવો પડતો.

એ ઉપરાંત, કિસાનોને માથે પરદેશી ઇજારદારીઓની ધૂંસરી લદાયેલી હતી. જમીનના મોટા વિસ્તારોની માલિકી ધરાવતી પરદેશી ઇજારદારીઓ સ્થાનિક સામંતી ઉમરાવો જોડે મળીને કિસાનોને લૂંટતી, પાયામાલ કરી નાખતી, અને તેમના શોષણ મારફત જબ્બર નફા હાંસલ કરતી. કંગાલિયત અને પાયમાલીમાં ધકેલાઈ જતા કિસાનોની નજીવી જમીન છીનવાઈ જતી, અને ગામોના કંગાલોની પહેલેથી જ વિશાળ સેનામાં તેઓ એકધારો વધારો કરતા રહેતા.

સંસ્થાનો તથા પરાધીન દેશોમાં જમીનનો સવાલ અત્યંત અગત્યનો સામાજિક સવાલ છે. જમીન ઉપર ઇજારદારીઓની, સ્થાનિક સામંતી ઉમરાવોની, તથા ટોળીઓના સરદારોની માલિકીને ખતમ કરી નાખવા, જમીન પોતે ખેડવા, અને પોતાની મહેનતનાં સુફળો ખુદ માણવા કિસાનો બેહદ આતુર છે. સ્વાભાવિક રીતે જ, કિસાનપ્રજા સામ્રાજ્યવાદ-વિરોધી તથા સામંતશાહી-વિરોધી

પરિબળ છે, અને પરદેશી મૂડીના રાજકીય તથા આર્થિક વર્ચસ્વને તેમ જ સામંતી-જમીનદાર વર્ગ તથા ટોળીઓના સરદારોના શાસનને ખતમ કરી નાખવા, જમીન સંબંધી મૂળગામી સુધારાઓ દાખલ કરાવવા, ઉત્સુક છે.

એ દેશોમાં મૂડીદાર વર્ગની સ્થિતિમાં બહુ આંતરવિરોધો છે.

સૌ જાણે છે કે એ દેશોમાં પરદેશી ઇજારદારીઓ તથા સામંતી ઉમરાવોએ અર્થતંત્રના વિકાસને મર્યાદાઓમાં જકડી રાખ્યો હતો. એટલે મૂડીદાર વર્ગનો જે હિસ્સો દેશના આર્થિક વિકાસને પ્રવેગ આપવા ઉત્સુક છે અને રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિમાં, ખાસ કરીને રાજકીય સ્વતંત્રતાના સંઘર્ષમાં, સક્રિય છે તેને રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ તરીકે ઓળખવામાં આવે છે, અને પરદેશી ઇજારદારીઓ જોડે ગાઢ સંબંધો ધરાવતા તેમ જ રાષ્ટ્રીય હિતોનો દ્રોહ કરતા સામ્રાજ્યવાદ-તરફી, રાષ્ટ્ર-વિરોધી, અથવા પરદેશીઓના મારફતિયા મૂડીદાર વર્ગથી જુદો તારવવામાં આવે છે.

રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ પોતાનાં વર્ગીય હિતો ખાતર, અને સૌપ્રથમ તો રાષ્ટ્રીય મૂડીવાદી અર્થતંત્રના વિકાસ ખાતર, તેમ જ સમાજમાં પોતાનું રાજકીય વર્ચસ્વ સ્થાપવા ખાતર, રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિમાં ભાગ લેતી વેળા સાથે સાથે અમુક સર્વસામાન્ય રાષ્ટ્રીય હિતોને પણ વ્યક્ત કરે છે, કારણ કે તેને માટે પોતાના વર્ગીય હેતુઓ પાર પાડવાનું તો પરદેશી સામ્રાજ્યવાદ તથા સ્થાનિક સામંતશાહીના શાસનથી મુક્તિ હાંસલ કરી લીધા પછી જ શક્ય બને. રાષ્ટ્રીય મૂડીદાર વર્ગની સામ્રાજ્યવાદ-વિરોધી તથા સામંતશાહી-વિરોધી આકાંક્ષાઓ સમગ્ર રાષ્ટ્રનાં તથા લોકોની બહુસંખ્યાનાં હિતો જોડે તેનાં હિતોના સુયોગમાં પરિણમે છે.

અહીંયાં રાષ્ટ્રીય મૂડીદાર વર્ગના આંતરવિરોધી દ્વિવિધ સ્વરૂપને ધ્યાનમાં રાખવાનું જરૂરી છે. રાષ્ટ્રીય મૂડીદાર વર્ગને પરદેશી સામ્રાજ્યવાદ તથા આંતરિક સામ્રાજ્યવાદ-તરફી બળો સામે, સૌપ્રથમ તો સામંતી ઉમરાવો તથા ટોળીઓના સરદારો સામે, લડવાની ઉત્સુકતા હોય છે એટલે તે લોકોને, મહેનતકશ સમુદાયોને, સાથ આપે છે, તેમની ઉપર આધાર રાખે છે, અને પોતાનાં હેતુઓ પાર પાડવા માટે તેમના ક્રાંતિકારી જોમનો ઉપયોગ કરે છે. પરંતુ સાથે સાથે જ તે ક્રાંતિકારી કામદાર વર્ગ તથા કિસાનપ્રજાથી ડરે છે, શોષણ કરવાની પોતાની મુરાદોની બાબતમાં તેમને જોખમ ગણે છે, એટલે ક્રાંતિને પોતાનાં હિતોની સાંકડી મર્યાદાઓમાં જકડી રાખવાની અને તેના વિકાસને અવરોધવાની તથા મૂડીવાદી પંથે વાળી દેવાની કોશિશ કરે છે.

પરિબળ છે, અને પરદેશી મૂડીના રાજકીય તથા આર્થિક વર્ચસ્વને તેમ જ સામંતી-જમીનદાર વર્ગ તથા ટોળીઓના સરદારોના શાસનને ખતમ કરી નાખવા, જમીન સંબંધી મૂળગામી સુધારાઓ દાખલ કરાવવા, ઉત્સુક છે.

એ દેશોમાં મૂડીદાર વર્ગની સ્થિતિમાં બહુ આંતરવિરોધો છે.

સૌ જાણે છે કે એ દેશોમાં પરદેશી ઈજારદારીઓ તથા સામંતી ઉમરાવોએ અર્થતંત્રના વિકાસને મર્યાદાઓમાં જકડી રાખ્યો હતો. એટલે મૂડીદાર વર્ગનો જે હિસ્સો દેશના આર્થિક વિકાસને પ્રવેગ આપવા ઉત્સુક છે અને રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિમાં, ખાસ કરીને રાજકીય સ્વતંત્રતાના સંઘર્ષમાં, સક્રિય છે તેને રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ તરીકે ઓળખવામાં આવે છે, અને પરદેશી ઈજારદારીઓ જોડે ગાઢ સંબંધો ધરાવતા તેમ જ રાષ્ટ્રીય હિતોનો દ્રોહ કરતા સામ્રાજ્યવાદ-તરફી, રાષ્ટ્ર-વિરોધી, અથવા પરદેશીઓના મારફતિયા મૂડીદાર વર્ગથી જુદો તારવવામાં આવે છે.

રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ પોતાનાં વર્ગીય હિતો ખાતર, અને સૌપ્રથમ તો રાષ્ટ્રીય મૂડીવાદી અર્થતંત્રના વિકાસ ખાતર, તેમ જ સમાજમાં પોતાનું રાજકીય વર્ચસ્વ સ્થાપવા ખાતર, રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિમાં ભાગ લેતી વેળા સાથે સાથે અમુક સર્વસામાન્ય રાષ્ટ્રીય હિતોને પણ વ્યક્ત કરે છે, કારણ કે તેને માટે પોતાના વર્ગીય હેતુઓ પાર પાડવાનું તો પરદેશી સામ્રાજ્યવાદ તથા સ્થાનિક સામંતશાહીના શાસનથી મુક્તિ હાંસલ કરી લીધા પછી જ શક્ય બને. રાષ્ટ્રીય મૂડીદાર વર્ગની સામ્રાજ્યવાદ-વિરોધી તથા સામંતશાહી-વિરોધી આકાંક્ષાઓ સમગ્ર રાષ્ટ્રનાં તથા લોકોની બહુસંખ્યાનાં હિતો જોડે તેનાં હિતોના સુયોગમાં પરિણમે છે.

અહીંયાં રાષ્ટ્રીય મૂડીદાર વર્ગના આંતરવિરોધી દ્વિવિધ સ્વરૂપને ધ્યાનમાં રાખવાનું જરૂરી છે. રાષ્ટ્રીય મૂડીદાર વર્ગને પરદેશી સામ્રાજ્યવાદ તથા આંતરિક સામ્રાજ્યવાદ-તરફી બળો સામે, સૌપ્રથમ તો સામંતી ઉમરાવો તથા ટોળીઓના સરદારો સામે, લડવાની ઉત્સુકતા હોય છે એટલે તે લોકોને, મહેનતકશ સમુદાયોને, સાથ આપે છે, તેમની ઉપર આધાર રાખે છે, અને પોતાનાં હેતુઓ પાર પાડવા માટે તેમના ક્રાંતિકારી જોમનો ઉપયોગ કરે છે. પરંતુ સાથે સાથે જ તે ક્રાંતિકારી કામદાર વર્ગ તથા કિસાનપ્રજાથી ડરે છે, શોષણ કરવાની પોતાની મુરાદોની બાબતમાં તેમને જોખમ ગણે છે, એટલે ક્રાંતિને પોતાનાં હિતોની સાંકડી મર્યાદાઓમાં જકડી રાખવાની અને તેના વિકાસને અવરોધવાની તથા મૂડીવાદી પંથે વાળી દેવાની કોશિશ કરે છે.

સંસ્થાનો તથા પરાધીન દેશોમાં, ખાસ કરીને આફ્રિકામાં, પોતાના સ્વતંત્ર કામધંધા કરતા કસબીઓ, કારીગરો, નાના અને મુખ્યત્વે છૂટક વેપારીઓ, તેમ જ બીજા **મધ્યવર્તી** ગણાતા (**નિમ્ન-મૂડીવાદી**) **સ્તરો** મોટી સંખ્યાના લોકોને આવરી લે છે અને અસરકારક હોય છે.

આર્થિક વિકાસની નીચી કક્ષાના સંજોગોમાં નાના ઉદ્યોગધંધાઓમાં વપરાશી માલના ગણનાપાત્ર જથ્થા પેદા કરતા અને મોટા ભાગના સેવા ઉદ્યોગ, છૂટક વેપાર, વગેરે ક્ષેત્રોમાં કાબૂ ધરાવતા એ સ્તરો અર્થતંત્રમાં સારી પેઠે અગત્યનું સ્થાન ધરાવતા હોય છે, અને રાજકીય મામલાઓમાં તેમની ભૂમિકા એટલી જ મહત્ત્વની હોય છે. એટલે, રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિના ભવિષ્યનો આધાર અમુક પ્રમાણમાં એ મધ્યવર્તી સ્તરોના ધોરણ ઉપર, અર્થાત્ તેઓ પ્રગતિશીલ પરિબળોને કે પ્રત્યાઘાતી પરિબળોને ટેકો આપે તેની ઉપર, હોય છે.

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિમાં **રાષ્ટ્રીય લોકશાહીવાદી બુદ્ધિજીવીઓ**—કલા તથા વિજ્ઞાનનાં ક્ષેત્રોના માણસો, અમલદારોનો અમુક હિસ્સો, પ્રગતિશીલ લશ્કરી અફસરો, વિદ્યાર્થીઓ, ઑફિસ કર્મચારીઓ, વગેરે—મહત્ત્વની અને ક્યારેક આગેવાનીની ભૂમિકા ભજવે છે. જે દેશોમાં કામદાર વર્ગ સ્વતંત્ર પરિબળ તરીકે હજી મજબૂત ન બન્યો હોય અને રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ કાં તો નબળો હોય અથવા સામ્રાજ્યવાદ-તરફી ધોરણ લેતો હોય (આફ્રિકાના મોટા ભાગના દેશોમાં એવી પરિસ્થિતિ છે) ત્યાં બુદ્ધિજીવીઓ ખાસ મોટી ભૂમિકા ભજવે છે. એવા સંજોગોમાં બુદ્ધિજીવિઓના પ્રતિનિધિઓ ઘણી ઘણી વાર ક્રાંતિના તથા રાજ્યના આગેવાનો બની જાય છે. પ્રગતિશીલ લશ્કરી અફસરો ઇથિયોપિયામાં ક્રાંતિને મોખરે છે અને અગાઉ ઇજિપ્ત, માલી, ગીની, તથા બીજા કેટલાક દેશોમાં ક્રાંતિનું સફળ સંચાલન કરી ચૂક્યા છે.

## ૩. આર્થિક સ્વતંત્રતાની સિદ્ધિ ક્રાંતિનું મહત્ત્વનું કર્તવ્ય

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનું કર્તવ્ય માત્ર રાજકીય સ્વતંત્રતા સિદ્ધ કરી લેવા પૂરતું જ સીમિત નથી હોતું. હાંસલ થયેલી સિદ્ધિઓને દૃઢ બનાવવાની અને પરદેશી ઇજારદારીઓ પરના અવલંબનનો અંત આણવાની બાબત મહત્ત્વની છે. પરંતુ તેને માટે **આર્થિક સ્વતંત્રતા હાંસલ કરવાનું** આવશ્યક છે. લેનિને

લખ્યું છે કે સામ્રાજ્યવાદના વિચારકો સામાન્ય રીતે "રાષ્ટ્રીય મુક્તિની વાતો કરતા હોય છે... આર્થિક મુક્તિનું નામ નથી લેતા. પરંતુ વાસ્તવમાં મુખ્ય બાબત તો આર્થિક મુક્તિની જ છે."*

## રાષ્ટ્રીય અર્થતંત્રનું ઘડતર

સામ્રાજ્યવાદીઓએ સંસ્થાનો તથા પરાધીન દેશોમાં પોતાનું શાસન ચાલુ રાખવાની અને પોતાની આર્થિક તથા રાજકીય પદ્ધતિ જોડે તેમને સદાને માટે જકડી રાખવાની પૂરી કોશિશ કરી. પીડિત પ્રજાઓ તરફથી પોતાના અર્થતંત્રને, ખાસ કરીને ઉદ્યોગને, વિકસાવવા માટે કરવામાં આવતા દરેક પ્રયાસને તેઓ શરૂઆતમાં જ કચડી નાખતા.

સામ્રાજ્યવાદે આફ્રિકા, એશિયા, તથા લૅટિન અમેરિકાના દેશોના વિકાસને કેટલાય દાયકાઓ સુધી અવરોધી રાખ્યો. થોડાક અપવાદોને બાદ કરતાં એ દેશોમાં અર્થતંત્ર હજી વિકાસની બહુ નીચી કક્ષાએ છે. બિનસમાજવાદી દુનિયાની બે તૃતીયાંશથી વધારે વસતિને આવરી લેતા એ દેશોમાં મૂડીવાદી દુનિયાની કુલ ઔદ્યોગિક પેદાશોના વીસ ટકાથી ઓછા હિસ્સાનું, લગભગ ત્રણ ટકા યંત્રો તથા સરંજામનું અને પાંચ ટકા ધાતુનું, ઉત્પાદન થાય છે. એ ઉપરાંત, વિકસતા દેશોમાં ઉદ્યોગધંધાઓનો સારો એવો હિસ્સો પરદેશી મૂડીદારોની માલિકીનો છે.

વિકસતા દેશોને આર્થિક સ્વતંત્રતા હાંસલ કરવા માટે સામ્રાજ્યવાદના નવસંસ્થાનવાદી પીડન સામે લડવું પડે છે, અને એ દેશોમાં ચલાવવામાં આવતી લૂંટ — સૌપ્રથમ તો સામ્રાજ્યવાદી આંતરરાષ્ટ્રીય ઇજારદારીઓ તરફથી ચલાવવામાં આવતી લૂંટ — ઉપર આધારિત બળજબરીના આંતરરાષ્ટ્રીય શ્રમ-વિભાજન તથા અસમાન આર્થિક સંબંધોને કાં તો અંકુશમાં રાખવા પડે છે અથવા ખતમ કરી નાખવા પડે છે.

વિશ્વ આર્થિક સંબંધોનાં નવાં રૂપો માટે, **નવી વિશ્વ આર્થિક વ્યવસ્થા** માટે, અને સામ્રાજ્યવાદી રાજ્યો જોડેના આર્થિક સંબંધોની મૂળગામી પુનર્ઘટના, નવસંસ્થાનવાદી શોષણ તથા જોહુકમી તેમ જ ભેદભાવ વગર નવા સમતામૂલક

---

*વ્લા. ઇ. લેનિન, 'સેર્બો-બલ્ગારિયન ફતેહોનું સામાજિક મહત્ત્વ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૮, પૃષ્ઠ ૩૦૮.

તથા લોકશાહીવાદી આધારે, કરાવવા માટે વિકસતા દેશોનો વધતો જતો સંઘર્ષ વાસ્તવમાં આર્થિક મુક્તિનો, તેમની આર્થિક પ્રગતિનાં પ્રાણભૂત કર્તવ્યોની સિદ્ધિનો, સંઘર્ષ છે.

નવી આંતરરાષ્ટ્રીય આર્થિક વ્યવસ્થા માટેના સંઘર્ષને આખી દુનિયાના પ્રગતિશીલ લોકો, અને સૌપ્રથમ તો સોવિયેત સંઘ તથા બીજા સમાજવાદી દેશો, પૂરો ટેકો આપે છે.

વિકસતા દેશોના લોકો અર્થતંત્રને પરદેશી ઈજારદારીઓની ધૂંસરીથી છોડાવી લે તો જ પારાવાર કુદરતી સાધનસંપત્તિનો ઉપયોગ પોતાનાં હિતો માટે કરી શકે અને પરદેશી સામ્રાજ્યવાદીઓના નહિ પરંતુ ખુદ પોતાના, રાષ્ટ્રના, ફાયદા ખાતર કામ કરી શકે. એ લક્ષ્યની સિદ્ધિનો માત્ર એક જ માર્ગ છે—**રાષ્ટ્રીય અર્થતંત્રને પ્રવેગ આપવાનો તથા વિકસાવવાનો.**

આર્થિક પરાધીનતાથી છુટકારો મેળવવાની અને રાષ્ટ્રીય અર્થતંત્રનું નિર્માણ કરવાની એકદમ મૂળગામી રીતોમાંની એક **રાષ્ટ્રીયકરણની** છે, અર્થાત્ ઉદ્યોગધંધાઓ, પરિવહન તથા સંચારનાં સાધનો, બૅંકો, વેપારી સંસ્થાઓ તથા સર્વોપયોગી સવલતો, અને શાળાઓ તથા બીજી શિક્ષણ સંસ્થાઓને રાષ્ટ્રીય (રાજ્યની) મિલકતમાં પલટાવી નાખવાની છે. રાષ્ટ્રીયકરણથી **અર્થતંત્રમાં રાજ્ય-ક્ષેત્ર** અસ્તિત્વમાં આવે છે.

ભારત, ઈરાક, અલ્જીરિયા, બર્મા, સીરિયા, માલી, ગીની, ઇથિયોપિયા, તથા બીજા વિકસતા દેશોમાં મોટા પાયા પર, મુખ્યત્વે પરદેશી ઈજારદારીઓ તથા સ્થાનિક સામ્રાજ્યવાદ-તરફી મૂડીદારોની મિલકતનું, રાષ્ટ્રીયકરણ સાધવામાં આવ્યું છે. રાષ્ટ્રીયકરણથી, અર્થતંત્રમાં રાજ્ય-ક્ષેત્રની સ્થાપનાથી, નવમુક્ત રાજ્યો માટે આર્થિક જીવનની અમુક સમસ્યાઓ સ્વતંત્ર રીતે ઉકેલવાનું, આર્થિક જીવન ઉપર અસર પાડવાનું, અને આર્થિક આયોજનની દિશામા કદમો ઉઠાવવાનું શક્ય બન્યું છે. એથી સાંસ્થાનિક શોષણને સખત ફટકો પડયો છે અને પરદેશી મૂડીને આર્થિક વિકાસ ઉપર નિર્ણાયક પ્રભાવ પાડતી મોટે ભાગે અટકાવી શકાઈ છે.

જ્યારે સંજોગો આ કે તે વિકસતા રાજ્ય માટે પરદેશી ઈજારદારીઓની બધી અથવા અમુક ભાગની મિલકતનું સત્વર રાષ્ટ્રીયકરણ શક્ય ન બનવા દે—એવું ઘણી વાર થાય છે—ત્યારે રાજ્ય રાષ્ટ્રીયકરણનાં કદમો ઉપરાંત પરદેશી ઈજારાદારીઓની પ્રવૃત્તિઓને અમુક સમય નિયંત્રણમાં રાખે છે અને તેમના તરફથી વસતિના તેમ જ દેશની પારાવાર કુદરતી સાધનસંપત્તિના શોષણના

શક્યતાઓને મર્યાદાઓમાં રાખે છે. ઘણી વાર રાજ્ય અને પરદેશી સમેત ખાનગી મૂડીની સંયુક્ત માલિકીના મિશ્રિત ઉદ્યોગધંધાઓ સ્થાપવામાં આવે છે.

આર્થિક સ્વતંત્રતા કેવળ ખૂબ વિકસિત રાષ્ટ્રીય અર્થતંત્રના નિર્માણ મારફત જ, ઉદ્યોગીકરણ મારફત જ, હાંસલ કરી શકાય.

વિકસતા દેશોમાં ઉદ્યોગીકરણથી આધુનિક ટેકનિકલ આધારે ખેતીવાડી સમેત અર્થતંત્રની બધી શાખાઓની પુનર્ઘટના સુનિશ્ચિત બને છે અને શ્રમની ઉત્પાદકતાની ઊંચી કક્ષા પણ સાધી શકાય છે. દેશ તેના આધારે સંરક્ષણ સામર્થ્ય વધારે છે, વૈજ્ઞાનિક તથા ટેકનિકલ તેમ જ સાંસ્કૃતિક પ્રગતિ સાધે છે, અને લોકોનાં સુખગવડમાં વધારો કરે છે.

ઘણા નવમુક્ત દેશો ઉદ્યોગીકરણની દિશામાં પહેલાં કદમો ઉઠાવી રહ્યા છે. તેઓ આંતરિક સાધનસંપત્તિના અને બીજા દેશોની, ખાસ કરીને સમાજવાદી દેશોની, મદદના આધારે વીજળીના તેમ જ બીજા આધુનિક ઉદ્યોગોનું નિર્માણ કરે છે, આર્થિક સ્વતંત્રતા હાંસલ કરવાના પ્રયાસોમાં ખાસ મહત્ત્વ ધરાવતી શાખાઓને નિર્માણમાં મોખરાનું સ્થાન આપે છે.

નવમુક્ત દેશોના આર્થિક સ્વતંત્રતા સંબંધી કાર્યક્રમમાં **જમીનનો સવાલ** લોકોના હિતમાં ઉકેલવાની બાબતને ખૂબ મહત્ત્વ આપવામાં આવે છે.

એટલે વિકસતા દેશોમાં જમીનના સવાલનું સારતત્ત્વ ખેતીવાડીમાં સામંતશાહીના તથા સામંતશાહી પૂર્વેના સંબંધોને ખતમ કરી નાખવાનું, જમીનની સામંતી, સામંતશાહી પૂર્વેની, તથા પરદેશી માલિકી નાબૂદ કરી નાખવાનું, કિસાનો માટે ખેતી શક્ય બનાવવાનું, અને તેમને કામમાં મદદ કરવાનું છે.

અનુભવ બતાવે છે કે ખેતીની સુધારણાની વાસ્તવિક રીતો તરેહવાર હોઈ શકે છે. કેટલાક નવમુક્ત દેશોમાં જમીનની માલિકીનું પ્રમાણ એકદમ ઘટાડી નાખવાનું અને દોલતમંદ જમીનદારો તથા પરદેશી સામ્રાજ્યવાદીઓ પાસેથી જપ્ત કરી લેવામાં આવેલી જમીન કિસાનોને સુપરત કરી દેવાનું લક્ષ્ય ધરાવતા ગહનગામી સુધારાઓ અમલમાં મુકાઈ રહ્યા છે. જમીન સંબંધી પરિવર્તનોનું અત્યંત મૂળગામી રૂપ **ખેતીવાડીમાં સહકારનું** છે. કેટલાક નવમુક્ત દેશોમાં એવો સહકાર તાજેતરમાં શરૂ થઈ ગયો છે.

રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનાં અગત્યનાં સામાજિક-આર્થિક કર્તવ્યોમાં સામાજિક પરિબળો વચ્ચેનો જોરદાર સંઘર્ષ સંકળાયેલો હોય છે. ક્રાંતિની પ્રથમ કક્ષાનું અંતસ્તત્ત્વ બની રહેતી રાજકીય સ્વતંત્રતાને રાષ્ટ્રનાં સઘળાં દેશાભિમાની પરિબળો પરદેશી સામ્રાજ્યવાદની સામે સંઘર્ષ લડીને હાંસલ કરી લે છે, પરંતુ આર્થિક

સ્વતંત્રતા તો સામ્રાજ્યવાદની સામે સંઘર્ષ ઉપરાંત સંબંધિત દેશની અંદર વિવિધ વર્ગો તથા સામાજિક જૂથો વચ્ચે ઘર્ષણના પરિણામે હાંસલ થાય છે. વાસ્તવમાં તે આર્થિક મુક્તિના તથા ભાવિ સામાજિક વિકાસના ઉપાયો તથા રીતો માટેનો સંઘર્ષ હોય છે.

એ રીતો કેવી હોય છે અને નવમુક્ત પ્રજાઓ માટે કેવી કેવી સંભાવનાઓ ઉત્પન્ન કરે છે?

## ૪. સમાજવાદની દિશાનો પંથ

નવમુક્ત દેશો માટે વિકાસની રીતોની પસંદગીની બાબત ખૂબ તાકીદની છે. તે સામાજિક પરિબળો વચ્ચેની ટકરામણ, સંઘર્ષ જોડે સંકળાયેલી હોય છે કારણ કે જુદા જુદા વર્ગો તથા પાર્ટીઓ પોતપોતાના આગવા ઉકેલો રજૂ કરે છે. પ્રત્યાઘાતી વર્તુળો, સૌપ્રથમ તો દોલતમંદ મૂડીદારો તથા જમીનદારો, વિદેશી સામ્રાજ્યવાદી પરિબળોની મદદના આધારે રાષ્ટ્રના વિકાસને મૂડીવાદી પંથે વાળવાની કોશિશ કરે છે, અને પોતાના વિશેષાધિકારો તથા ખાનગી મિલકત જાળવી રાખવા તેમ જ શોષણ ચાલુ રાખવા માટે સામ્રાજ્યવાદની આર્થિક, નાણાકીય, તથા લશ્કરી મદદ ઉપર આધાર રાખે છે.

સમાજનાં પ્રગતિશીલ પરિબળો, સૌપ્રથમ તો કામદાર વર્ગ અને મહેનતકશ કિસાનપ્રજા, સામ્રાજ્યવાદના કાવાદાવા સામે લોકોના રક્ષણની અને દેશને ખરી સ્વતંત્રતા, સુખસમૃદ્ધિ, તથા પ્રગતિના પંથે આગળ ધપાવવાની કોશિશ કરે છે.

નવમુક્ત દેશોની પ્રજાઓ પોતાના અનુભવમાંથી વધારે ને વધારે પ્રમાણમાં સમજતી જાય છે કે માત્ર **વિકાસનો બિનમૂડીવાદી પંથ જ, સમાજવાદી દિશાનો પંથ જ**, રાષ્ટ્રીય પુનરુત્થાન તથા સામાજિક પ્રગતિ તરફ લઈ જાય છે.

### બિનમૂડીવાદી વિકાસનો ઐતિહાસિક અનુભવ

અગાઉના પછાત દેશો આખી મૂડીવાદી કક્ષાને બાજુએ રાખી દઈને અથવા માત્ર ઉદ્યોગીકૃત મૂડીવાદની કક્ષાને બાજુએ રાખી દઈને સીધા

સમાજવાદની કક્ષાએ પહોંચી જવાની શક્યતા લેનિને સાબિત કરી હતી. તેમણે એ શક્યતાને બીજા વધારે ઉન્નત દેશોમાં સમાજવાદના ઉદય તથા વિકાસ જોડે સાંકળી લીધી હતી અને એ દેશોના સર્વહારા વર્ગ માટે પછાત પ્રજાઓને, આર્થિક તથા રાજકીય વિકાસની બાબતમાં પાછળ રહી ગયેલી પ્રજાઓને, પૂરી મદદ આપવાનું કર્તવ્ય નિર્ધારિત કર્યું હતું. તેમણે જણાવેલું કે "ઉન્નત દેશોના સર્વહારા વર્ગની મદદના આધારે પછાત દેશો મૂડીવાદી કક્ષામાંથી પસાર થયા વગર સોવિયેત પદ્ધતિ અપનાવી શકે અને વિકાસની અમુક કક્ષાઓને પાર કરીને સામ્યવાદનું નિર્માણ કરી શકે."*

એ લેનિનના વિધાનમાં વિકાસની મૂડીવાદી કક્ષાએ હજુ ન પહોંચેલા દેશોના વિશિષ્ટ સંજોગોને સમાજવાદી ક્રાંતિનો માર્ક્સવાદી સિદ્ધાંત લાગુ કરવામાં આવ્યો છે અને સમાજવાદની દિશામાં એ દેશોના સંક્રમણના સંજોગો તથા રૂપોમાંનું વિશિષ્ટ સર્વકંઈ વ્યક્ત કરવામાં આવ્યું છે.

પછાત દેશો બિનમૂડીવાદી પંથે વિકાસ સાધી શકે—એ વિશે લેનિનનાં વિધાનો વાસ્તવિક અનુભવમાં ખરાં સાબિત થઈ ગયાં છે. ૧૯૧૭માં રશિયામાં વસતા ૬૫ મિલિયન બિનરશિયનોમાંથી ૨૫ મિલિયન મધ્ય એશિયાના સાંસ્થાનિક સીમાપ્રદેશોમાં વસતા હતા અને વિકાસની મૂડીવાદ પૂર્વની એક અથવા બીજી કક્ષાએ હતા. તેમના જીવનમાં ઉત્પાદનની કેવળ સામંતી અથવા અર્ધ-પિતૃસત્તાક પદ્ધતિઓ જ નહિ પરંતુ ટોળી પદ્ધતિ પણ જળવાઈ રહી હતી. એ સીમાવર્તી પ્રદેશો બંધુભાવી રાષ્ટ્રોની, સૌપ્રથમ તો રૂસીઓની, મદદના આધારે ખાલી અરધી સદીમાં ખૂબ વિકસિત ઉદ્યોગ, ખેતીવાડી, તથા સંસ્કૃતિ ધરાવતાં ખીલતાં સમાજવાદી પ્રજાસત્તાકોમાં પલટાઈ ગયા. ત્યાં ધાતુકર્મ, મોટર-વાહન, વિદ્યુત ઇજનેરી, તથા બીજા નવા આધુનિક ઉદ્યોગો સ્થાપવામાં આવ્યા છે. ખેતીવાડી પણ પરિવર્તન પામીને હવે સામૂહિક તથા ખૂબ યંત્રીકૃત બની ગઈ છે. સાંસ્કૃતિક પછાત દશાનો અંત આણવામાં આવ્યો છે, અને એ પ્રજાસત્તાકો હવે ઊંચી તાલીમ પામેલા રાષ્ટ્રીય વિશેષજ્ઞો ધરાવે છે. સોવિયેત પ્રજાસત્તાકો સાંસ્કૃતિક વિકાસની બાબતમાં પૂર્વના મૂડીવાદી દેશોથી આગળ વધી ગયા છે એટલું જ નહિ પરંતુ પશ્ચિમના કેટલાક ઉદ્યોગીકૃત મૂડીવાદી દેશોથી પણ આગળ વધી ગયા છે.

---

*વ્લા. ઇ. લેનિન, 'કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કૉંગ્રેસ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૧, પૃષ્ઠ ૨૪૪.

એક જમાનાના અર્ધ-સાંસ્થાનિક, મોંગોલિયાએ પણ સામંતી પછાત દશામાંથી સમાજવાદ સુધીનો પંથ કાપી લીધો છે. તેણે સોવિયેત સંઘ તથા બીજા સમાજવાદી દેશોની મદદના આધારે એકદમ નજીકના ભવિષ્યમાં ઔદ્યોગિક-ખેતીવાડીપ્રધાન રાજ્યમાં પલટાઈ જવાનું લક્ષ્ય નિર્ધારિત કર્યું છે.

મધ્ય એશિયાનાં સોવિયેત પ્રજાસત્તાકો તથા મોંગોલિયાનો અનુભવ ઝળકતી સાબિતી પૂરી પાડે છે કે એક જમાનાનું પછાત રાષ્ટ્ર સાંસ્થાનિક જુલમ તથા શોષણથી મુક્ત થઈ ગયા પછી બંધુભાવી પ્રજાઓની મદદના આધારે કેવી કેવી સિદ્ધિઓ હાંસલ કરી શકે છે. આજે તે એશિયા, આફ્રિકા, તથા લૅટિન અમેરિકાની નવમુક્ત પ્રજાઓને બતાવે છે કે મૂડીવાદી વિકાસના ભયાનક તબક્કાને કેવી રીતે ટાળી શકાય, શીખવે છે કે બિનમૂડીવાદી વિકાસનો પંથ જ ખરી સ્વતંત્રતા તથા પ્રગતિનો પંથ છે.

તો બિનમૂડીવાદી વિકાસનો, સમાજવાદની દિશાનો, પંથ કેવો છે?

## સમાજવાદની દિશાના પંથનું
## સારતત્ત્વ

સમાજવાદની દિશાનો પંથ એટલે **વિકાસની મૂડીવાદી કક્ષાએ ન પહોંચેલા દેશોની સમાજવાદ તરફ આગેકૂચ**, બીજા દેશોમાં સર્વહારા વર્ગની સરમુખત્યારી અથવા સમાજવાદના વિજયના સંજોગો અસ્તિત્વમાં હોય ત્યારે મૂડીવાદને પૂરેપૂરો બાજુએ રાખી દઈને અથવા વિકસિત મૂડીવાદની કક્ષાને બાજુએ રાખી દઈને સમાજવાદ સુધી લઈ જતો પંથ.

આપણે જાણીએ છીએ કે સમાજવાદમાં સંક્રમણ સમાજવાદી ક્રાંતિના પરિણામે થાય છે અને તેમાં ચોક્કસ ભૌતિક તથા વર્ગીય પૂર્વસંજોગો (આર્થિક વિકાસની ચોક્કસ કક્ષા, માર્ક્સવાદી પાર્ટીનું માર્ગદર્શન ધરાવતો વિકસિત અને રાજકીય દૃષ્ટિએ સક્રિય કામદાર વર્ગ, વગેરે) આવશ્યક હોય છે. એવા પૂર્વસંજોગો સામાન્ય રીતે વિકાસની મૂડીવાદી કક્ષા દરમિયાન પાકે છે, અને એ કારણસર જ ઉન્નત મૂડીવાદી દેશોમાં સીધું સમાજવાદી ક્રાંતિમાં સંક્રમણ શક્ય છે.

મોટા ભાગના નવોદિત સાર્વભૌમ રાજ્યો મૂડીવાદ પૂર્વની કક્ષાએ હોવાથી ત્યાં પરિસ્થિતિ નિરાળી છે. એ દેશોમાં સમાજવાદી ક્રાંતિનાં કર્તવ્યો પાર પાડવાના પૂર્વસંજોગો હજી પાક્યા નથી. એટલે, તેમને માટે સમાજવાદની

દિશામાં આગેકૂચ શરૂ કરતાં પહેલાં જરૂરી ભૌતિક તથા વર્ગીય સંજોગો પેદા કરવાનો અમુક સમય જરૂરી હોય છે. નિર્ણાયક સમાજવાદી રૂપાંતરો શરૂ કરવાનો એ ગાળો સમાજવાદની દિશાના પંથનું અંતર્ભૂત લક્ષણ બની રહે છે.

એ આરંભના ગાળામાં થતી સામાજિક-આર્થિક પ્રક્રિયાઓ (આર્થિક વિકાસ અને તેની સાથે સાથે મહેનતકશ સમુદાયોની, સૌપ્રથમ તો કામદાર વર્ગની, તરફેણમાં વર્ગ પરિબળોની સમુચિત પુનર્ઘટના) મૂડીવાદી વિકાસની લાક્ષણિક પ્રક્રિયાઓને અમુક રીતે મળતી આવે છે. પરંતુ સમાજવાદની દિશામાં અભિમુખ દેશમાં એ પ્રક્રિયાઓ ઘણી વધારે ઝડપથી ચાલે છે, અને—અત્યંત મહત્ત્વની બાબત—લોકસમુદાયોને મૂડીવાદી વિકાસના ગાળાની સરખામણીએ ઘણી ઓછી હાડમારીઓ વેઠવી પડે છે. વળી બિનમૂડીવાદી વિકાસની એ આરંભની કક્ષાએ સમાજવાદી રૂપાંતરો (ખાનગી મૂડી અને શોષણ ઉપર અંકુશ, ઉત્પાદનનાં કેટલાંક સાધનો ઉપર લોકોના નિયંત્રણની સ્થાપના, આર્થિક સંચાલન, આયોજન, વગેરે) મૂડીવાદી-લોકશાહીવાદી સ્વરૂપનાં પરિવર્તનોની જોડાજોડ થાય છે, પરંતુ તેમનું મહત્ત્વ નિર્ણાયક નથી હોતું અને તેઓ સમગ્ર સમાજનું સામાજિક-આર્થિક રૂપ નિર્ધારિત નથી કરતાં. પરંતુ **સમાજવાદી રૂપાંતરોની ગહનતા અથવા રૂપ ગમે તેવાં હોય તોયે તેઓ સમાજવાદી દિશાના પંથનું આવશ્યક લક્ષણ છે.** એવા પ્રકારનાં પરિવર્તનો ન થતાં હોય તો સાફ અર્થ નીકળે કે સમાજનો વિકાસ મૂડીવાદી પંથે થઈ રહ્યો છે.

આરંભિક કક્ષા પછી સામાજિક પ્રવૃત્તિનાં સઘળાં ક્ષેત્રોમાં મૂળભૂત સમાજવાદી પરિવર્તનોની, સીધા સમાજવાદમાં સંક્રમણની, કક્ષા આવે છે. સમાજવાદી પરિવર્તનો નિર્ણાયક મહત્ત્વનાં બની જાય છે, બિનમૂડીવાદી વિકાસ નિશ્ચિત બની જાય છે, અને સમાજ દૃઢતાથી સમાજવાદી પંથ અપનાવી લે છે. **રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિનો વિકાસ સમાજવાદી ક્રાંતિમાં** થાય છે.

એ નવી કક્ષા કેટલી જલદી શરૂ થઈ જાય તેનો આધાર ક્રાંતિમાં લોકસમુદાયોની પ્રવૃત્તિ, સામાજિક તથા રાજ્યના કારોબારમાં લોકશાહીવાદી રૂપાંતરોની ગહનતા, કામદાર વર્ગની ભૂમિકાની વૃદ્ધિ તથા કિસાનપ્રજા સાથે તેની એકસંપીની મજબૂતી ઉપર અને ક્રાંતિની આગેવાની મહેનતકશ લોકોની આકાંક્ષાઓને વ્યક્ત કરવાનું કેટલું જલદી શરૂ કરી દે તેની ઉપર હોય છે.

મહત્ત્વની બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે સમાજવાદની દિશાનો પંથ કેવળ વર્તમાન યુગમાં, મૂડીવાદમાંથી સમાજવાદમાં માનવજાતિના સંક્રમણના

યુગમાં, વિશ્વ સમાજવાદી પદ્ધતિ અસ્તિત્વમાં છે અને તેની નિઃસ્વાર્થ સર્વાંગી મદદ બિનમૂડીવાદી પંથ અપનાવનારા દેશો માટે મજબૂત ગઢની કામગીરી બજાવે છે ત્યારે, વાસ્તવિક રૂપે શક્ય બન્યો છે. લેનિને જણાવ્યું છે કે "સોવિયેત પ્રજાસત્તાકોનો વિજયી સર્વહારા વર્ગ પછાત દેશોના લોકસમુદાયોને મદદ કરવા આગળ આવે અને તેમને ટેકો આપવાની સ્થિતિમાં હોય ત્યારે જ એ દેશો વિકાસની હાલની કક્ષામાંથી બહાર નીકળીને પ્રગતિ સાધી શકે."*

## નવમુક્ત પ્રજાઓ સમાજવાદની પસંદગી કરે છે

નવમુક્ત દેશોમાં જનતાના બહોળા વિભાગોનો, મહેનતકશ સમુદાયોનો, અનુભવ તેમને પાકી ખાતરી કરાવી દે છે કે મૂડીવાદી પંથ જનતાઓના વિપદાઓનો પંથ છે, માત્ર સમાજવાદ જ તેમને આઝાદી અને સુખ અપાવી શકે, તેમના દેશોની યુગજૂની પછાત દશાનો અંત આણી શકે, તેમના અર્થતંત્ર તથા સંસ્કૃતિને ઝડપથી વિકસાવી શકે, તેમની ભૌતિક તથા સાંસ્કૃતિક જરૂરિયાતો સંતોષી શકે, અને તેમને શોષણ, ગરીબી, તથા ભૂખમરાથી તેમ જ નવીન વિશ્વયુદ્ધના જોખમથી ઉગારી શકે.

જેમ જેમ ક્રાંતિની ગહનતા વધતી જાય તેમ તેમ મૂડીદાર વર્ગ, મૂડીવાદી વિકાસનું સમર્થન કરતો વર્ગ, સામ્રાજ્યવાદની સામે તથા સામાજિક પ્રગતિ ખાતર સંઘર્ષની આગેવાની કરવા ઓછો ને ઓછો શક્તિમાન સાબિત થતો જાય છે, અને કેટલાક દેશોમાં તો રાજકીય સ્વતંત્રતા પણ સુનિશ્ચિત નથી બનાવી શક્યો. સામાજિક-આર્થિક રૂપાંતરોની બાબતમાં પણ તે તદ્દન દેવાળિયો સાબિત થઈ ગયો છે. તે શોષક વર્ગ છે એટલે પોતાની મિલકત અને ખાસ હકો ખોઈ બેસવાની બીકથી ફફડે છે અને ક્રાંતિકારી લોકસમુદાયોથી ડરે છે. તે રાષ્ટ્રીયકરણનો વિરોધ કરે છે અને જમીનનો સવાલ ઉકેલવાનાં, અર્થતંત્ર તથા સામાજિક જીવનમાં સાંસ્થાનિક માળખાને તોડી નાખવાનાં, તેમ જ વિસ્તૃત લોકશાહીકરણનાં કશાં નિર્ણાયક પગલાં નથી લેતો. તેના પરિણામે, મૂડીવાદી નીતિ લોકોમાં નિરાશા અને અવિશ્વાસની લાગણી પેદા કરે છે, તેમને કેવળ પરદેશી

---

* વ્લા. ઈ. લેનિન, 'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૧, પૃષ્ઠ ૨૪૪.

સામ્રાજ્યવાદની સામે જ નહિ પરંતુ સ્થાનિક મૂડીદાર વર્ગની સામે પણ વધારે નિર્ણાયક કદમો ઉઠાવવા પ્રેરે છે.

સાંસ્થાનિક જુલમથી મુક્ત બની ગયેલા દેશોમાં નવા જીવનનો ઉદય દગાખોર સામ્રાજ્યવાદી દુશ્મનની સામે, તેમ જ નવાં રાજ્યોને સામ્રાજ્યવાદની મદદના આધારે મૂડીવાદી પંથે વાળવાની કોશિશ કરનારાં આંતરિક પ્રત્યાઘાતી બળોની સામે, ભીષણ લડાઈઓ દરમિયાન થાય છે. પરંતુ પ્રજાઓ રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિના સંપૂર્ણ વિજયની, યુગજૂની પછાત દશાના અંતની, તથા જીવનમાં સુધારણાની સંભાવનાને બિનમૂડીવાદી વિકાસ જોડે વધારે ને વધારે દૃઢતાથી સાંકળતી જાય છે.

ઇથિયોપિયા, અલ્જીરિયા, સીરિયા, ગીની, કોંગો (બ્રાઝાવીલ), અંગોલા, મોઝામ્બીક, ઇરાક, અફઘાનિસ્તાન, તથા બીજા દેશોના આગેવાનોએ સમાજવાદનું તથા નૂતન સુખી જીવનનું નિર્માણ કરવાની લોકોની મુરાદને, ઊંડી ઝંખનાને, વ્યક્ત કરીને સમાજવાદી દિશાનો પંથ અપનાવવાનો પોતપાતાની પ્રજાઓનો નિર્ધાર જાહેર કર્યો છે. માત્ર આફ્રિકા અને એશિયામાં સમાજવાદની દિશામાં અભિમુખ દેશોની, રાષ્ટ્રીય મુક્તિ આંદોલનમાં મોખરે રહેનારા દેશોની, કુલ વસતિ ૧૫૦ મિલિયન છે. એ દેશો આફ્રિકામાં વસતિના ૨૫ ટકા જેટલા અને પ્રદેશના ૩૦ ટકા જેટલા ભાગનું પ્રતિનિધિત્વ કરે છે.

એ દેશો **મૂડીવાદ-વિરોધી સમાજવાદી** સુધારાઓ અમલમાં મૂકી રહ્યા છે. તેઓ રાષ્ટ્રીયકરણ મારફત રાજ્ય-ક્ષેત્રનું નિર્માણ કરી રહ્યા છે અને આર્થિક વિકાસમાં આયોજનના સિદ્ધાંતો લાગુ કરી રહ્યા છે. અર્થતંત્રમાંથી પરદેશી મૂડીની હકાલપટ્ટી કરવામાં આવી છે, શોષણની મર્યાદાઓ બાંધી દેવામાં આવી છે, સ્થાનિક મૂડીદાર વર્ગની આર્થિક સ્થિતિ કમજોર બનાવી દેવામાં આવી છે, રાજકારણમાં અસર પાડવાની શોષક વર્ગોની શક્યતા ખતમ કરી નાખવામાં આવી છે, ઉદ્યોગીકરણના આધારે રાષ્ટ્રીય અર્થતંત્રનું નિર્માણ કરવામાં આવ્યું છે, ખેતીવાડીમાં પરિવર્તનો કરવામાં આવ્યાં છે અને સહકારી ખેતીને ખાસ સ્થાન આપવામાં આવ્યું છે, સ્વતંત્ર સામ્રાજ્યવાદી-વિરોધી વિદેશનીતિ અપનાવવામાં આવી છે, સમાજવાદી દેશો જોડે મિત્રતા અને સહકારના સંબંધો સ્થાપવામાં આવ્યા છે, વગેરે.

જીવનધોરણો તથા સંસ્કૃતિના ઉત્કર્ષની, તેમ જ જ્ઞાન, શિક્ષણ, આરોગ્ય, અને ટેકનિકલ તથા વૈજ્ઞાનિક કાર્યકરોની તાલીમને પ્રવેગ આપવાની, દિશામાં ઘણું ઘણું કરવામાં આવી રહ્યું છે.

રાષ્ટ્રીય અર્થતંત્રના, સૌપ્રથમ તો ઉદ્યોગના, નિર્માણ દરમિયાન સમાજવાદના ભૌતિક પૂર્વસંજોગો— **આધુનિક ભૌતિક તથા ટેકનિકલ આધાર**— ઘડાય છે. પરંતુ ભૌતિક પૂર્વસંજોગોનું સર્જન સમાજવાદના સામાજિક પૂર્વસંજોગોનું ઘડતર પણ સૂચિત કરે છે—ઉદ્યોગના વિકાસની સાથે સાથે કામદાર વર્ગનો ઉદય તથા વૃદ્ધિ થાય છે, તે સમાજમાં વધતી જતી ભૂમિકા ભજવે છે અને બિનસર્વહારા સ્તરો જોડે, ખાસ કરીને કિસાનપ્રજા સાથે, એકસંપી સાધે છે તથા માજબૂત બનાવે છે.

કામદાર વર્ગ નિરંતર વધતી જતી ભૂમિકા ભજવે છે તેનો અર્થ એવો નથી કે હંમેશાં અને દરેક ઠેકાણે, બિનમૂડીવાદી પંથે આગેકૂચની બધી કક્ષાઓએ, તે સમાજનું માર્ગદર્શક પરિબળ બની રહેતો હોય. ગણનાપાત્ર બહુસંખ્યાના વિકસતા દેશોમાં કામદાર વર્ગ સંખ્યાની દૃષ્ટિએ નાનો અને સંગઠનાત્મક તથા વૈચારિક દૃષ્ટિએ નબળો છે, અને રાજકીય પ્રવૃત્તિના મેદાનમાં હજી તો દાખલ જ થઈ રહ્યો છે, એટલે શક્ય છે કે બિનમૂડીવાદી વિકાસની આગેવાની, ખાસ કરીને આરંભની કક્ષાએ, કામદાર વર્ગ નહિ પરંતુ ક્રાંતિકારી-લોકશાહીવાદી પરિબળો કરે.

નવસ્વતંત્ર દેશોના વિકાસના પંથની પસંદગીની સાથે સાથે જોરદાર વૈચારિક સંઘર્ષ થાય છે. એ સંઘર્ષ બીજી બાબતોની સાથે એ હકીકતમાં વ્યક્ત થાય છે કે જુદા જુદા વર્ગો સમાજવાદ વિશે તેમ જ તેના નિર્માણની રીતો અને ઉપાયો વિશે પોતપોતાના આગવા ખ્યાલ ધરાવતા હોય છે. એ વિચારો ક્યારેક વૈજ્ઞાનિક સમાજવાદથી બહુ જ વેગળા હોય છે, અને ઘણી વાર તેમનો ઉપયોગ એક અથવા બીજા દેશના વિકાસને મૂડીવાદી પંથે વાળી દેશની મૂડીદાર વર્ગની કોશિશો ઉપર પડદો ઢાંકી રાખવા માટે કરવામાં આવે છે.

પરંતુ તેનો અર્થ એવો નથી કે માર્ક્સવાદીઓ, કોમ્યુનિસ્ટો, સમાજવાદ વિશે બિનમાર્ક્સવાદી ખ્યાલોને સાવ નકારી કાઢતા હોય. એ ખ્યાલોમાં મૂડીવાદ તથા શોષણને ખતમ કરી નાખવાની અને સામૂહિક માલિકી ઉપર આધારિત સમાજનું નિર્માણ કરવાની પ્રગતિશીલ મંછા સામેલ હોઈ શકે છે. એવા પ્રગતિશીલ અંતસ્તત્ત્વને, જુદા જુદા સમાજવાદી સિદ્ધાંતોના એવા સામ્રાજ્યવાદ-વિરોધી તથા સંસ્થાનવાદ-વિરોધી વલણને, કોમ્યુનિસ્ટો બિનશરતી ટેકો આપે છે. સાથે સાથે જ, કોમ્યુનિસ્ટો સમાજવાદ ખાતર કાર્ય કરનારાં વિધવિધ સામાજિક પરિબળો જોડે ભળી નથી જતા બલકે દરેક સમાજવાદી આંદોલનમાં ખરા વૈજ્ઞાનિક સમાજવાદનો સિદ્ધાંત અને અમલ પ્રેરવાની કોશિશ કરે છે.

કેટલાક વિકસતા દેશોના આગેવાનોના સમાજવાદી વિચારોમાં રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિ દરમિયાન નોંધપાત્ર પરિવર્તન થયું છે એ બાબત મહત્ત્વની છે. આરંભમાં એ વિચારોમાં સામાન્ય રીતે વૈજ્ઞાનિક સમાજવાદનાં તત્ત્વો જોડે તરંગી સમાજવાદના તથા ધાર્મિક વિચારોની અજબ ભેળસેળ જોવા મળતી, પરંતુ હવે તેમાંથી કેટલાય દેશોના આગેવાનો ધીરે ધીરે વૈજ્ઞાનિક માર્ક્સવાદી-લેનિનવાદી સમાજવાદનાં ધોરણો અપનાવી રહ્યા છે.

માર્ક્સવાદ-લેનિનવાદની, વૈજ્ઞાનિક સમાજવાદની, દિશામાં વિકાસ તો રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિના સમગ્ર ક્રમના તેમ જ વિકસતા દેશોની વસ્તુગત જરૂરતોના આધારે નિર્ધારિત થયેલી નિયમ-સંચાલિત સ્વાભાવિક પ્રક્રિયા છે. દેશની સ્વતંત્રતા અને સમૃદ્ધિનું, લોકોની આઝાદી અને સુખસગવડનું, લક્ષ્ય ધરાવતી ખરી લોક-ક્રાંતિ કેવળ માર્ક્સવાદ-લેનિનવાદના, વૈજ્ઞાનિક સમાજવાદના, આધારે જ સફળ થઈ શકે. ક્યૂબાના રાષ્ટ્રવીર અને ક્યૂબાની સરકારના અધ્યક્ષ ફિડેલ કાસ્ટ્રોએ જણાવ્યું છે કે "અમારી ક્રાંતિએ માર્ક્સવાદ-લેનિનવાદને પોતાના ઝંડાના સ્થાને સ્થાપ્યો છે. અમારી ઉપર કોઈએ જબરદસ્તી નથી કરી અને અમને બીજા કોઈ ખંડમાંથી કોઈએ દોરવણી નથી આપી. અમને ખુદ જિંદગીએ પંથ બતાવ્યો છે અને અમે એ પંથે અડગતાથી અને નીડરતાથી આગેકૂચ કરી છે. દરેક ખરી ક્રાંતિ અનિવાર્ય રીતે માર્ક્સવાદ-લેનિનવાદની દિશામાં, સાંસ્થાનિક ગુલામી તથા સામ્રાજ્યવાદી વર્ચસ્વને તેમ જ માનવીના હાથે માનવીના શોષણને નકારી કાઢતા એકમાત્ર ખરા ક્રાંતિકારી સત્યની દિશામાં, લઈ જ જાય."

ક્રાંતિકારી લોકશાહીવાદનો સત્તાધારી પ્રગતિશીલ હિસ્સો માર્ક્સવાદ-લેનિનવાદની ઉસ્તાદી બેશક તત્કાળ હાંસલ નથી કરી લેતો. તે શરૂઆતમાં માર્ક્સવાદનાં અલગ અલગ તત્ત્વોને અપનાવે છે, અને એ પણ મુશ્કેલ પ્રક્રિયા હોય છે, વિચાલનો તથા દુવિધાઓ વગર એમ નથી બનતું. પરંતુ ક્રાંતિકારી પ્રક્રિયા વધારે ગહન તથા વ્યાપક બને, તેના વસ્તુગત તર્કસંગત પરિણામ રૂપે સત્તા ક્રાંતિકારી લોકશાહીવાદના અમુક હિસ્સાના હાથમાં આવી જાય, અને ક્રાંતિનો વસ્તુગત વિકાસ તેની ચેતનામાં સાચી રીતે પ્રતિબિંબિત થાય, ત્યારે જ એ દુવિધાઓ તથા મુશ્કેલીઓ ખતમ થઈ શકે.

## પ્રકરણ ૧૭

# સામાજિક ચેતના અને સમાજના વિકાસમાં તેની ભૂમિકા

લોકોના ભૌતિક, આર્થિક, સંબંધો સામાજિક વિકાસનો આધાર બની રહે છે. પરંતુ એ વિકાસને સમજવા માટે એકલી આર્થિક બાબતોનું જ્ઞાન કોઈ રીતે પૂરતું નથી. સમાજમાં લોકોની ઉત્પાદન પ્રવૃત્તિ ઉપરાંત બૌદ્ધિક જીવન હોય છે. લોકો ચોક્કસ દાર્શનિક, રાજકીય, નૈતિક, તથા સૌંદર્યાત્મક વિચારોમાંથી માર્ગદર્શન મેળવે છે, સમુચિત વૈજ્ઞાનિક સિદ્ધાંતો ધરાવતા હોય છે, વગેરે. એ બધા વિચારો તથા દૃષ્ટિકોણો, ઉદ્ભવ તથા મહત્ત્વના સંબંધમાં, સામાજિક સ્વરૂપના હોય છે અને **સામાજિક ચેતનાના** ક્ષેત્રના હોય છે.

ઐતિહાસિક વિકાસમાં સામાજિક ચેતના ભારે મહત્ત્વ ધરાવે છે. સમાજનો વધારે પરિપૂર્ણ ખ્યાલ મેળવવા માટે જાણી લેવું જરૂરી છે કે સામાજિક ચેતના એટલે શું, તેનો ઉદ્ભવ કેવી રીતે થયો, અને સમાજના જીવનમાં તે કેવી ભૂમિકા ભજવે છે.

## ૧. સામાજિક ચેતના — સામાજિક હસ્તીનું પ્રતિબિંબન

### સામાજિક ચેતનાનું સારતત્ત્વ અને ઉદ્ભવ

**સામાજિક ચેતના એટલે યથાર્થ વાસ્તવિકતાનું — માનવ સમાજ અને પ્રકૃતિ — પ્રતિબિંબન કરતા વિચારો, સિદ્ધાંતો તથા દૃષ્ટિબિંદુઓ, સામાજિક લાગણીઓ, ટેવો, અને નૈતિક આચરણની સમગ્રતા.** સામાજિક ચેતનામાં પ્રતિબિંબિત થતી

મુખ્ય બાબત **લોકોની સામાજિક હસ્તીની** છે. સામાજિક હસ્તી અનેકાંગી તથા જટિલ હોય છે એટલે સામાજિક ચેતના પણ અનેકાંગી તથા જટિલ હોય છે. સૌપ્રથમ તો સામાજિક અને વ્યક્તિગત ચેતનાને, સામાજિક મનોવૃત્તિ અને વિચારસરણીને, અલગ અલગ તારવી લેવી જોઈએ. વળી સામાજિક ચેતનાનાં વિવિધ રૂપો હોય છે—રાજકીય તથા ધારાધોરણ સંબંધી વિચારો, આચારવિચાર, કલા, તત્ત્વજ્ઞાન, અને ધર્મ. વિજ્ઞાન પણ સામાજિક ચેતનાનું એક રૂપ છે, અને સાથે સાથે જ વધતા જતા પ્રમાણમાં સમાજની સીધી ઉત્પાદક શક્તિમાં પલટાઈ રહ્યું છે. સામાજિક ચેતનાનાં રૂપો પોતાની રીતે ઉદય પામે છે તથા વિકસે છે, અને સામાજિક હસ્તીનાં વિવિધ પાસાંને પ્રતિબિંબિત કરે છે. તેમનાં કર્તવ્યો પણ નિરનિરાળાં હોય છે.

આદર્શવાદ સમાજના જીવનમાં વિચારોની, સામાજિક ચેતનાની, ભૂમિકાનું સાચું વિવરણ નથી આપી શકતો. આદર્શવાદીઓ માને છે કે વિચારો સામાજિક વિકાસના આખા ક્રમને નિર્ધારિત કરે છે, પરંતુ એવી માન્યતાનો મેળ વાસ્તવિકતા જોડે કોઈ રીતે નથી બેસતો.

કેવળ ઐતિહાસિક ભૌતિકવાદ જ, સમાજના સંબંધમાં તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલનો ખરો ઉકેલ રજૂ કરીને, બતાવે છે કે **લોકોની સામાજિક ચેતના તેમની સામાજિક હસ્તીની** પેદાશ છે, ગૌણ છે, ભૌતિક ઉત્પાદન સંબંધોમાંથી પરિણમે છે. લોકોના વિચારો, સિદ્ધાંતો, તથા દૃષ્ટિકોણોનો સ્રોત તેમની સામાજિક હસ્તીમાં, ભૌતિક ઉત્પાદન પ્રવૃત્તિમાં, શોધવો જોઈએ.

સમાજનો ઈતિહાસ ચોક્સાઈથી બતાવે છે કે લોકોની સામાજિક હસ્તીમાં, ભૌતિક ઉત્પાદન સંબંધોમાં, પરિવર્તન થાય એટલે તેમની ચેતનામાં પણ પરિવર્તન થાય છે. પુરાણા વિચારો અલોપ થઈ જાય છે અને નવા સંજોગોને, નવી સામાજિક જરૂરતોને, અનુરૂપ નવા વિચારો ઉદ્‌ભવ પામે છે. દાખલા તરીકે, સમાજવાદનો વિજય થવાથી લોકોની સામાજિક હસ્તીમાં મૂળગામી પરિવર્તન થયું—મૂડીવાદી ખાનગી મિલકતનું સ્થાન સમાજવાદી મિલકતે લઈ લીધું. લોકોના વિચારો તથા દૃષ્ટિકોણો પણ એ મુજબ બદલાઈ ગયા. દાખલા તરીકે, મૂડીવાદી નીતિરીતિના આધાર સમા વ્યક્તિવાદના સિદ્ધાંતને બદલે સમૂહવાદના સિદ્ધાંતે, સામ્યવાદી નીતિરીતિના આધારે, મૂળિયાં ધારણ કરી લીધાં.

એવી જ રીતે, સામાજિક ચેતનાના બીજા કોઈ રૂપનું પૃથક્કરણ કરવામાં આવે તો તેનો સ્રોત અંતે સમાજના ભૌતિક જીવનમાં મળશે.

## ચેતનાના વિકાસની સાપેક્ષ સ્વતંત્રતા

સામાજિક હસ્તીમાં પ્રતિબિંબિત ચેતના સાપેક્ષ સ્વતંત્રતા પણ ધરાવે છે. તેની અભિવ્યક્તિ શામાં અને કેવી રીતે થાય છે? સામાજિક ચેતનાના વિકાસની **સાપેક્ષ સ્વતંત્રતા** એ બાબતમાં જોવા મળે છે કે તે સામાજિક હસ્તીના વિકાસની પાછળ પણ રહી જાય અથવા તેનાથી આગળ પણ નીકળી જાય. તે પોતાના વિકાસના સાતત્યમાં પણ વ્યક્ત થાય છે. તે હસ્તીના સંબંધમાં નિષ્ક્રિય નથી રહેતી પરંતુ તેની ઉપર સક્રિય અસર પાડે છે.

સામાજિક ચેતના સામાજિક હસ્તીની **પાછળ રહી જાય છે** કારણ કે પહેલાં લોકોની સામાજિક હસ્તીમાં, અને ત્યારે પછી તેમની ચેતનામાં, પરિવર્તન થાય છે. એવા વિલંબમાં પુરાણા વિચારો તથા દૃષ્ટિકોણોની ભારે જીવનક્ષમતા કારણભૂત હોય છે. એ જીવનક્ષમતા આકસ્મિક નથી હોતી—શાસક વર્ગો પોતાની વિચારસરણી સમાજના સઘળા સભ્યોમાં ફેલાવી દેવા માટે પોતાને હસ્તક તમામ સાધનોનો ઉપયોગ કરે છે. દાખલા તરીકે, વર્તમાન સામ્રાજ્યવાદી મૂડીદાર મહેનતકશ લોકોનાં મનમાં ઝેર રેડી દેવા અને તેમને વૈચારિક દૃષ્ટિએ બિનહથિયાર બનાવી દેવા માટે જનસંપર્કનાં તમામ સાધનોનો (અખબારો, સિનેમા, રેડિયો, ટેલિવિઝન, વગેરેનો) ઉપયોગ કરે છે. એટલે જ, નવી પદ્ધતિના વિજય પછી પુરાણી વિચારસરણીના અવશેષો લોકોનાં મનમાં લાંબા વખત સુધી ટકી રહે છે.

પરંતુ લોકોની સામાજિક ચેતના સામાજિક હસ્તીના વિકાસની પાછળ જ રહી જતી હોય એવું નથી. તે અમુક સંજોગોમાં સામાજિક હસ્તીના વિકાસથી **આગળ નીકળી જાય** એ પણ શક્ય છે. તેજસ્વી વિદ્વાનો સમાજના નિયમોનું પૃથક્કરણ કરીને, ઐતિહાસિક વિકાસનાં સામાન્ય વલણોને પ્રકાશમાં આણીને, ભવિષ્યમાં ડોકિયું કરી શકે, અર્થાત્ પોતાના સમયથી ખૂબ આગળ ધપી જતા સિદ્ધાંતોનું સર્જન કરી શકે અને આગામી કેટલાય દાયકાઓ દરમિયાન વિકાસનો પંથ નિર્દેશિત કરી શકે. માર્ક્સે એવી રીતે મૂડીવાદી વાસ્તવિકતાનું અને તેના વિકાસના આંતરવિરોધોનું પરીક્ષણ કરીને નિષ્કર્ષ તારવ્યો કે મૂડીવાદ ચોક્કસ નાબૂદ થઈ જશે અને તેનું સ્થાન નૂતન સામ્યવાદી સમાજ લઈ લેશે. વૈજ્ઞાનિક સામ્યવાદના માર્ક્સવાદી સિદ્ધાંતમાં સામાજિક ઘટનાઓની આગાહીનું ઝળકતું ઉદાહરણ જોવા મળે છે.

26*

વિચારસરણીના વિકાસનું સાતત્ય સામાજિક ચેતનાની સાપેક્ષ સ્વતંત્રતાની મહત્ત્વની અભિવ્યક્તિ બની રહે છે. નવો વર્ગ પોતાની વિચારસરણીનું સર્જન કરતી વેળા માનવીય ચિંતનની ભૂતકાળની સિદ્ધિઓને તજી નથી દેતો પરંતુ અપનાવી લે છે, પોતાના હિતના કામે લગાવી દે છે.

વિચારોના વિકાસનું સાતત્ય સામાજિક જીવનમાં ખૂબ મહત્ત્વ ધરાવે છે. લોકો ભૂતકાળની સંસ્કૃતિની સિદ્ધિઓનો ઉપયોગ ન કરી શકે તો તેમને વાસ્તવમાં બધું ફરી એકડે એકથી શરૂ કરવું પડે—લાંબા સમય પહેલાં શોધાઈ ગયેલા નિયમો ફરી શોધી કાઢવા પડે, જરૂરી યંત્રો રચવાની જે રીતો લાંબા વખત પહેલાં શોધાઈ ગઈ હતી તેમને નવેસરથી શોધી કાઢવી પડે, વગેરે. વિચારોના વિકાસના સાતત્યને કારણે એમ નથી બનતું. પુરોગામી પેઢીઓની પ્રચંડ જહેમતોના સુફળો લોકોની પહોંચમાં છે એટલે તેઓ પુરોગામીઓનું કાર્ય ચાલુ રાખી શકે છે, તેમની સિદ્ધિઓને વિકસાવી તથા સુધારી તેમ જ નવી વધારે ઊંચી કક્ષાએ પહોંચાડી શકે છે.

જુદા જુદા વર્ગો પુરાણા વૈચારિક વારસાના સંબંધમાં જુદાં જુદાં વલણો અપનાવે છે. પ્રત્યાઘાતી વર્ગો ભૂતકાળમાંથી પ્રત્યાઘાતી વિચારોને લઈને નવા ઐતિહાસિક સંજોગો જોડે, પોતાનાં હિતો જોડે, બંધબેસતા કરી દે છે. દાખલા તરીકે, સામ્રાજ્યવાદના વિચારકો મધ્યયુગની પાંડિત્યવાદ તથા રહસ્યવાદનો, વિવિધ આદર્શવાદી તથા ધાર્મિક પદ્ધતિઓનો, ઉપયોગ મહેનતકશ લોકોને માનસિક ગુલામીમાં જકડી લેવા માટે કરે છે.

અગ્રગામી ક્રાંતિકારી વર્ગો વૈચારિક વારસામાંથી એવું બધું લઈ લે છે કે જેનાં ઇષ્ટ તત્ત્વો ખતમ ન થઈ ગયાં હોય અને જે માનવજાતિની પ્રગતિમાં સહાયક બની શકે એમ હોય. ભૂતકાળના સાંસ્કૃતિક વારસાનો સૌથી વધારે સુસંગત નિષ્ઠાવાન, અને સતત કાળજી રાખતો રખવાળ સર્વહારા વર્ગ છે, તેની વિચારસરણીમાં માનવીય ચિંતનના વિકાસની અનેકાનેક સદીઓ દરમિયાન હાંસલ થયેલી સઘળી સર્વોત્તમ સિદ્ધિઓને અપનાવવામાં તથા ટીકાત્મક દૃષ્ટિએ મૂલવવામાં આવી છે.

## સામાજિક વિકાસમાં ચેતનાની સક્રિય ભૂમિકા

ઐતિહાસિક ભૌતિકવાદ લોકોની સામાજિક ચેતનાના, વિચારો તથા દૃષ્ટિકોણો, અને સામાજિક લાગણીઓ તથા મનોભાવોના, સંબંધમાં સામાજિક

હસ્તીને પહેલું, મુખ્ય, સ્થાન આપે છે, પરંતુ સાથે સાથે જ, સમાજના વિકાસમાં વિચારોની **સક્રિય ભૂમિકાને** માન્ય કરે છે. સમાજના જીવનના કોઈ પણ ક્ષેત્રમાં લોકોની પ્રવૃત્તિ હંમેશાં સભાન તથા સહેતુક હોય છે એટલે તેમના વિચારો, દૃષ્ટિકોણો, તથા સિદ્ધાંતો સામાજિક જીવનનાં સઘળાં અંગોમાં ઓતપ્રોત થઈ જાય છે અને તેમની ઉપર ખૂબ અસર પાડે છે. સામાજિક ચેતનાની કામગીરી એ હકીકતમાં વ્યક્ત થાય છે કે તે લોકોને પ્રવૃત્તિમાં માર્ગદર્શન પૂરું પાડે છે, તેમની એકતા સાધે છે, અને તેમની જહેમતોને અમુક કર્તવ્યોની સિદ્ધિમાં કેંદ્રિત કરે છે.

લોકોની ચેતના તથા વિચારો દ્વિવિધ ભૂમિકા ભજવી શકે છે—સમાજના વિકાસને કાં તો **પ્રવેગ આપે** અથવા **ઢીલો પાડી** દે. વિચારોની ભૂમિકાનો આધાર એ હકીકત ઉપર હોય છે કે કયો વર્ગ તેમને રજૂ કરે છે, એ વર્ગ પ્રગતિશીલ છે કે પ્રત્યાઘાતી, એ વિચારો સમાજની જરૂરતોનું કેટલું સાચું પ્રતિબિંબ પાડે છે, અને લોકોનાં હિતોને કેટલા પ્રમાણમાં અનુરૂપ છે.

સમાજના અગ્રગામી વર્ગોનાં, લોકોનાં, હિતોને વ્યક્ત કરતા હોય, વિકસતા ભૌતિક ઉત્પાદનની જરૂરતોને અનુરૂપ હોય, અને પુરાણી પદ્ધતિને નાબૂદ કરી નાખવામાં તથા નવી પદ્ધતિની સ્થાપના કરવામાં મદદગાર બનતા હોય, એવા વિચારો જ સમાજના વિકાસમાં પ્રગતિશીલ ભૂમિકા ભજવી શકે.

વિચારો ગમે એટલા નવા તથા પ્રગતિશીલ હોય તોપણ પુરાણી પદ્ધતિની નાબૂદી અને નવી પદ્ધતિની સ્થાપનાનું કાર્ય આપમેળે ન જ કરી શકે. વિચારો લોકોનાં મનમાં ઠસાઈ જાય ત્યારે જ ભૌતિક પરિબળ બની શકે. કેવળ પ્રગતિશીલ વિચારો અપનાવી ચૂકેલા લોકો જ તાકીદની સામાજિક સમસ્યાઓ ઉકેલવા શક્તિમાન સામાજિક પરિબળનું સર્જન કરતા હોય છે.

દુનિયામાં જાણવામાં આવેલા તમામ વિચારોમાંથી **વૈજ્ઞાનિક સામ્યવાદનો**, શોષણ તથા ગુલામી વગરની તેમ જ જગતની એકદમ ઇનસાફી નવી સામાજિક પદ્ધતિનો, માર્ક્સવાદી **વિચાર** વધારેમાં વધારે પ્રગતિશીલ તથા જીવનક્ષમ છે. તે સર્વશક્તિમાન છે કારણ કે સામાજિક વિકાસનું સંચાલન કરતા વસ્તુગત નિયમો ઉપર આધારિત છે અને સમાજના ભૌતિક જીવનની પ્રાણભૂત જરૂરતોને તેમ જ લાખોકરોડો મહેનતકશ લોકોનાં હિતોને અનુરૂપ છે. એટલે જ વૈજ્ઞાનિક સામ્યવાદનો વિચાર ભૌતિક પરિબળ બની ગયો છે અને જગતનું રૂપાંતર કરી રહ્યો છે.

રૂસી કામદાર વર્ગે એ વિચારમાંથી પ્રેરણા મેળવીને મહેનતકશ કિસાનો

જોડે એકસંપીના આધારે તથા કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની હેઠળ મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ સફળતાથી કરી બતાવી. એ વિચાર સમાજવાદ માટે સોવિયેત લોકોના પરાક્રમી સંઘર્ષમાં આધારભૂત હતો અને હવે તેમના સામ્યવાદી ભવિષ્યનો પંથ ઉજાળી રહ્યો છે. એ વિચાર જગતના સાધારણ લોકોને વધારે ને વધારે પ્રમાણમાં આકર્ષે છે, મહેનતકશ લોકોને મૂડીવાદી દેશોમાં પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી પરિબળો સામે લડવામાં, અને જ્યાં મૂડીવાદને નાબૂદ કરી નાખવામાં આવ્યો છે ત્યાં સમાજવાદનું સફળ નિર્માણ કરવામાં, મદદ કરે છે. વાસ્તવિકતાને વિકૃત બનાવી નાખતા અને પ્રત્યાઘાતી વર્ગોનાં હિતોની સેવા બજાવતા પછાત વિચારો સામાજિક વિકાસને ઢીલો પાડી દે છે. દાખલા તરીકે, વર્તમાન મૂડીદાર વર્ગના વિચારો, જેના આધારે મૂડીદાર વર્ગ કાલગ્રસ્ત મૂડીવાદી પદ્ધતિને અનિવાર્ય નાબૂદીથી ઉગારી લેવાની કોશિશ કરે છે એ વિચારો, એવા છે.

સામાજિક ચેતનાની સક્રિય ભૂમિકાનું પરીક્ષણ કરતી વેળા કેવળ વિચારો અથવા વિચારસરણીને જ નહિ પરંતુ સામાજિક મનોવૃત્તિને, ખાસ કરીને વર્ગોની અથવા મોટાં સામાજિક જૂથોની મનોવૃત્તિને, પણ ધ્યાનમાં રાખવી જોઈએ. સામાજિક મનોવૃત્તિ વ્યાપક, સામૂહિક, ચેતના હોય છે એટલે એક અથવા બીજા ઐતિહાસિક કદમની સફળતા કે નિષ્ફળતાનો આધાર મોટે ભાગે લોકોના માનસિક વલણ ઉપર હોય છે.

લેનિને ઈતિહાસમાં માનસિક કારણને ભારે મોટા મહત્ત્વનું ગણાવ્યું છે. તેમણે લોકસમુદાયોની સામાજિક લાગણીઓ તથા મનોભાવોનું પરીક્ષણ કર્યું હતું અને ક્રાંતિકારી સંઘર્ષમાં તેમ જ સમાજવાદી નિર્માણમાં તેમને લક્ષમાં રાખ્યાં હતાં. લેનિનના આદેશો મુજબ, સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી સમાજનાં કર્તવ્યો પાર પાડવામાં સહાયક બને એવું સાનુકૂળ "માનસિક વાતાવરણ" સમગ્ર સમાજમાં તેમ જ સમાજનાં સઘળાં ઘટકોમાં પેદા કરવાની કાળજી રાખે છે.

ઉપરની બધી બાબતોમાંથી એવો સાર નીકળે છે કે લોકોની સામાજિક ચેતના, વિચારો, માનવજાતિના જીવનમાં બહુ મહત્ત્વ ધરાવે છે. એટલે વાસ્તવિક પ્રવૃત્તિમાં કેવળ સામાજિક હસ્તીની નિર્ણાયક ભૂમિકાના સિદ્ધાંતના આધારે કદમ ઉઠાવવાની બાબત જ નહિ પરંતુ સમાજના વિકાસમાં વિચારોની સક્રિય ભૂમિકાને લક્ષમાં રાખવાની બાબત પણ મહત્ત્વની છે.

## ૨. વ્યક્તિગત અને સામાજિક ચેતના
## સામાજિક મનોવૃત્તિ અને વિચારસરણી

### સામાજિક અને વ્યક્તિગત ચેતના

**વ્યક્તિગત ચેતના** વાસ્તવિક વ્યક્તિની ચેતના હોવાથી તેના વિચારો, દૃષ્ટિકોણો, હિતો, તથા ભાવગત અને બીજા માનસિક ગુણોની ગતિશીલ સમગ્રતા અંકિત કરે છે. તેમાં અમુક સમાજના સામાજિક વાતાવરણ અને અમુક વ્યક્તિના વાસ્તવિક વિશિષ્ટ વાતાવરણ અથવા "સૂક્ષ્મ-વાતાવરણ"ની જટિલ આંતરક્રિયાનું, લોકોની હસ્તિમાંના સર્વસામાન્ય અને વિશિષ્ટનું, પ્રતિબિંબન થાય છે. એ ઉપરાંત, વ્યક્તિગત ચેતનામાં **આત્મ-ચેતના**, અર્થાત્ માનવીની પોતાને લગતી તથા જગત સાથે પોતાના સંબંધને લગતી તેમ જ સમાજ, વર્ગ, તથા સામૂહિક સંઘટનને લગતી સભાનતા, સામેલ હોય છે.

સામાજિક અને વ્યક્તિગત ચેતનાનો સહસંબંધ સમાજના ભાવગાત જીવનમાં સામાન્ય અને વિશિષ્ટની દ્વંદ્વાત્મકતાને મૂર્ત કરે છે. જેવી રીતે સામાન્ય સર્વકંઈ વિશિષ્ટમાં અસ્તિત્વ ધરાવતું હોય છે એવી જ રીતે સામાજિક ચેતના કેવળ વ્યક્તિ મારફત વ્યક્ત થાય છે. એ તો સ્વાભાવિક જ છે કારણ કે માત્ર વ્યક્તિ જ, વાસ્તવિક માણસ જ, લાગણી અનુભવવા અને વિચાર કરવા શક્તિમાન હોય છે. પરંતુ વ્યક્તિગત ચેતના કેવળ સામાજિક ચેતનાના સંબંધમાં જ અસ્તિત્વ ધરાવતી હોય છે. દરેક માણસ સમાજમાં જીવન ગુજારતો અને કામ કરતો હોય છે અને ચોક્કસ વર્ગ, રાષ્ટ્ર, તથા સામાજિક સંઘટનનો સભ્ય હોય છે, એટલે તેની ચેતના ચોતરફથી બંધ અથવા એકાકી કશુંક નથી હોતી પરંતુ સામાજિક (વર્ગીય, રાષ્ટ્રીય) ચેતનાને પણ મૂર્ત કરતી હોય છે, ખાસ તો એ કારણસર કે માણસ જીવનમાં પ્રવેશ કરતાંવેંત કેવળ તૈયાર સામાજિક હસ્તીના જ નહિ પરંતુ સામાજિક ચેતનાના સંપર્કમાં પણ આવે છે અને તેને એક અથવા બીજા પ્રમાણમાં તથા એક અથવા બીજા રૂપમાં ચોક્કસ અપનાવે જ છે.

સામાજિક અને વ્યક્તિગત ચેતના એકતામાં બંધાયેલી હોય છે. તેઓ સહિયારો સ્રોત—લોકોની હસ્તી, સહિયારો આધાર—વાસ્તવિક પ્રવૃત્તિ, અને અભિવ્યક્તિનું સહિયારું સાધન—ભાષા ધરાવે છે. પરંતુ સાથે સાથે જ એવી એકતાની અંદર મહત્ત્વના તફાવતો પણ સામેલ હોય છે. વ્યક્તિગત ચેતનાની

સરખામણીમાં સામાજિક ચેતના વાસ્તવિકતાનું વધારે ગહન અને પરિપૂર્ણ પ્રતિબિંબન કરે છે. તે અલગ અલગ વ્યક્તિઓની ચેતનામાંથી ઘણાં ચોક્કસ તથા વિશિષ્ટ લક્ષણોને જુદાં તારવે છે અને જે કંઈ બધી વ્યક્તિઓની ચેતનામાં સમાન હોય તેને જ અપનાવે છે. વ્યક્તિગત ચેતનામાં એક અથવા બીજા સામાજિક સંઘટનની ચેતનાનાં અંતર્ભૂત લક્ષણો ઉપરાંત માત્ર વાસ્તવિક વ્યક્તિનાં અંતર્ભૂત અનન્ય લક્ષણો તથા વાસ્તવિક હસ્તીની વિશિષ્ટતાઓમાંથી ઉદ્ભવ પામેલાં લક્ષણો પણ સામેલ હોય છે. સામ્યવાદી કેળવણીનાં મુખ્ય લક્ષ્યોમાંનું એક દરેક વ્યક્તિની ચેતનામાં સામ્યવાદી વિચારો પ્રેરવાનું છે, એટલે તેમાં વ્યક્તિગત ચેતનાની વિશિષ્ટતાઓને, વ્યક્તિની મનોવૃત્તિને, લક્ષમાં લેવી જ જોઈએ.

સામ્યવાદી નિર્માણમાં જેમ જેમ વધારે પ્રગતિ થતી જાય તેમ તેમ સામાજિક અને વ્યક્તિગત ચેતના પરિવર્તન પામે છે, વૈજ્ઞાનિક સિદ્ધિઓ તથા વાસ્તવિક અનુભવના આધારે સમૃદ્ધ બને છે. વધારે ને વધારે લોકો સામ્યવાદી વિચારો અપનાવતા જાય છે. પરંતુ વ્યક્તિગત ચેતના વિકસીને સામાજિક ચેતનાની કક્ષાએ પહોંચી જાય એથી વ્યક્તિગત ચેતનામાં વ્યક્તિત્વનો લોપ નથી થઈ જતો. સોવિયેત સમાજ જે સામ્યવાદી સમાનતાની દિશામાં આગેકૂચ કરી રહ્યો છે તે કંઈ એકસરખી રીતે વિચાર કરતા વ્યક્તિત્વ-રહિત લોકોની સમાનતા નથી પરંતુ સર્જનાત્મક ચિંતન કરતી ચેતનમય, સક્રિય, વ્યક્તિઓની સમાનતા છે.

## સામાજિક મનોવૃત્તિ

**સામાજિક મનોવૃત્તિ** એટલે જુદા જુદા વર્ગો, રાષ્ટ્રો સામાજિક જૂથો, તથા વ્યવસાયોની અંદર, તેમના જીવન તથા કામના પ્રવર્તિત સંજોગોના પ્રભાવના પરિણામે, ઉદ્ભવ પામતા દૃષ્ટિકોણો, ટેવો, લાગણીઓ, નૈતિક વિશિષ્ટતાઓ, ઊર્મિઓ, ભ્રમો, તથા ગલત ધારણાઓની સમગ્રતા. દાખલા તરીકે, કામદાર વર્ગના જીવન તથા કામના પ્રવર્તિત સંજોગો તેની અંદર શોષણનો વિરોધ, મૂડીદાર વર્ગ સામે લડવાની આવશ્યકતાની સભાનતા, તેમ જ ઐક્ય, સંગઠન, તથા સમૂહવાદની ભાવના જેવાં સામાજિક-માનસિક લક્ષણો વિકસાવે છે. મૂડીવાદી મનોવૃત્તિનાં મૂળભૂત લક્ષણો નફાની ઘેલછા, વ્યક્તિવાદ, તથા નિષ્ઠુરતાનાં છે.

સામાજિક મનોવૃત્તિ વર્ગ અથવા સામાજિક જૂથની સ્થિતિ અને સીધાં લક્ષ્યો તથા હિતોને પ્રતિબિંબિત કરે છે. એ કક્ષાએ ચેતના બહોળી વૈજ્ઞાનિક સામાન્ય તારવણીઓ કરવા હજી અશક્ત હોય છે અને ઘણી વાર પરિઘટનાઓની સપાટી ઉપર જ રહે છે. માર્ક્સે સામાજિક મનોવૃત્તિની કક્ષાએ કામદાર વર્ગની ચેતનાની સ્થિતિને સમુચિત રીતે જ "ખાલી વર્ગ"ની સ્થિતિ ગણાવી છે. એ સમયે તે સમાજમાં પોતાના સ્થાન વિશે, અને મૂડીવાદની કબર તૈયાર કરવાની તથા નૂતન સમાજવાદી પદ્ધતિનું નિર્માણ કરવાની પોતાની ઐતિહાસિક કામગીરી વિશે, હજુ સભાન નથી હોતો. તેની અંદર કેવળ મૂડીદાર વર્ગ તરફની નફરત અને તાત્કાલિક આર્થિક હિતો ખાતર લડવાની જરૂરતની સભાનતા જ ફેલાયેલી હોય છે. કામદાર વર્ગ એવી સ્થિતિમાંથી આગળ વધે ત્યારે જ, સમાજવાદી વિચારોની અસરને કારણે તથા ક્રાંતિકારી સંઘર્ષમાં સામેલગીરીના પરિણામે, "ખાલી વર્ગ"માંથી "પોતાને ખાતર વર્ગ"માં પલટાઈ જાય છે, અને વાસ્તવિકતાને વૈજ્ઞાનિક રીતે સમાજવા તથા વૈજ્ઞાનિક માર્ક્સવાદી વિચારસરણીની ઉસ્તાદી હાંસલ કરવા શક્તિમાન બને છે.

લેનિને મૂડીદાર વર્ગ, સર્વહારા વર્ગ, મૂડીવાદી બુદ્ધિજીવીઓ, અને નાના મૂડીદારોની મનોવૃત્તિનું ઊંડું વૈજ્ઞાનિક પૃથક્કરણ કર્યું છે.

વિજ્ઞાનના ઈતિહાસની અને વિચારસરણની સમજણ સામાજિક મનોવૃત્તિના પૃથક્કરણ વગર અશક્ય છે. પ્લેખાનોવે લખ્યું છે કે "કોઈ દેશના વૈજ્ઞાનિક ચિંતનના ઈતિહાસને અથવા કલાના ઇતિહાસને સમજવા માટે તેના અર્થતંત્રનું જ્ઞાન પૂરતું નથી તેને માટે સામાજિક મનોવૃત્તિનો આધાર લેવો પડે છે. વિચારસરણીના ઈતિહાસના ભૌતિકવાદી અર્થઘટન માટે સામાજિક મનોવૃત્તિનું કાળજીભર્યું પરીક્ષણ તથા સમજણ આવશ્યક છે."

જગતનું—પ્રકૃતિ, સમાજ તથા માનવીનું—આનુભવિક રોજિંદું જ્ઞાન અને સામાજિક ચેતના મળીને વાસ્તવિકતાના પ્રતિબિંબનની પ્રથમ, સૌથી નીચલી કક્ષા બની રહે છે. તેને **સાધારણ ચેતના** કહેવામાં આવે છે. એ ચેતના આકારહીન હોય છે અને ચોક્કસ રૂપોમાં જુદી તારવી શકાતી નથી. તેમાં રાજકીય, નૈતિક, તથા ધાર્મિક દૃષ્ટિકોણો અને જ્ઞાન પરસ્પર ગૂંથાયેલાં હોય છે. સાધારણ ચેતના એ દૃષ્ટિએ વ્યક્તિગત ચેતનાને બહુ મળતી આવે છે. તેમ છતાં તે વ્યાપક સામૂહિક ચેતના છે અને મોટા લોકસમુદાયોમાં જીવનના સંજોગોની સીધી અસરને લીધે આપમેળે ઉદ્ભવ પામે છે. સાધારણ ચેતનારૂપ સામગ્રીમાંથી **વૈજ્ઞાનિક પદ્ધતિબદ્ધ ચેતના**, વાસ્તવિકતાના પ્રતિબિંબનની બીજી ઉચ્ચતર કક્ષા,

ઘડાય છે. વિચારસરણી તેમ જ સામાજિક અને પ્રાકૃતિક વિજ્ઞાનોમાં વૈજ્ઞાનિક ચેતના અંકિત હોય છે.

સાધારણ અને સૈદ્ધાંતિક ચેતનાનો સમન્વય લોકમત, એટલે કે વાસ્તવિકતાનાં ચોક્કસ તથ્યો—સામાજિક હસ્તી, રાજકારણ અને નીતિરીતિ, વિજ્ઞાન અને ધર્મ, સાહિત્ય અને કલા—વિશે લોકોનો અભિપ્રાય, બની રહે છે. એ અભિપ્રાયોમાં સામાજિક જીવનની ઘટનાઓ અંગે સાધારણ આનુભવિક વલણ સૈદ્ધાંતિક વૈજ્ઞાનિક વલણ જોડે ગૂંથાઈ જાય છે. આ પછીના પ્રકરણના એક ભાગમાં વિજ્ઞાનની, તેના સારતત્ત્વની, અને સમાજમાં તેની ભૂમિકાની છણાવટ કરવામાં આવી છે. પરંતુ અહીંયાં અમે વિચારસરણીનું પરીક્ષણ કરીશું.

## વિચારસરણીનું વર્ગીય સ્વરૂપ

વર્ગો ધરાવતા સમાજમાં સામાજિક ચેતના વર્ગીય સ્વરૂપ ધારણ કરી લે છે. અમુક વર્ગના રાજકીય, ધારાધોરણ સંબંધી, નૈતિક, અને કલા સંબંધી વિચારો તથા દૃષ્ટિકોણો વિચારસરણી બની રહે છે.

વિચારસરણીનું સ્વરૂપ વર્ગીય કેમ હોય છે? દરેક વર્ગ પોતાની આગવી વિચારસરણીનું સર્જન કેમ કરે છે? કેમ કે વિષમ વર્ગો ધરાવતા સમાજમાં વર્ગોની સ્થિતિ એકસરખી કોઈ રીતે નથી હોતી. તેઓ વિધવિધ સામાજિક લક્ષ્યો તથા કર્તવ્યો ધરાવતા હોય છે. એક અથવા બીજો વર્ગ દૃષ્ટિબિંદુઓની ચોક્કસ પદ્ધતિ મારફત સમાજમાં પોતાના સ્થાનને વ્યક્ત અને સાબિત કરે છે, પોતાનાં હિતોની હિફાજત કરે છે, પોતાનાં લક્ષ્યો સિદ્ધ કરવાની અને કર્તવ્યો પાર પાડવાની જહેમતો કરે છે. દાખલા તરીકે, મૂડીવાદી વિચારસરણી મૂડીદાર વર્ગનાં હિતોની હિફાજત કરે છે અને ખાનગી મૂડીવાદી મિલકત તથા શોષણને સનાતન સાબિત કરવા મથે છે. એથી ઊલટું, સર્વહારા વર્ગને મૂડીવાદના ખાતમાની અને સમાજવાદ તથા સામ્યવાદના—વર્ગો અને શોષણ વગરના સમાજના—નિર્માણની કામગીરી બજાવવાની હોય છે. એ કામગીરી માટે તેને ગુણાત્મક દૃષ્ટિએ નવી, સમાજવાદી, વિચારસરણીની જરૂર પડે છે.

તેનો અર્થ એવો થયો કે વિષમ વર્ગોમાં વિભાજિત સમાજમાં માત્ર એક જ વિચારસરણી શક્ય નથી. તેમાં શોષક વર્ગની વિચારસરણી અને શોષિત વર્ગની વિચારસરણી અનિવાર્ય રીતે હોય જ છે, અને આર્થિક તથા રાજકીય

વર્ચસ્વ ધરાવતા વર્ગની વિચારસરણી વર્ચસ્વી હોય છે. વર્ગસંઘર્ષનું એક રૂપ અંકિત કરતો કટ્ટર વૈચારિક સંઘર્ષ વિષમ વર્ગો ધરાવતા સમાજનું અંતર્ભૂત લક્ષણ બની રહે છે.

વિચારસરણીનું સ્વરૂપ હંમેશાં વર્ગીય હોય છે એટલે તે હકીકતમાં ખરી હોવા વિશે, અને વર્ગીય હિતો ખાતર વાસ્તવિકતાનો ખોટો અર્થ ઘટાવતી હોવા વિશે, સવાલો કદાચ ઊભા થાય. સુધારણાવાદીઓ દલીલ કરે છે કે વિચારસરણી અને સત્યનો મેળ કદી બેસે જ નહિ, વિચારસરણી તો એક અથવા બીજા વર્ગનાં હિતો ખાતર સત્યનું બલિદાન આપી દે છે. એથી ઊલટું, માર્ક્સવાદ ભારપૂર્વક જણાવે છે કે વિચારસરણીની બાબતમાં વાસ્તવિક ઐતિહાસિક પરિસ્થિતિ ઉપર આધારિત વલણ અપનાવવું જોઈએ, અને ચોક્સાઈ કરી લેવી જોઈએ કે તે **કોનાં** — પ્રગતિશીલ વર્ગનાં કે પ્રત્યાઘાતી વર્ગનાં — હિતોને વ્યક્ત કરે છે. જ્યાં સુધી એક અથવા બીજો વર્ગ સામાજિક-ઐતિહાસિક પ્રક્રિયામાં પ્રગતિશીલ ભૂમિકા ભજવતો હોય અને તેનાં હિતો યથાર્થ વાસ્તવિકતાના વિકાસ જોડે મેળ ખાતાં હોય ત્યાં સુધી તેની વિચારસરણીમાં વાસ્તવિકતાનું ખરું પ્રતિબિંબન થતું હોય છે. પરંતુ વર્ગની પ્રગતિશીલ ભૂમિકા ઓસરી જાય અને તેનાં હિતો વિકાસના વાસ્તવિક ક્રમ જોડે ટકરાય કે તરત તેની વિચારસરણી ખરી વિચારસરણી મટી જાય છે અને તેનાં વર્ગીય હિતો ખાતર વાસ્તવિકતાનો ખોટો અર્થ ઘટાવે છે.

આપણે મૂડીવાદી વિચારસરણીનો દાખલો લઈએ. મૂડીદાર વર્ગ સામંતશાહીની સામે લડતો હતો ત્યારે તેની વિચારસરણીમાં જગતનું ઓછાવત્તા પ્રમાણમાં ખરું પ્રતિબિંબન થતું હતું. પરંતુ મૂડીદાર વર્ગે સત્તા કબજે કરી લીધી, તેની પ્રગતિશીલ સંભાવનાઓ ખતમ થઈ ગઈ, અને તે સામાજિક વિકાસને થંભાવી દેતા અવરોધમાં પલટાઈ ગયો કે તરત મૂડીવાદી વિચારસરણી વાસ્તવિકતાનું ખરું પ્રતિબિંબન કરવાની શક્તિ ખોઈ બેઠી. કાર્લ માર્ક્સે લખ્યું છે કે "નિ:વાર્થ જિજ્ઞાસુઓનું સ્થાન ભાડૂતી લહિયાઓએ લઈ લીધું, ખરા વૈજ્ઞાનિક સંશોધનનું સ્થાન પક્ષવાદીની અનિષ્ટ મનોવૃત્તિ અને મેલી મુરાદે લઈ લીધું."*

માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી જ, કામદાર વર્ગ અને તમામ મહેનતકશ લોકોની વિચારસરણી જ, એકમાત્ર ખરી અને વૈજ્ઞાનિક વિચારસરણી છે. કામદાર વર્ગનાં વર્ગ-હિતો અને ઇતિહાસનો વસ્તુગત ક્રમ હંમેશાં પરસ્પર મેળ

---

*કાર્લ માર્ક્સ 'મૂડી' મોસ્કો ૧૯૭૪, ગ્રંથ ૧, પૃષ્ઠ ૨૫.

ખાય છે, એટલે માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણીના વિકાસની સઘળી કક્ષાઓએ સત્યપરાયણતા જળવાઈ રહે છે.

### ૩. માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી

#### માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણીની વિશિષ્ટતાઓ અને મહત્ત્વ

**માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી** વર્ગીય અંતસ્તત્ત્વ તેમ જ પોતે નિર્ધારિત લક્ષ્યો તથા કર્તવ્યોની દૃષ્ટિએ બધી પુરોગામી વિચારસરણીઓથી મૂળભૂત રીતે જુદી પડે છે. તેમની વચ્ચે પહેલો તફાવત એવો છે કે બધી પુરોગામી વિચારસરણીઓથી વિપરીત માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી શોષક વર્ગોની નહિ પરંતુ કામદાર વર્ગની સેવા બજાવે છે, તમામ મહેનતકશ લોકોને—લાખોકરોડો લોકોના સમુદાયોને—સર્વસામાન્ય સુખ કાજે લડતાં, કામ કરતાં, અને જીવતાં શીખવે છે. બીજી વાત—તે સમગ્ર શોષણને નાબૂદ કરી નાખવાની અને વર્ગવિહીન સમાજનું, સામ્યવાદનું, નિર્માણ કરવાની આવશ્યકતાની સૈદ્ધાંતિક સાબિતી પૂરી પાડે છે. ત્રીજી વાત—તે ગહન વૈજ્ઞાનિક છે, યથાર્થ વાસ્તવિકતાનું ખરું પ્રતિબિંબન કરે છે, અને સમાજના ભૌતિક જીવનની રોજિંદી જરૂરિયાતોને વ્યક્ત કરે છે. યથાર્થ વાસ્તવિકતાનો ખોટો અર્થ ઘટાવતી ધાર્મિક તથા આદર્શવાદી વિચારસરણી સાથે તેનો નથી બેસતો. દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદ તેનો સૈદ્ધાંતિક આધાર છે. માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણીનું વૈજ્ઞાનિક સ્વરૂપ સ્વાભાવિક રીતે પક્ષપાતની સાથે તેમ જ કામદાર વર્ગની તમામ મહેનતકશ લોકોની સંનિષ્ઠ સેવાની સાથે, સંકળાયેલી છે.

માર્ક્સવાદ-લેનિનવાદની વિચારસરણી અધિકતમ માનવતામય વિચારસરણી છે. લોકો વચ્ચે તથા પ્રજાઓ વચ્ચે ખરા માનવીય સંબંધોની સ્થાપના, વિનાશકારક યુદ્ધોથી માનવજાતિની રક્ષા, તેમ જ જગતમાં કાયમી શાંતિની તથા બધા લોકો માટે સુખી આનંદી જીવનની સ્થાપના—તેના ઉદાત્ત આદર્શો છે.

માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી મૂડીવાદને ખતમ કરી નાખવાની તથા પુરાણા ઉત્પાદન સંબંધોના સ્થાને, વર્ચસ્વ તથા તાબેદારીના સંબંધોના સ્થાને, મિત્રતા તથા બંધુભાવી મદદના નવીન સામાજિક સંબંધોને મૂકવાની

આવશ્યકતાનો વૈજ્ઞાનિક આધાર ધરાવે છે. મૂડીવાદ સામે સર્વહારા વર્ગસંઘર્ષની પ્રવૃત્તિમાંથી ઉદય પામીને એ વિચારસરણી એ સંઘર્ષ દરમિયાન સર્વહારા વર્ગ માટે પ્રવૃત્તિના માર્ગદર્શકની કામગીરી બજાવે છે, સમાજવાદ તથા સામ્યવાદના નિર્માણની રીતો અને ઉપાયો બતાવે છે, સમર્થ સંગઠક અને પરિવર્તક પરિબળ બની રહે છે.

માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી મહાન પરિવર્તક ભૂમિકા ભજવી શકે છે કારણ કે લોકોની અંતરતમ આકાંક્ષાઓ તથા ખ્યાલોને વ્યક્ત કરે છે અને એ કારણે કામદાર વર્ગમાં અને તમામ મહેનતકશ લોકોમાં વ્યાપક રૂપે ફેલાયેલી છે. તે કરોડો લોકોની ચેતનામાં ઓતપ્રોત થઈ ગઈ હોવાથી સમર્થ ભૌતિક પરિબળમાં પલટાઈ ગઈ છે. પરંતુ લોકસમુદાયોમાં તેનો ફેલાવો આપમેળે નથી થયો, લોકસમુદાયોના ક્રાંતિકારી આંદોલન જોડે સમાજવાદ તથા સામ્યવાદના વિચારોનો સમન્વય સાધતી કોમ્યુનિસ્ટ પાર્ટીના પારાવાર વૈચારિક કાર્યના પરિણામે થયો છે. પાર્ટી મૂડીવાદી વિચારસરણીની સામે તેમ જ સુધારણાવાદ, મતવાદ, તથા વિકૃતિની સામે અડગ સંઘર્ષ દરમિયાન માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતની વિશુદ્ધતાનું જતન કરે છે. પાર્ટી એ સિદ્ધાંતને વૈજ્ઞાનિક સિદ્ધિઓના તથા સામાજિક-ઐતિહાસિક અનુભવના આધારે સતત વિકસાવતી રહે છે. સોવિયેત સંઘમાં કોમ્યુનિસ્ટ પાર્ટીની જહેમતોના સુફળ રૂપે માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણી **વર્ચસ્વી વિચારસરણી** બની ગઈ છે. તે સોવિયેત લોકોની ચેતનામાં મક્કમ સ્થાન ધરાવે છે અને તેમને સામ્યવાદી નિર્માણમાં બેસુમાર મદદ પૂરી પાડે છે.

સામ્યવાદી નિર્માણમાં જેમ જેમ વધારે પ્રગતિ થતી જાય તેમ તેમ માર્ક્સવાદી-લેનિનવાદી વિચારસરણીની પરિવર્તક ભૂમિકા વધતી જાય છે. સામ્યવાદની દિશાનું પ્રત્યેક કદમ લોકસમુદાયોની ચેતનાના ઉત્કર્ષની અને સર્જનાત્મક પહેલકદમીના વિકાસની નવી કક્ષા અંકિત કરે છે.

## સામ્યવાદી નિર્માણના ગાળામાં વૈચારિક પ્રવૃત્તિનાં કર્તવ્યો

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી પોતાની પ્રવૃત્તિમાં વૈચારિક કાર્યને હંમેશાં મહત્ત્વનું સ્થાન આપતી રહી છે. એ કાર્ય હવે, સામ્યવાદી નિર્માણના

ગાળામાં, ખાસ મહત્ત્વનું બની ગયું છે. સામ્યવાદી નિર્માણના કાર્યક્રમનો સફળ અમલ, સામ્યવાદના ભૌતિક તથા ટેકનિકલ આધારની રચના, સોવિયેત સંઘના આર્થિક સામર્થ્યની વૃદ્ધિ તથા મજબૂતી, અને વિપુલ ભૌતિક તથા સાંસ્કૃતિક સંપદાના સર્જનનો આધાર સીધી રીતે લોકોની ચેતનાના અધિક વિકાસ ઉપર છે. એટલે દરેક સોવિયેત વ્યક્તિ માટે માર્ક્સવાદ-લેનિનવાદનાં મૂળતત્ત્વોની ઉસ્તાદી હાંસલ કરી લેવાની, સામ્યવાદી વિશ્વ દૃષ્ટિકોણને સર્વાંગી રીતે અપનાવી લેવાની, અને પાર્ટીની નીતિની પૂરી સમજણ હાંસલ કરી લેવાની બાબત પ્રાણભૂત મહત્ત્વ ધરાવે છે.

સોવિયેત સમાજવાદી રાજ્ય લોકસમુદાયોની ચેતનામાંથી તાકાત હાંસલ કરે છે. આજે, સોવિયેત સંઘમાં સામ્યવાદી નિર્માણ ચાલુ છે ત્યારે, સોવિયેત સમાજના જીવનમાં સમજાવટ અને કેળવણીની રીતો વધતી જતી ભૂમિકા ભજવે છે ત્યારે, લોકોની ચેતનાને હજી વધારે ઊંચી કક્ષાએ પહોંચાડવાની બાબત અત્યંત મહત્ત્વની છે. જેમ જેમ લોકોની ચેતના વિકાસ પામતી જાય, ઉપસ્થિત કર્તવ્યો વિશેની સભાનતા વધારે ઊંડી બનતી જાય, અને સમાજવાદી સમાજના જીવનમાં તેમની પ્રવૃત્તિ વધતી જાય તેમ તેમ સામ્યવાદની દિશામાં પ્રગતિ વધારે વેગ પકડતી જાય.

લોકોની ચેતનાના વિકાસથી કામદારો, સામૂહિક ખેડૂતો, અને બુદ્ધિજીવીઓની વૈચારિક તથા રાજકીય એકતા વધારે મજબૂત બને છે, સામ્યવાદી સમાજના મહેનતકશ લોકોના શિલા સમા સામૂહિક સંઘટનમાં ધીરે ધીરે તેમના એકીકરણને પ્રવેગ મળે છે.

સામ્યવાદી નિર્માણના ભવ્ય કાર્યક્રમને સફળતાથી અમલમાં મૂકવા માટે આવશ્યક છે કે કેળવણીના કાર્યને મક્કમપણે સુધારવામાં આવે, સોવિયેત લોકોની સામ્યવાદી ચેતનાને વિકસાવવામાં આવે, અને અમલી પ્રવૃત્તિને વિસ્તારવામાં આવે.

"...તમામ મહેનતકશ લોકોમાં વૈચારિક પ્રમાણિકતા અને સામ્યવાદમાં નિષ્ઠાની ભાવના કેળવવી, તેમની અંદર શ્રમ અને સામાજિક અર્થકારણ અંગે સામ્યવાદી વલણ વિકસાવવું, મૂડીવાદી દૃષ્ટિબિંદુઓ તથા નીતિરીતિના અવશેષોને તદ્દન ખતમ કરી નાખવા, વ્યક્તિનો સર્વાંગી સુસંવાદી વિકાસ સુનિશ્ચિત બનાવવો, ખરેખરી સમૃદ્ધ બૌદ્ધિક સંસ્કૃતિનું સર્જન કરવું"*—સોવિયેત

---

*'સામ્યવાદનો પંથ', મોસ્કો, ૧૯૬૨, પૃષ્ઠ ૫૬૩.

યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં નિર્ધારિત કરવામાં આવેલાં વર્તમાન સમયે વૈચારિક ક્ષેત્રનાં મુખ્ય કર્તવ્યો એવાં છે.

વૈચારિક કેળવણી વધુમાં આવશ્યક બનાવે છે કે મૂડીવાદી પદ્ધતિની સરખામણીમાં સમાજવાદ તથા સામ્યવાદના મહાન લાભોની જાણકારી લોકોમાં વ્યાપક રૂપે ફેલાવવામાં આવે. આજે બે સામાજિક પદ્ધતિઓના મુકાબલાની સમસ્યાઓ, વૈચારિક સંઘર્ષની સમસ્યાઓ, વધારે ને વધારે પ્રમાણમાં મોખરે આવી રહી છે ત્યારે સમાજવાદ સંબંધી સત્ય એ સંઘર્ષમાં જોરદાર હથિયાર બની રહે છે.

મૂડીવાદી વિચારસરણી, સુધારાવાદ, અને સુધારણાવાદ સામેનો સંઘર્ષ વધારે ને વધારે મહત્ત્વ ધારણ કરતો જાય છે. વિવિધ સામાજિક પદ્ધતિઓ ધરાવતા દેશો વચ્ચે આર્થિક, વૈજ્ઞાનિક, ટેકનિકલ, તથા સાંસ્કૃતિક સહકારનો વિકાસ આંતરરાષ્ટ્રીય સુમેળને કારણે વધારે વેગીલો બન્યો છે, અને તેના પરિણામે મૂડીવાદી વિચારસરણી સામે સંઘર્ષના અમુક સંજોગો બદલાઈ ગયા છે અને જટિલ બની ગયા છે. તેમાં સૌપ્રથમ તો સાંસ્કૃતિક તથા વૈજ્ઞાનિક વિનિમયનું વિસ્તરણ કારણભૂત છે. સામ્યવાદના વિરોધીઓ એવા સંજોગોનો ફાયદો ઝેરીલા પ્રચારને વધારે જોરદાર બનાવવા માટે ઉઠાવવાની કોશિશ કરે છે. સ્વાભાવિક છે કે સોવિયેત સંઘ માટે એવી હાલતને ચુપચાપ સાંખી લેવાનું શક્ય નથી. સોવિયેત સંઘ વૈજ્ઞાનિક તથા સાંસ્કૃતિક વિનિમયને પ્રવેગ આપવાની હિમાયત જરૂર કરે છે, પરંતુ સાથે સાથે અપેક્ષા રાખે છે કે સોવિયેત ધારાધોરણ તથા રીતરિવાજોની પૂરી આમન્યા રાખવામાં આવે. સોવિયેત યુનિયન તેના આંતરિક મામલાઓમાં કોઈ પણ જાતની દખલગીરીને સખત વખોડી કાઢે છે. તેનું ધોરણ પ્રજાઓ વચ્ચે પરસ્પર સમજણ વધારવાનું તેમ જ અનુભવ તથા સાંસ્કૃતિક મૂલ્યોના વિનિમયને વિસ્તારવાનું છે.

વૈચારિક ક્ષેત્રની પ્રવૃત્તિ સામ્યવાદ માટેના સંઘર્ષનું જોરદાર ઘટક છે, મહેનતકશ લોકોની સામ્યવાદી કેળવણીનું અત્યંત મહત્ત્વનું સાધન છે. પરંતુ તે જીવન સાથે, સામ્યવાદી નિર્માણની જહેમતો જોડે, એકદમ ગાઢ સંબંધ જાળવી રાખે તો જ તેનું ઉદાત્ત ધ્યેય સફળ થઈ શકે. વૈચારિક ક્ષેત્રની પ્રવૃત્તિ જો જીવન, ઉત્પાદન, તથા લોકોના વાસ્તવિક અનુભવ સાથે ગાઢ સંકળાયેલી હોય તો જ ઇષ્ટ પરિણામો પેદા કરી શકે અને નૂતન માનવીના, સામ્યવાદી સમાજનું સક્રિય નિર્માણ કરતા માનવીના, ઘડતરમાં પોતાની ભૂમિકા ભજવી શકે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ

પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા કેંદ્રીય સમિતિના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "જીવન અંગે રચનાત્મક વલણ અને સમાજ તરફ પોતાની ફરજ અંગે સભાન વલણ, જ્યારે શબ્દો અને કૃત્યોની એકરૂપતા રોજિંદા વર્તનનો નિયમ બની રહે એવી સ્થિતિ, વ્યક્તિત્વને જેટલું ઉન્નત બનાવે છે એટલું ઉન્નત બીજી કોઈ બાબત નથી બનાવતી."*

સામ્યવાદી સમાજના એકદમ સિદ્ધાંતનિષ્ઠ અને રાજકીય દૃષ્ટિએ જાગૃત સર્જકો કેળવવા માટે સામ્યવાદી વિચારો લોકોને સમજાવી દેવાનું પૂરતું નથી. એ **વિચારોને** લોકો **વાસ્તવિકતામાં પલટાવી** શકે, સામ્યવાદી નિર્માણનાં વાસ્તવિક કર્તવ્યોના રૂપમાં આત્મસાત્ કરી લે, એ બાબત અત્યંત મહત્ત્વની છે. દરેક કામદાર તથા સામૂહિક ખેડૂત તેમ જ બુદ્ધિજીવી, દરેક સોવિયેત વ્યક્તિ, સામ્યવાદી રીતે કામ કરતાં શીખી લે, પોતાના શ્રમની ઉત્પાદકતા વધારે, સામાજિક મિલકતના જતનની કાળજી રાખે, નવી સફળતાઓના અનુભવને પોતે અપનાવે અને ફેલાવે, તથા નવી ટેકનોલોજી વિકસાવે— એ બાબત મહત્ત્વની છે. કોઈ પણ માણસ કેવળ સમાજના હિતની કામગીરી દરમિયાન જ ખરો કોમ્યુનિસ્ટ બની શકે. એટલે વૈચારિક પ્રવૃત્તિના ક્ષેત્રમાં અત્યંત મહત્ત્વનું કર્તવ્ય **શ્રમના સંબંધમાં સામ્યવાદી વલણ** કેળવવાનું અને સામ્યવાદી નિર્માણના મહાન ધ્યેયમાં પોતાનો વ્યક્તિગત ફાળો આપવાની ઝંખના દરેક સોવિયેત નાગરિકમાં પ્રેરવાનું છે.

લોકસમુદાયોની રાજકીય કેળવણીની પ્રગતિની કસોટી વાસ્તવિક કાર્યોમાં છે. સામ્યવાદી પ્રમાણિકતામાં જ્ઞાન, પ્રતીતિઓ, અને વાસ્તવિક પ્રવૃત્તિનો સમન્વય હોય છે. આજે સમાજવાદી સ્પર્ધાના વ્યાપમાં વૈચારિક, રાજકીય, તથા શ્રમ સંબંધી કેળવણીના સંયોજનનું સુફળ અંકિત છે.

પાર્ટીની વૈચારિક પ્રવૃત્તિનું લક્ષ્ય સામાજિક જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં માનવી તરફ આદર તથા માનવી અંગે કાળજી, ઈમાનદારી, પોતાના તરફથી તેમ જ બીજા લોકો તરફથી કામના ધોરણના પાલનની બાબતમાં કડક વલણ, ચોક્કસ જવાબદારીની સાથે વિશ્વાસ, અને સાથીદારીની ભાવનાને દૃઢ બનાવવામાં સહાયક બને એવું નૈતિક વાતાવરણ સોવિયેત સમાજમાં પેદા કરવાનું છે. પાર્ટી તરફથી પૂરી કોશિશ કરવામાં આવે છે કે સોવિયેત લોકો વધારે ને વધારે

---

*'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસ', મોસ્કો, ૧૯૭૬, પૃષ્ઠ ૯૪.

સુખી જીવન માણી શકે અને કોઈ જાતની અડચણ વગર કામ કરી શકે.

આજે સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત સરકાર નાનેરી પેઢીની સામ્યવાદી કેળવણીને ખાસ મહત્ત્વ આપે છે. અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક નાનેરી પેઢીને સોવિયેત લોકોની ક્રાંતિકારી, ઉદ્યમી, તથા લડાયક પરંપરાઓની કેળવણી આપવાનું છે.

હાલમાં વૈચારિક પ્રવૃત્તિ વધારવાની બાબત, દરેક કામદાર, સમૂહિક ખેડૂત તથા બુદ્ધિજીવી પર, દરેક સોવિયેત નાગરિક પર, તેનો પ્રભાવ સુનિશ્ચિત બનાવવાની બાબત, ભારે મહત્ત્વ ધરાવે છે, સોવિયેત યુનિયનની ૨૫મી કૉંગ્રેસમાં નોંધ લેવામાં આવી હતી કે વધારે અસરકારક કેળવણી આપવાની રીત કેળવણીની આખી બાબત અંગે **અનેકાંગી** વલણ અપનાવવાની છે, એટલે કે લોકોનાં વિવિધ જૂથોની વિશિષ્ટતાઓના આધારે સુઘટિત વૈચારિક, રાજકીય, શ્રમ સંબંધી, તથા નૈતિક કેળવણી સુનિશ્ચિત બનાવવાની છે.

સોવિયેત મહેનતકશ લોકો માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતની બાબતમાં પારાવાર ઉત્સુકતા ધરાવે છે અને તેની ઉસ્તાદી હાંસલ કરી લેવા આતુર છે. વૈચારિક કેળવણીનો ઉદ્દેશ એ સંબંધમાં તેમને મદદ કરવાનો છે.

### અભ્યાસ

૧. સામાજિક ચેતનાનું સારતત્ત્વ કેવું છે? તેનો ઉદ્ભવ કેવી રીતે થયો?

૨. સામાજિક ચેતનાની સાપેક્ષ સ્વતંત્રતા અને સક્રિય ભૂમિકા કેવી રીતે વ્યક્ત થાય છે?

૩. સામાજિક અને વ્યક્તિગત ચેતના એટલે શું? સામાજિક મનોવૃત્તિ અને વિચારસરણી એટલે શું?

૪. સામ્યવાદી નિર્માણમાં વિચારસરણીની ભૂમિકા કેવી છે? પાર્ટીની વૈચારિક પ્રવૃત્તિનાં મૂળભૂત લક્ષ્યો કેવાં છે?

## પ્રકરણ ૧૮

# સામાજિક ચેતનાનાં રૂપો
## વિજ્ઞાન

અમે સમગ્ર રૂપમાં સામાજિક ચેતનાનું સારતત્ત્વ અને મહત્ત્વ સ્પષ્ટ કર્યું. હવે તેનું રૂપોનું પરીક્ષણ કરીશું અને શરૂઆત રાજકીય તથા ધારાધોરણ સંબંધી વિચારોથી કરીશું કારણ કે સામાજિક જીવનમાં તેમની ભૂમિકા ખાસ મહત્ત્વની છે.

## ૧. રાજકીય અને ધારાધોરણ સંબંધી વિચારો

### રાજકારણ અને અર્થકારણ

**રાજકારણ, રાજકીય સંબંધો,** એટલે સૌપ્રથમ તો વર્ગો વચ્ચેના સંબંધો, સત્તા માટે, સમાજમાં વર્ચસ્વ માટે, વર્ગો વચ્ચેનો સંઘર્ષ. રાજકારણનું ક્ષેત્ર રાજ્યોના તથા રાષ્ટ્રોના સંબંધોને પણ આવરી લે છે. રાજકારણનો ઉદ્ભવ વર્ગો, વર્ગસંઘર્ષ, તથા રાજ્યના ઉદયની સાથે સાથે થયો હતો. રાજ્યની પ્રવૃત્તિઓને વ્યક્ત કરતું રાજકારણ એ પ્રવૃત્તિઓનું મુખ્ય વહેણ બની રહે છે.

વર્ગો વચ્ચેના સંબંધો તરીકે રાજકારણ સમાજના આર્થિક તંત્રમાંથી, આધારમાંથી, અસ્તિત્વમાં આવે છે. લેનિને રાજકારણની ઉત્પત્તિને તથા સમાજના આર્થિક તંત્ર જોડે તેના અતૂટ જોડાણને પ્રકાશમાં આણીને તેને અર્થકારણની કેંદ્રિત અભિવ્યક્તિ, સાર, અને સમાપન તરીકે ગણાવ્યું હતું. વર્ગોનાં આર્થિક હિતોની એકદમ પરિપૂર્ણ અને સર્વાંગી અભિવ્યક્તિ રાજકારણમાં થાય છે.

રાજકારણ અર્થકારણમાંથી અસ્તિત્વમાં આવે છે પરંતુ પાછું પોતે અર્થકારણ ઉપર, સામાજિક વિકાસના આખા ક્રમ ઉપર, ભારે અસર પાડે છે. અર્થકારણનો વિકાસ સામાજિક પદ્ધતિના રૂપાંતર માટે સાનુકૂળ સંજોગો પેદા કરે છે. પરંતુ એ રૂપાંતર ખુદ તો લોકોની સભાન પ્રવૃત્તિના પરિણામે થાય છે, અને એ પ્રવૃત્તિ રાજકારણ થકી સંચાલિત હોય છે. લેનિને સમાજના જીવન તથા વિકાસમાં રાજકારણની બહુ મોટી ભૂમિકાને લક્ષમાં લઈને ધોરણ અપનાવ્યું હતું કે રાજકારણનું સ્થાન અર્થકારણથી ચડિયાતું ચોક્કસ રહે જ. પરંતુ એથી નિર્વિવાદ હકીકતનું ખંડન બેશક નથી થતું કે રાજકારણ હંમેશાં અર્થકારણમાંથી અસ્તિત્વમાં આવે છે અને સામાજિક વિકાસમાં અર્થકારણની ભૂમિકા નિર્ણાયક હોય છે. એટલે આર્થિક, ઉત્પાદન સંબંધી, કર્તવ્યોને રાજકીય, વર્ગીય, દૃષ્ટિએ ઉકેલવાં જોઈએ. લેનિને લખ્યું છે કે "કોઈ પણ વર્ગ ખરા રાજકીય વલણ વગર પોતાનું વર્ચસ્વ જાળવી ન શકે **અને પરિણામ રૂપે પોતાની ઉત્પાદન સંબંધી સમસ્યાને** પણ ન જ ઉકેલી શકે."*

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી તેમ જ બંધુભાવી કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓની પ્રવૃત્તિનું વિશિષ્ટ લક્ષણ રાજકીય, વર્ગીય, વલણનું છે. કોમ્યુનિસ્ટ પાર્ટી કોઈ પણ આર્થિક અથવા સંગઠન સંબંધી સમસ્યાને હંમેશાં કામદાર વર્ગનાં, તમામ મહેનતકશ લોકોનાં, હિતોના આધારે ઉકેલે છે. દાખલા તરીકે, સમાજવાદી સિદ્ધાંતો મુજબ સોવિયેત અર્થતંત્રની પુનર્ઘટના, દેશનું ઉદ્યોગીકરણ, અને ખેતીવાડીના સમૂહીકરણ જેવાં મૂળભૂત રૂપાંતરો કામદાર વર્ગનાં, તમામ સોવિયેત લોકોનાં, બુનિયાદી હિતોને કારણે આવશ્યક બન્યાં હતાં.

## રાજકીય વિચારો અને તેમનું મહત્ત્વ

લોકોના **રાજકીય વિચારો તથા દૃષ્ટિકોણો** રાજકારણ સાથે ગઢ રૂપે સંકળાયેલા હોય છે. રાજકારણ વર્ગોના રાષ્ટ્રોના, તથા રાજ્યોના સંબંધોના વ્યક્ત કરે છે, અને રાજકીય વિચારો એ સંબંધોને **પ્રતિબિંબિત તથા પુરવાર**

* વ્લા. ઇ. લેનિન, 'ફરી વાર ટ્રેડ યુનિયનો, વર્તમાન પરિસ્થિતિ, અને ત્રોત્સ્કી તથા બુખારિનની ભૂલો વિશે', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૨, પૃષ્ઠ ૮૪.

કરે છે. રાજકીય વિચારોમાં વર્ગસંઘર્ષ તથા ક્રાંતિ, સામાજિક તથા રાજ્ય પદ્ધતિ, રાજ્યો વચ્ચેના સંબંધો, તેમ જ યુદ્ધ અને શાંતિના સવાલો વિશે આ કે તે વર્ગના દૃષ્ટિકોણો સામેલ હોય છે. એ દૃષ્ટિકોણોને વર્ગો વચ્ચેના સીધા સંઘર્ષમાં તેમ જ રાજ્યો, પાર્ટીઓ, અને બીજાં રાજકીય સંગઠનો તથા સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં લાગુ કરવામાં આવે છે.

રાજકીય વિચારો રાજ્યોનાં બંધારણોમાં, પાર્ટીઓ તથા વિવિધ રાજકીય સંગઠનોના કાર્યક્રમો તથા જાહેરાતોમાં, ખાસ સૈદ્ધાંતિક પરીક્ષણોમાં, અને બીજા દસ્તાવેજોમાં વ્યક્ત થાય છે.

વિષમ વર્ગો ધરાવતા સમાજમાં રાજકીય વિચારોનાં રૂપલક્ષણોનો આધાર તેઓ જે વર્ગનું પ્રતિનિધિત્વ કરતા હોય તેનાં હિતો ઉપર હોય છે. શોષક વર્ગ રાજકીય વિચારોનો ઉપયોગ કરીને પોતાના વર્ચસ્વી સ્થાનને વાજબી ઠરાવવાની તથા પોતાના આર્થિક આધારને વધારે મક્કમ બનાવવાની કોશિશ કરે છે, અને એ બાબતો તેના વિચારોનાં રૂપલક્ષણોને નિર્ધારિત કરે છે. શોષિત વર્ગ પોતાના રાજકીય વિચારોમાં શોષણની પદ્ધતિને નાબૂદ કરી નાખવાની તથા નવા સમાજનું, શોષણ વગરના સમાજનું, નિર્માણ કરવાની આવશ્યકતા સાબિત કરે છે. શોષિતોની રાજકીય વિચારસરણી ક્રાંતિકારી સંઘર્ષની, પુરાણાની નાબૂદી તથા નૂતનના સર્જનની, વિચારસરણી હોય છે.

હાલ દુનિયામાં પરસ્પર વિરોધી વિચારસરણીઓ — કામદાર વર્ગ અને મૂડીદાર વર્ગની વિચારસરણીઓ — વચ્ચે સંઘર્ષ ચાલુ છે. કામદાર વર્ગની રાજકીય વિચારસરણી સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદની, બધા દેશોના મહેનતકશ લોકોની મિત્રતાની, તેમ જ શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય મુક્તિ, તથા સમાજવાદના સહિયારા સંઘર્ષમાં સઘળાં પ્રગતિશીલ પરિબળોની એકતા અને સહકારની વિચારસરણી છે. તે માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતમાં, કોમ્યુનિસ્ટ પાર્ટીઓના કાર્યક્રમોમાં, અને સમાજવાદી દેશોનાં બંધારણોમાં એકદમ પૂરી તથા સર્વાંગી રીતે વ્યક્ત થાય છે. એ વિચારસરણી મૂડીદાર વર્ગની સામે કામદાર વર્ગ અને તમામ મહેનતકશ લોકોના વર્ગસંઘર્ષની, સમાજવાદ તથા સામ્યવાદની વિજયની, આવશ્યકતા સાબિત કરે છે. તે રાજકીય સંઘર્ષમાં, સર્વહારાઓના વર્ગસંઘર્ષના સર્વોચ્ચ રૂપમાં, કામદાર વર્ગ તથા તેની પાર્ટીને માર્ગદર્શન પૂરું પાડવાની કામગીરી બજાવે છે.

કામદાર વર્ગની નીતિ અને રાજકીય વિચારો ખરેખર, વૈજ્ઞાનિક છે, સામાજિક વિકાસના નિયમોના જ્ઞાન ઉપર આધારિત અને લોકોનાં હિતોને

પૂરેપૂરા અનુરૂપ છે. એ વિચારોનું સામર્થ્ય અને ચૈતન્ય ઈતિહાસના અનુભવમાં તેમ જ વિશ્વ સામ્યવાદી તથા કામદાર આંદોલનની મહાન સફળતાઓમાં સાફ જોવા મળે છે.

કામદાર વર્ગના રાજકીય વિચારોની સામે સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના રાજકીય વિચારો છે. એ વિચારોનું લક્ષ્ય મૂડીવાદી રોજી-ગુલામીને પુનિત સાબિત કરવાનું તથા સદાને માટે ચાલુ રાખવાનું તેમ જ મૂડીવાદના સડી ગયેલા આર્થિક આધારને ટેકો પૂરો પાડવાનું છે. એ વિચારોમાં દેશની અંદર કામદાર વર્ગ તથા લોકશાહીવાદી પરિબળોને દબાવી દેવાની નીતિને, રાષ્ટ્રોના પીડનની તથા આક્રમણની નીતિને, વાજબી ઠરાવવાની કોશિશ કરવામાં આવે છે.

વર્તમાન પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગના રાજકીય વિચારોને કોઈ જાતનો વૈજ્ઞાનિક આધાર નથી. એ વિચારો સામાજિક વિકાસના વસ્તુગત નિયમોથી તેમ જ લોકોનાં હિતોથી ઊલટા જાય છે, એટલે તેઓ ચોક્કસ નાકામયાબ થવાના જ છે. જેવી રીતે દુનિયામાં વર્ચસ્વ જમાવવાનો નાઝીઓનો વિચાર નાકામયાબ થઈ ગયો એવી જ રીતે સંસ્થાનવાદ તથા નવસંસ્થાનવાદની વિચારસરણી તથા નીતિને આપણે નજર સામે ભાંગી પડતી જોઈ રહ્યા છીએ, અને વર્તમાન સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના બીજા બધા પ્રત્યાઘાતી વિચારો પણ દફે થઈ જશે.

સામાજિક ચેતનાનાં સઘળાં રૂપોમાં રાજકારણ અને રાજકીય વિચારો આર્થિક આધારથી વધારેમાં વધારે નજીક છે. રાજકારણ તથા રાજકીય વિચારો રાજ્યની તેમ જ પાર્ટીઓ તથા બીજાં રાજકીય સંગઠનોની પ્રવૃત્તિઓ મારફત આધાર ઉપર તથા સામાજિક વિકાસના આખા ક્રમ ઉપર અસર પાડે છે. એ ઉપરાંત, તેઓ સામાજિક ચેતનાનાં બીજાં બધાં રૂપોના — ધારાધોરણ, નીતિરીતિ, કલા, ધર્મ, તત્ત્વજ્ઞાન, તથા વિજ્ઞાનના — વિકાસ ઉપર ખાસ અસર પાડે છે. તેઓ સામાજિક ચેતનાનાં એ બધાં રૂપોમાં ઓતપ્રોત થઈ જાય છે, તેમને વર્ગીય ઝોક આપે છે અને અમુક વર્ગના સાધનમાં પલટાવી નાખે છે.

રાજકારણ અને રાજકીય વિચારો સમાજવાદી સમાજમાં ખાસ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. સમાજવાદી સમાજમાં સામાજિક માલિકીના વર્ચસ્વ તથા આયોજિત અર્થતંત્રને કારણે સોવિયેત રાજ્ય તથા કોમ્યુનિસ્ટ પાર્ટી સામાજિક વિકાસના આખા ક્રમનું સભાન સંચાલન કરી શકે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની નીતિમાં સમાજવાદી પદ્ધતિનો પ્રાણભૂત આધાર અંકિત છે. તે આંતરિક તથા વિદેશ નીતિઓ ઘડી કાઢે છે, લોકો માટે ચોક્કસ કર્તવ્યો નિર્ધારિત કરે છે, અને સામાજિક વિકાસના વસ્તુગત નિયમોને બરાબર

બંધબેસતી રીતે એ કર્તવ્યોને પાર પાડવા માટે મહેનતકશ લોકોને તૈયાર કરે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની નીતિનું આખરી ધ્યેય સામ્યવાદનું છે અને તે રાજ્ય તંત્રની તેમ જ પાર્ટી તથા સાર્વજનિક સંગઠનોની પ્રવૃત્તિઓને એ ધ્યેય સિદ્ધ કરવાની દિશામાં વાળે છે, તથા વૈચારિક પ્રભાવની બહુવિધ રીતો એ સંબંધમાં અજમાવે છે.

## ધારાધોરણ અને તેને લગતા વિચારો

સમાજમાં રાજકીય સંબંધો ઉપરાંત કાનૂની, કાનૂનો દ્વારા નિયંત્રિત, સંબંધો અસ્તિત્વમાં હોય છે. **ધારાધોરણ** એટલે સમાજમાં લોકોના વર્તનનાં ફરજિયાત ધોરણો તથા નિયમોની સમગ્રતા. એ નિયમો સંબંધિત કાનૂનોમાં વ્યક્ત થાય છે અને રાજ્ય, તેમ જ જબરદસ્તી તથા શિક્ષણનાં તેનાં સંખ્યાબંધ સાધનો, એ કાનૂનોની હિફાજત કરે છે.

રાજકારણની જેમ ધારાધોરણનો ઉદ્‌ભવ પણ વર્ગો તથા રાજ્યના ઉદયની સાથે થયો હતો. તેમાં શાસક વર્ગની મરજી કાનૂની રૂપોમાં વ્યક્ત થાય છે, અને તે શાસક વર્ગનાં રાજકીય તથા આર્થિક હિતોની રખેવાળી કરે છે.

વિષમ વર્ગો ધરાવતા સમાજના ઇતિહાસમાં ગુલામીની પદ્ધતિ, સામંતશાહી, તથા મૂડીવાદી પદ્ધતિનાં ધારાધોરણો અસ્તિત્વમાં રહ્યાં છે. તેમાંના દરેક ધારાધોરણે શોષિતો સામેના સંઘર્ષમાં શોષકોની સેવા બજાવી છે. માત્ર સમાજવાદી ધારાધોરણ મહેનતકશ લોકોનાં હિતોને વ્યક્ત કરે છે અને ખરેખરું જનતાનું ધારાધોરણ હોય છે.

લોકોના કાનૂની સંબંધોને ધારાધોરણના સંબંધમાં તેમના વિચારો તથા દૃષ્ટિકોણોથી અલગ તારવવા જોઈએ. એ વિચારો તથા દૃષ્ટિકોણોમાં સંબંધિત સમાજના ધારાધોરણ અંગે લોકોના વલણનું તેમ જ લોકો, રાજ્યો, તથા રાષ્ટ્રોને લાગુ થતી, કાનૂની તથા ગેરકાનૂની અને ફરજિયાત તથા મરજિયાત વિશેની, તેમની વિભાવનાઓનું વર્ણન હોય છે.

ધારાધોરણ સંબંધી વિચારો તથા દૃષ્ટિકોણો વર્ગીય સ્વરૂપના હોય છે અને ચોક્કસ વર્ગનાં હિતોને વ્યક્ત કરે છે. વિષમ વર્ગો ધરાવતા સમાજમાં ધારાધોરણ વિશે શોષક વર્ગના વિચારો વર્ચસ્વી હોય છે. શાસક વર્ગ પોતાની મરજી

બીજા વર્ગોની ઉપર લાદી દેવા માટે કેવળ રાજ્ય તંત્રનો જ નહિ પરંતુ ધારાધોરણ સંબંધી વિચારોનો ઉપયોગ પણ કરે છે. શાસક વર્ગ પોતે સ્થાપેલા ધારાધોરણને વાજબી ઠરાવવાની, તેનું વર્ગીય સ્વરૂપ છૂપું રાખવાની, અને તેને સમગ્ર જનતાના ધારાધોરણ તરીકે, ઇનસાફ તથા ઇષ્ટનો સર્વોચ્ચ અભિવ્યક્તિ તરીકે, રજૂ કરવાની કોશિશ એ વિચારો મારફત કરે છે.

આપણે મૂડીવાદી સમાજનો દાખલો લઈએ. તેમાં ધારાધોરણ વિશે મૂડીદાર વર્ગના વિચારો ઉપર આધારિત કાનૂન પદ્ધતિ છે. એ વિચારોનો ઉદ્દેશ એમ સાબિત કરવાનો છે કે સમાજમાં મૂડીવાદી ધારાધોરણ કરતાં વધારે ઇનસાફી ધારાધોરણ શક્ય જ નથી, તે લોકશાહીને મૂર્ત કરે છે, મૂડીવાદી અદાલત બિનપક્ષપાતી છે, વગેરે. પરંતુ વાસ્તવમાં તો મૂડીવાદી ધારાધોરણ મૂડીવાદી મિલકતની રખેવાળી કરે છે, અને શોષણને તેમ જ સઘળાં પ્રગતિશીલ બળો ઉપર દમન વરસાવવાનાં કરતૂતોને વાજબી ઠરાવવાનું કામ કરે છે.

સમાજવાદી રાજ્યના ઉદયથી સમાજવાદી ધારાધોરણ, સમાજના ઇતિહાસમાં લોકોની વર્ગીય અસમાનતાને ખતમ કરી નાખતું પહેલું ધારાધોરણ, અસ્તિત્વમાં આવ્યું.

સમાજવાદી ધારાધોરણ અને તેને લગતા વિચારો, તેના પાયામાં રહેલા વિચારો, વિષમ વર્ગો ધરાવતા સમાજોના ધારાધોરણ અને તેને લગતા વિચારોથી મૂળભૂત રીતે જુદાં પાડે છે. તેઓ સમગ્ર જનતાનાં હિતોને વ્યક્ત કરે છે, સમાજવાદી મિલકતને, સમાજવાદના આર્થિક આધારને, સલામત રાખે છે તથા સહાયક બને છે, અને સોવિયેત લોકોને કાનૂનોનું પાલન કરવાની તથા પોતાની ફરજો પ્રમાણિકતાથી બજાવવાની કેળવણી આપે છે. અરાજકતાનું અને વ્યક્તિનાં હિતો અંગે તુચ્છકારનું વલણ સોવિયેત સમાજથી વિપરીત છે, એટલે સોવિયેત રાજ્ય અને કોમ્યુનિસ્ટ પાર્ટી સમાજવાદી કાનૂન તથા વ્યવસ્થાને વધારે દૃઢ બનાવવાની કામગીરી સતત કરે છે, અને તેના ભંગની કોશિશોને બિલકુલ સાંખી નથી લેવામાં આવતી.

સમાજવાદી સમાજના કાનૂનો મહેનતકશ લોકોનાં હિતોને પૂરા અનુરૂપ છે એટલે સોવિયેત નાગરિકોની વ્યાપક બહુસંખ્યા, મહેનતકશ સમુદાય, સભાન રીતે અને સ્વેચ્છાએ કાનૂનોનું પાલન કરે છે. જે લોકો ઝેરીલી વૃત્તિથી સામાજિક વ્યવસ્થામાં ભંગાણ પાડે, સામાજિક મિલકતની ઉચાપત કરે, અને બીજા ગુના કરે તેમની સામે જ સોવિયેત રાજ્ય જબરદસ્તીનાં પગલાં લે છે.

જેમ જેમ સમાજ સામ્યવાદની દિશામાં આગેકૂચ કરતો જાય તેમ તેમ

નાગરિકોને કાનૂન-પાલનની ફરજ પાડવાની રાજ્યની ભૂમિકા ઘટતી જશે અને સમાજવાદી કાનૂન તથા વ્યવસ્થા જાળવવાની તેની કામગીરીઓ ધીરે ધીરે સાર્વજનિક સંગઠનોને સુપરત થતી જશે. તેમનું કાર્ય કાનૂનભંગ કરનારાઓને શોધી કાઢીને સજા કરવાનું બહુ નહિ હોય પરંતુ વધારે તો કાનૂનના ભંગ અટકાવવાનું અને સોવિયેત નાગરિકોને કાનૂનોના પાલન તથા જતનની કેળવણી આપવાનું હશે.

ભવિષ્યમાં લોકોનાં ભૌતિક તથા સાંસ્કૃતિક ધોરણો તેમ જ સામાજિક જાગૃતિ અને સંગઠનના વિકાસના પરિણામે, કાનૂનભંગના નિવારણ માટે અને કાનૂની સજાની રીતના સ્થાને સામાજિક દબાણ તથા કેળવણીની રીતની પૂરી સ્થાપના માટે, બધા જરૂરી સંજોગો પેદા થશે. સામ્યવાદનો સંપૂર્ણ વિજય થઈ જશે ત્યારે કાનૂનોની જરૂર બિલકુલ રહેશે જ નહિ. ધારાધોરણ સ્વાભાવિક રીતે જ સામ્યવાદી જીવનરીતિની ફરજો તથા નિયમો જોડે એકરૂપ બની જશે.

## ૨. નીતિરીતિ

### નીતિરીતિનું સારતત્ત્વ અને સામાજિક જીવનમાં સ્થાન

**નીતિરીતિ** અથવા **આચારવિચાર** એટલે સમાજની અંદર લોકોના વર્તનનાં ધોરણો અથવા નિયમોની સમગ્રતા. તેમાં ઇનસાફ અને ગેરઇનસાફ, ઇષ્ટ અને અનિષ્ટ, માન અને અપમાન, વગેરે વિશે લોકોના વિચારો પ્રતિબિંબિત હોય છે. કાયદેસર ધોરણોથી નિરાળાં નૈતિક ધોરણો તથા નિયમો કાનૂનોમાં અંકિત નથી હોતાં પરંતુ સામાજિક માન્યતાઓ, રિવાજો, ટેવો, તથા શિક્ષણની શક્તિના, માનવીની આંતરિક પ્રતીતિઓની શક્તિના, આધારે જળવાઈ રહે છે અને સમાજ, કુટુંબ, બીજા માણસો, તથા બીજાં રાષ્ટ્રો સાથે માનવીના સંબંધોને નિર્ધારિત કરે છે.

નીતિરીતિનો ઉદય માનવ સમાજના ઉદયની સાથે થયો હતો. સમાજ હંમેશાં પોતાના સભ્યો પાસેથી ચોક્કસ માગણીઓ કરતો રહ્યો છે. એ માગણીઓ નૈતિક ધોરણોમાં વ્યક્ત થાય છે. એ ધોરણો સનાતન નથી હોતાં, સમાજના વિકાસ દરમિયાન ઉત્પાદનમાં અને સૌપ્રથમ તો ઉત્પાદન સંબંધોમાં થતાં

પરિવર્તનોની અસરથી બદલાતાં રહે છે. આદિમ સમાજમાં નૈતિક ધોરણો સઘળા સભ્યો માટે એકસરખાં હતાં. વર્ગોનો ઉદ્ભવ થતાં તેઓ એક અથવા બીજા વર્ગોનાં હિતોને પ્રતિબિંબિત કરવા લાગ્યાં અને નીતિરીતિ વર્ગીય સ્વરૂપની બની ગઈ. વિષમ વર્ગોમાં વિભાજિત સમાજમાં શોષકોની નીતિરીતિ તથા શોષિતોની નીતિરીતિ હોય છે, અને શોષકોની નીતિરીતિ વર્ચસ્વી હોય છે. ગુલામીની પદ્ધતિમાં ગુલામ-માલિકોની નીતિરીતિનું, સામંતશાહીમાં સામંતી ઉમરાવોની નીતિરીતિનું, તથા મૂડીવાદી સમાજમાં મૂડીદારોની નીતિરીતિનું વર્ચસ્વ રહ્યું છે, અને ગુલામો, કિસાનો, તથા સર્વહારાઓની નીતિરીતિઓ તેમનો સામનો કરતી રહી છે.

ઉપલા માળખાના તત્ત્વ તરીકે નીતિરીતિ સમાજના જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં અસર પાડે છે. તે કામ અને મિલકત અંગે લોકોના વલણ મારફત અર્થકારણ ઉપર અસર પાડે છે. દાખલા તરીકે, સામ્યવાદી નીતિરીતિ સમાજવાદી મિલકતને પુનિત ગણાવે છે, તેને હાનિ પહોંચાડવાની સખત મનાઈ જાહેર કરે છે, અને એ રીતે સમાજવાદના આર્થિક આધારની રખેવાળી કરે છે. નીતિરીતિ રાજકારણની ઉપર પણ સીધી અસર પાડે છે. સમાજના સભ્યો રાજ્યના કોઈ પણ રાજકીય કદમની નૈતિક મુલવણી કરે છે, બહાલી અથવા નામંજૂરી જાહેર કરે છે. સ્વાભાવિક છે કે રાજકીય કદમને લોકો તરફથી આપવામાં આવતી બહાલી તેની સફળતા નિર્ધારિત કરતું મહત્ત્વનું કારણ બની રહે છે. સોવિયેત યુનિયનની શાંતિ-નીતિની સફળતામાં બધા દેશોની પ્રજાઓનો, સમગ્ર પ્રગતિશીલ માનવજાતિનો, નૈતિક ટેકો મહદંશે કારણભૂત છે.

વર્તમાન સમયે સમાજમાં બે નીતિરીતિઓ — સામ્યવાદી અને મૂડીવાદી નીતિરીતિઓ — પરસ્પર ટકરાઈ રહી છે. તેમનું સારતત્ત્વ કેવું છે? તેઓ કેવી સામાજિક સમસ્યાઓને ઉકેલે છે? સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગનાં હિતોની રખેવાળી કરતી મૂડીવાદી નીતિરીતિ સમાજના વિકાસમાં પ્રત્યાઘાતી ભૂમિકા ભજવે છે. તેનો મુખ્ય સામાજિક ઉદ્દેશ મૂડીવાદના પાયાને, ખાનગી મિલકત અને શોષણને, જાળવી રાખવાનો છે.

મૂડીવાદી નીતિરીતિ મૂડીવાદી ખાનગી મિલકતના વર્ચસ્વના આધારે નિર્ધારિત થાય છે. મૂડીવાદી ખાનગી મિલકત લોકોમાં વિખવાદ પેદા કરે છે, મૂડીવાદી સમાજની અંદર પુનિતમાં પુનિત ગણાતા નફા માટેના સંઘર્ષમાં લોકોને એકબીજાના દુશ્મનોમાં, હરીફોમાં, પલટાવી નાખે છે. મૂડીદાર નફો હાંસલ કરવાની ઘેલછામાં માનવીય નીતિરીતિનાં તમામ ધોરણોને કચડી નાખે છે,

તેને મુદ્દલ પરવા નથી હોતી કે પોતાની આસપાસના લોકોની, દેશની, અને આખા સમાજની કેવી વલે થાય છે. તેની નજરમાં તો આખી દુનિયામાં સૌથી પહેલી બાબત પોતાનાં સ્વાર્થી હિતોની હોય છે. મૂડીવાદી નીતિરીતિનો મૂળભૂત સિદ્ધાંત ભયંકર સ્વાર્થી વૃત્તિનો છે. "માણસ માણસને ખાય" અને "આપણે આપણું ઘર ભરો, સૌની ફિકર કરનારો ખુદા બેઠો છે"—મૂડીવાદી સમાજની નીતિરીતિ મુજબ આચરણના નિયમો એવા છે. જે સમાજમાં ખાનગી મિલકતની બોલબાલા હોય, નીતિમત્તાનું સૌથી ઊંચું ધોરણ ધનદોલતના આધારે અંકાતું હોય, સર્વકંઈ—પ્યાર અને ઈજ્જત, માનવીનો મોભો અને અંતરાત્મા—ખરીદાતું અને વેચાતું હોય, ત્યાં બીજા કશા નિયમો હોઈ શકે જ નહિ.

વ્યક્તિવાદી વૃત્તિ, સ્વાર્થ, નફાની લાલસા, દુશ્મનાવટ, અને હરીફાઈ—એ બધું મળીને મૂડીવાદી સમાજની નીતિરીતિનું સારતત્ત્વ બની રહે છે. માનવીના હાથે માનવીનું શોષણ મૂડીવાદી સમાજનો આધાર છે, અને તેમાં નીતિરીતિનો ઉઘાડો હલકટ ભંગ થાય છે.

## સામ્યવાદનું નિર્માણ કરનારા માનવીના નીતિનિયમો

દુનિયાની વધારેમાં વધારે પ્રગતિશીલ, માનવતામય, અને ઉમદા નીતિરીતિ **સામ્યવાદી નીતિરીતિ** છે. તે કેવળ ગણતર શોષકોનાં હિતોને નહિ પરંતુ સમાજના સભ્યોની વ્યાપક બહુ સંખ્યાનાં હિતોને, તમામ મહેનતકશ લોકોનાં હિતો અને આદર્શોને, વ્યક્ત કરે છે.

સામ્યવાદી નીતિરીતિ સર્વસામાન્ય માનવીય આચરણનાં સાદાં ધોરણોને, લોકોએ શોષણ તથા નૈતિક ભ્રષ્ટાચાર સામે સંઘર્ષ દરમિયાન ઘડેલાં ધોરણોને, આવરી લે છે. સૌ જાણે છે કે મહેનતકશ લોકોની વિશિષ્ટતાઓ હંમેશાં નિખાલસતા, ઈમાનદારી, મનોબળ, તથા હિંમતની રહી છે, તેઓ એકબીજા તરફની, કુટુંબ તરફની, અને વૃદ્ધ લોકો તરફથી જવાબદારીઓ બરાબર પૂરી કરે છે. તેમણે શોષણ સામે સંઘર્ષ દરમિયાન તેમ જ સંયુક્ત શ્રમ દરમિયાન પરસ્પર સહાય તથા બંધુભાવી ઐક્ય જેવા, અને કામચોર તથા બેઠાખાઉ માણસોને સાંખી ન લેવાના વલણ જેવા, નૈતિક ગુણો વિકસાવ્યા છે. સદીઓ દરમિયાન એક પેઢી તરફથી બીજી પેઢીને સુપરત થતાં રહેલાં **સાદાં નૈતિક**

ધોરણો એ ગુણો ઉપર આધારિત છે. સમાજના નૈતિક વિકાસમાં, સામ્યવાદી નીતિરીતિનાં ધોરણો તથા આવશ્યક લક્ષણોના ઘડતરમાં, કામદાર વર્ગની, આપણા યુગના વધારેમાં વધારે પ્રગતિશીલ વર્ગની, નૂતન સામ્યવાદી સમાજના સર્જકની, નીતિરીતિ ખાસ મહત્ત્વની ભૂમિકા ભજવે છે.

સામ્યવાદી નીતિરીતિનો ઉદ્ભવ મૂડીવાદી સમાજમાં થયો હતો. તેમાં શોષણ તથા અસમાનતાની સામે સર્વહારા વર્ગનો વિરોધ તેમ જ મૂડીવાદી ગુલામીથી મુક્ત લોકોની મિત્રતા, સાથીભાવી સહકાર, તથા પરસ્પર સહાય ઉપર આધારિત માનવીય આચરણના નિયમો સ્થાપવાની ઝંખના વ્યક્ત થાય છે. પરંતુ મૂડીવાદી સમાજમાં કામદાર વર્ગની, મહેનતકશ લોકોની, નીતિરીતિ વર્ચસ્વી નથી હોતી. મૂડીવાદ નાબૂદ થઈ જાય અને સમાજવાદી સમાજની સ્થાપના થાય ત્યારે જ તે વર્ચસ્વી બનવા લાગે છે. સોવિયેત સંઘમાં સામ્યવાદી નીતિરીતિના સિદ્ધાંતોનું વર્ચસ્વ સમાજવાદના વિજયના પરિણામે, કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત રાજ્યની પારાવાર સંગઠન તથા શિક્ષણ કાર્યના પરિણામે, સ્થપાયું છે.

લેનિને નિર્દેશ કર્યો છે કે સામ્યવાદી નીતિરીતિ સર્વહારાઓના વર્ગસંઘર્ષનાં હિતોને અનુરૂપ બની રહે છે. **તેનું અંતસ્તત્ત્વ અને લક્ષ્ય સામ્યવાદને વધારે દૃઢ બનાવવાનું તથા પૂર્ણ રૂપે સિદ્ધ કરી લેવાનું છે.** સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં, **સામ્યવાદનું નિર્માણ કરનારા માનવીના નીતિનિયમો**, લેનિનના એ વિચારના આધારે નિરૂપિત કરવામાં આવ્યા છે. સામ્યવાદી નીતિરીતિની દૃષ્ટિએ જોતાં સામ્યવાદની દિશામાં સમાજની આગેકૂચને પ્રવેગ આપતું સર્વકંઈ સદાચરણ છે. સોવિયેત નાગરિકોના નીતિનિયમોમાં **સામ્યવાદનો ધ્યેય અંગે નિષ્ઠા**, સમગ્ર માનવજાતિ માટે સામ્યવાદી ભવિષ્યનો પંથ ઉજાળતી **સમાજવાદી માતૃભૂમિ તરફ પ્રેમ**, અને **સમાજવાદી દેશો તરફ પ્રેમ** પ્રથમ સ્થાન, પાયાનું સ્થાન, ધરાવે છે.

સમાજની સંપત્તિનો અને સમાજવાદી સમાજના દરેક સભ્યનાં વ્યક્તિગત સુખસગવડનો સ્રોત શ્રમમાં છે. દરેક સોવિયેત નાગરિક માટે શ્રમ તો ફરજ અને ગૌરવની બાબત છે. એટલે **સમાજના ભલા માટે પ્રમાણિક મહેનત અને સામાજિક સંપત્તિની જાળવણી તથા વૃદ્ધિ અંગે દરેક માણસની ઉત્સુકતામાં** સામ્યવાદી નીતિરીતિની મુખ્ય માગણીઓ અંકિત છે. સોવિયેત નાગરિકોની ભારે બહુસંખ્યા એ માગણીઓને પૂરી કરે છે. તેમની દૃષ્ટિમાં સમાજવાદનો નિયમ—કામ ન કરે તે ખાય પણ નહિ—લાંબા સમયથી કાનૂન જેવો બની

ગયેલાં છે. માતૃભૂમિના લાભ ખાતર મહેનતને સોવિયેત લોકો ખરી ખુશી તથા સુખનો સ્રોત ગણે છે.

સામ્યવાદી નીતિરીતિના ઉમદા સિદ્ધાંતોનો ઉદ્‌ભવ ખુદ સમાજવાદી પદ્ધતિના સ્વરૂપમાંથી, આર્થિક આધારમાંથી, ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીમાંથી, થાય છે. તે લોકોને એકસૂત્રે સાંકળી છે, તેમને માટે બંધુભાવી મિત્રતા તેમ જ પરસ્પર આદર તથા સહાયના સિદ્ધાંતોના આધારે જીવન જીવવાનું તથા કામ કરવાનું શક્ય બનાવે છે. એટલે **સમૂહવાદ તથા સાથીભાવી પરસ્પર સહાય** જેવો સામ્યવાદી નીતિરીતિનો મહત્ત્વનો સિદ્ધાંત આવા સૂત્રમાં વ્યક્ત થાય છે—એક સૌને માટે અને સૌ એકને માટે.

સમૂહવાદનો અર્થ એવો છે કે માનવીના આચરણમાં સમાજની, સામૂહિક સંઘટનની, સેવાની ભાવના અને વ્યક્તિગત હિતોને સામાજિક હિતોથી, જનતાનાં હિતોથી, ગૌણ સ્થાને રાખવાની વૃત્તિ મુખ્ય સ્થાને હોવી જોઈએ. સમાજવાદ મૂડીવાદી નીતિરીતિથી મૂળભૂત રીતે નિરાળી નીતિરીતિની, સહકાર તથા સમૂહવાદ તેમ જ મિત્રતા તથા પરસ્પર સહાયની નીતિરીતિની, સ્થાપના કરે છે. એ નવીન નીતિરીતિની સૌથી મહત્ત્વની માગણી લોકોનાં સુખસગવડમાં વધારો કરવાની અને સમૂહવાદના સંજોગોમાં વ્યક્તિના સર્વાંગી વિકાસને પ્રવેગ આપવાની છે. મહત્ત્વની બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે સમાજવાદી સમાજમાં સામાજિક હિતો અંગેની ઉત્સુકતા વ્યક્તિગત હિતોથી વિપરીત નથી હોતી. સોવિયેત નાગરિકનું દરેક નેક કામ પોતાના તેમ જ સઘળા લોકોના હિતનું હોય છે. તે પોતાનું કામ પ્રામાણિકતાથી કરીને સૌના ભલા ખાતર કામ કરતા સાથીઓ અંગે કાળજી વ્યક્ત કરે છે. એ હકીકત સમાજવાદી સમાજમાં સામાજિક અને વ્યક્તિગત હિતોના સમન્વયને સચોટ રીતે પ્રતિબિંબિત કરે છે. સમાજવાદી ઉત્પાદનનું લક્ષ્ય માનવીની જરૂરિયાતો સંતોષવાનું છે. સમાજને, જનતાને, ઉપયોગી બનવાની ઉત્સુકતા સોવિયેત નાગરિકનાં કૃત્યોમાં મુખ્યત્વે કારણભૂત હોય છે.

સામ્યવાદી નીતિરીતિમાં ફરજ, અંતરાત્મા, અને માનમોભાની સમસ્યાઓને સમૂહવાદના સિદ્ધાંતના આધારે ઉકેલવામાં આવે છે. એ નીતિરીતિ અનુસાર પોતાની ફરજ બજાવનાર અને માનમોભો જાળવી રાખનાર માણસ **સામાજિક હિતને હાનિકારક કૃત્યો સાંખી ન લે**, સમાજને ઉપયોગી બને, સમાજની પ્રગતિમાં ફાળો આપે. સમાજ ખાતર, લોકોના ભલા ખાતર, માણસ બનતું બધું કરતો હોય તો તેનું દિલ સાફ હોય, તે નાગરિક **ફરજની પ્રબળ ભાવના ધરાવતો હોય**.

સોવિયેત લોકોની ચેતના સામ્યવાદી નીતિરીતિના સિદ્ધાંતો સીંચવામાં સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદ, સમાજવાદી દેશાભિમાન, તથા માનવતાની લાગણીને વિકસાવવાની બાબત અનિવાર્ય બની રહે છે. સમાજવાદી માનવતા ઉચ્ચતર પ્રકારની છે, ગુણાત્મક દૃષ્ટિએ નવા પ્રકારની છે. તેમાં ખરેખરા માનવતામય સંબંધો અને પરસ્પર આદરની ભાવના ઓતપ્રોત છે, માનવીને માનવીનો મિત્ર, સાથી, અને બંધુ ગણવામાં આવે છે. સમાજવાદી માનવતામાં માનવી તરફ આદર તથા પ્રેમ અને તેની ભૌતિક તથા સાંસ્કૃતિક ઉન્નતિ અંગે કાળજીની સાથે સાવધાનીનો, તેમ જ સામ્યવાદ, શાંતિ, તથા રાષ્ટ્રોની આઝાદીના દુશ્મનો સામે અડગ વલણનો, સમન્વય સાધવામાં આવે છે.

સોવિયેત દેશાભિમાન પણ ગુણાત્મક દૃષ્ટિએ નવીન છે. તેમાં દેશ તરફ, સમગ્ર સમાજવાદી બિરાદરી તરફ, ઊંડા પ્રેમ તથા નિષ્ઠાની સાથે સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદનો, બધા દેશોના મહેનતકશ લોકો તેમ જ બધાં રાષ્ટ્રો જોડે બંધુભાવી ઐક્યનો, અને નાનાંમોટાં તમામ બીજાં રાજ્યોના લોકો તરફ આદરનો સમન્વય સાધવામાં આવે છે. રાષ્ટ્રવાદ, રાષ્ટ્રીય એકલતા અને પ્રજાઓ વચ્ચે દુશ્મનાવટની વિચારસરણી, રાષ્ટ્રોની અસમાનતા, અને મહેનતકશ લોકોની અંદર વિખવાદ સોવિયેત દેશાભિમાનથી વિપરીત છે. સામ્યવાદી સમાજના નીતિનિયમો સોવિયેત યુનિયનની બધી પ્રજાઓ વચ્ચે મિત્રતા અને બંધુભાવ ઘોષિત કરે છે અને રાષ્ટ્રો વચ્ચે તેમ જ જાતિઓ વચ્ચે નફરતને વખોડી કાઢે છે.

સામ્યવાદી નીતિરીતિ તકાદો કરે છે કે લોકો સમાજવાદી જીવનરીતિના નિયમોનું પાલન કરે, મોટેરાં તથા સ્ત્રીઓ જોડે વિનયી વર્તન કરે, કુટુંબમાં પરસ્પર આદર જાળવે, અને બાળકોના ઉછેરમાં કાળજી રાખે. પતિ અને પત્ની વચ્ચે પ્રેમ, સમાનતા, અને પરસ્પર સહાયની ભાવના, માતાપિતા અને બાળકો વચ્ચે મિત્રતા અને પરસ્પર વિશ્વાસની લાગણી, સમાજવાદી સમાજમાં પરિવારનો નૈતિક આધાર બની રહે છે.

સામ્યવાદી નીતિરીતિના સિદ્ધાંતો માનવીના ચારિત્રમાં ચોક્કસ લક્ષણોને પણ આવશ્યક બનાવે છે—ઈમાનદારી અને સત્યપરાયણતા, નૈતિક નિર્મળતા, સામાજિક તથા અંગત જીવનમાં સાદગી અને વિનમ્રતા, તેમ જ ગેરઈનસાફ, બેઠાખાઉ વૃત્તિ, બેઈમાની, ધનલોલુપતા, અને પદલોલુપતાની સામે અડગ વલણ.

## મૂડીવાદના અવશેષોની નાબૂદી
## સામ્યવાદી કેળવણીનો અંતર્ગત ભાગ

સામ્યવાદી નિર્માણની સફળતા અને પાર્ટીના પારાવાર કેળવણી-કાર્યના સુફળ રૂપે સામ્યવાદી નીતિરીતિના સિદ્ધાંતો સોવિયેત લોકોના જીવન તથા પ્રવૃત્તિનું અવિભાજ્ય અંગ બની ગયા છે. પરંતુ કેટલાક લોકોનાં મનમાં ભૂતકાળના અવશેષો હજી ટકી રહ્યા છે. કામ કરવા ન માગતા અને બેઠાખાઉ જિંદગી પસંદ કરતા માણસો, ધનલોલુપ માણસો, અંગત ફાયદાઓને બીજી બધી બાબતોથી ઊંચા સ્થાને મૂકતા મતલબી ઇનસાનો તથા નોકરશાહો, હજી સમાજમાં છે. સમાજવાદી મિલકત ઉચાપત કરી લેનારા તેમ જ શ્રમની શિસ્ત અને સામાજિક વ્યવસ્થાનો ભંગ કરનારા માણસો પણ હજી છે.

સમાજવાદી સમાજના સભ્યોની ચેતના અને વર્તનમાં ભૂતકાળના અવશેષો હજી કેમ ટકી રહ્યા છે?

પહેલી વાત તો એ કે સમાજવાદ ખુદ પોતાના આધારે અસ્તિત્વમાં નથી આવતો પરંતુ મૂડીવાદમાંથી ઉદ્ભવ પામે છે, એટલે મૂડીવાદી પરંપરાઓ તથા રિવાજો નવા સમાજમાં સામેલ થઈ જાય છે. લોકોની સામાજિક ચેતના સામાજિક હસ્તીનાં પરિવર્તનો પછી તરત નથી બદલાઈ જતી, તેમાં અમુક સમય લાગે છે, પરિણામે તે સામાજિક હસ્તીની પાછળ રહી જાય છે. એટલે સ્પષ્ટ છે કે નવા સમાજના લોકોની અંદર પુરાણી પરંપરાઓ તથા ટેવો સારી પેઠે લાંબા સમય સુધી કેમ ટકી રહે છે. એ ઉપરાંત, પછાત દૃષ્ટિબિંદુઓના અસ્તિત્વમાં મૂડીદાર વર્ગની વિચારસરણીની અસરની બાબત ઓછી કારણભૂત નથી. મૂડીદાર વર્ગ સોવિયેત લોકોનાં મનમાં અસર પાડવાની, સામ્યવાદની દિશામાં સમાજની આગેકૂચને થંભાવી દેવાના આશયે મૂડીવાદી રિવાજો તથા પૂર્વગ્રહો ફરી ચાલુ કરવાની, બને એટલી કોશિશ કરે છે.

તેમ છતાં સમાજવાદી સમાજમાં સમાજ-વિરોધી વર્તન તથા દૃષ્ટિકોણો માટે એકલી મૂડીવાદી અસરને જ જવાબદાર ગણાવી દેવામાં તો ગંભીર ભૂલ થાય. તેમના અસ્તિત્વનાં અમુક કારણો ખુદ સમાજવાદી સમાજમાં મોજૂદ હોય છે—દાખલા તરીકે, આર્થિક તથા સામાજિક અસમાનતાનાં અમુક તત્ત્વોની હયાતી, સમાજના સઘળા સભ્યોના જીવન તથા વિકાસ માટે એકસરખા સંજોગોનો અભાવ, સમાજવાદી કાનૂનોનો—ખાસ કરીને કામ મુજબ વહેંચણીના નિયમની—

ભંગ, કામ અને ઉપભોગના પ્રમાણનું નબળું નિયંત્રણ, વૈચારિક કાર્યની તથા ઊગતી પેઢીના શિક્ષણની — ખાસ કરીને પરિવાર તથા શાળામાં — ખામીઓ, વગેરે. સોવિયેત કાનૂનો તેમ જ સામ્યવાદી નીતિરીતિના સિદ્ધાંતોના દરેક ભંગનો સામાજિક તુચ્છકાર હજી નથી થતો.

ભૂતકાળના અવશેષો બેહદ રીઢા હોય છે, આપમેળે લય નથી પામી જતા, તેમને પેદા કરનારા આર્થિક સંજોગો ખતમ થઈ જાય ત્યાર પછી પણ લાખોકરોડો લોકોના જીવન તથા ચેતનામાં લાંબા વખત સુધી ટકી રહે છે. કોમ્યુનિસ્ટ પાર્ટી એ બધી બાબતોને લક્ષમાં લઈને ભૂતકાળના અવશેષો, મૂડીવાદી વિચારસરણી તથા નીતિરીતિની નિશાનીઓ, અને મિલકતદારોની મનોવૃત્તિના અવશેષો વિરુદ્ધ સંઘર્ષને **સામ્યવાદી કેળવણીના** કાર્યનું ઘટક ગણે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કોંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા કેંદ્રીય સમિતિના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "જેમ જેમ આપણો સમાજ વિકાસની વધારે ને વધારે ઊંચી કક્ષાએ પહોંચતો જાય તેમ તેમ સમાજવાદી નીતિનિયમોના હજુ થતા ભંગ વધારે અક્ષમ્ય બનતા જાય છે. હડપગીરી, મિલકતદારીની વૃત્તિઓ, ગુંડાગીરી, તુમારશાહી, અને સાથી માનવીઓ તરફ ઉદાસીનતાનું વલણ આપણી પદ્ધતિના ખુદ સારતત્ત્વથી વિપરીત છે. એવાં દૂષણોનો સામનો કરવા માટે કામનાં સામૂહિક સંઘટનોની સલાહ, અખબારોમાં ટીકા, સમજાવટની રીતો, અને કાનૂનનું બળ — આપણે હસ્તક તમામ સાધનોનો પૂરો ઉપયોગ આવશ્યક છે."*

એ સમસ્યાના ઉકેલમાં સોવિયેત જનતા, પાર્ટી, કોમ્સોમોલ, ટ્રેડ યુનિયનો, વાસ્તવમાં દરેક સોવિયેત નાગરિક, મોટી ભૂમિકા ભજવે છે. લોકમતનું દબાણ, ટીકા અને આત્મટીકા, અને સમાજ-વિરોધી વર્તન બદલ સદ્ભાવી ઠપકો મૂડીવાદી દૃષ્ટિકોણો તેમ જ નીતિરીતિ તથા રિવાજોને ખતમ કરી નાખવાની મુખ્ય રીતોનું સ્થાન લઈ રહ્યાં છે. સામાજિક તથા વ્યક્તિગત જીવનમાં તેમ જ સામાજિક ફરજો બજાવવામાં સરસ ઉદાહરણની શક્તિ કેળવણીના સંબંધમાં પારાવાર મહત્ત્વ ધરાવે છે.

ભૂતકાળના અવશેષોની નાબૂદી અને નૂતન માનવીની કેળવણીમાં **રચનાત્મક શ્રમ, સામ્યવાદના નિર્માણમાં સમાજના સઘળા સભ્યોની સક્રિય સામેલગીરી,**

---

* 'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કોંગ્રેસ', મોસ્કો, ૧૯૭૬, પૃષ્ઠ ૯૪.

નિર્ણાયક ભૂમિકા ભજવે છે. સોવિયેત યુનિયનમાં સમાજના હિતની કોઈ પણ જાતની, શારીરિક અથવા માનસિક, મહેનત તરફ આદરની લાગણી પ્રવર્તિત છે. સામાજિક શ્રમ દરેક સોવિયેત નાગરિકની પવિત્ર ફરજ છે. આયોજિત સામૂહિક શ્રમ અને રાજ્યના તથા સમાજના કારોબારમાં સઘળા નાગરિકોની રોજિંદી સામેલગીરી દરમિયાન માનવીની ચેતના ધીરે ધીરે પલટાઈ રહી છે અને ઉમદા માનસિક લક્ષણો — સમૂહભાવના, ઉદ્યમ, સામાજિક સંપત્તિની જાળવણી તથા વૃદ્ધિ અંગે ઉત્સુકતા, માનવતા, અને પરસ્પર સાથીભાવી સહાય — ઘડાઈ રહ્યાં છે. માનવીની શક્તિઓ અને પ્રતિભાઓ કામની પ્રક્રિયા દરમિયાન વિકસે છે, માનવી સાંસ્કૃતિક તથા ટેકનિકલ પ્રગતિ સાધે છે, પહેલકદમી તથા સર્જનની ધગશ તેમ જ નૂતન તરફ પ્રેમની ભાવનાના રંગે રંગાઈ જાય છે, અને સમાજનાં હિતોને બીજી બધી બાબતોથી ઊંચા સ્થાને મૂકતાં શીખે છે. એટલે શ્રમનાં તથા આર્થિક કારોબારનાં સર્વોત્તમ ઉદાહરણોના આધારે કામ અંગે સામ્યવાદી વલણનું ઘડતર લોકોમાં સામ્યવાદી નીતિરીતિના ઉમદા સિદ્ધાંતો સીંચવાનું અત્યંત મહત્ત્વનું સાધન બની રહે છે.

લોકોનાં મનમાંથી ભૂતકાળના અવશેષોને નાબૂદ કરી નાખવામાં સતત અભ્યાસ અને સામાન્ય શિક્ષણ તથા સંસ્કૃતિનાં ક્ષેત્રોમાં અવિરત પ્રગતિ સહાયક બને છે. માણસ જેટલો વધારે સંસ્કારી તથા શિક્ષિત હોય એટલા પ્રમાણમાં વધારે દક્ષતાથી કામ કરે અને સમાજના કારોબારમાં વધારે સક્રિય ભાગ લે.

વર્તમાન ગાળામાં સામ્યવાદી નીતિરીતિના ઘડતરનો સીધો આધાર સામ્યવાદી નિર્માણની વાસ્તવિક સમસ્યાઓના ઉકેલ ઉપર છે. નૂતન માનવીનું ઘડતર ચોક્કસ રૂપે સામ્યવાદી નિર્માણમાં સક્રિય સામેલગીરી દરમિયાન, આર્થિક તથા રાજકીય પ્રવૃત્તિમાં સામ્યવાદી સિદ્ધાંતોના વિકાસમી પ્રક્રિયા દરમિયાન, તેમ જ પાર્ટીનાં, રાજ્યનાં, તથા સામાજિક સંઘટનોના કેળવણી સંબંધી કાર્યની આખી પદ્ધતિના પ્રભાવના આધારે થાય છે. સામાજિક પદ્ધતિનાં સામ્યવાદી રૂપોની સ્થાપના દરમિયાન સામ્યવાદી વિચારસરણી જીવનમાં, પ્રવૃત્તિમાં, અને માનવીય સંબંધોમાં વધારે ને વધારે ઊંડાં મૂળિયાં ધારણ કરતી જાય છે, અને લોકો સામ્યવાદની સિદ્ધિઓનો પૂરો લાભ લેતાં શીખે છે.

સામ્યવાદની દિશાનું દરેક કદમ નૈતિક ઘટકની કામગીરીના ક્ષેત્રને વિસ્તારે છે તથા જીવનમાં તેમ જ સોવિયેત સમાજના વિકાસમાં સામ્યવાદી નીતિરીતિના સિદ્ધાંતોની ભૂમિકા વધારે છે, અને લોકો વચ્ચેના સંબંધોના વહીવટી નિયમનનું ક્ષેત્ર એટલા પ્રમાણમાં સંકોડાય છે. એ હકીકતના આધારે કોમ્યુનિસ્ટ પાર્ટી અને

સોવિયેત સરકાર લોકોની પ્રવૃત્તિનાં એવાં સઘળાં રૂપોને ટેકો અને પ્રોત્સાહન આપે છે કે જે સામ્યવાદી જીવનરીતિના મૂળભૂત નિયમોના ઉદય તથા વિકાસને પ્રવેગ આપતાં હોય.

## ૩. ધર્મ

### ધર્મનું સારતત્ત્વ અને સામાજિક ભૂમિકા

ધર્મમાં વાસ્તવિકતાનું અદ્‌ભુત પ્રતિબિંબન થાય છે. એંગેલ્સે લખ્યું છે કે "...ધર્મ લોકોનાં મનમાં તેમની રોજિંદી જિંદગીનું નિયંત્રણ કરનારાં બહારનાં બળોના અદ્‌ભુત પ્રતિબિંબન સિવાય, જેમાં પાર્થિવ બળો અલૌકિક શક્તિઓનું રૂપ ધારણ કરી લેતાં હોય છે એવા પ્રતિબિંબન સિવાય, બીજું કશું નથી."*

શોષક વર્ગોના વિચારકો સાબિત કરવા મથે છે કે ધર્મ તો સનાતન તત્ત્વ છે, માનવીને ધાર્મિક લાગણીઓ પ્રકૃતિએ આપેલી છે. પરંતુ વાસ્તવમાં ધર્મનો ઉદ્‌ભવ સમાજના વિકાસની ચોક્કસ કક્ષાએ થયો હતો. લોકોની ઉપર પ્રકૃતિની સ્વયંભૂ શક્તિઓનું તથા સામાજિક જુલમનું ભયાનક દબાણ, પ્રાકૃતિક તથા સામાજિક પરિઘટનાઓનાં ખરાં કારણો સંબંધી અજ્ઞાન—ધર્મના ઉદ્‌ભવનાં મૂળ એવાં છે.

ધર્મનું સૌથી મહત્ત્વનું લક્ષણ અલૌકિકમાં શ્રદ્ધાનું છે. માનવી બળો પ્રકૃતિના પર અવલંબનની દશામાં હતો એટલે તેણે એ બળોમાં અપાર્થિવ તથા અલૌકિક ગુણો ધારી લીધો, તેમને દેવદેવીઓ તથા ભૂતપ્રેત, શયતાનો તથા ફિરસ્તાઓ, વગેરેમાં પલટાવી નાખ્યાં. લોકો ભોળપણમાં માનવા લાગ્યા કે એ કલ્પિત હસ્તીઓને રાજી ન રાખવામાં આવે તો તેઓ કદાચ નુકસાન કરે, વિપદાઓ વરસાવે, અને રાજી રાખવામાં તથા પૂજવામાં આવે તો મદદ કરે. ધાર્મિક પૂજાનો ઉદ્‌ભવ એવી રીતે થયો હતો. તેમાં પ્રાર્થનાઓ, બલિ, તથા બીજા ક્રિયાકાંડનો શંભુમેળો હતો. ધાર્મિક પૂજાને કારણે પૂજારીઓ, ભૂવાઓ,

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂરિંગ-ખંડન', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૭૫, પૃષ્ઠ ૩૭૪.

ધર્મધુરંધરો, તથા બીજા ધર્મસેવકો તેમ જ તરેહવાર ધાર્મિક સંસ્થાઓ તથા સંઘટનો અસ્તિત્વમાં આવ્યાં.

વર્ગો તથા શોષણના ઉદ્ભવથી માનવી સ્વયંભૂ સામાજિક બળોના દબાણનો ભોગ બની ગયો, જેવી રીતે જંગલી માનવ પ્રકૃતિનાં બળોની સામે લાચાર બની ગયો હતો એવી જ રીતે સામાજિક બળોની સામે લાચાર બની ગયો. લેનિને લખ્યું છે કે જેવી રીતે કુદરત સામેની લડાઈમાં જંગલી માનવની લાચાર દશામાંથી દેવદેવીઓ, ભૂતપિશાચ, ચમત્કારો, વગેરેનો અનિવાર્ય ઉદ્ભવ થયો હતો એવી જ રીતે શોષકો સામેના સંઘર્ષમાં શોષિતોની લાચારીમાંથી પરલોકમાં બહેતર જિંદગી વિશેની શ્રદ્ધાનો ઉદ્ભવ થયો. મહેનતકશ લોકો શોષણના સમાજમાં તેમને માથે લાદવામાં આવેલી ભયંકર વિપદાઓ તથા હાડમારીઓથી છુટકારો મેળવવાનો માર્ગ ધર્મમાં શોધવા લાગ્યા.

ધર્મ હંમેશાં મહેનતકશ લોકોના માનસિક પીડન તથા વૈચારિક ગુલામીનું સાધન, શોષકોના શાસનને વધારે મજબૂત બનાવવાનું સાધન, રહ્યો છે. લેનિને લખ્યું છે કે "ધર્મ વિશે સમગ્ર માર્ક્સવાદી દૃષ્ટિકોણ માર્ક્સના વિધાન ઉપર, ધર્મ લોકોનું અફીણ છે—એ વિધાન ઉપર, આધારિત છે."* ધર્મ લોકોને શોષકોની તાબેદારીમાં રહેવાનો, નસીબને વશ થઈ જવાનો, તેમ જ અનિષ્ટનો તથા જુલમનો સામનો ન કરવાનો ઉપદેશ આપે છે, અને એ રીતે તેમનું ક્રાંતિકારી જોમ હરી લે છે, તેમને નિષ્ક્રિયતાની, બધું ઈશ્વરની ઇચ્છા મુજબ બનતું રહે તેની વાટ ધીરજથી જોતા રહેવાની દશામાં ધકેલી લે છે. ધર્મ સ્વર્ગનાં, પરલોકમાં સુખી જીવનનાં, જૂઠાં વચનો આપીને મહેનતકશ લોકોનું ધ્યાન વાસ્તવિકતાની એકદમ તાકીદની સમસ્યાઓ ઉપરથી શોષણની સામે તેમ જ ઇનસાફી તથા ખરેખરી માનવતામય સામાજિક પદ્ધતિ ખાતર સંઘર્ષ ઉપરથી, જુદી દિશામાં વાળી દે છે.

આજે પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી બળો ધર્મનો ઉપયોગ કરી રહ્યાં છે. પરંતુ ધર્મધુરંધરોને સાથે સાથે જ નવા ઐતિહાસિક સંજોગો ધ્યાનમાં લેવા પડે છે, લોકોની શાંતિ અને સમાજવાદની ઝંખનાને લક્ષમાં લેવી પડે છે. એટલે, ધર્મધુરંધરો ભાવિક લોકોને નારાજ ન કરવાના તથા તેમની સંખ્યા વધારવાના આશયે લોકોનાં હિતોને અમુક પ્રમાણમાં લક્ષમાં લે છે, દાખલા તરીકે કેટલાક

---

*વ્લા. ઇ. લેનિન, 'ધર્મના સંબંધમાં કામદારોની પાર્ટીનું વલણ', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૫, પૃષ્ઠ ૪૦૨—૦૩.

ધર્મસેવકો શાંતિના આંદોલનમાં ભાગ લે છે. પરંતુ એથી ધર્મની સામાજિક કામગીરીઓમાં કશો ફરક નથી પડતો. મૂડીવાદી સમાજમાં ધર્મ કામદાર વર્ગ વિરુદ્ધ, સમાજવાદ તથા પ્રગતિનાં પરિબળો વિરુદ્ધ, સંઘર્ષમાં શોષકોના સાધન તરીકે ચાલુ રહે છે.

ધર્મ વિજ્ઞાનનો, વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણનો, સખત વિરોધ કરે છે. ધર્મસંસ્થાએ સદીઓ સુધી વિજ્ઞાનને દબાવી દીધું હતું, વિજ્ઞાનીઓની ઉપર જુલમ વરસાવ્યો હતો. તેણે પ્રગતિશીલ વિચારો ફેલાવવાની મનાઈ ફરમાવી હતી, એવા વિચારો ફેલાવતાં પુસ્તકો નષ્ટ કરી નાખ્યાં હતાં, તેમના લેખકોને અંધારાં ભોંયરાંમાં ગોંધી રાખ્યા હતા અથવા જીવતા બાળી નાખ્યા હતા. ધાર્મિક ન્યાયસભાઓની જવાળાઓ ઝોર્દાનો બ્રુનો અને લુચીલિયો વાનીની જેવા નામાંકિત વિજ્ઞાનીઓ સહિત કેટલાય પ્રગતિશીલ ઈન્સાનોને ભરખી ગઈ હતી.

ભૌતિક ઉત્પાદનની જરૂરતોને લીધે અનિવાર્ય રીતે થતી વૈજ્ઞાનિક પ્રગતિને ધર્મસંસ્થા પૂરી જહેમતો છતાં અટકાવી ન શકી. આપણા જમાનામાં ધર્મધુરંધરો મહાન વૈજ્ઞાનિક સિદ્ધિઓને નકારી નથી શકતા એટલે ધર્મ અને વિજ્ઞાનનો મેળ બેસાડી દેવાની કોશિશ કરે છે, સાબિત કરવા મથે છે કે વૈજ્ઞાનિક સિદ્ધિઓ ધર્મથી વિપરીત નહિ પરંતુ ધર્મને અનુરૂપ છે.

એવા પ્રયત્નો તદ્દન વ્યર્થ છે. ધર્મ અને વિજ્ઞાનનો મેળ કોઈ રીતે બેસે જ નહિ. વિજ્ઞાન માનવીને જગતનું અને તેના વિકાસના નિયમોનું ખરું જ્ઞાન આપે છે. તે માનવીને કુદરતી અને સામાજિક બળો ઉપર કાબૂ જમાવવામાં તેમ જ ઉત્પાદનની સંઘટના કરવામાં મદદગાર બને છે. એથી ઊલટું, ધર્મ જગતના સારતત્ત્વને વિકૃત બનાવી નાખે છે, તેનું ખોટું અર્થઘટન રજૂ કરે છે, માનવીના માનસને જડ બનાવી દે છે, તેનું મનોબળ હરી લે છે, અને વિજ્ઞાન તથા પ્રગતિના વિજય સંબંધી તેના આત્મવિશ્વાસને ખતમ કરી નાખે છે.

## સમાજવાદી સમાજમાં ધર્મના અવશેષો અને તેમને ખતમ કરી નાખવાની રીતો

સોવિયેત યુનિયનમાં ધર્મસંસ્થાને રાજ્યથી અલગ અને શાળાને ધર્મસંસ્થાથી અલગ કરી દેવામાં આવી છે. તેનો અર્થ એવો થયો કે ધર્મસંસ્થાને રાજ્યના

કારોબારમાં દખલગીરી કરવાનો અને શિક્ષણના અંતસ્તત્ત્વ તથા સંઘટના ઉપર અસર પાડવાનો હક બિલકુલ નથી. બીજી તરફ, રાજ્ય ધાર્મિક ક્રિયાકાંડમાં કોઈ જાતની દખલગીરી નથી કરતું.

પરંતુ કોમ્યુનિસ્ટ પાર્ટીએ ધર્મને પોતાના સભ્યોની ખાનગી બાબત તરીકે કદી નથી ગણ્યો. લેનિને લખ્યું છે કે અમે ધર્મને રાજ્યના સંબંધમાં ખાનગી બાબત ગણવાની માગણી કરીએ છીએ, પરંતુ ધર્મને અમારી પાર્ટીના સંબંધમાં ખાનગી બાબત કોઈ રીતે ન જ ગણી શકીએ. કોમ્યુનિસ્ટ પાર્ટી પોતાના સભ્યોને ધર્મ સહિત દરેક જાતના માનસિક જુલમનો સામનો કરવાની હાકલ સતત કરતી રહે છે. એ ઉપરાંત, તે ધર્મ સામેના સંઘર્ષને સમાજવાદ તથા સામ્યવાદ માટે સર્વહારા વર્ગના સંઘર્ષનાં સામાન્ય કર્તવ્યો જોડે સાંકળી લે છે. તે માને છે કે ધર્મના વિલય માટે મુખ્ય આવશ્યકતા ધર્મનાં વર્ગીય મૂળોને ખતમ કરી નાખવાની છે, અર્થાત્ મૂડીવાદી સમાજને અને તેમાં થતા લોકોના શોષણ તથા દમનને ખતમ કરી નાખવાની છે.

સોવિયેત સમાજમાં સમાજવાદના વિજયથી અને શોષક વર્ગોની નાબૂદીથી ધર્મનાં સામાજિક મૂળિયાં ઊખડી ગયાં. મૂડીવાદનું આપમેળે વિકાસનું રૂપ મહેનતકશ લોકોનાં મનમાં ભાવિ અંગે બીક અને અનિશ્ચિતતાની લાગણી પેદા કરતું હતું, તેનું સ્થાન અનુભૂત નિયમોના આધારે સમાજના સભાન આયોજિત સંચાલને લઈ લીધું. સોવિયેત લોકોના સાંસ્કૃતિક ધોરણ, રાજકીય જાગૃતિ, ઉત્કર્ષ થયો અને તેમની પ્રવૃત્તિ વધી ગઈ. તેના પરિણામે સોવિયેત લોકોની ભારે બહુસંખ્યાએ ધર્મને તિલાંજલિ આપી દીધી છે અને હવે વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણને મક્કમપણે અપનાવી લીધો છે.

તેમ છતાં, સમાજવાદી સમાજમાં પણ ધાર્મિક વિચારોના રંગે રંગાયેલા માણસો છે. ઈશ્વરમાં આસ્થા અને પરલોકના જીવન સંબંધી માન્યતા લોકોને સમાજની સામ્યવાદી પુનર્ઘટનાનાં ભવ્ય કર્તવ્યો પાર પાડવાના માર્ગથી દૂર હઠાવી દે છે અને ભાવિક લોકોને સામાજિક કારોબારમાં સક્રિય ભાગ લેતાં અટકાવી દે છે. ધાર્મિક ક્રિયાકાંડ, વહેમો, ઊંટવૈદું, વગેરે ભાવિકોના આરોગ્યને ગંભીર હાનિ પહોંચાડે છે. ઘણી વાર ગામોમાં ધાર્મિક પર્વોને કારણે ખેતરનું કામ વખતસર નથી થતું એટલે સામાજિક અર્થકારણમાં અવરોધ પડે છે. અનિષ્ટનો સામનો ન કરવાનો ધાર્મિક નીતિનિયમોનો ઉપદેશ ભાવિકોની વર્ગીય જાગૃતિ અને સાવધાનીને બુઠ્ઠી બનાવી દે છે. એટલે સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી ધાર્મિક અવશેષોનો સામનો કરવાની બાબત ઉપર ઘણું ધ્યાન

આપે છે, અને વૈજ્ઞાનિક રીતે સંચાલિત નિરીશ્વરવાદી કેળવણીને સામ્યવાદી કેળવણીનો એક ભાગ ગણે છે.

વૈજ્ઞાનિક રીતે સંચાલિત નિરીશ્વરવાદી પ્રચારનું લક્ષ્ય લોકસમુદાયોમાં વૈજ્ઞાનિક ભૌતિકવાદી જ્ઞાન ફેલાવવાનું અને ભાવિકોને ધાર્મિક પૂર્વગ્રહોની અસરથી મુક્ત કરવાનું છે. સાથે સાથે જ, ધાર્મિક પૂર્વગ્રહો સામેના સંઘર્ષને વિજ્ઞાન-વિરોધી ધાર્મિક વિશ્વ દૃષ્ટિકોણ વિરુદ્ધ વૈજ્ઞાનિક ભૌતિકવાદી વિશ્વ દૃષ્ટિકોણનો સુસંગત સંઘર્ષ ગણવામાં આવે છે. ધર્મ વિરુદ્ધ વૈચારિક સંઘર્ષ દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી ધોરણોના આધારે, પ્રકૃતિ વિજ્ઞાન તથા સામાજિક-ઐતિહાસિક પ્રવૃત્તિની સિદ્ધિઓના આધારે, ચલાવવામાં આવે છે.

પરિવાર તથા શાળામાં સમુચિત રીતે સંઘટિત નિરીશ્વરવાદી કેળવણી, પદ્ધતિસર વૈજ્ઞાનિક નિરીશ્વરવાદી પ્રચાર, અને સામ્યવાદના નિર્માણ દરમિયાન લોકોના ભૌતિક તથા સાંસ્કૃતિક ધોરણ તેમ જ જાગૃતિ અને પ્રવૃત્તિના ઉત્કર્ષના પરિણામે ધાર્મિક અવશેષો ધીરે ધીરે વિલય પામી જશે.

## ૪. કલા

### કલાની મૂળભૂત વિશિષ્ટતાઓ અને સમાજના જીવનમાં ભૂમિકા

કલા એટલે માનવીની ચેતનામાં કલ્પનો મારફત વાસ્તવિકતાના પ્રતિબિંબનનું રૂપ. આસપાસના જગતને પ્રતિબિંબિત કરતી કલા લોકોને એ જગતની સમજણ હાંસલ કરવામાં સહાયક બને છે અને રાજકીય, નૈતિક, તથા કલા સંબંધી કેળવણીના પ્રબળ સાધનની કામગીરી બજાવે છે.

વાસ્તવિક પરિઘટનાઓ તથા બનાવોની બહુવિધતા તેમ જ કલાકૃતિઓમાં તેમના પ્રતિબિંબનની જુદી જુદી રીતોના આધારે વિધવિધ પ્રકારોની કલા ઉદ્‌ભવ પામી છે: કાવ્ય અને કથાસાહિત્ય, રંગભૂમિ, સંગીત, સિનેમા, ચિત્રકલા, સ્થાપત્ય, શિલ્પકલા, વગેરે.

કલાની અત્યંત મહત્ત્વની વિશિષ્ટતા એ હકીકતમાં જોવા મળે છે કે તે વાસ્તવિકતાને વિજ્ઞાનથી નિરાળી રીતે, વિભાવનાઓમાં નહિ પરંતુ ઇંદ્રિયો પારખી શકે એવા મૂર્ત રૂપમાં, લાક્ષણિક કલાત્મક કલ્પનોના રૂપમાં, પ્રતિબિંબિત

કરે છે. કલાકાર કલાત્મક કલ્પનનું સર્જન કરે છે, વાસ્તવિકતાનાં સામાન્ય તાત્ત્વિક લક્ષણોને પ્રકાશમાં આણે છે, એ લક્ષણોને વિશિષ્ટ અને કેટલીક વાર તો અનુપમ સંજ્ઞાઓ મારફત, પ્રકૃતિ તથા સામાજિક જીવનની વાસ્તવિક પરિઘટનાઓ મારફત, વ્યક્ત કરે છે. કલાત્મક કલ્પન જેટલું વધારે તેજસ્વી હોય, જેટલાં વધારે મૂર્ત અને વિશિષ્ટ લક્ષણો ધરાવતું હોય, એટલા પ્રમાણમાં વધારે આકર્ષક અને પ્રભાવક બની રહે છે.

કલાનો ઉદ્ભવ માનવ સમાજના ઉદયની વેળાએ, શ્રમની પ્રક્રિયા દરમિયાન, માનવીની વાસ્તવિક પ્રવૃત્તિઓ દરમિયાન, થયો હતો, કલા આરંભમાં શ્રમ સાથે પ્રત્યક્ષ ગૂંથાયેલી હતી. ભૌતિક, ઉત્પાદન સંબંધી, પ્રવૃત્તિઓ સાથેનું તેનું જોડાણ આજ સુધી, ભલે વધારે ચિંતનમય રીતે, જળવાઈ રહ્યું છે. સત્યપરાયણ કલા હંમેશાં લોકોને જીવન તથા કાર્યમાં ખરી મદદ કરતી રહી છે. તેણે લોકોને કુદરતનાં બળો સામે લડવામાં મદદ કરી છે, ખુશીની ભેટ આપી છે, શ્રમના ક્ષેત્રમાં તથા લડાઈના મેદાનમાં પરાક્રમો કરી બતાવવાની પ્રેરણા આપી છે.

શ્રમની પ્રક્રિયા દરમિયાન કલાના સંબંધમાં લોકોની રુચિઓ તથા આવશ્યકતાઓ, જીવન તથા કલામાં રહેલા સૌંદર્યની સમજણ, વિકાસ પામતી ગઈ. કલાની મહત્ત્વની વિશિષ્ટતાઓ અને કર્તવ્યોમાં જીવનમાંથી સુંદરને પારખી કાઢવાની, તેની સામાન્ય તારવણી કરવાની, તેનો પ્રકાર નિર્ધારિત કરવાની, તેને કલાત્મક કલ્પનોમાં પ્રતિબિંબિત કરીને માનવીને ભેટ ધરવાની, અને એ રીતે માનવીની સૌંદર્યલક્ષી જરૂરિયાતો સંતોષવાની તથા સૌંદર્યલક્ષી ઊર્મિઓ વિકસાવવાની બાબત સામેલ છે.

વર્ગો ધરાવતા સમાજમાં કલા વર્ગીય સ્વરૂપની, પક્ષપાતી, હોય છે. "વિશુદ્ધ" કલા જેવું, "કલાને ખાતર કલા" જેવું, કશું હોતું જ નથી અને હોઈ શકે પણ નહિ. કલાની સુગમ્યતા તથા સુવાહકતા, પ્રબળ પ્રતિકારકતા, અને ઊર્મિલ પ્રભાવશીલતા તેને વર્ગસંઘર્ષનું મહત્ત્વનું હથિયાર બનાવે છે. એટલે વર્ગો કલાનો ઉપયોગ પોતપોતાના રાજકીય, નૈતિક, અને બીજા વિચારોના વાહન તરીકે કરે છે.

કલા ઉપલા માળખાનો એક ભાગ છે અને પોતાના વિકાસના આધારની સેવા બજાવે છે. દાખલા તરીકે, વર્તમાન મૂડીવાદી કલા પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી તાકાતોની સેવા બજાવે છે. તે મહેનતકશ લોકોને શોષકો સામેના સંઘર્ષથી જુદી દિશામાં વાળી દેવાની કોશિશ કરે છે, લોકોમાં અનીતિનાં લક્ષણો

તેમ જ બીજી પ્રજાઓ તથા દેશો તરફ અને શાંતિ તથા પ્રગતિનાં પરિબળો તરફ નફરતની લાગણી પેદા કરે છે. મૂડીવાદી કલાનો ઉપયોગ મૂડીવાદી વ્યવસ્થાનાં ગુણગાન તેમ જ સામ્યવાદ તથા સામ્યવાદી આંદોલનની નાલેશી માટે કરવામાં આવે છે. વિલાતા વર્ગોનાં હિતોનો બચાવ કરતી એ કલા જીવનના સત્યથી વેગળી ખસી જાય છે અને રૂપવાદી, અંતસ્તત્ત્વ વગરની, બની જાય છે. મૂડીવાદી દેશોના વર્તમાન સમયના કલાકારોમાં જીવનનું સાચું ગહન, પ્રતિબિંબ રજૂ કરતા વાસ્તવવાદી કલાકારો પણ છે, પરંતુ શાસક સામ્રાજ્યવાદી વર્તુળો એવા કલાકારો તરફ અણગમો રાખે છે અને તેમને વારંવાર હેરાન કરે છે.

દરેક વર્ગ પોતાનાં વર્ગીય હિતો અને સૌંદર્યાત્મક જરૂરતો સાથે મેળ ખાતી કલાનું સર્જન કરે છે. પરંતુ ઘણી કલાકૃતિઓ પોતાના વર્ગ તથા યુગના અંત પછી પણ જીવંત રહી છે. અત્યંત વિવિધ યુગોના લોકોનાં અંતર્ભૂત દીર્ઘજીવી સામાન્ય લક્ષણોને તેજસ્વી તથા સત્યપરાયણ રીતે પ્રતિબિંબિત કરતી તેમ જ કોઈ યુગ અથવા વર્ગના સારતત્ત્વને સમજવાનું શક્ય બનાવતી કલાકૃતિઓ એવી હોય છે. તેમાં પ્રાચીન ગ્રીક ઉસ્તાદોનાં અતિ સુંદર શિલ્પો, પુનરુત્થાનના ગાળાની ચિત્રકૃતિઓ, ઓગણીસમી સદીના રૂસી સંગીતસર્જકોની કૃતિઓ, અને લાંબા સમય પહેલાં સમગ્ર માનવજાતિની સંપદા બની ગયેલી બીજી ઘણી એ હકીકતમાંથી કલાની બીજી એક વિશિષ્ટતા, કલાના વિકાસનું સાતત્ય, ફલિત થાય છે. દરેક યુગની કલામાં પુરોગામી ઐતિહાસિક યુગોની કલામાંનું પ્રગતિશીલ અને ઈષ્ટ બધું જળવાઈ રહે છે.

## સમાજવાદી કલા અને સામ્યવાદી નિર્માણમાં તેની ભૂમિકા

કામદાર વર્ગના ક્રાંતિકારી સંઘર્ષ તથા સામ્યવાદની દિશામાં આગેકૂચના આધારે ગુણાત્મક દૃષ્ટિએ નૂતન, સમાજવાદી, કલા ઉદય પામી છે. સમાજવાદી કલા ભૂતકાળની પ્રગતિશીલ કલાનાં સર્વોત્તમ તત્ત્વોને અપનાવી લે છે અને કલાના વિકાસની ઉચ્ચતર કક્ષા, નવા ઐતિહાસિક સંજોગોને અનુરૂપ કક્ષા, અંકિત કરે છે.

એ કલાની સર્જન-પદ્ધતિ સમાજવાદી-વાસ્તવવાદની છે. કલામાં આપણા યુગના મુખ્ય અંતસ્તત્ત્વનું, સામ્યવાદની દિશામાં સમાજની આગેકૂચનું,

પ્રતિબિંબન સત્યપરાયણ રીતે, ઐતિહાસિક દૃષ્ટિએ મૂર્ત અને અત્યંત કલાત્મક રીતે, થવું જોઈએ. સમાજવાદી-વાસ્તવવાદની કલા નિશ્ચલ નથી રહેતી પરંતુ સતત વિકાસ પામે છે અને વધારે સમૃદ્ધ બને છે.

વાસ્તવિકતાના પ્રતિબિંબનમાં **સત્યપરાયણતા** અને **ગહનતા**, **લોકસમુદાયો જોડે ગાઢ સંબંધ**, જીવનના કલાત્મક ચિત્રણમાં **પક્ષપાત** અને **સાહસભરી પહેલકદમી**, અને તેની સાથે વિશ્વ **સંસ્કૃતિની સઘળી પ્રગતિશીલ પરંપરાઓનો** ઉપયોગ તથા વિકાસ—સમાજવાદી વાસ્તવવાદની કલાના મૂળભૂત સિદ્ધાંતો એવા છે. સમાજવાદી વાસ્તવવાદ ગહન સમાજવાદી અંતસ્તત્ત્વ અને ઝળકતાં રાષ્ટ્રીય રૂપોની બહુવિધતાને કારણે જુદો તરી આવે છે. સમાજવાદી વાસ્તવવાદની પદ્ધતિ લેખકો, ચિત્રકારો, તથા બીજા કલાકારોને પોતાની સર્જનાત્મક પહેલકદમી તથા ઊંચી કક્ષાની કાબેલિયત પ્રદર્શિત કરવાનું, તેમ જ સંખ્યાબંધ સર્જનાત્મક રૂપો, શૈલીઓ, તથા માધ્યમો વિકસાવવાનું, વિશાળ ક્ષેત્ર પૂરું પાડે છે.

ખરી વાસ્તવલક્ષી કલા હંમેશાં લોકો જોડે સંકળાયેલી રહી છે, જનજીવનમાં મૂળિયાં ધરાવતી રહી છે. પરંતુ સમાજવાદી કલા લોકસમુદાયો જોડે, તેમના જીવન અને પ્રવૃત્તિ જોડે, અભૂતપૂર્વ જીવંત સંબંધો ધરાવે છે. લેનિને એક વેળા સમાજવાદી કલાના લોકવ્યાપી સ્વરૂપનો નિર્દેશ કરતાં કહેલું: "કલા તો જનતાની સંપદા છે. તેનાં મૂળિયાં લોકસમુદાયોના જીવનમાં ખૂબ ઊંડે સુધી પહોંચી જવાં જોઈએ. તે લોકસમુદાયોની સમજણમાં ઊતરે અને તેમનાં દિલ જીતી લે એવી હોવી જોઈએ, તેમની લાગણીઓ, ખ્યાલો, તથા કામનાઓની એકતા અને ઉત્કર્ષ સાધે એવી હોવી જોઈએ. તે લોકસમુદાયોમાંથી કલાકારોને જાગૃત કરે અને વિકસાવે એવી હોવી જોઈએ."*

સમાજવાદી કલાનું લોકવ્યાપી સ્વરૂપ તેના પક્ષપાતી વલણ સાથે જીવંત રીતે સંકળાયેલું છે. સોવિયેત કલા ખુલ્લેઆમ અને સીધી રીતે કામદાર વર્ગ અને તમામ મહેનતકશ લોકોની સેવા બજાવે છે. તેનું ભવિષ્ય કોમ્યુનિસ્ટ પાર્ટી જોડે, માર્ક્સવાદી-લેનિનવાદી વિશ્વ દૃષ્ટિકોણ જોડે, સંકળાયેલું છે.

સુધારણાવાદીઓ કલામાં પક્ષપાતના માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંત ઉપર પ્રહારો કરે છે, કલાક્ષેત્રમાં કોમ્યુનિસ્ટ પાર્ટીના માર્ગદર્શનનો વિરોધ કરે છે, દલીલ કરે છે કે એથી કલાકારનું સર્જન સ્વાતંત્ર્ય, કલાલક્ષી વ્યક્તિત્વ, દબાઈ

---

*વ્લા. ઇ. લેનિન, 'સાહિત્ય અને કલા', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૭૫, પૃષ્ઠ ૨૩૦.

જાય છે, વગેરે વગેરે. પરંતુ વાસ્તવમાં પક્ષપાતનો સિદ્ધાંત તો સમાજવાદી કલાનું ઊંચું વૈચારિક તથા કલાત્મક ધોરણ સુનિશ્ચિત બનાવે છે, તેને એકદમ તાકીદની સામાજિક સમસ્યાઓના ઉકેલની દિશામાં વાળે છે, અને કલાસર્જનની ખરી આઝાદીની અનિવાર્ય શરત બની રહે છે. મિખાઈલ શોલોખોવે સોવિયેત કલાના પ્રતિનિધિઓના વિચારો તથા આકાંક્ષાઓને તેમ જ જનતા અને પાર્ટીમાં તેમની નિષ્ઠાને આવા શબ્દોમાં વ્યક્ત કરી છે. "...અમારામાંથી હરકોઈ પોતાના હૈયાના આદેશ મુજબ લખે છે, અમારાં હૈયાં પાર્ટી અને પ્યારી જનતાનાં જ છે, અને અમે અમારી કલામાં તેમની જ સેવા કરીએ છીએ."

કોમ્યુનિસ્ટ પાર્ટી સમાજવાદી કલાને વિકસાવવાની દિશામાં પુષ્કળ જહેમતો કરે છે, સત્યપરાયણ તેમ જ ઊંચું વૈચારિક તથા કલાત્મક ધોરણ ધરાવતી કલાકૃતિઓના સર્જનને પ્રોત્સાહન આપે છે. તે કલાકારોને લોકસમુદાયોમાં અને સામ્યવાદના ધ્યેયમાં નિષ્ઠાની ભાવનાની તેમ જ ખામીઓ, રાજકીય જાગૃતિની કમી, તથા કલામા વિચારોના અભાવ સામે અડગ વલણની કેળવણી નિરંતર આપતી રહે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીએ સાહિત્ય તથા કલાની ખીલવણીને એકધારો પ્રવેગ આપવાનું, લોકસમુદાયોને સૌંદર્યલક્ષી કેળવણી આપવાનું, અને ઊંચી કક્ષાની કલારુચિઓ તથા કલાત્મક લક્ષણો વિકસાવવાનું કર્તવ્ય અપનાવ્યું છે.

પુરજોસ સામ્યવાદી નિર્માણના ગાળામાં સોવિયેત કલાની કામગીરી લોકસમુદાયોમાં ઉમદા રાજકીય, નૈતિક, તથા સૌંદર્યાત્મક લક્ષણો વિકસાવવાની, તેમનાં મનમાંથી ભૂતકાળના અવશેષોને નાબૂદ કરી નાખવામાં સહાયક બનવાની, લોકસમુદાયોના પરાક્રમી શ્રમ તથા સંઘર્ષનું ગહનગામી તથા સત્યપરાયણ ચિત્રણ કરવાની, આપણા યુગના માનવીના સમૃદ્ધ માનસિક જગત, ચિંતનો, લાગણીઓ, તથા આકાંક્ષાઓને પ્રકાશમાં આણવાની, સોવિયેત સમાજની આગેકૂચને અવરોધતા સર્વકંઈને બેધડક ફટકા ઝીંકવાની, અને સોવિયેત જનતાને સામ્યવાદના નિર્માણમાં નવાં પરાક્રમોની પ્રેરણા આપવાની છે. કલા લોકસમુદાયોની સૌંદર્યાત્મક કેળવણીમાં ખાસ મોટી ભૂમિકા ભજવે છે અને સામ્યવાદી કેળવણીનું મહત્ત્વનું ઘટક છે. કલાનું કાર્ય તમામ સોવિયેત લોકોમાં સૌંદર્યની કદર તથા સૌંદર્યાત્મક ઊર્મિઓ વિકસાવવાનું તેમ જ તેમની કલાત્મક શક્તિઓ તથા રુચિઓ જાગૃત કરવાનું તથા ખીલવવાનું છે.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે "સાહિત્ય અને કલાનો રાજમાર્ગ લોકસમુદાયોના જીવન જોડે સંબંધોને

વધારે મક્કમ બનાવવાનો, સમાજવાદી વાસ્તવિકની સમૃદ્ધિ તથા બહુવિધતાના સત્યપરાયણ તથા ખૂબ કલાત્મક નિરૂપણનો, નૂતન અને ખરેખર સામ્યવાદી સર્વકંઈના પ્રેરિત અને તેજસ્વી ચિત્રણનો, અને સમાજની પ્રગતિને અવરોધતા સર્વકંઈના ભંડાફોડનો છે."* સાહિત્ય તથા કલાનું ઉચ્ચતર સામાજિક લક્ષ્ય સામ્યવાદના નિર્માણમાં નવી સિદ્ધિઓના સંઘર્ષમાં જનતાને પ્રોત્સાહન આપવાનું છે.

કલાનો વિકાસ અને સમૃદ્ધિ વ્યાપક બિનધંધાદારી કલા પ્રવૃત્તિ અને ધંધાદારી કલાક્ષેત્રના સમન્વય ઉપર આધારિત છે.

## ૫. વિજ્ઞાન

### સામાજિક ચેતનાના રૂપ તરીકે વિજ્ઞાન

સામાજિક ચેતનાના રૂપ તરીકે **વિજ્ઞાન પ્રકૃતિ, સમાજ, તથા ચિંતન સંબંધી માનવીના જ્ઞાનની પદ્ધતિ છે.** તે વિભાવનાઓ, પ્રવર્ગો, અને નિયમોના જગતને પ્રતિબિંબિત કરે છે, અને તેમની યથાર્થતાને વાસ્તવિક અનુભવમાં ચકાસવામાં આવે છે.

સમગ્ર વર્તમાન વિજ્ઞાનમાં ભૌતિક વાસ્તવિકતાનાં વિશિષ્ટ ક્ષેત્રોનું પરીક્ષણ કરતાં વિવિધ વિજ્ઞાનોનો સમુચ્ચય અંકિત છે. વિજ્ઞાનોના એવા વૈવિધ્યમાંથી ઈતિહાસ, રાજકીય અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, સૌંદર્યશાસ્ત્ર, વગેરે જેવાં **સામાજિક** વિજ્ઞાનોને તેમ જ યંત્રવિજ્ઞાન, ગણિત, ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, જીવવિજ્ઞાન, વગેરે જેવાં **પ્રકૃતિ** વિજ્ઞાનોને અલગ અલગ તારવવાનું આવશ્યક છે. પરંપરાગત વિજ્ઞાનોનું નિતનવી શાખાઓ તથા વહેણોમાં વધતું જતું **વિભેદન**, અર્થાત્ વિભાજન અથવા ખંડન, વર્તમાન વિજ્ઞાનના વિકાસનું વિશિષ્ટ લક્ષણ છે. આપણે જીવવિજ્ઞાનનો દાખલો લઈએ. એક જમાનામાં તે જીવોનું પરીક્ષણ કરતું એક જ વિજ્ઞાન હતું, પરંતુ હવે તેમાંથી જનનવિજ્ઞાન, પરિસ્થિતિવિજ્ઞાન, ઉત્ક્રાંતિ સિદ્ધાંત, સૂક્ષ્મજીવવિજ્ઞાન, શરીરક્રિયાવિજ્ઞાન, અને બીજાં વિજ્ઞાનો ઉદય પામ્યાં છે.

---

*'સામ્યવાદનો પંથ', મોસ્કો, ૧૯૭૨, પૃષ્ઠ ૫૭૮.

વિજ્ઞાનોનું વિભેદન વિજ્ઞાનોના એકીકરણ જોડે—વિજ્ઞાનોના સુમેળ જોડે, અગાઉ જાણીતાં વિજ્ઞાનોમાંથી બે અથવા વધારેની સિદ્ધિઓના સમન્વયના પરિણામે નવાં વૈજ્ઞાનિક સિદ્ધાંતોના ઉદય જોડે—અવિભાજ્ય રીતે સંકળાયેલું છે. ભૌતિક રસાયણવિજ્ઞાન, રાસાયણિક જીવવિજ્ઞાન, જૈવ-યંત્રવિજ્ઞાન, સાઈબરનેટિક્સ, બાયોનિક્સ, વગેરે એવાં વિજ્ઞાનો છે. આજે અત્યંત મહત્ત્વની શોધો ઘણી વાર વિજ્ઞાનોના યોગ-ક્ષેત્રે, "સીમા-ક્ષેત્રે", થાય છે. દાખલા તરીકે, જનન સમસ્યાનો ઉકેલ અને જીવનની રચના તથા ગુણધર્મોનો આધાર જનન કોશિકાનાં જૈવ-રાસાયણિક ઘટકોના સંઘટન તથા રૂપ ઉપર હોવાની સાબિતી, એવી શોધ હતી. એ શોધ જીવવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, અને ભૌતિકવિજ્ઞાનના યોગ-ક્ષેત્રમાં થઈ હતી.

ઈતિહાસનું વિજ્ઞાન વાસ્તવિક પ્રવૃત્તિમાંથી ઉદ્ભવ પામ્યું હતું અને તેના આધારે વિકસી રહ્યું છે. બેશક, વિજ્ઞાનના પોતાના સ્રોતો અને વિકાસની આંતરિક તર્કસંગત પ્રક્રિયા હોય છે, પરંતુ તેનું મુખ્ય પ્રેરક બળ સામાજિક જરૂરતોનું, સૌપ્રથમ તો ભૌતિક ઉત્પાદનની જરૂરતોનું, હોય છે. આદિમ સમાજમાં માનવીને ગુજરાનાં સાધનોની ખોજ દરમિયાન પ્રકૃતિનાં બળોનો સામનો કરવો પડતો હતો. એથી તેને છેક આરંભનું ઉપરછલ્લું જ્ઞાન હાંસલ થયું. એ જ્ઞાન આનુભવિક હતું, હજી વિજ્ઞાન નહોતું બન્યું. સામાજિક ચેતનાના ખાસ રૂપ તરીકે વિજ્ઞાનનો ઉદય તો આગળ જતાં, ગુલામ-માલિકીના સમાજમાં, માનસિક શ્રમ શારીરિક શ્રમથી નોખો પડયો અને કેવળ પરીક્ષણનું જ કામ કરતા ખાસ લોકોનું—વિદ્વાનોનું—જૂથ અસ્તિત્વમાં આવ્યું ત્યારે, થયો.

વિજ્ઞાનનું મહત્ત્વનું એક લક્ષણ વૈજ્ઞાનિક જ્ઞાનના સાતત્યનું છે. લોકોની દરેક નવી પેઢી, સમાજની દરેક નવી સંઘટના, ભૂતકાળની વૈજ્ઞાનિક સિદ્ધિઓને પડતી નથી મૂકી દેતી પરંતુ અપનાવી લે છે અને વાસ્તવિક પ્રવૃત્તિની નવી જરૂરતો અનુસાર તથા ખુદ વિજ્ઞાનના આધારે વિકસાવે છે. એ રીતે વૈજ્ઞાનિક જ્ઞાન સમગ્ર માનવજાતિની સંપદા છે, અને વૈજ્ઞાનિક સંશોધન સામાજિક શ્રમ છે.

વૈજ્ઞાનિક વિકાસનો આધાર મોટે ભાગે તો સમાજમાં વર્ચસ્વી આર્થિક સંબંધો ઉપર અને સમાજની સામાજિક-રાજકીય પદ્ધતિના સ્વરૂપ ઉપર હોય છે. તેઓ વિજ્ઞાનના વિકાસનાં લક્ષ્યો, દિશા તથા વેગ, તેમ જ સમાજમાં વિજ્ઞાનની સિદ્ધિઓનો ઉપયોગ નિર્ધારિત કરે છે. મૂડીવાદની સ્થાપનાના ગાળામાં જ્યારે ઝડપથી વધતા જતા મૂડીવાદી ઉત્પાદનમાં વૈજ્ઞાનિક જ્ઞાનની વધારે ને વધારે જરૂર પડતી હતી ત્યારે ઉત્પાદનના મૂડીવાદી સંબંધોએ વિજ્ઞાનના

વિકાસમાં જબ્બર ભૂમિકા ભજવી હતી. પરંતુ સામ્રાજ્યવાદ અસ્તિત્વમાં આવ્યો ત્યારે એ સંબંધો વૈજ્ઞાનિક પ્રગતિમાં અવરોધ બની ગયા.

અમુક વર્ગનાં હિતોને વ્યક્ત કરતાં સામાજિક વિજ્ઞાનો સમાજ ઉપર ખાસ મોટા પ્રમાણમાં અવલંબિત હોય છે. દાખલા તરીકે, મૂડીવાદી સમાજશાસ્ત્ર મૂડીવાદી પદ્ધતિનો બચાવ કરે છે, તેની ખખળી ગયેલી ઈમારતની નવી સજાવટ કરે છે, અને સમાજવાદ તથા સામાજિક પ્રગતિ ઉપર પ્રહારો કરે છે. તે આદર્શવાદી તથા ધાર્મિક વિશ્વ દૃષ્ટિકોણને ખરો સાબિત કરવાની તથા ફેલાવવાની પૂરી કોશિશ કરે છે, અને પ્રકૃતિ વિજ્ઞાનીઓને માથે આદર્શવાદી તથા આધિભૌતિકવાદી કાર્યપ્રણાલી લાદે છે. મૂડીવાદી સમાજમાં કેટલાય વિજ્ઞાનીઓ બેશક સામ્રાજ્યવાદને વખોડી કાઢે છે અને ભૌતિકવાદ, શાંતિ, તથા સામાજિક પ્રગતિનાં ધોરણો અપનાવે છે, પરંતુ વિજ્ઞાનના ક્ષેત્રમાં હજી શાસક વર્ગ, પ્રત્યાઘાતી ઈજારદારી મૂડીદાર વર્ગ, નીતિ નિર્ધારિત કરે છે.

## વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિ અને તેનો સામાજિક પ્રભાવ

સ્વચાલન, રેડિયો-ઇલેક્ટ્રોનિક્સ, અને ટેલિ-મિકેનિક્સનાં ક્ષેત્રોમાં જબ્બર પ્રગતિ, પરમાણુ શક્તિનો ઉપયોગ, અવકાશનું અન્વેષણ, તેમ જ સાઇબરનેટિક્સ, રસાયણવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન, જીવવિજ્ઞાન, તથા બીજાં વિજ્ઞાનોમાં નવી સફળતાઓના પરિણામે ઉદ્‌ભવ પામેલી **વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિનો વિકાસ** આપણે નીરખી રહ્યા છીએ.

વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિ કેવળ વિજ્ઞાન તથા ટેકનોલોજીને જ નહિ પરંતુ **ઉત્પાદનને** પણ આવરી લે છે. ઉત્પાદનના સરંજામ તથા ટેકનોલોજીમાં અને ઊર્જા-આધારમાં ગહનગામી પરિવર્તનો થાય છે. શ્રમનું સ્વરૂપ પણ બદલાય છે, વધારે ને વધારે બૌદ્ધિક બનતું જાય છે. વિજ્ઞાન તથા ટેકનોલોજીની, સૌપ્રથમ તો સાઇબરનેટિક્સની, પ્રગતિ શારીરિક શ્રમનું તેમ જ અમુક પ્રકારોના માનસિક શ્રમનું યંત્રીકરણ તથા સ્વચાલન શક્ય બનાવે છે. કામદારોનાં સાંસ્કૃતિક તથા ધંધાકીય ધોરણોનો ઉત્કર્ષ અને યોગ્યતાઓમાં વધારો થઈ રહ્યો છે.

વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિનું મહત્ત્વ એવું પારાવાર છે કે તેના અને મુખ્યત્વે તેનાં **સામાજિક પરિણામોના**, તલસ્પર્શી પૃથક્કરણ વગર આધુનિક

ઈતિહાસની વધારે કે ઓછી અગત્યની એક પણ ઘટનાને સમજી ન શકાય.

આપણા જમાનામાં વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિ પરસ્પર વિરોધી બે સામાજિક પદ્ધતિઓના — સમાજવાદ અને મૂડીવાદના — સંઘર્ષ તથા હરીફાઈનાં મુખ્ય મેદાનોમાંનું એક બની રહેલી છે. લેનિને લખ્યું છે કે "બહેતરીન ટેકનીક, સંગઠન, તથા શિસ્ત તેમ જ સર્વોત્તમ યંત્રો ધરાવનાર ચડિયાતું સ્થાન હાંસલ કરી લેશે."*

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી લેનિનના આદેશોનું પાલન કરીને વિજ્ઞાન તથા ટેકનોલોજીના વિકાસને પ્રવેગ આપે છે અને સામાજિક જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં વિજ્ઞાનના ઉપયોગની, તેમ જ વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિથી ઊભી થયેલી શક્યતાઓનો વધારે અસરકાર ઉપયોગ આર્થિક વિકાસને પ્રવેગ આપવા માટે અને સમાજના સઘળા સભ્યોની જરૂરિયાતો સંતોષવા માટે કરવાની, તકેદારી રાખે છે.

વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિ નિરનિરાળી સામાજિક પદ્ધતિઓમાં — સમાજવાદી તથા મૂડીવાદી પદ્ધતિઓમાં — વિકાસ પામે છે. એ પદ્ધતિઓમાં સમાજના વિકાસના નિયમો તેમ જ સામાજિક ઉત્પાદનનાં લક્ષ્યો નિરનિરાળાં હોય છે એટલે વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિની પ્રેરક શક્તિઓ તથા તેનાં સામાજિક-આર્થિક પરિણામો તેમ જ સંભાવનાઓ પણ નિરનિરાળાં હોય છે.

મૂડીવાદી સમાજમાં વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિનું મુખ્ય પ્રેરક બળ નફાનું તથા કારમી હરીફાઈનું હોય છે. નફાની લાલસા અને બજારમાં હરીફોને હરાવી દેવાની ઘેલછા મૂડીદારોને વિજ્ઞાન વિકસાવવા અને તેના આધારે ટેકનોલોજી તથા ઈજનેરી સુધારવા મજબૂર બનાવી દે છે. અમેરિકા, બ્રિટન, જર્મન સમવાયી પ્રજાસત્તાક, જાપાન, તથા બીજા ખૂબ ઉદ્યોગીકૃત દેશોના મૂડીદારો ઉત્પાદન વધારવા, શ્રમની ઉત્પાદકતા વધારવા, ઉત્પાદનની ગુણવત્તા સુધારવા, વગેરે માટે વૈજ્ઞાનિક તથા ટેકનોલોજિકલ સિદ્ધિઓનો ઉપયોગ બાહોશીથી કરે છે. એ સંબંધમાં, એ દેશોની વૈજ્ઞાનિક તથા ટેકનોલોજિકલ પ્રગતિનો અંદાજ ઓછો આંકવામાં ગંભીર ભૂલ થશે, અને ઉત્પાદનમાં તેના ઉપયોગના તેમના અનુભવને અવગણવામાં તો એથીયે વધારે ગંભીર ભૂલ થશે, કારણ કે એ અનુભવનો ઉપયોગ સમાજવાદી સમાજમાં થઈ શકે અને કરવો

*વ્લા. ઈ. લેનિન, 'સોવિયેતોની અસાધારણ ચોથી અખિલ રૂસી કૉંગ્રેસ, ૧૪-૧૬ માર્ચ, ૧૯૧૮', સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૭, પૃષ્ઠ ૧૯૫.

જોઈએ પરંતુ સ્વાભાવિક છે કે સમાજવાદી અર્થતંત્રની ગુણાત્મક વિશિષ્ટતાઓને લક્ષમાં રાખીને કરવો જોઈએ.

સાથે સાથે જ, મૂડીવાદી સમાજમાં, જ્યાં વિજ્ઞાન તથા ટેકનોલોજી શોષણનાં સાધનો છે એવા સમાજમાં, વૈજ્ઞાનિક તથા ટેકનોલોજિકલ પ્રગતિમાં સચોટ આંતરવિરોધો જોવા મળે છે. એટલે, સામ્રાજ્યવાદ ઘણી વાર વિજ્ઞાન તથા ઈજનેરીને એકાંગી વિકાસની હાલતમાં જકડી લે છે તેમાં આકસ્મિક કશું નથી કારણ કે ઈજારદારીઓને વિજ્ઞાનના ક્ષેત્રમાં મુખ્યત્વે તો વધારે નફા શક્ય બનાવતી શાખાઓને જ વિકસાવવાની ફિકર હોય છે. તેઓ યુદ્ધ ઉદ્યોગની શાખાઓના વિસ્તરણને મહત્ત્વનું સ્થાન આપે છે કારણ કે હથિયારો બનાવવાનો ધંધો બેહદ નફાકારક છે. વર્તમાન મૂડીવાદી સમાજમાં લશ્કરીકરણ વિજ્ઞાન તથા ટેકનોલોજીનું લાક્ષણિક અને બહુ જોખમી અંગ છે.

વિજ્ઞાન તથા ઈજનેરીની પ્રગતિના પરિણામે મૂડીવાદી ઉત્પાદન વધે છે, પરંતુ લોકોની ખરીદ-શક્તિ મર્યાદિત હોય છે અને પરદેશી બજારોમાં વેચાણ હરીફાઈને કારણે અવરોધાય છે. નવાં યંત્રો અને યંત્રક્રિયાઓ મહેનતકશ લોકોના સમુદાયોને ઉત્પાદનના ક્ષેત્રમાંથી બહાર તગેડી મૂકે છે અને બેકારી વધી જાય છે. તેના પરિણામે ખરીદ-શક્તિ ઘટી જાય છે અને વૈજ્ઞાનિક તથા ટેકનિકલ પ્રગતિ ઢીલી પડી જાય છે. અરાજકતા અને હરીફાઈમાંથી વેપારી રહસ્યો અસ્તિત્વમાં આવે છે. એ બાબત પણ વૈજ્ઞાનિક તથા ટેકનિકલ સહકારનો માર્ગ અવરોધે છે અને સંશોધનના ક્ષેત્રે સમાંતરવાદમાં પરિણમે છે. હજારો મહત્ત્વની નવરચનાઓનું "વેપારી મૂલ્ય" વધી જાય ત્યાં સુધી ઈજારદારીઓ તેમને અભરાઈ પર મૂકી રાખે છે.

સમાજવાદી સમાજમાં વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિનાં લક્ષ્યો, સંભાવનાઓ, તથા પરિણામો એકદમ નિરાળાં હોય છે. તેમાં સમાજના સઘળા સભ્યોનાં સુખસગવડ તથા સર્વાંગી વિકાસ સુનિશ્ચિત બનાવવાના આશયે ઉત્પાદનની આયોજિત સંઘટન કરવામાં આવે છે. એટલે સમાજવાદી તથા સામ્યવાદી સમાજમાં વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિની આગેકૂચ માટે મોકળું મેદાન પૂરું પાડવામાં આવે છે, અને વિજ્ઞાન તથા ટેકનોલોજીની સિદ્ધિઓનો ઉપયોગ લોકોના ગેરલાભમાં નહિ પરંતુ હિતમાં કરવામાં આવે છે. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા કેંદ્રીય સમિતિના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "આપણે કોમ્યુનિસ્ટોએ આધાર તરીકે અપનાવેલી માન્યતા મુજબ, કેવળ સમાજવાદી સમાજમાં જ વૈજ્ઞાનિક

તથા ટેકનિકલ ક્રાંતિ માનવી તથા સમાજનાં હિતોને ખરેખર અનુરૂપ દિશા અખત્યાર કરે છે. બીજી તરફ, સામાજિક ક્રાંતિનું અંતિમ લક્ષ્ય, સામ્યવાદી સમાજના નિર્માણનું લક્ષ્ય, કેવળ વધારે ઝડપી વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિના આધારે જ સિદ્ધ થઈ શકે."*

**સમાજવાદી સમાજમાં વિજ્ઞાન ઉત્પાદનને વિકસાવવાનું અને મહેનતકશ લોકોનાં ભૌતિક તથા સાંસ્કૃતિક ધોરણોનો ઉત્કર્ષ સાધવાનું મહત્ત્વનું સાધન છે.** પ્રકૃતિ વિજ્ઞાનો ટેકનિકલ પ્રગતિમાં તથા મહેનતકશ લોકોની ઉત્પાદન કુશળતાઓના વિકાસમાં નિર્ણાયક ભૂમિકા ભજવે છે અને તેમના સાંસ્કૃતિક તથા ટેકનિકલ ધોરણના ઉત્કર્ષમાં કારણભૂત બને છે. સામાજિક વિજ્ઞાનો પણ બહુ મહત્ત્વનાં છે. તેઓ લોકોને સમાજની પ્રક્રિયા તથા વિકાસના નિયમોનું જ્ઞાન પૂરું પાડે છે એટલે આર્થિક તથા સામાજિક પ્રક્રિયાઓના સંચાલનનો વૈજ્ઞાનિક આધાર બની રહે છે, અને સામ્યવાદી કેળવણીમાં તેમ જ મહેનતકશ લોકોની અંદર દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી દૃષ્ટિકોણ પ્રેરવામાં મોટી ભૂમિકા ભજવે છે. સમાજવાદી સમાજમાં વિજ્ઞાન શાંતિનું, સર્જન પ્રવૃત્તિનું, અને અભૂતપૂર્વ સામાજિક પ્રગતિનું પ્રબળ સાધન છે.

**સોવિયેત વિજ્ઞાનની અત્યંત મહત્ત્વની વિશિષ્ટતા લોકો જોડે ગાઢ સંબંધની છે.** વિજ્ઞાન લોકોની સેવા બજાવતું હોવાની જ નહિ પરંતુ વ્યાપક લોકસમુદાયોની પહોંચમાં હોવાની હકીકતમાં પણ એ સંબંધ વ્યક્ત થાય છે. લાખો સોવિયેત વિજ્ઞાનીઓ સાધારણ લોકોમાંથી જ આગળ આવેલા છે અને પૂરી શક્તિ તથા જ્ઞાન જનતાની સેવામાં લગાવી દે છે. વિજ્ઞાનીઓની જોડાજોડ ઉત્પાદનના ક્ષેત્રમાં નવી રીતો ઘડી કાઢનારા, નવી રચનાઓ કરનારા, અને ફળદાયક પુનર્ઘટના કરનારા લાખો ઇન્સાનો સોવિયેત વિજ્ઞાનની પ્રગતિ સુનિશ્ચિત બનાવી રહ્યા છે.

સમાજવાદી પદ્ધતિ રાજ્યની સામાન્ય યોજના અનુસાર સંશોધન ચલાવવાનું અને સંખ્યાબંધ વૈજ્ઞાનિક સંસ્થાઓના કાર્યને સમન્વિત કરવાનું સમાજ માટે શક્ય બનાવે છે, એટલે વિજ્ઞાનીઓ અત્યંત મહત્ત્વની સમસ્યાઓ ઉપર ધ્યાન કેંદ્રિત કરી શકે છે. સમાજવાદી સમાજમાં પ્રવર્તિત દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી દૃષ્ટિકોણ વિજ્ઞાનને આદર્શવાદ તથા ધર્મની વિકાસ અસરથી મુક્ત કરી દે છે

---

*'દસ્તાવેજો અને ઠરાવો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કોંગ્રેસ', મોસ્કો, ૧૯૭૬, પૃષ્ઠ ૫૬—૫૭.

અને વિજ્ઞાનીઓને પ્રાકૃતિક તથા સામાજિક પ્રક્રિયાઓના પરીક્ષણની એકમાત્ર ખરેખરી વૈજ્ઞાનિક કાર્યપ્રણાલી પૂરી પાડે છે.

જેમ જેમ સામ્યવાદી નિર્માણ આગળ ધપતું જાય છે તેમ તેમ વિજ્ઞાન ઉત્પાદનની વધારે ને વધારે નિકટતામાં પહોંચતું જાય છે અને ઉત્પાદનમાં વૈજ્ઞાનિક સિદ્ધિઓનો વધારે ને વધારે વિસ્તૃત ઉપયોગ થાય છે. **વિજ્ઞાન વધારે ને વધારે પ્રમાણમાં ખરેખરી ઉત્પાદક શક્તિ બનતું જાય છે.**

## વિજ્ઞાનનું ઉત્પાદક શક્તિમાં રૂપાંતર

વિજ્ઞાનનું રૂપાંતર સીધી ઉત્પાદક શક્તિમાં થતું હોવાનો અર્થ એવો નથી કે તે ઉત્પાદનનાં સાધનો તથા ઉત્પાદન કરતા લોકોની જોડાજોડ ઉત્પાદક શક્તિઓનું નવું અને સ્વતંત્ર તત્ત્વ બની રહ્યું હોય. વિજ્ઞાન ઉત્પાદક શક્તિની ભૂમિકા માત્ર ટેકનોલોજી તથા લોકો મારફત જ ભજવે છે.

ઉત્પાદક શક્તિ તરીકે વિજ્ઞાનની ભૂમિકા કેવી રીતે વ્યક્ત થાય છે?

પહેલી વાત — વૈજ્ઞાનિક સિદ્ધિઓ **અદ્યતન સરંજામ તથા ટેકનોલોજીમાં** મૂર્ત થાય છે. આજે આખેઆખા ઉદ્યોગો (પરમાણુ શક્તિનો, બહુલક રસાયણનો, સૂક્ષ્મ-જીવવિજ્ઞાન સંબંધી, વીજાણુવિજ્ઞાન સંબંધી, વગેરે) વિજ્ઞાનની પેદાશો છે અને વિજ્ઞાન વગર અસ્તિત્વમાં રહી જ ન શકે. ઉત્પાદન વધારે ને વધારે પ્રમાણમાં વિજ્ઞાનના ટેકનોલોજિકલ ઉપયોગમાં, જ્ઞાનના ભૌતિક મૂર્ત રૂપમાં, નવીનતમ વૈજ્ઞાનિક સિદ્ધિઓનું સમાપન, ચકાસણી, અને વિનિયોગ કરતી વિરાટ પ્રયોગશાળામાં, પલટાઈ રહ્યું છે.

બીજી વાત — વૈજ્ઞાનિક સિદ્ધિઓ **ઉત્પાદકમાં, તેના જ્ઞાન તથા કૌશલ્યમાં તેમ જ ધંધાકીય અનુભવમાં, મૂર્તિમંત** થાય છે. આધુનિક સર્વાંગી યંત્રીકરણ, અને એથીયે વધારે તો સ્વચાલન, શ્રમમાં બૌદ્ધિક અંતસ્તત્ત્વ રેડે છે અને કામદારનાં ઊંચાં સાંસ્કૃતિક, ટેકનિકલ, તથા ધંધાકીય ધોરણો માગી લે છે. વિજ્ઞાન તેને આધુનિક જ્ઞાન પૂરું પાડીને તેના કૌશલ્યમાં વધારો કરે છે, શ્રમની ઉત્પાદકતા વધારે છે, અને તેને ફળદાયક પુનર્ઘટના તથા નવરચના કરનારા જોશીલા સક્રિય માનવીમાં પલટાવી નાખે છે.

ત્રીજી વાત — **સંશોધન કાર્ય ભૌતિક ઉત્પાદનના ક્ષેત્રમાં વધારે ને વધારે ફેલાતું અને ઉત્પાદન કાર્યમાં પલટાતું જાય** છે. સંખ્યાબંધ સંશોધન તથા

આલેખન વિદ્યાલયોમાં, પ્રયોગશાળાઓમાં, કારખાનાંના વિભાગોમાં, તેમ જ સામૂહિક તથા રાજ્ય ખેતરોમાં વધારે ને વધારે મોટા પાયા પર સંશોધન કરવામાં આવે છે. ટૂંકામાં, વિજ્ઞાન આધુનિક ઉત્પાદનનાં મૂળભૂત તત્ત્વોમાં સામેલ થઈ રહ્યું છે.

વિજ્ઞાન સીધી ઉત્પાદક શક્તિમાં પલટાઈ રહ્યું છે—એ વિધાન સૌપ્રથમ તો યંત્રવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, જીવવિજ્ઞાન, અને બીજાં પ્રકૃતિ તથા ટેકનિકલ વિજ્ઞાનોની બાબતમાં લાગુ થાય છે. સાથે સાથે જ, સામાજિક વિજ્ઞાનો અને ખાસ કરીને આર્થિક વિજ્ઞાનો ઉત્પાદનમાં વધતી જતી ભૂમિકા ભજવી રહ્યાં છે. એ વિજ્ઞાનો ગણિતની રીતો તથા ઇલેક્ટ્રૉનિક કોમ્પ્યુટરોના ઉપયોગના આધારે ઉત્પાદન વ્યવસ્થા સુધારવામાં સહાયક બને છે અને ભૌતિક, શ્રમ સંબંધી, તથા નાણાકીય સાધનસંપત્તિના વધારેમાં વધારે અસરકારક ઉપયોગનો માર્ગ તૈયાર કરે છે. વર્તમાન ઉત્પાદનના વ્યાપક પાયાને લક્ષમાં લેતાં સાધનસંપત્તિનો એવો ઉપયોગ ખાસ મહત્ત્વનો બની રહે છે. વળી ઉત્પાદકોનાં બૌદ્ધિક રૂપલક્ષણોના, વિશ્વ દૃષ્ટિકોણના, ઘડતરમાં પ્રકૃતિ વિજ્ઞાનોની મોટી ભૂમિકાનો ઉલ્લેખ તો અમે કર્યો જ નથી.

ઉત્પાદન જોડે વિજ્ઞાનના જીવંત સંબંધોની મુલવણી માત્ર તેના સીધા ઉપયોગની દૃષ્ટિએ ન કરવી જોઈએ, અને વિજ્ઞાનીઓ પાસેથી તેમની શોધોનો ઉપયોગ ઉત્પાદનમાં તત્કાળ શરૂ કરાવી દેવાની અપેક્ષા ન રાખવી જોઈએ. વિજ્ઞાનનો ઉદ્દેશ કેવળ તાકીદની સમસ્યાઓના ઉકેલ શોધી કાઢવાનો જ નથી પરંતુ ભવિષ્ય માટે "અનામત" ભંડોળ સંચિત કરવાનો, અત્યંત મહત્ત્વની સૈદ્ધાંતિક સમસ્યાઓ ઉકેલીને સામાજિક પ્રગતિનો માર્ગ મોકળો કરવાનો, અને વિજ્ઞાન તથા ટેકનોલોજીના ક્ષેત્રમાં નવા પંથ ઉજાળવાનો પણ છે.

સામાજિક જીવનના મહત્ત્વના ક્ષેત્ર તરીકે વિજ્ઞાન ઝડપથી વિકસી રહ્યું છે. સંશોધકો તેમ જ સંશોધન સંસ્થાઓની સંખ્યા વધી રહી છે: સંશોધકોની સંખ્યા ૧૯૧૩માં ૧૧૬૦૦ હતી તે વધીને ૧૯૭૬માં ૧૨૨૩૪૦૦ થઈ ગઈ હતી. વિજ્ઞાન સંબંધી ખર્ચ રાષ્ટ્રીય આવકની તેમ જ ઔદ્યોગિક ઉત્પાદનની સરખામણીમાં વધારે ઝડપથી વધે છે.

સોવિયેત સંઘમાં જનતા, પાર્ટી, અને સોવિયેત સરકારની કાળજીના સુફળ રૂપે વિજ્ઞાનના ક્ષેત્રમાં ભારે પ્રગતિ થઈ છે. તેની સચોટ સાબિતી અવકાશના અન્વેષણની સિદ્ધિઓમાં જોવા મળે છે.

પરંતુ સોવિયેત વિજ્ઞાનની શક્યતાઓ કોઈ રીતે ખતમ નથી થઈ ગઈ. એટલે પાર્ટી અને સરકાર વૈજ્ઞાનિક સંશોધનના સંબંધમાં આયોજન, સંચાલન, તથા પ્રોત્સાહનની પદ્ધતિમાં સુધારણા કરવાની અને વિજ્ઞાનની આર્થિક તથા સામાજિક અસરકારકતા વધારવાની અણથક જહેમતો કરે છે. વિજ્ઞાન અને ઉત્પાદનના સંબંધો વિસ્તારવાની તેમ જ સંશોધન અને ઉત્પાદન મંડળો તથા અનેકાંગી વૈજ્ઞાનિક સંસ્થાઓ સ્થાપવાની બાબત ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. એ મંડળો તથા સંસ્થાઓનું કર્તવ્ય સંશોધનની, આલેખનની, તથા નવી ચીજવસ્તુઓની જથ્થાબંધ પેદાશને આવરી લેતી ઉત્પાદનની સમગ્ર પ્રવૃત્તિઓનું સંચાલન કરવાનું અને મોટા ઉદ્યોગધંધાઓ તથા બીજા ઉદ્યમોમાં સંશોધન સંસ્થાઓ સ્થાપવાનું છે. વૈજ્ઞાનિક સંશોધનની અસરકારકતા વધારવાની અને તેનાં પરિણામોનો વધારેમાં વધારે ઝડપી ઉપયોગ કરવાની મુખ્ય પૂર્વશરત આયોજનના સિદ્ધાંતને વધારે મક્કમપણે લાગુ કરવાની છે.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૪મી કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા કેંદ્રીય સમિતિના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું હતું કે ઉત્પાદક શક્તિઓના વિકાસમાં વિજ્ઞાને શરૂ કરેલી ક્રાંતિ વધારે ને વધારે મહત્ત્વની તથા ગહન બનતી જશે. એ હકીકત ઐતિહાસિક મહત્ત્વનાં કર્તવ્યો નિર્ધારિત કરે છે: "**સમાજવાદી આર્થિક પદ્ધતિના લાભો સાથે વૈજ્ઞાનિક તથા ટેકનિકલ ક્રાંતિની સિદ્ધિઓનો જીવંત સમન્વય સાધવો**, ઉત્પાદન સાથે વિજ્ઞાનના સમન્વયનાં આપણાં પોતાનાં, મૂળભૂત દૃષ્ટિએ સમાજવાદી, રૂપોનો વધારે બહોળો ફેલાવો કરવો."* સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૫મી કૉંગ્રેસમાં પ્રદર્શિત થઈ ગયું તે મુજબ, એ કર્તવ્યો વર્તમાન સમયે પણ અત્યંત વાસ્તવિક મહત્ત્વ ધરાવે છે.

સામ્યવાદી વિચારો, પાર્ટી તથા રાજ્યની અવિરત કાળજી, તેમ જ જનતાના સમર્થન તથા ધ્યાનમાંથી પ્રેરણા મેળવતા સોવિયેત વિજ્ઞાનીઓ અને વિશેષજ્ઞો પોતાનાં કર્તવ્યો પાર પાડવાનો મક્કમ નિર્ધાર ધરાવે છે.

---

*સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૪મી કૉંગ્રેસ, ૩૦ માર્ચ—૯ એપ્રિલ, ૧૯૭૧, દસ્તાવેજો, મોસ્કો, ૧૯૭૧, પૃષ્ઠ ૬૯.

## અભ્યાસ

૧. રાજકીય તથા ધારાધોરણ સંબંધી વિચારો, નીતિરીતિ, ધર્મ, કલાઓ, તથા તત્ત્વજ્ઞાનનાં મૂળભૂત લક્ષણો તથા સામાજિક ભૂમિકા કેવાં છે?

૨. સમાજવાદી સમાજમાં લોકોની ચેતના અને વર્તનમાં ભૂતકાળના અવશેષો કેમ હોય છે? તેમને કેવી રીતે ખતમ કરી શકાય?

૩. વિજ્ઞાનનું રૂપાંતર સીધી ઉત્પાદક શક્તિમાં થઈ રહ્યું છે—તેન શો અર્થ છે?

## નિષ્કર્ષ

ઓગણીસમી સદીના મધ્ય સુધીમાં ઘણા દેશોમાં સામંતશાહીનું સ્થાન મૂડીવાદે લઈ લીધું હતું. તેની સાથે સર્વહારા વર્ગ, માનવીના હાથે માનવીના શોષણને ખતમ કરી નાખવાની અને નૂતન સામ્યવાદી સમાજની સ્થાપના કરવાની કામગીરી ધરાવતો વધારેમાં વધારે પ્રગતિશીલ તથા સુસંગત ક્રાંતિકારી વર્ગ, ઈતિહાસના મેદાનમાં આવી ગયો. સર્વહારા વર્ગના મુક્તિ આંદોલને વિજ્ઞાન સમક્ષ અસાધારણ મહત્ત્વનું કર્તવ્ય, સર્વહારા વર્ગને ઐતિહાસિક કામગીરી પૂરી કરવામાં મદદ કરે તથા મૂડીવાદની સામે તેમ જ સમાજવાદ તથા સામ્યવાદ ખાતર લડતમાં તેનું વૈચારિક હથિયાર બની રહે એવો વૈજ્ઞાનિક સિદ્ધાંત ઘડી કાઢવાનું કર્તવ્ય, રજૂ કર્યું. વિજ્ઞાને ઈતિહાસની એ તાકીદની માગણી પૂરી કરી. કામદાર વર્ગ અને તમામ મહેનતકશ લોકોના તેજસ્વી નેતાઓ માર્ક્સ અને એંગેલ્સે માર્ક્સવાદ ઘડી કાઢયો. તેનું ઘટક અને સૈદ્ધાંતિક આધાર છે માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન — દ્વંદ્વાત્મક અને ઐતિહાસિક ભૌતિકવાદ.

વાસ્તવિકતાની અનુભૂતિ અને સમજણનો એકમાત્ર વૈજ્ઞાનિક સિદ્ધાંત માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાન છે. તે નિર્વિવાદ રૂપે સાબિત કરે છે કે જગતનું સ્વરૂપ જ ભૌતિક છે, તેની અંદર દરેક વસ્તુ પરિવર્તન પામે છે, વિકસે છે, અને નીચલી કક્ષામાંથી ઊંચી કક્ષામાં, પુરાણામાંથી નૂતનમાં, અણથંભ આગેકૂચ કરે છે. જગતનું ખરું ચિત્ર રજૂ કરતું અને પ્રકૃતિ તથા સમાજના વિકાસના વધારે સામાન્ય નિયમો પ્રકાશમાં આણતું માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન ક્રાંતિકારી કદમનું પ્રબળ સાધન છે. તે ઈતિહાસની વસ્તુગત દ્વંદ્વાત્મકતાને પ્રતિબિંબિત કરે છે અને માર્ક્સવાદી પાર્ટીઓની રણનીતિ તથા કાર્યનીતિનો સૈદ્ધાંતિક આધાર છે. સામાજિક વિકાસના આંતરવિરોધોનું ગહનગામી પૃથક્કરણ કરવું, એ આંતરવિરોધોને વખતસર પ્રકાશમાં આણવાની અને ઐતિહાસિક પ્રગતિના

હિતમાં પહોંચી વળવાની શક્તિ દાખવવી, અગત્યની સામાજિક સમસ્યાઓના ઉકેલમાં વાસ્તવિક ઐતિહાસિક પરિસ્થિતિ ઉપર આધારિત વલણ અપનાવવું અને જીવનમાં નૂતન સર્વકંઈને પારખી લેવાની શક્તિ દાખવવી, એ નૂતન ઉપર આધાર રાખવો અને તેને વિજયી બનાવવું—જગતની ક્રાંતિકારી પુનર્ઘટનાના વિરાટ કાર્યમાં માર્ક્સવાદી પાર્ટીઓને માર્ગદર્શન પૂરું પાડતા દ્વંદ્વાત્મક ભૌતિકવાદની માગણીઓ એવી છે. મૂડીવાદી વિચારસરણી, સુધારણાવાદ અને મતવાદ, રાષ્ટ્રવાદ, અને સંકુચિત વૃત્તિ સામે સંઘર્ષમાં માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન કામદાર વર્ગનું વધારેમાં વધારે અસરકારક સૈદ્ધાંતિક હથિયાર છે.

માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાન જીવંત અને સર્જનશીલ સિદ્ધાંત છે. તે નિશ્ચલ નથી રહેતું પરંતુ પલટાતા જીવનની જોડાજોડ સતત આગળ ધપતું રહે છે અને વૈજ્ઞાનિક સિદ્ધિઓ તથા સામાજિક-ઐતિહાસિક પ્રવૃત્તિના આધારે નિરંતર વધારે સમૃદ્ધ બનતું રહે છે. મહાન લેનિને અજોડ સામાજિક પરિવર્તનના, મૂડીવાદમાંથી સમાજવાદમાં માનવજાતિના સંક્રમણના, પ્રકૃતિ વિજ્ઞાનમાં નવીનતમ ક્રાંતિના, સંજોગોમાં માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનને યથાર્થ સાબિત કર્યું અને વિકસાવ્યું. આજે સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી અને બીજા દેશોની માર્ક્સવાદી પાર્ટીઓ સર્જનશીલ માર્ક્સવાદનો ઝંડો લહેરાવી રહી છે.

લેનિને લખ્યું છે કે માર્ક્સનો સિદ્ધાંત સર્વશક્તિમાન છે કારણ કે તે ખરો છે. માર્ક્સવાદનું મહાન સત્ય જીવનના અનુભવથી, જગતના ઇતિહાસની મહાનતમ ક્રાંતિથી, અને સમાજની સમાજવાદી પુનર્ઘટનાથી સાબિત થઈ ચૂક્યું છે. વિશ્વ સમાજવાદી પદ્ધતિનો ઉદય અને વિકાસ, સોવિયેત સંઘમાં સમાજવાદનો અંતિમ રૂપનો વિજય, અને તેજસ્વી સામ્યવાદી ભવિષ્યની દિશામાં માનવજાતિની અણથંભ આગેકૂચ માર્ક્સવાદ-લેનિનવાદના સમર્થ વિચારોના વિજયની પાકી સાબિતી પૂરી પાડે છે. નવા યુગમાં સર્વહારા વર્ગના ક્રાંતિકારી વિશ્વ દૃષ્ટિકોણનો સંપૂર્ણ વિજય જોવા મળે છે. માર્ક્સવાદ-લેનિનવાદ પ્રગતિશીલ માનવજાતિના ચિંતનમાં મુખ્ય સ્થાન ધરાવે છે.

સમાજવાદની સફળતાઓ જબ્બર અને નિર્વિવાદ છે. પરંતુ ભૂલવું ન જોઈએ કે હજુ ઘણા દેશોમાં મૂડીવાદ અસ્તિત્વમાં છે, અને તેનું અસ્તિત્વ ટકાવી રાખવામાં વર્તમાન મૂડીવાદી વિચારસરણીની ભૂમિકા કોઈ રીતે નાનીસૂની નથી. એ વિચારસરણી મૂડીવાદને નવા સાજશણગાર સજાવવાની અને ઇતિહાસે તેને કરેલી મોતની સજાને મોકૂફ રખાવી દેવાની પૂરી કોશિશ કરે છે. હાલ

સામ્યવાદી અને મૂડીવાદી વિચારસરણીઓ વચ્ચે ચાલતા કારમા સંઘર્ષમાં સામ્યવાદી વિચારસરણીનો વિજય થશે. સામ્યવાદી વિચારસરણીને જીવનના સત્યનું પીઠબળ છે, અને સત્ય અજેય છે. એ મહાન સત્ય દુનિયામાં તમામ પ્રમાણિક લોકોનાં મન અને દિલ જીતી લેનારા સામ્યવાદના આદર્શોમાં અંકિત છે. મૂડીવાદી વિચારસરણી ઈતિહાસની કસોટીમાં પાર નથી ઊતરી. મૂડીવાદી વિચારસરણીનું, અને તેના થકી પ્રતિનિધિત્વ પામતી સામાજિક પદ્ધતિનું, પતન એકસરખું અનિવાર્ય છે.

માનવજાતિએ મૂડીવાદની ખરી સૂરત પારખી લીધી છે એટલે તે મૂડીવાદનું અસ્તિત્વ હવે ઈચ્છતી નથી અને કોઈ રીતે ચલાવી નહિ લે. મરણપથારીએ પડેલા મૂડીવાદનું સ્થાન નૂતન અને વધારેમાં વધારે ઈનસાફી સમાજ—સામ્યવાદ—લઈ લેશે. સામાજિક વિકાસનો વસ્તુગત નિયમ એવો છે, ઈતિહાસની વસ્તુગત દ્વંદ્વાત્મકતા એવી છે.



## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

